# જનાનખાનાની બીબીઓ.

( એક રસીલી વાર્ત્તા. )

---

ઇંગ્રેજી ઉપરથી ભાષાંતર કરી

છપાવનાર

એક વિધાર્થી.

---

મુંબઈ

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ.

---

૧૮૮૯.

કીંમત રૂ ૨.

# પ્રસ્તાવના.

આ વાર્તાનું અંગ્રેજી પુસ્તક જ્યારે મારા વાંચવામાં આવ્યું ત્યારે તેના રસીલાપણાથી મારૂં મન એટલું લલચાયું કે, એવાં એક અતિઘણાં રસીક અને મનને આનંદ પમાડે એવાં પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરી તેનાં વાંચનનો લાભ ગુજરાતી વાંચનારી પ્રજાને આપવો એવો મેં ઠરાવ કર્યો. આ વાર્તા રસીલી છે એટલુંજ માત્ર નહી, પણ આસપાસનાં મોહક ખેંચાણો છતાં પણ ખરેખરો ખાલેસ પ્યાર કેમ જાળવી શકાય તેનું એક અદ્દભુત ચિત્ર તેમાં ચિતરવામાં આવ્યું છે; તે ઉપરાંત વાર્તાની શરૂઆતમાં વર્ણવેલા એક અતિ ભેદભરેલા અને ભયંકર ભેદનો પત્તો શી સીફતથી મેળવવામાં આવ્યો તેનું અસરકારક બ્યાન, છટાદાર ભાષામાં, રસીલી જુબાનમાં કરવામાં આવ્યું છે. ઘણાંક વરસ ઉપર આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર ભાગોમાં બાહેર પડવા માંડયું હતું, પણ ટુંકમાંજ તે અધુરે બંધ પડી ગયું હતું. તે કામ એક વિદ્યાર્થી તરીકે પેહેલીવારની કોશેશ દાખલ મેં પાર પાડી પ્રજા હજુર ધર્યું છે. અંગ્રેજી પુસ્તકનું બોલેબોલ ભાષાંતર નહી કરતાં, સારાંશ રૂપે, પણ અસલ રસ અને છટા જાળવી રાખીને આ ભાષાંતર કર્યું છે, અને તેમાં ભાષા એવી વાપરી છે કે તે હીંદુ, પારસી કે મુસલમાન સર્વને એક સરખી રીતે બંધબેસ્તી થઇ પડે. આ વાર્તા પ્રગટ કરવામાં જો કદાચિત મેં ભૂલ કીધી હોય તો એક વિદ્યાર્થીની તે ભૂલ છે એમ ધારી વિવેકી મેહેતાજીઓ વિદ્યાર્થીને સોટી ચમચમાવવા કરતાં શિક્ષણ આપશે તો મોટો આભાર માનીશ. અલબતાં આ મારી પેહેલી કોશેશ સફળ થશે તો બીજીવાર વળી વાંચનારી પ્રજાની મુલાકાત લેવાને જરૂર લોભ કરીશ.

વિદ્યાર્થી.

# ૪૦૭૧

# જનાનખાનાની બીબીઓ.

## ( એક રસીલી વાર્તા.)

## પ્રકરણ ૧ લું.

### એક ભયંકર ભેદ.

આ વારતા ઈસવી સન ૧૮૦૭ના વર્ષથી શરૂ થાય છે. એ વેળા તુરકી દેશની રાજધાની કોનસ્તેનતીનોપલ ઉપર ત્રીજો સુલતાન સેલીમ રાજ કરતો હતો. એ સમયે શેહેરના રેહેવાસીઓનું ધ્યાન ઘણુંએક રાજદ્વારી બાબદો ઉપર ખેંચાયું હતું, અને તે સર્વમાં એક બાબદ એવી હતી કે જેથી તેઓમાં ભારે દેહેશત પથરાઈ ગઇ હતી; એટલાં સુધી કે તેના વીચારમાં તેઓ પોતાનો ધંધો પણ ભુલી જતા, અને દરેક ઘર-કુટુંબ અને મંડલીમાં એજ બાબદની હોહા થઇ રહી હતી. અગર તે પાદશાહી શેહેરમાં કોઇબી સખસ એવી અફવા ઉડારતો કે ત્યાં એક ઘણીજ નાપાક મરકી ફેલાઇ છે તો તે અફવા તેઓના મન ઉપર જેટલી અસર કરતે તેના કરતાં વધારે ભય ભરેલી અસર તે બાબદથી ઉત્પન થઇ હતી. પણ, જે ભયે તેમને વીચારમાં નાખ્યા હતા, અને જેના વીચારથીજ તેઓ થરથર કાંપતા હતા, તે કાંઇ ખાલી અફવા યા ગામગપાટો નહીં હતો. તે બીના ખરેખરી બનેલી અને તેઓની પોતાની નજરે જોયલી હતી.

પણ એ સઘળાંનું કારણ શું હતું? શું તેઓનો પાદશાહ જુલમગાર હતો? ના, ના, તેવું કાંઇજ નહીં. કારણ કે હાલના સુલતાને પોતાની આગમજ થઇ ગયલા સુલતાનો કરતાં પોતાના રાજમાં ઘણોએક સુધારો કર્યો હતો; ખાનગી મીલકતનો બચાવ કરવામાં એ સર્વથી પેહેલો હતો તથા પોતાના ખાસ હોકમ વગર કોઇબી પુરૂષનો જાન લેવાને યા ફાંસીની શીક્ષાનો હોકમ પણ આપવાને કોઇબી અમલદારને સત્તા ન હતી. આ પ્રમાણે જોતાં તેઓનો સુલતાન અકલમંદ અને રૈયતને પસંદ પડે તેવો હતો, ત્યારે તેઓમાં જે ભય ફેલાયો હતો તેનું કારણ શું હતું?

એ શેહેરમાં ૧૮૦૫ના શાલથી એવી બુમ ફેલાવા માંડી હતી કે બોસફોરસ નદીને કીનારે હમેશના કરતાં વધારે મુરદાં તણાઇ આવે છે. દરેક સખસ જાણતો હતો કે તે દેશના ઝનુની ભરથારો અને શેઠો પોતાની નીમખહરામ અને બેવફા ઓરતો કે દાસીઓથી છુટા પડવા સારૂ તેમને કતલ કરી તેમનાં મુરદાંને બોસફોરસ નદીની અંદર નાખી દેતા હતા અને તેથીજ જ્યારે મુરદાંઓ કીનારે ધસડાઇ આવતાં ત્યારે તેઓ અજબ થતા ન હતા; કારણ કે ઉપર કહ્યું તેમ તેઓને તે મુરદાં જોવાની જાણે ટેવ પડી હતી. પણ આ છેલ્લાં બે શાલથી તો તેમની સંખ્યામાં ઘણોજ મોટો વધારો થયો હતો, એટલાં સુધી કે હવે તેઓની ખાતરી થવા લાગી કે શેહેરમાં કેટે પણ સંખ્યાબંધ ખુનો થવા માંડયાં છે. વધારે અજબ જેવું અને ગુંચવણ ભરેલું એ હતું કે તે મુરદાંઓમાં એક પણ ઓરત નજર આવતી ન હતી, પણ તે સઘળાં મરદોનાંજ હતાં. વળી જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેઓની બીહીકનો પાર રહ્યો નહીં, અને ભેદ વધારે વધારે ભયંકર થતો ગયો. આખરે ઘણીએક તલાસ કીધા પછી કેટલીએક બીનાઓ તેમની નજર આગળ ખુલ્લી થતી ગઇ. ઘણી વેળા નીરદય ભરથારો પોતાની ઓરતો રાખવા શખેલી રાંડોને તેમની બેવફાઇને માટે શીક્ષા કરવા સારૂ કતલ કરી તેમનાં મુરદાંઓને કોથળાઓમાં ભરતા અને તે કોથળાનું મોહોડું બાંધી બોસફોરસ નદીમાં જરાપણ દયા લાવવા વગર ફેંકી દેતા હતા. વળી કોઇ કોઇ વેળા સુલતાન પોતે પોતાના કરેલ ધારામાં તે વીશે સખત ગુનાહ હોવા છતાં પણ છુપી રીતે, દરબારમાં આવે ત્યારે પોતાના જનાનખાનાના માણસોને મરાવી નાખતો. એ કારણ સારૂ ફાંસા ઉપયોગમાં લાવતા હતા પણ હમણાં જે મુરદાંઓ તણાઈ આવતાં હતાં તેમાં કોથળા કે ફાંસા કામે લગાડેલા માલમ પડતા ન હતા. તેઓને તરવાર અથવા એવાંજ બીજાં તીક્ષણ હથીયારથી મારી નાખવામાં આવેલા જણાતા હતા, અને તેઓની ઉપર ઓચીંતો હોમલો કરી દગાઇથી મારવામાં આવ્યા હશે એવું ધારવામાં આવતું કારણ કે તેઓની ગરદન ઉપર તરવારના જખમ માલમ પડતા હતા. વળી બીજું અજબ જેવું એ હતું કે તેઓ સઘળા જુવાન અને ખુબસુરત મરદો હતા અને તેઓની ઉમર ઓછામાં ઓછી અઢાર વર્ષની અને વધતામાં વધતી ત્રીશ વર્ષની જણાતી હતી; વળી તેઓ જુદી જુદી જાતના હતા. તેઓમાં તુરકી, આરમીનીયન, યાહુદી, યુનાની અને ફ્રેંચ લોક પણ નજરે આવતા હતા. વળી તેઓના શરીર ઉપરથી કીમતી ઝવાહેર અને સુનાના સીક્કાથી ભરેલી કોથળીઓ મળી આવતી હતી; તે ઉપરથી

ખુલ્લી રીતે સાબેત થતું હતું કે એ ખુન નાણાં મેળવવાની નીચ મતલબથી કરવામાં આવતાં ન હતાં. વળી બધાં મુરદાંઓના શરીર ઉપર એકજ જગાએ જખમ માલમ પડતો હતો તે ઉપરથી અટકલ બાંધવામાં આવતી હતી કે એ સઘળાં ખુન એકજ જગાએ થતાં હશે. છેલ્લાં બે વર્ષની મુદતમાં એક કરતાં વધારે જુવાન માણસો ઉપર લખ્યા પ્રમાણે મરણ પામ્યાં હતાં. એ સંખ્યા તો 'બોસફોરસ નદીને કીનારે તણાઈ આવેલાં મુરદાં ઉપરથી ગણવામાં આવી હતી પણ એજ નદી માંહેથી મારમોરાના સમુદ્રમાં કેટલાં બધાં ઘસડાઈ ગયાં હશે તેનો તો સુમારજ નહીં. સેંકડો કુટુંબો, તવંગર તેમજ ગરીબ,—કોઇ ભરથારને માટે, તો કોઈ પોતાના ભાઈને માટે—કોઇ ફરજંદને માટે, તો કોઇ પોતાના બાપને માટે વીલાપ અને શોક કરતાં બેઠાં હતાં.

એ ભયંકર ભેદનાં મુળ બાબે હજારો જુદી જુદી અટકળો કરવામાં આવી હતી, પણ તેમાંની એકે ખરી પડી નહીં. પેહેલાં એવું ધારવામાં આવતું હતું કે ખુન સુલતાનની દરબારમાંથી થતાં હશે, પણ તે વીચાર તેઓએ તરતજ ફેરવી નાખ્યો, કારણ કે આબરૂદાર અને જુવાન તવંગર મરદો જેઓનાં ખુન થયાં હતાં તે કોઈ પણ કારણસર સરકારને પીડાકારક થઇ પડે, એ તો નહીં બની શકે એવું હતું, અને એકવારકી આપણે કબુલ કરીએ કે તેઓ સરકારને પીડાકારક થઇ પડયા હતા તોપણ તેઓને એવી છુપી રીતે મારી નાખવાનું શું કારણ? અગર તેઓએ સરકારનો એક પણ ધારો તોડયો હોય તો જાહેરમાં મારી નાખવાને સુલતાનના હાથ ધરવાની કોણ મકદુર ધરાવતું હતું? ના તેવું કાંઇજ હતું નહીં. વળી કેટલાકોએ એવી અટકળ બાંધી કે યાહુદી લોકો પોતાના ધરમ સબંધી ઝનુનનું વેર તુરકી અને ખ્રીસ્તી લોકો ઉપર લેછે, પણ જ્યારે તે મુરદાંઓમાં જુવાન અને ખુબસુરત યાહુદી અને ઇસ્રાયલ લોકોનાં મુરદાં પણ જોવામાં આવ્યાં, ત્યારે તેઓને પોતાનો વીચાર તરતજ ફેરવી નાખવાની ફરજ પડી. ટુંકમાં તેઓ કોઈબી ચોકસ વરણના લોકો ઉપર તોહમત મુકી શકયા નહી, કારણ કે સઘળી વરણનાં મુરદાં તણાઇ આવતાં હતાં. આટલાં બધાં ખુન કયાં થતાં હશે? અને તે ખુનનો કરનાર કોણ હશે? તેમ કરવાની તેની શી મતલબ હશે તેઓએ એવો તે શું ગુનાહ કીધો હતો કે તેઓને આવી છુપી અને દેખઇતી ઠગાઇ ભરેલી રીતે મારી નાખવામાં આવ્યા હતા, અને તેમની લાસ સીરેસ્તાની કીયા કરી ભુમીદા કરવાને બદલે બોસફોરસના

અલ્લુ પાણીને સપુરદ કરવામાં આવતી હતી! તેઓએ કીધેલી બધી અટકળો એક પછી એક ખોટી પડી. સઉથી બાહોશ અને અક્કલમંદ માણસોની અટકળો રદ થઈ અને કાબેલ માણસોની અક્કલ હેરાન થઇ રહી; જેમ જેમ ઉંડા વીચારો કરતા તેમ તેમ તેઓ વધારે ગુંચવાઇ જતા; સર્વે કોઇ દોકું ધુનાવવા અને ખભાં ચહડાવવા મંડી ગયા, કોઇબી સખસ ખાતરી ભરેલો જવાબ દેવાની તાકાત ધરાવતું ન હતું. ગરીબ અને તવંગર, બુઢા અને જુવાન સર્વે કોઇ ગુંચવણમાં આવી પડયા. આખાં શેહેરમાં ખુન, ખુન અને ખુન સીવાય બીજી વાત થતી ન હતી. તવંગરના મેહેલમાં તેમજ ગરીબની ઝુંપડીમાં એજ બાબદની ચકચાર ઉઠી રહી હતી. એક માણસ શેહેરના એક નાંકેથી બીજે નાંકે જઈ આવે તેની આગમજ એકસો જુદાં જુદાં માણસો સાથ એજ બાબદ ઉપર વાત કરવાને ઉભું રહેવું પડતું હતું. ટુંકામાં કોનસ્તેનતીનોપલના દરેક રહેવાસીના જીગરમાં દેહશતે મજબુત ઘેર કીધું હતું અને દરેકનો ચેહેરો બીહીકનો મારેલો લેવાઇ ગયો હતો. જેમ જેમ દીવસ જતા ગયા તેમ તેમ મુરદાંઓની સખ્યા ઓછી થવાને બદલે દરરોજ અજબ જેવી રીતે વધતી જતી હતી.

પોલીસના સત્તાવાળાઓ રાત અને દીવસ તરેહવાર પોશાક પેહેરી એ ખુનોનો મુદ્દો મેળવવાને સારૂ ઘણીજ સખત મેહેનત કરતા હતા. કોઇ રાતના, તો કોઈ દીવસનાં, કોઇ ઘોડા ઉપર, તો કોઇ પગે ચાલતો, કોઇ ખેડુતના પોશાકમાં, તો કોઈ અમીરના લેબાસમાં, કોઇ ઓરતના પોશાકમાં, તો કોઇ હીજડાના અવતારમાં, એવી એવી રીતે તરેહવાર કળા કરી, પોલીસના છુપા ભેદુઓ રાત અને દાહડો શેહેરના એક નાકાંથી બીજાં નાકાં સુધી ભટકતા હતા. તેઓએ પોતાથી બનતા સઘળા ઉપાયો કરી જોયા પણ તેમાં તેઓ નીશફળ થયા. ન્યાયાધીસો, કોટવાળો, અને સુબેહના અમલદારો સુધાં એ ખુનનું મુળ કારણ શોધી કાહાડવાની કોશેશ કરવામાં પછાત નહીં હતા. તેઓ પોતાના મનમાં વીચાર કરવા લાગા કે આ શેહેરના રહેવાસીઓ હાલના સુલતાનથી અને તેણે બાંધી આપેલા કાયદાઓથી સંતોષ પામેલા છે પણ આજ બબે વર્ષ થયાં આ જે ભયંકર ભેદનો ખુલાસો મેળવી શકયા નથી તો હવે લોકો સુલતાનને વીશે, ધારા અને તેના હીમાએતી વીશે તેમજ પોલીસની હુશીઆરી વીશે શું વીચાર કરશે વારૂ! અગર એનું કારણ સોધી કાહાડવામાં આપણે શરમ ભરેલી રીતે પછાત પડયા તો સુલતાન પોતે આપણા વીશે શું વીચાર ધરાવશે વારૂ? એવી મનમાં બીહીક રાખી, તેઓ પોતાના જાનની દરકાર ન કરતાં મધ્યરાતના

પોતાનું નરમ બીછાનું અને મીઠી ઉંઘ છોડી દઇને શેહેરના ઉજડ ભાગોમાં ફરવા નીકળતા. છતાં પણ તેમની કોશેશ વ્યર્થ ગઇ. ખુન તો જારીજ હતાં અને ભેદ અજવાળામાં આવવાને બદલે અંધારામાં વીટળાતો જતો હતો. રેહેવાશીઓમાં એટલી તો દેહેશત ઉત્પંન થઇ કે તેઓ પોતાના ધંધા ઉપર જવાને પણ હવે બીહીવા લાગા. કેટલાકો પોતાના વાહાલાં અને નજદીકના સગાંના મરણને લીધે ઉસકેરાઇને અને વળી સરકારે જે મોટું ઇનામ આપવાને જાહેર કીધું હતું તે મેળવવાની મતલબથી દીવાનાની માફક અહીંથી તહીં ભટકવા લાગા. જે સખસો અથવા સગાંઓએ ગઇ્જ કાલે તેમની સાથે બેસી ખાધેલું, તેમના ખુન થવાની ખબર બીજે દીવસે બીછાનું છોડતાંજ મળાતી. આ પ્રકારના મામલાથી કોનસ્તેનતીનોપલ શેહેર જે આવા ગભરાતમાં આવી પડયું હતું તેમાં કાંઇ પણ નવાઇ? એક જુલમી દેશ કે જાંહાં "માણસની મરજી એજ તેનો કાયદો હોય છે" ત્યાંના રહેવાશીઓ આવી વખતે એક સંપ થઇ પાદશાહની સામણે બલવો ઉઠાવ્યા વગર રેહે નહીં. જોકે કોનસ્તેનતીનોપલના રહેવાશીઓએ તેવું કાંઇ કીધું નહીં, તોપણ તેઓ એક અવાજે બોલવા લાગાં કે "આ લોહીની નદીનો ઝરો બંધ કરવાને પાદશાહ બંધાયલો છે. અગર એક પાદશાહ, જે સર્વ શકતીમાન છે અને જે સર્વે તરફ નજર રાખનારો કહેવાય છે, તે જો બબે વર્ષ થયાં પોતાનાં રાજ્યમાં જે બેહદ ખુનો થાય છે તેનો પતો મેળવી શકયો નથી તો તેવો પાદશાહ આપણને શું કામનો?" આવી રીતે તવંગરો તેમજ ગરીબ એક અવાજે પુકાર મારવા લાગા. દરબારીઓએ જોયું કે લોકોમાં ઉત્પંન થયલી બેદીલીથી સુલતાનને વાકેફ કરયા વગર છુટકો નથી માટે એક દીવસે તેના વડા પ્રધાને સઘળી વાતથી તેને વાકેફ કીધો. સુલતાન જાતે માયાળુ અને અકલમંદ હતો માટે તે દીવસ સુધીમાં જે ઉપાયો લેવામાં આવ્યા હતા તેના કરતાં વધારે ચાંપતા ઉપાયો લેવાની હવે તેને ભારે જરૂર માલમ પડી. એક દીવસે સુલતાને એક દબદબા ભરેલી દરબાર બોલાવી અને પોતાના પ્રધાનો, દરબારીઓ તથા ધારાના સઘળા હીમાયતીઓને હાજર રેહેવાની તાકીદ કીધી. સુલતાન પોતાના તખત ઉપર પાદશાહી લેબાસ અને દમામમાં આવી બેઠો અને પોતાના વડા પ્રધાનને હોકમ કીધો કે કોનસ્તેનતીનોપલના વડા ન્યાયાધીસને તરતજ મારી હજુરમાં ઉભો કરો. આ ન્યાયાધીસ જે અલબતાં ત્યાં હાજર હતો અને જે પોલીસ તથા લશકર અને સુધરાઇ ખાતાંનો પણ વડો હતો તેનું નામ હસન હતું. તે સાહાઠ વર્ષની ઉમરનો ઘરડો હતો, અને તેની સફેદ લાંબી દાહાડી

છેક પેટ સુધી પોંહોંચી હતી. પોતાના ઓધા ઉપર બીરાજતી વખતે જે પોષાક પેહેરવાની તેને ટેવ હતી તેજ પોષાકમાં સુલતાનની હજુરમાં તેણે દેખાવ દીધો.

હસન શીરેસ્તા પ્રમાણે, તખતના પગ આગળ લાંબો થઇ સુઈ ગયો—તખતની પ઼હી જેની ઉપર ઉંચી મખમલ જડી હતી તેને ત્રણ વાર પોતાનું કપાલ લગાડી નમસકાર કીધા બાદ, તે સુલતાનના ચેહેરા સામું જોતો હાથ જોડીને ઉભો. હસન ને માલમ પડયું કે પાદશાહનો હમેશનો હસમુખો ચેહેરો બદલાઇને ગુસ્સા ભરેલો થયો હતો. સુલતાન બોલ્યો:—"અય! તું કંગાળ હસન, મારી રાજધાનીના પોલીસ ખાતા ઉપર સરવેથી મોટો અમલ તું ભોગવે છે, અને તે છતાં પણ આજ બએ વર્ષ થયાં મારા શેહેરમાં જે આટલાં બધાં ખુન થાય છે અને સેંકડો મુરદાંઓ બોસફોરસ નદીને કીનારે ધસડાઇ આવે છે—જેના વીચારથીજ મારા તેમજ મારી રૈયતના રોમાંચ ખડાં થાય છે-બેસુમાર કુટુંબોમાં કળાપીટ મચી રહી છે—બાપ પોતાના દીકરાને માટે, મા પોતાના ફરજંદને માટે—ઓરત પોતાના વાલા ભરથારને માટે છાટી કુટતી અને બાલ પીખતી હું દરરોજ સાંભળુ છું—બુઢાઓ થરથર કાંપે છે અને જુવાન માણસોની છાતીમાં તીરની મીશાળે લાગે છે, (પગ અફાડીને) બોલ ત્યારે હસન એ સઘળાંનું કારણ શું છે?" હાથ જોડી હસને ઉત્તર આપ્યો કે નામવર પાદશાહ, હોજો તારૂં રાજ અને તખત સલામત, અને પડજો તારા દુશમનોના સર ખાકમાં, આ ભયંકર અને છુપાં ખુનો ઉપર મેં કાંઈ હાથે કરીને અખાડા કીધા નથી, મગર તેનું કારણ શોધી કાહાડવા સારૂં મેં ફોકટ ફાફાં મારીયાં છે. આ જવાબથી વધારે ગુસામાં આવી સુલતાન બોલ્યો "બસ, હું કાંઇ તે સમજતો નથી; મારી રૈયત એક અવાજે મારી આગળ ફરીયાદનો પોકાર મારે છે, અને તે કાંઇ વગર સબબનો નથી. આ સઘળાંનો છેડો એકદમ લાવવો જોઇએ છે. આજ બે વર્ષ થયાં જે બીહામણી ખુનામરકી ચાલી રહી છે, અને જેની સાબેતી આપણે દરરોજ નજરે નજર જોઇએ છીએ તે અલ્લાની કદુવા આપણા દેશ ઉપર તોડી પાડવાને બસ છે—મારી રૈયત બેશક મારી સામે ફીટનો ઉઠાવશે—અને દુનીયાની બધી પરજાના નાખમાં ઓસમાનલીનું નાંમ ગંધ મારતું અને વાસ મારતું થઇ પડશે. સાંભળ, ઓ હસન અને તારા પાદશાહના આ શબ્દો ધ્યાનમાં રાખ કે આ ખુના મરકી કયાં, કેમ, અને કોણ કરે છે તેનું મુળ કારણ શોધી કાહાડવા સારૂં હું તને આઠ દીવસની મેહેતલ આપું છું, અને આજ પછી

નવમી સવારનાં સુરજ પોતાનાં કીરણ આ ધરતી ઉપર ફેંકે તેની આ ગમજ જો તને સોંપેલું કામ બજા લાવી શક્યો નહીં તો તારૂં સીર ધરથી છુટું પાડવામાં આવશે. અને તારાજ ધરના દરવાજાપર એક લાકડીની ઉપર તારૂં દોઢું મુકવામાં આવશે કે જેથી મારા બધા દરબારી અને ચાકર નફરો હવે પછી ચેતવણી લે કે જેઓ પોતાના ઓધાને લાયક નથી તેઓને આવી રીતે શીક્ષા કરવામાં આવે છે.

સુલતાન જો કે ઘણોજ ગુસ્સામાં માલમ પડતો હતો તોપણ અંદરખાનેથી તે બુઢા ન્યાયાધીસ ઉપર દયા લાવતો હતો, કારણ કે જે સખસે તેની ચાકરીમાં પોતાની આખી ઉમર ગુજારેલી, જે સખસને તે હમેશાં માન અને પ્યાર સાથે બોલાવતો હતો તેજ સખસને ભરદરબારમાં આવી રીતે બોલાવાની તેને ફરજ પડી તેને માટે તે ખરેજ દલગીર હતો. સુલતાને તેને હાથની ઇશારત કરી તેની હજુરમાંથી જતો રેહેવાનો હોકમ કીધો. હસનની મકદુર નહી કે સુલતાન આગળ એકબી શબ્દ પોતાની તરફેણમાં બોલે. આખરે ઘણોજ દલગીર ચેહેરાથી પેહેલાની માફક ત્રણવાર નમસકાર કરી પાછો પોતાની જગાએ જઇ બેઠો. પાદશાહે દરબાર બરખાસ્ત કીધી અને સરવે કોઇ પોતપોતાના ઓધા અથવા મુકામ ઉપર ગયા. સુલતાન દરબારમાંથી ઉઠી પોતાના બેઉ દીકરા મુસતાફા અને મહમુદ આગળ ગયો; દરબારમાં જે કાંઇ બન્યું તથા હસન જેવા લાયકીવાળા ન્યાયાધીસને જે હોકમ આપવાની તેને ફરજ પડી હતી, તે સઘળું તેમને કહ્યું. સુલતાનના બેઉ છોકરાઓને મેહેલના ચોકસ ભાગ અને તેની આસપાસના બાગ શીવાય બીજે કેહેપણ ફરવાની સખત મનાઇ હતી અને શેહેરમધે વસનારા કોઇબી સખસ યા સખસો સાથ કાંઇબી બાબદ ઉપર સંધેસો ચલાવવાની પણ સખત મનાઇ હતી. તોપણ શેહેરમાં જે કાંઇ બનતું તેના સમાચારથી તેઓને વાકેફ કરવામાં આવતા હતા, માટે કોનસ્તેનતીનોપલમાં ખુનામરકીની જે ભય ભરેલી દેહેશત પથરાઇ હતી તેથી કાંઇ તેઓ અજાણ્યા ન હતા; અને તેઓના બાપે તે ભયંકર ભેદનું કારણ સોધી કાહાડવાની મતલબથી જે મારગ પકડયો હતો, તેને માટે તેઓએ એક અવાજે તેના ડાહાપણની તારીફ કીધી.

આ તરફ હસન દરબારમાંથી નીકળેલો પોતાને ધરે આવ્યો, અને સઘળી બીના પોતાની વફાદાર ઓરત તથા ખુબસુરત દીકરી ઝુલીખાને વગર ઢીલે જણાવી દીધી. તે સાંભળી તેઓ રડવા કુટવા લાગાં, કારણકે તેઓને સારી પેઠે ખબર હતી કે સુલતાન અકલમંદ અને બાહોશ હોવા છતાં પોતાની ઈતરાજીમાં આવે તારે કોઇબી માણસનું

દોકું ધડથી જુદું પાડવાને વાર લગાડતો નહીં હતો. હસન લગાર ગુસ્સામાં બોલ્યો:– જે ભયંકર ભેદનું કારણ સોધી કાહાડવામાં મારા સઉથી હુશીઆરમાં હુશીઆર અને કાબેલમાં કાબેલ પોલીસના ભેદુઓની અકલ હારી ગઇ છે તે હું આઠ દાહાડાની ટુંક મુદતમા તે શી રીતે શોધી કાહાડું? આજ તો એ છે અને કાલે ઉઠીને વળી કહેશે કે 'પારસ પાહણ' અને કીમીયાંનો ભેદ સોધી લાવ! ખુબસુરત અને લાયકીવાળી ગુલીખાં પોતાના બાપને દીલાસો આપવાને કારણે બોલી:– વાહાલા પીતાજી, ત્યારે શું હવે એકે ઉપાય બાકી રહયો નથી? શું એવો એકાદો મિત્ર તમને નહીં મળી આવશે કે જેની મારફતથી પાદશાહ તમારી ઉપર દયા લાવે અને પોતે કરેલો હોકમ પાછો રદ કરે? હસનની નીમકહલાલ બાયડી બોલી કે મારી પક્કી ખાતરી છે, બારા વાહાલા હસન, કે મારો ભાઇ કદાચ પોતાની સત્તાથી સુલતાનના દીલમાં રેહેમ ઉત્પન્ન કરી શકસે.

હસને દલગીર ચેહેરાથી બંનેને ખુલાસો કર્યો કે તે ન બને તેવું છે જ્યારે વાત આટલી બધી વધી પડી છે કે સુલતાને પોતાની રાજધાનીના વડા ન્યાયાધીસને જાહેર દરબારમાં અને ભર મીજલસમાં ઠપકો આપવાને વાજબી વીચાર્યું, તારે હવે કોઇ કાળે પણ સુલતાનના દીલમાં દયા ઉત્પન થનાર નથી આટલું બોલે છે તેટલામાં હસનની સ્ત્રીએ તેને સ્મરણ કરાવ્યું કે પેલો એક સખસ, જેને તમોએ એક વાર ઘણીજ કીમતી મદદ કીધી હતી અને જેણે વચન આપ્યું હતું કે– હજુ તો તેણી બોલવું પુરૂં કરે તેટલામાંજ હસન ખુશી થઇ બોલી ઉઠો કે ખરેજ, તેની મદદ આ વેળા અમુલ્ય થઇ પડે, અને બેશક તે સુલતાન ઉપર ફાવી શકશે. પણ હવે વખત ખોવો જોઇતો નથી; કારણકે એકજ વખત કેહેવાથી કાંઇ પાદશાહ પીગળનાર નથી. તેનું ચીરડાયલું મન શાંત કરવાને અને તેણે કીધેલો ભયંકર હોકમ રદ કરવા માટે પુશકલ વખત તેમજ બેહદ ચતુરાઇ જોઇએ છે. જેમ એક ડુબતું માણસ ફીણને વળગે તે મીશાલે આપણે આ એક છેલ્લો ઉપાય કરી જોઇએ, પછી બચાવવું અને મારવું તો તે અલ્લાના હાથમાં છે. લાવ પ્રિયા, ખડીયો કલમ અને કાગજ લાવ, હું હમણાંજ તેના ઉપર એક ચીઠી લખી કહાડું છું જે આપણી ગુલીખાં લઇ જશે. પણ જે સખસ ઉપર હું આ ચીઠી લખી આપું છું તેની હજુરમાં પોતાના મોહોડાં ઉપર બુરખો નહીં રાખે તો તેનો કાંઇ મુઝાકો નહીં; કારણ કે તે માયાળુ અને આબરૂવાળો ગ્રહસ્થ છે, અને મારી પુનમના ચંદ્ર સરખી દીકરી તેના પગ આગળ ગુંઠણ ઉપર પડી આંખમાં આંસુ લાવી પોતાના બાપની તરફથી અરજ ગુજારશે તો તે કદી પણ રદ જવા દેશે નહીં.

ગુલીખાંએ જરા પણ આનાકાની વગર તરતજ તે ચીઠી લઇ

જવાનું કબુલ કીધું હસને થોડા વારમાં ચીઠી લખી કાહાડી અને ઝુલીખાં પોતાની બે ગોલામડીને લઇને ઘરમાંથી બાહાર નીકળી. સીરેસ્તા પ્રમાણે તેણીએ પોતાના મોહોડાં ઉપર બુરખો નાખ્યો હતો, અને પેલી દાસીઓ પોતાની શેઠાણીનો દરજ્જો ભુલી ન જતાં લગાર તફાવતે ચાલતી હતી. તે કેટલાક મોહોલ્લામાં થઇને સુલતાનના મેહેલમાં જઈ પુગી. પોતાની દાસીઓને બાહારજ રેહેવાનો હોકમ કરી પોતે માંહે પેઠી. જે જે ચોકીઆતો અને પેહેરાગીરો તેણીને મળતા તેઓના કાનમાં એક ચોકસ શબ્દ તે કેહેતી અને તરતજ તેણીને માટે મારગ ખુલ્લો મેલવામાં આવતો હતો. એમ કરતાં તે મેહેલના છેક માંહેલા ભાગમાં જઇ પોંહોંચી. છેલ્લે સરવાલે પુછપરછ કરતાં તે એક ઓરડામાં જઈ પુગી જ્યાં એક બીહામણા દેખાવના ગોલામોની જાતનો એક સખસ ભપકાદાર કસબી પોશાક પેહેરી બેઠેલો હતો. તેની છાતી ઉપર સુના અને રૂપાંના ચાનો ચળકતા હતા. તેનું નામ કીસલાર આગા હતું, અને તેને હીજડાઓના સરદારનો ઓધો આપવામાં આવ્યો હતો. તેના પગ આગળ ઝુલીખાં ગુંઠણભંદીએ પડી, અને પોતાના બાપની તરફથી મોટી આજીજી સાથે આંખમાં આંસુ લાવીને અરજ ગુજારી. પેહેલાં તો કીસલાર આગાએ ના પાડી,–અને લગાર આનાકાની કરવા લાગો પણ આખરે તે છોકરીના મધુર શબ્દોથી અને બેસુમાર આંસુઓથી તેના દીલમાં દયા ઉત્પંન થઇ અને ઝુલીખાંની અરજ કબુલ રાખી. તેણીને પાસેનાં એક ઓરડામાં લઈ જઇ તેણીની સાથ કેટલોએક વાર સુધી વાતચીત કીધી. ઝુલીખાં એક કલાકની અંદર તે મેહેલમાંથી બાહાર આવી. એ વેળા કોઈ અજાણા સખશે તેણીનો બુરખો ઉંચકી જોયો હતે તો તેને માલમ પડ્યું હતે કે તેણીના ચેહેરા ઉપર આશા અને ખુશાલી દીપી રહી હતી. દાસીઓ જેઓ દરવાજા બાહાર ખોટી હતી તેઓને ઈસારત કરી પોતાની પાછળ ચાલવાને જણાવ્યું. તે હવે હરખાતી હરખાતી અને ઉતાવળે પગલેથી પોતાના ઘર તરફ ચાલી. તે ત્યાં જઈ પુગતાં પોતાના માબાપને ગળે વળગી અને હર્ષનાં આંસુંઓ વરસાવ્યાં. હસન તથા તેની સ્ત્રીનો પણ હર્ષ સમાયો જાય નહીં અને ઝુલીખાં જોકે એક પણ શબ્દ બોલી નહીં તોપણ પેલી ચીઠીનું પરીણામ તેઓની તરફેણમાં ઉતર્યું છે એવી તેઓએ ખુદરતીજ અટકળ કીધી. આશા અને ખુશાલીનાં આંસુ ઝુલીખાંની ભમર સરખી કાળી આંખોમાંથી તેણીના નરમ ગોલાબી ગાલ ઉપર અને ત્યાંથી તેણીની સુંદર જોબન ભરી છાતી ઉપર પડવા લાગાં. જ્યારેતેઓ

લગાર શાંત થયાં ત્યારે ઝુલીખાંએ સુલતાનના મેહેલમાં કીસલાર આગા સાથ થયલી વાતચીતનો હેવાલ કહી સંભળાવ્યો, અને વળી પાછી તેઓએ પોતાની ફરેસ્તા ખસલતની દિકરીને પેટમાં ચાંપી. તેમ કરતાં હસન બોલ્યો કે મારી પ્યારી દિકરી ઝુલીખાં, તારા જેવી એક ભલી અને વફાદાર બેટીનો હું બાપ છું તેને માટે હું ખરેજ ગર્વ ધરાઉં છું. આજ સાંજના તુ તારા મામાની દિકરીઓની* મુલાકાતે જજે. તેઓ તેમજ તારા મામા, સુલતાને જે હોકમ આજે કીધો છે તેથી બેશક વાકેફ થયાં હશે. એટલા માટે તું ત્યાં જઇ તેઓની ખાતર જમા કરજે કે હજુર કાંઇક આશા બાકી રહી છે. કીસલાર આગા સાથની વાત છુપી રાખી તું તેઓને ફકત એટલુંજ જણાવજે કે બાવા પોતાથી બનતા સઘળા ઉપાયો અજમાવી જોશે. અને આઠ દીવસની મુદતમાં જો તેવણુ ભેદ ઉઘાડો પાડવામાં ફતેહ પામશે નહીં તો નવમી સવારના પોતાના નશીબને આધીન થઈ એક ખરા મુસલમાનની માફક મોહોતની સનમુખ જઇ ઉભા રહેશે.

## પ્રકરણ ૨ જું.

### ત્રણ જુવાન સખસો.

જે દીવસે ઉપલા એ બનાવો બન્યા, તેજ દીવસે સાંજે સુમારે પાંચ છ કલાકને અમલે ઘણુંજ ખુબસુરત ચેહેરાનો એક તરૂણ તુરકી સુંદર લેબાસમાં કોનસ્તેનતીનોપલના મોહોલ્લાઓમાં નગરચરચા જોવા સારૂ ભટકતો હતો. તેનો ચેહેરો કોઇપણ ઓરતને અદેખાઇ ઉત્પંન કરાવ્યા વગર રહે નહીં એવો હતો. તે બાવીશ વર્ષની ઉમરનો અને સરવની માફક ઉંચો તથા સ્ત્રીના જેવો નાજુક દીસતો હતો. તેના બાલ કાળા, આંખો પણ તેવાજ રંગની અને એક સ્ત્રીના જેવી મોટી તથા ચળકતી હતી. તેને દાહાડી કે થોભીયા જેવું કશું હતું નહી, પણ તેની મુછ, જેના તેણે બેઉ બાજુએ આંકરા વાળ્યા હતા, તેથી કરીને તે બહુજ બીરાજી રહેતો હતો. આ જુવાન સખસ, જાણે કોઇની શોધમાં ફરતો હોય તેમ આસ્તે આસ્તે, બધી તરફ નજર કરતો

* હસનની બાયડી તે દૌલતબાન પાદશાહ (જેને વીશે આગળ લખવામાં આવશે તે)ની બેહેન હતી. એ પાદશાહની બે છોકરી હતી જેની મુલાકાત ઝુલીખાં વારે ઘડીએ જતી હતી.

ચાલતો હતો. આખરે તે એક કાવાખાનાની આગળ આવી પોહોંચ્યો, જ્યાંની ખુશનુમા રોશનીથી લોભાઇને તે માંહે પેઠો. એક મેજ આગળ બેસીને તેણે સીરેસ્તા પ્રમાણે શરબતનું એક પ્યાલું મંગાવ્યું જે તરત હાજર કરવામાં આવ્યું. ત્યારબાદ તેણે વળી હુકો સળગાવવાનો હોકમ કીધો. કાવાખાનાના આગલા ઓરડામાં તેના શીવાય બીજા બે માણસો બીજી મેજ આગળ બેઠા હતા, તેઓના ભપકાદાર લેબાસ ઉપરથી તેની ખાતરી થઈ કે તેઓ બેઉ યુનાનીઓ (ગ્રીકસ) હતા. તેઓ પણ તેના જેવાજ જુવાન હતા, અને પોતાના પોશાકમાં ખુબ બીરાજતા હતા. તેઓની સામે મેજ ઉપર વાઇન દારૂથી ભરેલી દીકાંતર અને ગલાસો મુકેલાં હતાં. પેલો તુરકી જુવાન માહે આવ્યો તેની આગમજ તેઓ વાતચીતમાં ગરકાવ થયલા હતા, પણ જેવો તે મેજ આગળ આવીને બેઠો તેવામાં તરતજ તેઓએ વાત કરવાનું મોકુફ કીધું, તેની તરફ લગાર ધ્યાન રાખી જોવા લાગા બેઉએ હવે તેની સાથ વાતમાં પડવાનો ઠેરાવ કીધો. તેઓ પોતાની મેજ છોડી પેલા જુવાન તુરકીની મેજ આગળ ગયા. અરસપરસ•સલામો થઈ અને તેઓ ત્યાં બેઠા.

વાતચીત ઉપરથી પેલા જુવાન મુસલમાન તુરકીને માલમ પડયું કે પેહેલાં તેણે ધારીયું હતું તેમ તેઓ બેઉ કાંઈ, ભાઈઓ નહીં હતા, પણ માત્ર એક એકના મીત્ર હતા અને તેઓનાં નામ લુકસ અને જુલીયન હતાં. પેહેલો બીજા કરતાં માત્ર એક વરસ વડો હતો અને તેના પોશાક ઘણો ખરો સ્કાટલંડ દેશના હાઇલેંડર લોકોના પોશાક જોડે મળતો હતો. તેની કમરે ઉંચો કસબી પટો હતો અને તેની અંદર બે ખંજર, જેની મુઠોમાં હીરાઓ જડેલા હતા, તે ખોસેલાં હતાં, અને તેના માથા ઉપર એક નાની ટોપી હતી. તેના સોબતી જુલીયને પણ તેવોજ સુંદર પોશાક પેહેરયો હતો, બેઉ દાહાડી વગરના હતા, પેહેલાની મુછ લગાર મોટી અને બીજાની જરા આછી હતી. વાત કરતાં માલમ પડયું કે લુકસ અને જુલીયન બેઉએ એક નીશાળમાં કેળવણી લીધી હતી. તેઓ સારાં અને આબરૂદાર કુટુંબના નબીરા હતા અને તેઓના માબાપે તેઓને મુશાફરી કરવા સારૂ મોટી ખુશી સાથે રજા આપી હતી. તેઓએ સઉથી પેહેલાં કોનસ્તેનતીનોપલમાં જવાનો ઠેરાવ કીધો હતો અને જો કે તે શેહેરમાં આવ્યાને એક પખવાડીયું થયું તો પણ હજુ સુધી તે છોડી જવાનો વીચાર પણ તેઓએ કર્યો ન હતો. હવે પેલા જુવાન તુરકીએ પોતાનો હેવાલ કેહેવાનું શરૂ કીધું. તે બોલ્યોઃ—તમો તો આજ પંદર દીવસ થયા અત્રે આવ્યા

છો, પણ હું તો આજેજ સવારના આવી પુગો છું. બીજી બાબદમાં મારો હેવાલ તમારા હેવાલને મળતો આવે છે, કારણ કે મારી મતલબ પણ મુશાફરી કરવાની છે. મારૂં નામ ખલીલ ઉસમાન છે. લુકસ અને જુલીયન જેઓ પોતાનો દારૂ મેજ ઉપર મુકી ઉઠયા હતા, ત્યાંથી ઉંચકી લાવી ખલીલની પાસે બેઠા. ખલીલે પોતાના શરબતમાંથી તેઓને થોડું થોડું આપ્યું પણ પોતે તેઓનો દારૂ પી શકયો નહીં કારણ કે તે મુસલમાન હોવાથી દારૂ તેને મનથી હરામ હતો. ખલીલ બોલ્યો ભાઇઓ, આ શેહેરમાં જે અફવા ઉડી રહી છે તે તમોએ બેશક સાંભળીજ હશે. ત્યારે તમોએ તમારી મુશાફરીના પેહેલાં મુકામ તરીકે કોનસ્તેનતીનોપલને પસંદ કીધું તેને માટે તમો પસ્તાતા હશો નહી વારૂ? કારણ કે હું પોતે કબુલ કરૂંછું કે જે ભય ભરેલી અફવા થોડાજ કલાક થયા મેં સાંભળી છે, તે જો મને આગમજથી ખબર હતે તો આ શેહેર તરફ કદી પણ હું પગલું ભરને નહીં. લુકસે કહ્યું કે તમો શાને વીશે બોલો છો તે હમો જાણીએ છીએ. પણ બાકીને પાછા હટવાના કરતાં, આપણને ઘટે છે કે તે ભયંકર ભેદનો ખુલાસો મેળવવાને મોટી હોંસથી કોશેસ કરવી. કદાચ એવું બનશે કે આપણે તે શોધી કાહાડવામાં ફતેહ પામશું તો પછી તમને માલમ નથી કે સરકાર તરફથી મોટું ઇનામ મળવાનો ઢંઢેરો ફરીયો છે? વળી તે ઇનામ એટલું તો મોટું છે કે એક માણસ પોતાની આખી જીંદગી સુધી સુખ ચેન, મોજ મજાહ અને દોલ દમામ સાથે રહી શકે.

ખલીલ–એવું કાંઇ મારા સાંભળવામાં આવ્યું છે ખરૂં, પણ તે અલ્લાનો હું ઉપકાર માનું છું, કારણ કે તેણે મને જોઇએ તે કરતાં પણ વધારે આપ્યું છે. વળી એ ખટપટની વચે પડવાની મારી જરાએ મરજી નથી. તો પણ બીજા જુવાન સખસોની પેઠે આપણે પણ કદાચ સપડાઇ જઇએ તેને માટે ઘટતી સાવચેતી રાખવી ઘટે છે.

લુકસ–પેહેલેજ દાહાડે જ્યારે હમો અતરે આવ્યા ત્યારે સાંજની વેળા એક બનાવ બન્યો,–પણ અગર જો એ ખુનામરકીની અફવા હમોને આગમજથી ખબર હતે તો હમો કદી પણ તેમાં એટલા જલદીથી ઝોંકાવી દેતે નહીં. ખલીલે તે બનાવથી વાકેફ થવાની માંગણી કરવાથી લુકસે તે કબુલ કરી જણાવ્યું કે, મેં હમણાંજ જણાવ્યું કે હમો અત્રે પંદર દીવસ થયા છીએ. હમો જે વેળા શેહેરમાં દાખલ થયા તે વેળા સુરજ અસ્ત પામવાની તૈયારી હતી. જુલીયન થાકી ગયો હતો માટે અને વળી પોતાના ઘોડા ઉપરથી પડી ગયો હતો તેથી તેનું શરીર સઘળું કળતું હતું તેથી તે ઉતારા ઉપરજ રહયો, અને

હું શેહેરની રચના જોવાને સારૂ બાહાર નીકલ્યો. એક મોહોલ્લામાંથી, જતો હતો, તેવામાં મને એક ઉમરે પુગેલી ઓરત મળી જેણીએ મને એક ઘેરની નીશાની પુછી. મેં તેણીને જણાવ્યું કે હું આ શેહેરમાં પેહેલ વેહેલોજ આવ્યો છું, માટે તમને ખાતરી ભરેલો જવાબ આપી શકતો નથી. એ જવાબ સાંભલી ચાલી જવાને બદલે તે ઓરત મારી સાથે વાતમાં પડી અને મારી ખુબસુરતી તથા જુવાનીની અતી ઘણી તારીફ કરવા લાગી. હું તેણીને છોડી દઇ ચાલી જવાનો વીચાર કરતો હતો તેવામાં તે બોલી, "આહા ! મારી વાહાલી શેઠાણી તમારા જેવા જુવાન અને ખુબસુરત મરદ સાથ વાત કરવાને પોતાના દરજાથી ઉતરતું સમજશે નહી પણ ઓર તમારી ઉપર ફીદા ફીદા થઇ જશે !" આ સાંભળી મને હસવું આવ્યું. મેં પુછ્યું કે તમારી શેઠાણી કોણ છે ? કારણ કે આવી સુના જેવી ટક જે મારે હાથ આવી હતી તે જતી નહીં મેલવાને અને તે ટકનો લાભ લેવાને મારૂં મન થયું. મેં ધારીયું કે આ લક્ષ્મીબાઈ ચાંદલો કરવા આવી છે તો મોહુ ધોવા જઈશ તેટલામાં ગેબ થઇ જશે. પણ મીત્ર ખલીલ, તમને ફરીથી જણાવું છું કે હાલની ખુનામરકીની અફવાથી હું તે વેળા તદન નાવાકેફ હતો, નહીં તો હું વધારે સાહુચેતી રાખતે. મેં જ્યારે તેણીની શેઠાણીનું નામ પુછીયું, તારે તેણી પોતાનાં નાક ઉપર આંગળી મુકી, લગાર સરમાઇને હસવા લાગી અને મને વધારે વાર અચરતી નહીં દેખાડવાને ગોયા હુકમ કીધો. મેં કહ્યું કે અગરજો મને તારી શેઠાણી આગળ લઇ જશો તો હું તને વધારે સવાલ પુછીશ નહીં. તે જાણે આનાકાની કરતી હોય તેમ દીસવા લાગી. ત્યારબાદ આ શેહેરમાં આવવાની મારી મતલબ તથા મારી ખાનગી હાલત વીશે કેટલાએક સવાલો પુછ્યા—અને મારા જવાબથી તેણીની ખાતરી થઇ અને મને પોતાની પછવાડે દુરથી ચાલવાને જણાવ્યું.

તે રાત ઘણીજ ખુશનુમાં હતી, આકાશ ઉપર ઘેરો જરા પણ ન હતો. થોડાજ વારમાં હમો એક નદીના કીનારા આગળ જઇ પુગા. નદીમાં ઉતરવાને સારૂ પથરની સીડીઓ બાંધેલી હતી, તે સીડી ઉપરથી હમો નીચે ઉતરી અને એક મછવો કે જેની અંદર બે કાલા ગોલામો બેઠા હતા તેમાં હમો બેઠાં, અને તરતજ પેલા ગોલામો હલેસાં મારવા મંડી ગયા. હવે સઘળું ચુપાચુપ થઇ ગયું, હલેસાં મારવાનું જારીજ હતું, અને આવી રીતે વગર વીચાર કરવે અને વગર ઓળખાણે એક તદન અંજાણ્યા શેહેરમાં તેબી વળી પેહેલીજ રાતના એક અજાણી સ્ત્રી સાથે જવાનું મેં એકદમ કબુલ કીધું એટલા માટે હું મારી

મુરખાઇ ઉપર હસવા લાગો. પણ હવે પાછું ફરાય એવું નહીં હતું. આ તો દેખીતુંજ હતું કે પેલી પ્રપંચી સ્ત્રીએ મારી સાથે વાતમાં પડવાની મતલબથી ઉપર લખ્યું છે તેમ એક ઘેરની નીશાની પુછી હતી. જે નદીમાં હમારો મછવો હંકારાતો હતો તે બોસફોરસ નદી હતી. સુમારે અરધા કલાકના અરસામાં હમારો મછવો એક ખાહીમાં પેઠો, જેની આજુબાજુએ તથા માથાંઉપર તરેહવાર વેલાઓ ઉગાડવામાં આવ્યા હતા. હમો જાણે એક પહાડના બુગડામાં જતાં હોઇયે તેમ હમુને લાગું અને થોડાજવારમાં હમો એક પથરની શીડી આગળ જઇ પોહોંચ્યાં. હમો તે શીડી ઉપર ચહડયાં. તેણીએ મને જેમ બને તેમ આસ્તેથી ચાલવાને અને ઝાડની ડાંખલીઓનો ખખરાત નહીં કરવાને તાકીદ કીધી. ચાલતાં ચાલતાં હમો એક બાગમાં આવી પુગાં. સામે જોઊંછું તો એક ઇમારત મારી નજરે પડી. કોઇ માણસ મારી નજરે પડયું નહીં. આગલું બારણું બંધ હતું. હું ધારતો હતો કે એ બારણું ઉઘાડી હમો અંદર જઇશું પણ તેટલામાં તો પેલી ઓરતે બીજો ગારગ પકડયો અને મને પાછલી તરફના બારણાં આગળ લઈ ગઇ. એ બારણું પણ બંધ હતું તો પણ તેની કુંચી તે ઓરત પાસે હતી જે વટે તે તેણીએ ઉઘાડયું. તે પેહેલાં પેઠી અને હું તેણીની પછવાડે પછવાડે ચાલ્યો. હમો એક દાદર આગળ આવી પુગાં, જેના કટેરા ઘણાજ શોભાયમાન તથા નકશીદાર હતા અને જેનાં પગઠીઆં ઉપર ગાલીચો જડી લીધો હતો. દર ઘડીએ તે ઓરત નાક ઉપર આંગળી મુકી મને આસ્તે આસ્તે ચહડવાને તાકીદ કરતી હતી. આખરે હમો એક લાંબી ચાલમાં આવી પુગાં. મારા જમણા હાથ ઉપર તેમજ ડાબા હાથ ઉપર એકેક બારણું હતું. ચાલમાં એક બતી બળતી હતી. પેલી સ્ત્રી તે બે બારણાંમાંનું એક ઊઘાડવા જતી હતી, તેવામાં કાંઇ વસ્તુ જમીન ઉપર પડેલી જોઇને એકાએક ચોંકીને પાછી હઠી. મારા વીચારમાં એવું આવ્યું કે તેણીએ જમીન ઉપર સાંપ પડેલો જોયો હશે, પણ સાંભળો! જમીન ઉપર નજર કરતાં મને શું દેખાયું? **મોરોકોના ચામડાની સપાટની એક જોડ ! !**

અત્રે ખલીલ હશીને બોલી ઉઠયો હા, હા, તે હું સારી પઠે સમજું છું. હું મુસલમાન હોવાથી મને એ નીશાનીની મતલબ ખબર હોવીજ જોઇએ. જ્યારે એક પુરૂષ પોતાની સ્ત્રીના ઓરડામાં જાય છે, ત્યારે તે પોતાની સપાટ ઊંબરની બાહેર મુંકી જાય છે, એવી મતલબથી કે કોઇબી પારકા પુરૂષે બોલાવ્યા વગર માંહે દાખલ થવું નહીં.

લુકસ–પણ એ વાતની મને તે વેળા ખબર નોહોતી. જ્યારે

સાપને બદલે મારી નજરે એક સપાટ પડી તારે હું ખડખડ હસી પડવા જતો હતો. તેવામાં બારણાનું હેંડલ હીલવા લાગ્યું અને જાણે અંદરથી કોઈ માણુસ બહાર આવવાની તજવીજમાં હોય તેમ લાગ્યું. પણ પેલી સ્ત્રી જાતે ચાલાક માટે, તુરતજ મારા હાથની પોહોંચી પકડી સામેનું બારણું આસ્તેથી ઊઘાડી મને તેની અંદર હડસેલી દીધો. બીહીકનો મારીઓ, તેણીએ જે કાંઇ કીધું તે મેં કરવા દીધું. તે ઓરડામાં અંધારૂં હતું અને બારણું પાછું તુરતજ બંધ કરવામાં આવ્યું. તે ઘરડી સ્ત્રી મારા સાથે ઓરડાંમાં દાખલ થઇ નહીં હતી. હું ત્યાં એકલોજ હતો. શું કરવું તે સુઝે નહીં. થોડી એક પલ વહી ગઇ નહીં એટલામાં હું વીચારમાં પડયો. બારણું ઉઘાડી નાસી જવાનો વીચાર કરતો હતો—પણ સારૂં થયું કે મેં તેવું કાંઇજ કીધું નહીં કારણ કે તેમ કરતે તો પછવાડેથી જે મજાહ પડી તે હું ભોગવતે નહીં. તેવામાં કોઇ માણસનો મને અવાજ સંભળાયો જે બોલ્યો.—"અમીના, અમીના, (ચીરડાઇને) એ રાંડ કાંહાં મરી ગઇ?" રખેને ઘરનો ધણી—કારણ કે એ અવાજ તે ઘરધણીનોજ હશે હેવું મેં ધારીયું—મારા ઓરડામાં ઘશી આવે, તે બીહીકથી હું થરથર ધ્રુજવા લાગો. પણ તેવામાં તરતજ મારા ઓરડાનું એક માહેલું બારણું ઉઘડયું અને પાછું ફરી જોઊં છું તો પુનમના ચંદ્ર સરખી એક ખુબસુરત ઓરત મારી સામે ઉભેલી. તેણીનો અતી ખુબસુરત ચેહેરો જોઇ હું જે જગાએ ઉભો હતો ત્યાં જાણે જમીનને વળગી ગયો. તેણીના મોહોડાં ઉપર બુરખો હતો નહીં. તે પોતે પણ મારો ચેહેરો જોઈ અજબ થતી ઉભી. થોડોવાર સુધી હમે એક શબ્દ ઓચરીયા વગર એક એકની સામે તીકીઆજ કીધું. પણ આખરે તેણીએ મારી નજદીક આવવાની હીમત કીધી, અને બોલી 'ઓ જુંવાન પુરૂષ તું કોણ છે, અને અહીઆં શું કરે છે' આ ઓરતના બોલવાનો અવાજ સાંભળી બીજી ઓરત તેજ બારણામાંથી નીકળી આવી જે તેનાજ જેવીજ ખુબસુરત હતી. તેઓના ચેહેરા ઉપરથી મને માલમ પડયું કે તેઓ બેઉ બેહેનો હતી. હું ત્યાં શી રીતે આવ્યો તે મેં થોડાજ બોલોમાં તેઓને કહી સંભળાવ્યું, જે સાંભળી તેઓ બહુજ અજબ થઇ એક એકની સામે જોઇ મારા ચેહેરા સામું ગંભીરાઇથી અને લગાર સરમાઈને જોવા લાગી. હવે જે ઓરત પેહેલે આવી હતી અને જે બેમાં વડી દેખાતી હતી તે આગલું બારણું બંધ કરવાને દોડી ગઈ. એ પછી જે ઓરડામાંથી તેઓ નીકળી આવ્યાં હતાં ત્યાં મને લઇ ગઇ. હું મોટી ખુશી સાથે ગયો. એ ઓરડો મોટો અને

ઠીક શીનગારેલો હતો. વળી વચોવચમાં ગોલાબના પાણીનો એક ફુંવારો ઉડતો હતો. તે બેઉ બેહેનો—જેઓની ઉમર ધારવા મેલે ૧૯ અને ૧૭ વરસની હશે—તેઓએ પોતાનો બુરખો નાખવાની જરાએ કોશીસ કીધી નહીં, કારણ કે મેં એકવાર તેઓનો ચેહેરો જોઇ લીધો હતો માટે પછવાડેથી બુરખો નાખવો ફોકટ હતો. તેઓ બેઉ જણાં એક નરમ કોચ ઉપર બેઠાં અને મને પોતાની વચે બેસાડયો. મારી સઘળી વાત ફરીથી સાંભળવાને તેઓએ પોતાની ખુશી જણાવી. મેં તેઓની અરજ કબુલ રાખી અને તેઓને વીગતવારે વાકેફ કીધાં. વળી પાછી તેઓ અજબ થઇને મારા ચેહેરા સામું જોવા લાગી. થોડો વાર પછી તેઓએ મને જણાવ્યું કે જે ઓરત મને બોલાવી લાવી હતી તેનું નામ અમીના હતું, અને મારી મુલાકાત તેઓની મા ઇસમીલડા સાથે થનાર હતી, પણ અમીનાએ તેઓના બાપનો અવાજ સાંભળી, બીહીકની મારી, મને આ ઓરડામાં સંતાડયો હતો. તેઓ ઇસમીલડાને પોતાના બાપની પત્ની તરીકે ગણતાં હતાં, તેથી મેં તેઓને પુછીયું કે તે તમારી મા થાય કે નહીં? તેઓએ મને જણાવ્યું કે અમારી મા મરી ગઇ છે અને ઇસમીલડા ભાગ્યે ૨૫ વર્ષની ઉમરની હતી. મારી વાત તેઓના બાપને નહીં જણાવવાને મેં તેઓના કાલાવાલા કીધા, કારણ કે મારો પોતાનો, ઇસમીલડાનો તથા અમીના (જે હવે મને માલમ પડયું કે એક કુટણી હતી તે)નો જાન જોખમમાં હતો. વડી બેહેન બોલી, આખી દુનીયાને ખાતર પણ હમો તને ઉઘાડો પાડશું નહીં, કારણ કે તેમ કરવાથી હમે તારી મંડળીથી તથા સોબતથી જે મજાહ ભોગવીએ છીએ તે હમુને ફરીથી મળે નહીં. આ એક જનાનખાનું છે. હમો બદસુરત હીજડા ગોલામો શીવાય બીજા કોઇબી પુરૂષને નજરે જોતાં નથી, બલકે કોઇપણ પુરૂષ અત્રે આવવાની હીમત કરી શકતો નથી. હું આ જવાબ સાંભળી ઘણોજ ખુશી થઇ ગયો, અને મારી બેઉ સહીઓના નામ પુછીયાં. વડીનું નામ ગુલનાર અને નાહનીનું નામ તેહેમીના હતું. વળી તેઓએ મને એમ પણ જણાવ્યું કે મેં જે સખસને અમીના, અમીના, કરી હાક મારતાં સાંભળ્યો હતો તે કોઈજ નહીં પણ તેઓનો બાપ દોલતબાન પાદશાહ હતો. તેઓને પુછીયું કે તમે અમીના વીશે શું કરવા માંગો છો, અને હવે પછી મારાથી શી રીતે તેઓના ઓરડામાં દાખલ થવાશે? ગુલનારે જવાબ દીધો કે અમીના હવે હમારા હાથમાં ઠીક સપડાઇ ગઇ છે અને હમો તેણીને જે કહીશું તે કરવાની તેણીને ફરજજ પડશે. અને એકવારકી તારાં અત્રે આવ્યાંની ખબર ઇસમીલડાને પડી તોપણ તેણીની તાકાત નહીં કે તે તને ઉઘાડો પાડે.

હું ઘણો ખરો ગુલનાર સાથેજ વાત કરતો હતો. મેં તેઓને જણાવ્યું કે હું કોનસ્તેનતીનોપલમાં એક મિત્રની સાથે આવ્યો છું, અને તેહેમીના સાથ તેની ઓળખાણ કરાવી આપવાની મેં રજા માગી. તેઓએ તે મોટા હર્ષ સાથે કબુલ કીધું અને હવે ટુંકમાં કહું તો તેઓએ અમીના સાથ એવી ગોઠવણ કીધી કે આ પંદર દીવસની મુદતમાં હમો નહીં તો પણ સાત વખત જઈ આવ્યા હોઇશું. આરા મીત્ર જુલીયન વીશે હું કાંઈ કહી શકતો નથી પણ મારા વીશે એટલુંજ કેહેવાનું છે કે અગર જો હું કોઇ પણ દીવસે પરણું તો મારી પ્યારી ગુલનાર શીવાય બીજી કોઇ સાથ પરણનાર નથી તે સત કરી જાણજો.

જુલીયન તેવાજ જુસ્સાથી બોલી ઉઠયો, અને મેં પણ સોગંદ લીધા છે કે તેહેમીના શીવાય બીજી કોઇ ઓરત મારો ચાહ અને પ્યાર મેળવવામાં ફતેહ પામશે નહીં.

ખલીલ—મારા જુવાન દોસ્તો, દોલતબાન પાદશાહના જનાનખાનાની ખાનગી વાતો મારા જેવા એક પારકા સખસની આગળ વગર ઢીલે કહી દીધી છે તો હુ ધારૂં છું કે તેમ કરવામાં તમોએ કાંઇ પણ મતલબ રાખી હશે.

જુલીયન—પ્યારા મીત્ર, તેમજ છે અને તે હમો ખુલ્લાં દીલથી કબુલ કરીએ છીએ. હવે હમો હમારો હેતુ તમને સમજાવીએ છીએ. ગઈ પરમ રાતે હમો હમારી પરીચેહેરેની નાજનીઓ સાથે હતા. અને આજ રાતે હમો ફરીથી ત્યાં જનાર છીએ. પણ એક બીજી જુવાન સ્ત્રી તેમની સહી કે સગી તેની મને પક્કી ખબર નથી—આજ રાતે તેમની સાથ રેહેનાર છે. આ જુવાન સ્ત્રીને તે બેઉ બેનો સાથ એટલી તો મીત્રાચારી વધી છે કે તેઓના મકાનમાં તે જયારે ગમે ત્યારે અને ગમે તેટલી મુદત સુધી આવી રેહે છે. હવે આ સ્ત્રી હમારી મુલાકાતથી મોડે કે વેહેલે પણ વાકેફ થશે એમાં તો કાંઇજ શક નથી, તોપણ ગુલનાર અને તેહેમીના પોતાની ખાનગી વાત તેણીને જણાવવા આનાકાની કરે છે. વળી હમુને જણાવવામાં આવ્યું છે કે તે પુનમના ચંદ્ર સરખી ખુબસુરત છે, અને વળી આજ સુધી કોઇ પણ પરાયા પુરૂષ ઉપર તેણીએ પોતાનો પ્યાર ઢોળ્યો નથી, એટલુંજ નહીં પણ તેણીનો ચેહેરો તેણીના બાબાપ તથા અતલગના સગાં શીવાય બીજો પારકો સખસ આજની ઘડી સુધી જોવા વટીક પામ્યો નથી.

ખલીલ હશીને બોલ્યો, આહા! હવે મને સમજ પડી. હું જોઉ છુ

કે એક ત્રીજા મીત્રની જરૂર પડી છે કે જેથી કરી સુખ અને ખુશાલીનો ઝરો વગર અડચણ અને હરકતે વેહતો રહે. ત્યારે શું તેણીનું નામ ઝુલીખાં* છે કે? કેવું મીઠું નામ, અને ઘણું ખરૂં એવું બને છે કે મીઠું નામ ધરાવનારી સ્ત્રીઓ મીઠા અને લાયકી ભરેલા ગુણો ધરાવે છે. પણ એ ઝુલીખાં કોણ છે? શું એ પણ એકુ પાદશાહની દિકરી છે કે? કારણ કે હું કસમ ખાઇને કહું છું કે પાદશાહ અને એવાજ બીજા ઓધા ધરાવનારા સખસોની બેટીઓ સાથ ચેડાં કાહાડવાં, એ કાંઇ ખાવાતું કામ નથી.

લુકસ–તેણીનું નામ ઝુલીખાં છે અને તે અત્યંત ખુબસુરત છે, તે શીવાય એ તુરકી છોકરી વીશે હમો બીજું કાંઇ પણ જાણતા નથી; પણ બીરાદર ખલીલ આ કાવાખાનામાં પગ મુકતાંજ તારો ચેહેરો જોઈ હમે પોતે અજબ થઈ રહ્યા હતા, માટે હમો હીમતથી કહીએ છીએ કે ઝુલીખાંને તારા કરતાં વધારે ખુબસુરત અને લાયકીવાળો સોબતી કવચીતજ મળી આવશે.

ખલીલ થોડોવખત સુધી વીચાર કરતો હોય તેવો દેખાવા લાગો, અને પછી બોલ્યો–ઠીક છે ગ્રહસ્થો, હું તમારી સાથે આવવાને મોટી ખુશી સાથે કબુલ થાઉંછું. તમારો સોબતી થવાને જાણે પરમેશ્વરે મને આ કાવાખાનામાં મોકલ્યો.છે એવું લાગે છે, અને તેટલા માટે હું દલગીર થવાને બદલે ખુશી થાંઉ છું. પણ હવે તે પ્યાર અને ખુબસુરતીના મેહેલમાં આપણે કયારે પધારશું ?

લુકસ–ચાલો, હમણાંજ જઈએ, વખત પણ થયો છે. તેઓએ પોતાનો વાઇન દારૂ તથા શરબત પુરૂં કીધું, આંકડો ચુકવી આપ્યો અને તે ત્રણે જુવાન ગ્રહસ્થો કાવાખાનામાંથી સાથે બાહાર નીકળ્યા.

---

## પ્રકરણ ૩ જું.

### દોલતમાન પાદશાહનું જનાનખાનું.

તેઓ આડા અવળા મોહોલ્લાઓમાંથી પસાર થયા. લુકસ, જે ખરા મારગથી વાકેફ હતો તે આગળ ચાલ્યો અને જુલીયન ખલીલની

---

* ઝુલીખાં નામની છોકરી વીશે આ જગાએ લખવામાં આવ્યું છે તે કોઈજ નહીં પણ પેલા વડા ન્યાયાધીસ હસનની દીકરી સમજવી.

સાથે ચાલતો હતો. રસ્તામાં તેઓને ઘણાએક પેહેરાગીરો અને પોલીસના છુપા જાસુસો મળ્યા, જેઓ પેલા ભયંકર ભેદનું કારણ અને ખુલાસો મેળવવાની મતલબથી ત્યાં ભટકતા હતા, એવું તેમની હીલચાલ ઉપરથી માલમ પડયું હતું. દરેક પેહેરાગીર અને ચોકીઆન, રાહદારીઓને એકએકથી છુટા નહીં પડવાને ચેતવણી આપતો હતો કારણકે જે શેહેરમાં બબે વર્ષ થયાં ખુના મરકીનો શોહોર મચી રહ્યો હતો ત્યાં એકલા ભટકવું, તેબી વળી રાતની વેળાએ, એ અતી ઘણું જોખમ ભરેલું હતું. તેઓ ઉપલી ચેતવણી જુવાન માણસોનેજ ઘણું કરી આપતા, કારણ કે બોસફોરસ નદીને કીનારે જે મુરદાંઓ તણાઇ આવતાં હતાં તે સઘળાં જુવાન અને ખુબસુરત મરદોનાંજ હતાં. થોડાજ વારમાં તેઓ નદીને કીનારે જઇ લાગા; એક મછવો, જેમાં બે કાળા ગોલામો બેઠા હતા, તે ત્યાં ખોટી હતો. તેઓ મછવામા બેઠા અને ગોલામોએ હલેસા મારવાનું શરૂ કીધું. ચંદ્ર આકાશમાં પુર બળથી પ્રકાશતો હતો કે જેની રોશનીથી કોનસ્તેનતીનોપલની ઊંચી ઈમારતોનો પડછાયો પાણીમાં દીસતો હતો. મીનારા, દેવલો, ઉંચી ઈમારતો, આસપાસની ટેકરીઓ, કીનારા ઉપરના અને બંદર ઉપરના વાહાણોની આબેહુબ તશવીર પાણીમાં દેખાતી હતી. સુમારે અરધા કલાકમાં તેઓનો મછવો એક ખાહીમાં પેઠો જેની આસપાસ અને મથાળાં ઉપર ઝાડપાનના વેલા ઉગાડી એક મેહેરાબ સરખો બનાવી દીધો હતો અને જેનું લુકસે પોતાની વાતચીતમાં બારીકીથી વર્ણન કરીયું હતું. તે ત્રણે સખસો સીડી ઉપર ચડયા, જેને મથાળે પેલી દદા અમીના તેઓને માટે ખોટી હતી. તે હમેશની માફક બે માણસો જોવાને બદલે ત્રણ જણાને જોઇ અજાયબી સાથે ચોંકીને બોલી:—આ ત્રીજો સખસ કોણ છે?

લુકસ બોલ્યો, એ હમારો મીત્ર છે, અને હમો આગમજથી ગોઠવણ કીધા પ્રમાણે તેને અતરે લાવ્યા છીએ, અહીં આવ, આ લે, અને હવે વધારે સવાલ પુછતી ના. અમીનાએ તરતજ હાથ લંબાવ્યો, લુકસે તેના હાથમાં કેટલાએક સુનાના સીકકા મેલ્યા, જેથી ખુશી થઇને તેનો ઉપકાર માન્યો. જુલીયને પણ પોતાની તરફથી કાંઇક બક્ષેસ આપ્યું. પણ ખલીલે ધારીયું કે હું પેહેલવેહેલાંજ અત્રે આવ્યો છું, માટે એ સ્ત્રીની મેહેરબાની ખેંચી લેવા સારૂં મારે લગાર વધારે સખી થવું ઘટેછે, માટે લુકસ અને જુલીયને જેટલું આપ્યું તેના કરતાં ત્રણ ઘણું પોતે આપ્યું. અમીના ખલીલનો ખુબસુરત ચેહેરો જોઇ ઘણીજ મગન થઇ. અમીના

આગળ ચાલી અને તેઓ તેણીની પછવાડે ચાલ્યા. આખરે પાછલાં બારણા આગળ આવી પુગા. અમીના પાસે એક કુંચી હતી તે વડી તે ઉઘાડયું. તે ત્રણ સખસોને માંહે લીધા અને પાછું બારણું બંધ કીધું. પેલા ગાલીચા જડેલા દાદરને મારગે તેઓને ઉપર લઈ ગઈ, અને અમીના પોતાની શેઠાણી ઈસમીલડાના ઓરડાના બારણા આગળ આવી પુગતાંજ આજુબાજુએ જમીન ઉપર જોવા લાગી; એવી બીહીકથી કે રખેને પાદશાહાની સપાટ ઊંબર આગળ પડી હોય, તે જોઇ ખલીલને લગાર હસવું આવ્યું. આસપાસ કશું ભય જેવું દીસતું ન હતું માટે તે બુઢી ઓરતે ઇસમીલડાના ઓરડાની સામેનું બારણું જરા પણ અવાજ કર્યા વગર ઉઘાડયું—પોતે બાજુએ ઉભી રહી—અને તે ત્રણે સખસોને માહે દાખલ થવા દીધા. તે બારણું ઉઘાડવાના અવાજથી તેજ ઓરડામાંનું એક માંહેલું બારણું ઊઘડયું, અને બે પરી ચેહેરેની છોકરીઓ નાચતી અને કુદતી, હસતી અને રમતી તેઓની પુજા કરનારાઓની હજુરમાં આવી ઉભી રહી. ખલીલને હવે માલમ પડયું કે લુકસે અને તેના મીત્ર જુલીઅને ગુલનાર અને તેહમીનાનું જે વર્ણન કર્યું હતું તે કોઇ પણ રીતે અતિશયોકતી ભરેલું ન હતું. તે છોકરીઓ એક ત્રીજા સખસને જોઇને અચરતીથી જોતી ઉભી, પણ તરતજ પછી તે સખસના આવવાનું કારણ તેમને યાદ આવ્યું, તેથી વધારે વાર તેઓએ અચરતી બતાવી નહીં. ખલીલે બેઉ છોકરીઓને નમીને સલામ કીધી, જેઓએ તેવીજ ભલમણસાઇથી તે પાછી વાલી. લુકસે પોતાની ગુલનારને કોટી કીધી અને જુલીઅને પોતાની તેહેમીનાને છાતી સરસી દાબી. પણ તે છોકરીઓ લગાર શરમાઇને નીચું જોતી હતી, કારણ કે તેઓ એક પારકા સખસની હજુરમાં ઉભાં હતાં. તેઓએ અરસપરસ કાંઇક વાતો કીધી જે ઉપરથી તે છોકરીઓ ખલીલની પાસે ગઇ અને તેની ખાતરી કરી આપી કે તેઓનું મુકામ તેને માટે મુબારક હતું. ગુલનાર બોલી:—હમારી બેહેન ઝુલીખા પાસેના ઓરડામાં છે, અને મારી પકકી ખાતરી છે કે આ નવા મિત્રનો ખુશનુમા ચેહેરો અને લેહેજતદાર વાતોથી તે બેહદ ખુશી થશે. (ખલીલને) આવ ત્યારે ઓ ખુબસુરત જુવાન, આ ઓરડામાં તું એખલો જા, અને ઝુલીખાં સાથે દોસ્તી માંડ. હમો ચારો જણા અત્રેજ રહીએ છીએ, કારણકે ત્રણે મરદોના એકદમ દાખલ થવાથી તેણીની અચરતી તેમજ બીહીકનો પાર રેહેશે નહીં.

આ તકનો લાભ લઇ ખલીલ વગર આનાકાની કરવે માંહેલા ઓરડામાં ગયો. ઝુંલીખાં પોતાના મામા દૌલતખાન પાદશાહ શીવાય

કોઈ પણ બેગાના મરદને બુરખો પેહેડીયા વગર જોતી ન હતી, તે ખલીલને દાખલ થતો જોઇને લગાર બીહીને પાછી હટી. ગુલનાર હમેશાની માફક આગલું બારણું બંધ કરવાને વીસરી ગઈ ન હતી. વળી તે બેઉ બેહેનોએ હજુ સુધી ઝુલીખાંને લુકસ અને જુલીઅન વીશે એક શબ્દ પણ કેહેવાની હીમત ચલાવી ન હતી. પેલા બેઉ જુવાનોની પકકી ખાતરી હતી કે ખલીલ પોતાની જાતી ચંચલાઇ અને હુશયારીને લીધે ઝુલીખાંનો પ્યાર અને ધ્યાન ખેંચવામાં જરૂર ફતેહ પામશે. અને તેમજ બન્યું.

આખરે લુકસ, જુલીઅન અને બેઉ બેહેનો માંહેલા ઓરડામાં દાખલ થયાં અને જુવે છે તો ખલીલ ઝુલીખાં (જે ગાલીચા ઉપર પાથરેલી મખમલની નરમ ગાદીઓપર લગાર અલેતાઇને સુતી હતી તે)ની આગળ ગુંઠણુ મંડીએ પડયોહતો. અને ઝુલીખાંનો ચેહેરો ગુસ્સા ભરેલો દેખાવાને બદલે હસમુખો જણાતો હતો. તે બેઉ બેહેનોના દીલમાં જે મોટી ધાસ્તી હતી તે હવે મટી ગઇ. ઝુલીખાં બીજા બે મરદોનો ચેહેરો જોઇ જરાએ ચમકી નહીં, કારણ કે ખલીલ તે વીશે તેણીને કહી ચુકો હતો. તે મરદોની તરફ તે જોકે અજબ થઇને નહીં, તોપણ લગાર શરમાઇને જોતી હતી. લુકસ અને જુલીયનેને સીરેસ્તા પ્રમાણે ઝુલીખાં સાથ અરસપરસ ઓળખાણ કરાવી આપવામાં આવી ત્યાર બાદ ઝુલીખાં પોતાની બેઉ પીતરાઈ બેહેનો તરફ જોઇ લગાર હસતો ચેહેરો રાખી બોલી: અરે! મારી સુંદર બેહેનો, આવી રીતના અંચીતા મેલાપથી પેહેલાં હું ઘણુાજ ગભરાતમાં પડી. તે બેઉ બેહેનો લગાર ખુશ મીજાજમાં આવી હસી પડી, અને પોતાના આશકો સાથ ગાદી ઉપર બેઠાં. દરેક જોડું પોતપોતામાં વાત કરતું હતું. ખુબસુરત ગુલનાર પોતાના જુવાન મીત્ર લુકસની સાથે વાતમાં હતી. પોતે બેઠી હતી અને લુકસ તેણીની સોડમાં પ્યાર અને મોહોબતની વાતો કરતો ઉભો હતો. વળી બીજીગમ તેહેમીના પોતાનો એક હાથ, જુલીયન જે તેણીના પગ આગળ ગુંઠણુ મંદીએ પડયો હતો તેના હાથમાં આપીને બેઠી હતી. તે કસમ ખાઇને બોલતી હતી કે તે જુલીયન શીવાય બીજા કોઇ મરદ સાથ પરણુનાર નથી. અને વળી જમીનની ઉપર મખમલની નરમ ગાદીએ ઉપર ઝુલીખાં અલેતાઇને પડી હતી, જે ખલીલના મોહોબતના વચનો ઘણુાજ ધ્યાનથી સાંભળતી હતી.

મુસલમાની ઝનાનખાનામાં દાખલ થવાની આ ત્રણ જુવાનોએ જે જોખમ ભરેલી હીમત ચલાવી હતી, તથા આ ઓરતોએ પોતાના બાપનો હોકમ તોડીને આ ગૃહસ્થોને પોતાના ઓરડામધે દાખલ થવા

દીધા હતા અને તેઓને બધી રીતનું ઉતેજન આપ્યું હતુ; તે વીશે મનમાં જરાએ બીહીક રાખ્યા વીના તેઓ પોતાની પ્યારની વાતચીતમાં મશગુલ થઇ ગયાં હતાં.

દૌલતખાન પાદશાહાની ઓળખ આપવાની જરૂર છે. તે અરધી સદીની ભરતીએ ભરાઇ ચુકો હતો, અને તેની લાંબી દાહાડીના બાલ તમામ સફેદ થઇગયા હતા. તે અતી ઘણો જોરેમંદ હતો. તેનો દેખાવ ગંભીરાઇ અને ભય ઉત્પંન કરે તેવો હતો. જોકે તેનામાં કોઈ તરેહની ઉંચી બુધી ન હતી તોપણ લડાઇના કામમાં તેનો અનુભવ અને જ્ઞાન ઠીક હતાં લશકરના વડાનો ઓઘો તેને આપવામાં આવ્યો હતો અને ઘણીએક લડાઇઓ જીહીતીને પોતાની બાહાદુરી સુલતાનને બતલાવી આપી હતી, અનેતેજ ઉપરથી તેને એક 'પાદશાહા'*નો ખેતાબ આપવામાં આવ્યોહતો. તે પોતાના ધરમનાં સઘળાં ફરમાનો ઉપર ચુસ્ત હતો તોપણ દારૂ, જે બીજા મુસલમાનોને મનથી હરામ હતો તે આ પાદશાહને મનથી હલાલ હતો! દુનીયાના બધા ભાગમાં જેજે જાતના દારૂઓ બનાવવામાં આવે છે તે સઘળી જાતના દારૂનો નોશ એ પાદશાહ કરી ચુકો હતો. એનું એક બીજું ઘર શેહેરમાં પણ હતું, જે તણે પોતાના દરજ્જા પ્રમાણે અછી રીતે સીંગારીયું હતું. વળી તે મોટી દોલતનો માલેક હતો. પણ પોતાના બાગમાં જ્યાં જનાનખાનું હતું ત્યાં ફક્ત થોડાંજ માણસો રાખ્યાં હતાં. અગરજો તેની દિકરીઓ તે વેળા શેહેર મધેના મકાનમાં રેહેતી હતે તો તેઓના પોતાના મિત્રોને બોલાવવાને ઘણુંજ મુસ્કેલ થઇ પડતે, કારણ કે ત્યાં ચોકીબાનો, પેહેરાગીરો, સીપાઈઓ, ગુલામોની સખ્યા એટલી બધી રેહેતી હતી કે કોઈબી મરદ ત્યાં દાખલ થવાની હીમત કરતો ન હતો. પણ આ બાગમાં તો તદન જુદુંજ હતું. કારણ કે ત્યાં જે ગુલામો રાખવામાં આવ્યા હતા; તેઓ સઘળા લાલચુ, અને પેલી મકારે ઓરત અમીનાના તાબેદાર હતા.

નજદીક એક કલાક સુધી તે ત્રણે સુખી જોડાંએ વખત વહી જતો હતો તેની, તથા પાદશાહ આવી પુગે તેની દરકાર અથવા વીચાર વટીક કરવા વગર વાતો કીધી, પણ તેવામાં એકાએક આગલું બારણું જોરથી ઠોકવાનો અવાજ તેમને કાને પડયો, અને તેઓ તરતજ પોતાની મધુર વાતચીતમાંથી જાગૃત થયાં. ગુલનાર અને તેહેમીનાનો ચેહેરો ફીકો બની ગયો અને તે થરથર ધ્રુજવાં લાગાં. તેઓ બોલ્યાં,

---

* તુરકી લોકો પોતાના પાદશાહાને સુલતાન કહે છે, અને હાકેમ યા 'ગવરનર'ને તે 'પાદશાહા'ના નામથી ઓળખે છે.

"હમારો બાપા" ઝુલીખાં તરતજ ઉભી થઇ અને બોલી "મારા મામા" આ વખતે ખલીલે અગરજો તેણીને પકડી ન હતે તો બેશુધ થઇ તુટી પડતે. બારણું ઠોકવાનું જારીજ હતું, અને હવે પાદશાહનો અવાજ સંભળાયો જે બોલતો હતો કે અગરજો બારણું તુરતજ ઉંઘાડશે નહીં તો તે બારણું ભાંજી અંદર આવશે.

ખલીલે પોતાના બેઉ મિત્રોને તરતજ જણાવ્યું કે આપણે પાદશાહનો સઘળો ગુસ્સો આપણા શીર ખેંચી લેવાને તૈયાર થવું જોઇએ અને તેટલા માટે એક એવી વાત જોડી કહાડવી કે જેથી સઘળો ઠપકો આ નાજનીનોને ન મળતાં આપણનેજ મળે. લુકસ બોલ્યો:—ભાઈ, તારૂં બોલવું વાજબી છે. આપણ ત્રણ જણમાંથી સઉથી પેહેલાં મને બોલવા દેજો. તેઓએ કબુલ કીધું, અને લુકસ બારણું ઉઘાડવા દોડયો. કલની અંદરજ કુંચી હતી જે વટે તેણે તે બારણું ઊંઘાડયુ.

## પ્રકરણ ૪ થું.

### દોલતખાન પાદશાહ.

ચાલમાં જે બતી બળતી હતી તેના અજવાળે લુકસને માલમ પડયું કે પાદશાહ પોતાના છ ગોલાઓની સાથે આવ્યો છે. બે ગોલાઓને તેણે તરતજ ઓળખ્યા, કારણ કે તેઓ હમેશાં તેને સારૂ મછવો લાવતા હતા. તેઓએ તરતજ પોતાનું માથું ધુનાવી ઇશારત કરી જણાવ્યું કે તેઓએ પાદશાહાને કાંઇપણ વાત જણાવી નથી. લુકસ તેમની ઇસારત સમજી ગયો. પાદશાહે લુકસને જોતાંજ મ્યાનમાંથી તરવાર કાહાડી તેની સામે ઉભો. લુકસ અદબ વાળીને ગંભીરાઇથી હીમત રાખી બોલ્યો:—મારા મેહેરબાન, તમારી નજરમાં આવે તો મને મારો. પણ તે કામ એક બીન હથીયારવાળાં માણસને માર્યા બરાબર થશે—કારણ કે તમે જુવોછો કે મારી કમરમાં પણ હથીયારો ખોસેલાં છે,—તો પણ આખી દુનીયાને ખાતર ખુબસુરત અને નેકીવાળી ગુલનારના બાપની સામે હું મારા હથીયારો ઉચકનાર નથી!

દોલતખાન જે શુરાતનને ચાહતો હતો તે, હવે લગાર નરમ પડયો, અને પોતાની તરવારને મ્યાનમાં ખોસી. તોપણ પોતાના ગોલાઓને તેને પકડવાનો હોકમ કીધો. લુકસે જરા પણ આનાકાની કીધા

વીના પોતાને પકડવા દીધો. છએ ગોલામો તેની આસપાસ ફરી વળ્યા, અને પાદશાહાનો બીજો હોકમ મળતાંજ તેની કમરમાંથી હથીયારો છીનવી લીધાં. એ પછી પોતે પાસેના ઓરડા તરફ હાથમાં નાગી તરવાર લઈને ચાલ્યો, અને ગોલામોને પોતાની પછવાડે આવવાને જણાવ્યું. જેવો પાદશાહ ઓરડામાં દાખલ થયો કે તરતજ ગુલનાર અને તેહેમીના તેના પગ આગલ ગુંઠણુમંડીએ પડી, અને તેઓની ઉપર દયા લાંવવાને આંખમાં આંશું લાવીને વીનંતી કીધી. ઝુલીખાંએ પણ ખલીલનાં હાથમાંથી હાથ છોડાવીને પોતાના મામાના પગ ઉપર પોતાનું માંથું મુકયું, પણ એક શબ્દ વટીક તેણીથી બોલાયો નહી. જેવી રીતે લુકસના હથીઆરો છીનવી લેવામાં આવ્યાં તેવીજ રીતે જુલીયન અને ખલીલના હથીઆરો પણ પાહાદશાહના હોકમથી છીનવી લેવામાં આવ્યાં.

ખલીલ—મારા મેહરબાન, હમો સારી પેઠે સમજીએ છીએ, કે હુજત કરવી નકામી છે.

જુલીઅન—નામવર પાદશાહ, હમોએ ભુલ કીધી છે અને તેને માટે હમો મરવાનેતૈયાર .છીએ. પણ સઘળો વાંક હમારો પોતાનોજ છે.

"મરવાને તૈયાર છેવો ? ના, ના, તેવું કદી થનાર નથી." એમ ગુલનાર અને તેહેમીના બેઉ એક અવાજે બોલવા લાગી, અને તે ત્રણે છોકરીઓ પાછી ઉઠી ઉભી થઈ.

લુકસ—ઓ બુલંદ પાદશાહ, અગર તમો થોડોવાર સુધી મારૂં સાંભળશો તો બેશક હું તમો નામવરની ખાતરી·કરીઆપીશ કે આ ત્રણ છોકરીઓ તદન ·બેગુનાહ છે અને તેમને જરાએ ઠપકો ઘટતો નથી. તમારા ગુસ્સાનો સઘળો બોજો અગર તમો ગુસ્સો કરવા ચાહાતા હોવો તો મારી ઉપર પડવો જોઇએ છે.

પાદશાહ—ઠીક છે ત્યારે, બોલ.

લુ—(જાણે સઘળું ખરેખરંજ કહી દેવા માંગતો હોય તેવું ડોળ ઘાલીને) મારા બે મીત્રો અને હું તવંગર, જુવાન, અને આબરૂવાળા ગ્રહસ્થો છીએ. હમો·મોજને ખાતર મુસાફરી કરીએ છીએ, અને આ શેહેરમાં આવ્યાને હમુને ઘણા દાહાડા થયા નથી. આજ સાંજના ખાનું ખાધા પછી હમો ફરવાને નીકળ્યા. ફરતાં ફરતાં બોસફોરસ નદીના કીનારા આગળ આવી પોહોચીયા. આસપાસનો દેખાવ એવો રળીઆમણો હતો કે પાછા હમારા મકાન તરફ ફરવાને બદલે હમો આગળ ચાલ્યાજ કીધા એવામાં તમારા બાગ આગલ·આવી પુગા, જ્યાં

હમોએ એક દરવાજો ઉઘાડો દીઠો, તમારો બાગ હમુને ઘણોજ શોભાયમાન લાગો અને હમોએ અચરતીના મારેલા માંહે દાખલ થવાની હીમત ચલાવી. આસપાસ કોઇ પણ હમુને નજર આવ્યું નહી તે ઉપરથી હમોએ અટકલ કીધી કે બંગલાની અંદર હાલમાં કોઇ રેહતું નહી હશે. હમો થોડોકવાર સુધી બાગમાં ફર્યા કીધા. એ પછી હમો થાકી ગયા, અને પાણીની તરસ બહુજ લાગી હતી. એવામાં બંગલાનું એક બારણું ઉઘાડું માલમ પડયું તે ઉપરથી માંહે જઇ પાણી અથવા સરબત માંગવાનો હમોએ ઠેરાવ કીધો. એ વેળાએ આ મારા જુવાન મુસલમાન મીત્ર ખલીલે મને તેમ કરતાં વાર્યો. જુલીયને પણ તેને ટેકો આપ્યો, પણ મેં તેઓની સાથ બોંહોંસ કીધી અને જણાવ્યું કે થોડું ઠંડુ પાણી અને કગાર આશાએસ લેવાની રજા માંગવામાં કાંઇ પણ અડચણ જેવું નથી. આખરે તેઓએ કબુલ કીધુ; જો હમારામાંથી એક જણ બોંહોંસ કરતે તો હમારાથી અંદર જવાતે નહી, કારણ કે આ શેહેરમાં જે ભય ભરેલી ખુના મરકીની બુમ ફેલાઇ છે અને જે હમારા સાંભળવામાં આવી છે, તે ઉપરથી હમોએ કસમ લીધા હતા કે કદી પણ કોઇબી કારણસર એક એકથી છુટું પડવું નહી.

ઝુલીખાં આટલો વાર પોતાના નવા સોબતી ખલીલની પાસે અડોઅડ ઉભી હતી, માટે પાદશાહે તેણીને ડોળા ઘુરકાવી તરતજ દુર ઉભું રેહેવાનો હોકમ કીધો.

પા-(લુકસ તરફ જોઇને) આગળ શું બન્યુ?

લુ-બાકીનું થોડાજ શબ્દોમાં કેહેવાઈ શકાશે. હમો બંગલામાં પેઠા, દાદર ઉપર ચહડયા, પેહેલાંજ બારણા આગળ આવીને તે હમોએ ઠોકીયું. કશો જવાબ મળ્યો નહી; અને હમોએ ખરૂં કેહું તો મેં-અંદર દાખલ થવાની હીમત કીધી. મારા દોસ્તો આનાકાની કરતા મારી પછવાડે આવ્યા. હમો આ ઓરડામાં આવ્યા, જ્યાં આ ત્રણ પરી ચેહેરેની ઓરતો હમારી નજરે પડી. હમુને જોઇને પેહેલાં તેઓએ ચીચીઆરી પાડી; ત્યારબાદ હીમત લાવી હમુને ઓરડામાથી તરત જતા રેહેવાનો હોકમ કીધો. પણ નામવર પાદશાહ, હમો તેઓની ખુબસુરતી જોઈ એટલા બધા મોહીત થઇ ગયા કે હમારા જુસ્સાની લગામ હમારા હાથમાં રહી શકી નહી, અને હમો અહીંથી ખીસ્યા નહી. મારે ખુલ્લાં દીલથી કબુલ કરવું જોઈએ છે કે હમારી ચાલ ઘણીજ શરમ અને અપમાન ભરેલી હતી. તેઓએ જોયું કે ગુસ્સાથી અથવા હોકમથી કશું વળતું નથી એટલે તેઓએ અરજ-વીનંતી અને છેલ્લે કાલાવાલા પણ કરવા માંડયા. પણ જ્યારે હમારાં જીગરમાં

ઘર કીધું હતું અને હમોએ કસમ લઇને તેઓને જણાવ્યું કે તેઓ શીવાય હમો બીજી કોઈ પણ ઓરત સાથ પરણનાર નથી. એવી રીતે હમો વાતચીત કરતાં હતાં તેવામાં કોઇએ બારણું ઠોકીયું-અને બાકીનું તમો નામવરને માલમ છે.

પા-પણ તું પોતે (લુકસ તરફ જોઇને) કોણ છે?

લુ-મારૂં નામ લુકસ વાસીલો છે અને હું નામવર સુલતાનની રૈયત છું. મારો બાપ એક તવંગર ગ્રહસ્થ છે જે આલબેનીઆના પરગણામાં પોતાની મીલકત ઉપર ગુજારો કરે છે.

પા-(જુલીયન તરફ જોઇને) અને તું કોણ છે?

જુ-મારૂં નામ જુલીઅન મેડીક્ષા છે, અને મારો બાપ લેમનોસના ટાપુમાં એક તવંગર વેપારી કેહેવાય છે. તેટલા માટે હું પણ નામવર સુલતાન સેલીમની રૈયત છું.

ખ-અને મારૂં નામ ખલલ ઉસમાન, છે. મારો બાપ કારામેનીઆના પરગણાનો એક મોટો હાકેમ હતો. તે ઘણોજ તવંગર હતો, અને તેના મરણ પછી તેની પાદશાહી દોલતનો હું માલેક થયો છું. વળી મેં આશા રાખી હતી કે મારાં સારાં નામ તથા મોટી દોલતથી હું તમારી ખુબસુરત અને લાયકી વાળી ભાણેજ ઝુલીખાંનો હાથ લેવાને લાયક થઇશ. હું પણ નામવર સુલતાનની રૈયત છું.

પાદશાહાએ જે કાંઇ સાંભળ્યું તે ઉપર ગંભીરાઇથી વીચાર કરવા લાગો. તેણે તરતજ પોતાના બે ગોલામોને પોતાની વડી દીકરી ગુલનારને પકડવાનો હોકમ કીધો, જેઓએ તે ઘટતી સંભાળ અને નરમાસથી તેમ કીધું.

ગુલનાર-પીતાજી, તમો શું કરવા માગો છો?

લુ-મારા નામવર પાદશાહ, તમોએ મેહેરબાની કરી તમારા સઘળા ગુસ્સાનો બોજો મારી ઉપર નાખવો.

તેહેમીના-અરે! પીતાજી! મારી બેહેનને છોડી દેવો-મારે ખાતર.

ઝુલીખાં-વાહાલા મામા, અગરજો આવી રીતે ગુસ્સામાં આવી તમો દયા જેવા નામીચા ગુણને વીસરી જશો તો, યાદ રાખજો, કે તમને એક પળનું પણ સુખ મળનાર નથી.

પાદશાહનાં કઠણ હૈયામાં દયા ઉત્પન કરવાને જુલીયને પણ પોતાની જબાનદરાજી ચલાવવામાં બાકી રાખી નહી. હવે ખલીલ બોલવા જતો હતો પણ તેવામાં પાદશાહે પોતાનાં નાખ ઉપર આંગળી મુકી, ડોળા ઘુરકી, તેને મુગો રેહેવાનો હોકમ કીધો. અને ગુસ્સામાં આવી બોલ્યોઃ—સાંભળો સારે, આટલો વાર સુધી તમોએ જે કહ્યું તે મેં

સાંભળ્યા કીધું. તો હવે તમો પણ તેવીજ રીતે સાંભળો. તમારી ઉપર આ જનાનખાનાની પાકીજગી ઉપર હોમલો કરવાનો વાંક મુકવામાં આવે છે, અને એવા તમારા વાંકને માટે તમને કાંઇજ શીક્ષા નહી મળે એતો નહી બની શકે એવું છે. તું લુકસ વાસીલો તારા પોતાનાજ કેહેવા ઉપરથી એક મુખ્ય ગુનેહગાર છે; તુંજ—અગર જો તું સાચું બોલ્યો હોય તો—અને તું સાચુંજ બોલ્યો છે એવું માનવાને હું બંધાચલો છું—હું કહું છું કે તારે લીધેજ આ તારા મીત્રો ફસી પડીયા છે, એટલા માટે સઘળી શીક્ષા તને મળવી જોઈએ છે, અને તેં તારી ખુશીથી તારા મીત્રોના ગુનાહનો બોજો તારા શીર ઉપર ઉચકી લીધો છે.

લુ—અને મોટી ખુશીથી હું મારા નશીબને આધીન થવાને તૈયાર છું એવી કબુલાતે કે તમો બાકીના સઘળાઓને છોડી દેવો.

ગુલનારની દલગીરીનો પાર રહ્યો નહી—તેણીની છાતી ભરાઈ આવી—અને ઝાર ઝાર રડતી બોલીઃ—પીતાજી! પીતાજી—

પા—હું બાકીના સઘળાંઓને છોડી દેઉં છું. પણ તું ગુલનાર, કમજાત છોકરી, તને એકદમ શીક્ષામાંથી બચાવવા માગતો નથી. તું પોતે વડી છે માટે તારી બેહેન અને ગુલીખાંને સારો ઢડો શીખવવાને બદલે આવી રીતે તેઓને પરાયા મરદોની મીજલસમાં આ મેજ કીધાં! ગોલામોને બોલાવી આ મરદોને પકડાવવાનું કામ તારૂં હતું. પણ તે તારી ફરજ વીસરી જઇ તેં તેઓને વધારે છુટ અને ઉત્તેજન આપ્યું. નાપાક છોકરીઓ! હું જે વેળા અંદર આવ્યો તે વેળા તમારા મોહોડા ઉપર બુરખો હતો કે નહી!—આપણી પાક રસમના કાયદા કાનુનોનો તમોએ ગેરઉપયોગ અને તીરસકાર કીધો. હેફ પડજો! તમારી ઉપર; આવી અભાગણી દુકતીઓ, ઓ અલ્લા! તું કોઇને આપીશ માં, બધી રીતે જોતાં ગુલનાર સઘળો ઠપકો તને ઘટે છે, અને જેવી રીતે લુકસ વાસીલો પોતાના એ મીત્રોને ખાતર પોતાના જાનનો ભોગ આપવા તૈયાર છે તેજ મીશાલે તારી બેહેન અને ગુલીખાંને ખાતર થોડી ઘણી શીક્ષા ખમવાને તારે પણ તૈયાર થવું જોઇએ.

લુ—નામવર પાદશાહ, તમોએ હમણાંજ કબુલ કીધું કે મારા શીવાય બાકીના સઘળાંઓને છોડી દેશો તેનું કેમ?

પા—હું કાંઇ મારી છોકરીનો જાન લેવાની ધારણા રાખતો નથી. પણ તેણીએ કીધેલા ગુનાહની શીક્ષા કરવા માટે, અને હવે પછી આ બીજી છોકરીઓને ઢડો મળે એટલા માટે તને મોહોતની જે શીક્ષા કરવામાં આવે છે, તે એ નજરે નજર જોશે.

ગુલનારે બીહીકની મારી એક ચીચીઆરી પાડી, અને અગરજો તે વેળા ગોલામોએ તેણીને મજબુત પકડી ન હતે તો તે જરૂર તેણીના બાપના પગ ઉપર પડતે. તેહેમીના પોતાની બેહેનને સારૂ શોક અને વીલાપ કરતી કોચ ઉપર બેસી પડી, અને જુલીખાં પોતાના સોબતી ખલીલની તરફ જોયા કરતી હતી, એવી ધારણાથી કે તે કદાચ પોતાની બુધીથી યા બીજી કાંઇ કળાથી પાદશાહના દીલમાં રેહેમ ઉત્પન કરવામાં ફતેહ પામશે

ખલીલ—અગર તમો નામવરની એવીજ મરજી હોય કે હમારો કમનશીબ મીત્ર લુકસ વારસીલોને મોહોતની શીક્ષા મળવીજ જોઇએ, તો મેહેરબાની કરી હમુને છેલ્લી વાર એકએકને મળવા ભેટવા દેવો, એવી હમારી નમનતાઇ ભરેલી પ્રાર્થના છે.

પા—આ તારી અરજ હું નામંજુર કરી શકતો નથી. તોપણ હવે ઉતાવળ કર, કારણ કે આ શરમ ભરેલા દેખાવનો જેમ બને તેમ જલદીથી છેડો લાવવો જોઇએ છે.

એમ બોલી પાદશાહે ગોલામોને લુકસને છુટો મુકવાને અને તેનાથી દુર ઉભું રહેવાનો હોકમ કીધો. ખલીલ પાસે આવ્યો,—પોતાનાં આગળાં ઉપરથી એક વીટી સેરવી કાહડી—તેની ગરદનની આસપાસ પોતાના બેઉ હાથ વીટાળ્યા અને ઘણાજ ધીમે સાદે બોલ્યો:- -"પ્યારા મિત્ર. એ પ્રમાણે હીમત છોડી દે ના. હું તો નથી ધારતો કે પાદશાહ ખરેખર તને મારી નાખવા ચાહાતો હોય. ધારવા મેલે છેક છેલ્લી ઘડી સુધી તે તને ખાલી દમ ભરાવ્યા કરશે, તોપણ આખરે તને માફી મળશે. પણ અગરજો એવું માલમ પડે કે પાદશાહ ખરેખરજ તારો જાન લેવા માગે છે ત્યારે—અને ત્યારેજ આ વીટી તેને બતાવજે—કોણની તરફથી તને મળી છે તે બેલાશક કહેજે—અને તેની ચમત્કારીક અસર ઉપર ભરોસો રાખી બેસજે."

આવી રીતના શબ્દો ખલીલે પોતાના મીત્ર લુકસના કાનમાં કહ્યા. જુલીખાં શીવાય બીજા કોઇએ પણ ખલીલને પોતાની આંગળીએથી વીટી કાહાડતાં અને લુકસના હાથમાં સેરવી દેતાં જોઇ ન હતી, તે ઉપરથી તેણીએ ધાર્યું કે કદાચ લુકસનો જાન બચશે. આટલો વાર સુધી સઘળાઓ એમજ સમજતા હતા કે ખલીલ પોતાના મીત્રને દીલાસો અને હીમત આપતો હશે, પણ તેથી કશું પણ વધારે તેઓના જોવામાં કે જાણવામાં આવ્યું નહી. જુલીયને પણ હવે પાદશાહ પાસે પોતાના મીત્રની છેલ્લી ભેટ લેવાની રજા માંગી જે તેને આપવામાં આવી. જુલીયનને મનથી તો તે ઘડી છેલ્લીજ હતી, પણ લુકસે તેના

કાનમાં લાગી કહ્યું કે—"મિત્ર જુલીયન હીમત રાખ, કાંઈક આશા હજુર બાકી રહી છે."

તેઓ હવે છુટા પડયા. પાદશાહે ગોલામોને લુકસ અને ગુલનારને લઇ જવાનો હોકમ કીધો.

પેલી બુઢી ઓરત અમીના, આટલો વાર સુધી બારણા આગળ સંતાઇને સઘળું સાંભળતી હતી. તે બીહીતી હતી કે રખેને ત્રણે સખસો ખરેખરી કેફીયતો જાહેર કરી દે. પણ જ્યારે તેણીએ લુકસને મોહોડેથી અછી તાલમેલથી જોડી કાહાડેલી વારતા સાંભળી ત્યારે તેણીના પેટમાં જીવ આવ્યો. છેક છેલ્લી ઘડી સુધી તેણીએ કાન દઇ સાંભળ્યા કીધું અને ત્યાર પછી તે સામેના ઓરડામાં જે ઓરડો પાદશાહની ઓરત ઇસમીલડાનો હતો ત્યાં ગઇ. તરતજ ત્યારપછી ગોલામો લુકસ અને ગુલનારને લઇ ચાલ્યા. દોલતખાન પાદશાહ તેમની પછવાડે જુલીયન અને ખલીલ સાથ ચાલતો હતો, અને તેહેમીના તથા ઝુલીખાંને એખલાં ઓરડામાં રાખવામાં આવ્યાં. તેઓ સઘળાં ગયા પછી ઝુલીખાં તેહેમીનાને તરેહવાર રીતે દીલાસા આપવા લાગી. તે બોલી, વાહાલી બેહેન તેહેમીના, આપણને ગમગીન થવાની કાંઇ જરૂર નથી. તે જીવશે—તેના જીવવાની સઘળી આશા બાકી છે. ખલીલે લુકસના આંગળાં ઉપર એવી એક વીટી પેહેરાવી છે કે જે વીટીની ખુબીથી ચમત્કારીક રીતે તેનો જાન બચશે, એ શીવાય હું બીજું કાંઇ પણ જાણતી નથી.

# પ્રકરણ ૫ મું.

## ચમત્કારીક તલેસમાત—જાન જવાનો સોદો.

આણી ગમ પાદશાહાના ગોલામો લુકસ અને ગુલનારની સાથે નીચે ઉતર્યા, અને પાદશાહ પોતે જુલીયન અને ખલીલને ભોંય તળીએના એક ઓરડા મધે લઈ ગયો અને બોલ્યો:—હું પાછો આવું ત્યાં સુધી આ ઓરડામાંજ રેહેજો, કારણ કે તમારા મીત્રને બોસફોરસના ઉંડાં પાણીમાં ડુબાડવાની નીશાની તમને દેખાડવા માંગુ છું, અને જે મકાનમાં દાખલ થવાની તમોએ હીમત ચલાવી હતી તેનો ઉંબર વટીક બોજ જવાનો હવે તમો વીચાર કરો નહી, તેને માટે તમને નશીયત

તથા સાહુચેતીના એકાદ બે સખુન સંભળાવવા માંડું છું. વળી યાદ રાખજો કે મારી થોડાવારની ગેરહાજરીમાં આ જગાએથી નાહાસી જવાનો કદી પણ વીચાર કરતા ના; કારણ કે બારણાની બાહાર ગોલામો નાગી તરવાર સાથે ચોકી કરશે અને જરાપણ દગાઇ જેવું નજર આવતાંજ તમારૂ શીર ધડથી છુટું પાડવાને મેં તેઓને પુરેપુરી સત્તા આપી છે. એ પ્રમાણે બોલી તે પોતાના હમેશના દમામ પ્રમાણે ઓરડામાંથી બાહાર નીકળ્યો અને બારણાને કલ દઇ તેની કુંચી પોતાની પાસે રાખી.

ખલીલે હવે જુલીયને પેલી વીટીની બાબદથી જાણીતો કીધો, કાણુર કે તે અત્યાર સુધી તે વીશે કશું પણ જાણતો ન હતો. જુલીયન તે સાંભળી ઘણોજ અજબ તેમજ ખુશી થયો, કારણ કે તે એમજ સમજતો હતો કે તેણે લુકસની છેલ્લીજ મુલાકાત લીધી હતી. ગોલામો, જેઓ લુકસ અને ગુલનારને લઇને બાગમાં ઉભા હતા, ત્યાં દોલતખાન પાદશાહ જઈ પુગો. તેણે તેઓના હાથ દોરડાં વતી પછ- વાડે બાંધવાનો હોકમ કીધો, અને બે ગોલામોને ત્યાં ઉભા રાખી બાકીના ચાર જણાંને જે ઓરડામાં જુલીયન તથા ખલીલને ગોંધ્યા હતા ત્યાં સખત ચોકી રાખવાની તાકીદ કરી મોકલ્યા. પાદશાહ નાગી તરવાર સાથે તેઓ બેઉની વચમાં ઉભો, કે જેથી કરી તેઓને અર- સપરસ વાતચીત કરવાનું ફાવે નહી, અને એક બાજુ ઉપરથી એક ગોલામ લુકસનો હાથ જોરથી પકડીને ચાલતો હતો, પણ બીજો ગોલામ તો ફક્ત ગુલનારની બાજુએ ચાલ્યા કરતો હતો. ગુલનારને પેલી વીટી વીશે કશું જણાવવામાં આવ્યું ન હતું, કારણ કે લુકસને તેણીનાં કાનમાં એકબી શબ્દ ઓચરવાની એક પણ ટક મળી ન હતી. તેઓએ તે બાગ પસાર કીધો—પેલી સીહીડી આગળ આવી પુગા, જ્યાં તેઓને સારૂ એક મછવો તેઆર હતો. અત્યાર સુધી ગુલનારે એક પણ શબ્દ ઓચરવાની હીમત કીધી ન હતી કારણ કે પાદશાહના ગુસ્સાથી તેણીની જીભલી જાણે અડી ગઈ હતી. પણ જ્યારે તેણીએ પોતાની નજર આગળ મછવો જોયો અને નદીના પાણીના મોજા એક એક સાથ અથડતા સાંભળ્યા ત્યારે તેણીની સુધ ઠેકાણે રહી નહી, અને અગરજો ગોલામે તેણીને પકડી લીધી ન હોતતો તેજ જગાએ જમીન ઉપર પછડાઇને પડતે. ગુલનાર પાછી સુધીમાં આવી જુવે છે તો તે મછવામાં બેઠેલી, તેણીનો સોબતી લુકસ તેણીની પાસેજ બેઠો હતો, અને પાદશાહ હજુર સુધી પોતાના ડાબા હાથમાં નાગી તરવાર પકડી, પોતાનો જમનો હાથ પોતાના પેટ ઉપર મુકી ગુસ્સામાં

અને હમામમાં ઉભો હતો. મછવો અરધી નદી પસાર કરી ગયો હતો એવું તેણીને માલમ પડયું. તેણીના હાથ હજુર છોડવામાં આવ્યા ન હતા, લુકસના પણ તેમજ હતા. પેલા બે ગોલામો હલેસાં મારતા હતા; આસપાસનો દેખાવ બહુ રળીઆમણો અને મનોરંજક હતો; પણ ગુલનારને મનથી તે નકામો હતો. પથર સરખાં કઠણ હૈયાંના સખસને પણ દયા ઉપજે તેવી રીતે તે પોતાના બાપના કાલાવાલા કરવા લાગી. તે બોલી:—ઓ! પીતા, પીતા! અલ્લાને ખાતર તેનો જુવાન જીવ બચાવો, નહી તો આખી જીંદગી સુધી હું રીબાયા કરીશ. ખુદા ખાતર મારી ઉપર તથા આ જુવાન સખસ ઉપર દયા લાવો.

પાદશાહ ગુસ્સામાં બોલ્યો:—ચુપ, કમજાત છોકરી, તારા આશકના કીસમતમાં મરવાનું સરજેલું છે, અને તે કદી પણ બચી જનાર નથી.

ગુલનાર-(મનમાં) અરે! ખુદા, થોડા વાર આગમજ કોણને ખબર હતી કે આ જુવાન સખસની ઘોર બોસફોરસના બલુ પાણીમાં બનાવેલી છે? લલાટમાં શું લખ્યું છે તેની કોને ખબર!

લુકસ—નામવર પાદશાહ, આ મારા એક પુરા જીવને ખાતર તમો નામવર આગળ અરજ ગુજારી તમને કંટાળો આપવાની મારી ધારણા ન હતી, કારણ કે મારી પછવાડે રડનાર કે કુટનાર કોઈજ નથી. મારાં મા બાપ છે, તેઓ ઘણીજ જઇફ ઉમરે પુગાં છે અને તેઓ હવે ઘણાં વરસ સુધી જીવવાનાં નથી; મોડે કે વેહેલે, પણ એકજ વખત મરવું છે, તારે શાને માટે બીહીવું જોઇએ? પણ હું તમારી દીકરીને ખાતર અરજ કરૂં છું કે તમો હમારી ઉપર દયા લાવો. હું જાણુંછ કે મેં ઘણોજ ભયંકર ગુનોહ કીધો છે અને મુશલમાન લોકોના ધારા પ્રમાણે મને મોહોતની શીક્ષા થવી જોઇએ છે. છતાં પણ દયા એ માણસના સઉથી નામીચા ગુણોમાંનો એક છે, માટે મને જીવતદાન બખશો અને હું કસમ ખાઇને કહું છું કે સવારના સુરજ પોતાના ચળકતા કીરણ આ શેહેર ઉપર ફેંકે તેની આગમજ હું કેટલાક માઇલ દુર જઈશ અને ફરીથી આ શેહેરમાં પગ વરીક મુકવાની હીમત કરીશ નહી.

પા—તારૂં સઘળું બોલવું મેં ધ્યાન દઇ સાંભળ્યું છે, પણ હું તારી અરજ મંજુર રાખી શકતો નથી. ઘણી વેળા એવું બને છે કે એક સખસ ઉપર દયા બતાવવી એ એક અજીમ ગુનાહ થઇ પડે છે માટે તારા જેવા એક સખસ ઉપર દયા બતાવવી એ હું પાપનું કામ

સમજુ છું. તારા કીસમતના લેખ લખાઇ ચુકા છે, માટે મરવાની અગાઉ તારે છેલ્લી નીમાજ કરવી હોય તો કરી લે, કારણ કે થોડાજ વારમાં આ નદીને તળીએ તારી ઘોર થશે.

પાદશાહે પેલા બે ગોલામોમાંથી એકને મછવામાંથી એક કાઠળા કાહાડવાનો હોકમ કીધો તે પ્રમાણે તેણે છેક તળીએથી એક કાઠળો ખેંચી કાહાડયો જે જોઇને ગુલનારે એક મોટી ચીચીયારી પાડી, પણ તેવામાં લુકસે આ ટકનો લાભ લઈ તેણીના કાનમાં આશા અને દીલાશાના શબ્દો કહ્યા, જે સાંભળી ગુલનાર લગાર શાંત થઇ. લુકસ ફરીથી બોલ્યો:—ઓ નામવર અને અદલ પાદશાહ, આ છેલ્લી વાર તારી દયા અને રેહેમને માટે અરજ ગુજારૂં છું.

પા—નહી! નહી, તારા લેખ લખાઇ ચુકા છે અને તને મરવું પડશેજ !

લુ—મારા મેહેરબાન, લગાર વીચાર કરો, જરા પણ રેહેમ લાવો, જુવો, ખુદાને—

પા—ચુપ, દીવાના ચુપ, વધારે બોલવાથી તારૂં કશું વળવાનું નથી !

લુ—મારા મેહેરબાન! એક બોલ વધારે, મારાં આંગળાં ઉપર એક વીંટી છે તે જોવાની તમને વીનંતી કરૂં છું.

પા—અએ! મુરખ, એ તું શું બકે છે?

લુ—કાંઇજ નહી પણ એક મરતાં માણસની છેલ્લી અરજ છે.

દૌલતખાન પાદશાહે તેની અરજ કબુલ રાખવાનું વાજબી ધારીયું અને લુકસના હાથ જે પછવાડે બાંધેલા હતા તે ઉપર નજર કીધી, અને જુવે છે તો તેના બેઉ હાથના વચલાં આગળાંઉપર એકી વીતી દીઠી. તેના ડાબા હાથની વીટીમાં એક કીમતી હીરો જડેલો હતો, અને જમણા હાથની વીટી અકીકની બનાવેલી હતી, જેની વચોવચમાં એક ગોળ મીંડુ કોતરેલું હતું અને તેની આસપાસ કાંઇક હરફો કોતરેલા હતા. પાદશાહ આ છેલ્લી વીટી જોતાંને વાર ચમકયો, અને ઘણીજ અચરતી બતાવા લાગો. લુકસની હવે ખાતરી થઇ કે તેના મીત્ર ખલીફે તેને કાંઇ જેવી તેવી વસ્તુ આપી ન હતી અને ગુલનાર મધન થતી પોતાના મનમાં વીચારવા લાગી કે એ વીટીમાં એવી તે શું કરામત છે કે જેથી એક જુવાન માણસનો જીવ છેક અંતની વેળાએ મારા બાપ જેવા નીરદય સખસના પંજામાંથી બચ્યો. દૌલતખાન પાદશાહે બીજી વાર-વધારે બારીકીથી તે વીટી તપાશી જોઇ અને ત્યાર પછી શું વીચારવું અને કેમ કરવું તેના વીચારમાં પડયો.

પા—(લગાર નરમાસથી) અરે! જુવાન સખસ, આ વીટી તને ક્યાંથી અને કેમ મળી?

લુ—જેહાંપનાહ, એ વીટી મને મારા સોબતી ખલીલ ઉસમાનની પાસેથી મળી છે.

પાદશાહ થોડોવાર સુધી વીચારમાં પડયો; પછી બોલ્યોઃ સાચુંજ બોલજે, આ ખલીલ ને તું કેટલી મુદત થઈ ઓળખે છે? અને તે તને કયાં મળ્યો હતો? એ વીગરે સઘળી બીના વગર ઢીલે કહી-દે.

લુ—મારી સાથ તેની ઓળખાણ થોડાજ કેલાક થયા થઇ છે, અને હમારો મેલાપ એકાએક એક કાવાખાનામાં થયો; અને બાકીની સઘળી વાત તો હમોએ તમને જણાવી દીધી છે.

વળી પાછો પાદશાહ વીચારમાં પડયો. તેણે એક ગોલામને ઇસારત કરી લુકસના હાથ છોડવાનો હોકમ કીધો. લુકસના હાથ જેવા છુટા થયા તેવો તરતજ તે ગુલનારના હાથ છોડવા મંડી ગયો. પાદશાહ એટલો બધો વીચારમાં ગરકાવ હતો. કે તે તેના જોવામાં આવ્યું નહી.

પા—તારે તું સાચુંજ કેહે છે કે એ ખલીલ વીશે બીજું કાંઇજ તું જાણતો નથી?

લુ—કાંઈજ નહીં, નામવર પાદશાહા.

પા—ખરેજ ઘણુંજ તાજુબ જેવું, આજના રાતના બનાવે કાંઈ અજબ જેવી વલાણુ પકડી છે, તોપણુ ખલીલ એ વીટી બાબે શું ખોલાસો કરે છે તે મારે જાણવો જોઇએ છે. તેણે મછવો પાછો ફેરવવાનો હોકમ કીધો અને ગોલામો જોરથી હલેસાં મારવા લાગા. આખરે મછવો ખાહીમાં પેઠો, અંધારૂં હતું, તે ટકનો લાભ લઇ લુકસ અને ગુલનારે પ્યારથી એક એકનો હાથ દાબ્યો. થોડીજ મીનીટની અગાઉ કોઇપણુ સખસે ગુલનાર પાસે આવી એવી અટકલ કરતે કે તેના શોબતી લુકસનો જાન બચશે તો તે કદી પણુ માનને નહી.

બંગલામાં આટલો વાર શું બનતું હતું તે હવે તપાસીએ. ખલીલ અને જુલીયનને પાદશાહ ભોંયતલીએના એક ઓરડામાં ગોંધી ગયો હતો અને ચાર ગોલામોને નાગી તરવાર સાથ ચોકી કરવા હોકમ આપ્યો હતો. વળી પાદશાહ બારણું બંધ કરીને કુંચી પોતાની સાથે લઇ ગયો હતો એવી બીહીકથી કે રખેને તેહેમીના અને જુલીખાં તેઓને નહસાડી મેલે. આ ઓરડાની એક ફાલતુ કુંચી પાદશાહ પોતાના ઓરડામાં રાખતો હતો. ખલીલ અને જુલીયન થોડોવાર

સુધી વાતમાં બેઠા. પણ તેવામાં તેઓને બારણામાં કુંચી ફરતી સંભળાઇ, અને પાછા ફરી જુવે છે તો તેઓને પેલી બુઢી ઓરત અમીના નજરે પડી તે પોતાના નાંખ ઉપર આંગળી મુકતી ખલીલની પાસે આવી આસ્તેથી બોલી, મારી પછવાડે પછવાડે આવ.

ખલીલે તેણીના કાનમાં લાગી જવાબ આપ્યો કે અગરજો તું મને છુટાપણું બખશવા આવી હોય તો હું મારા દોસ્તદારને લીધા વગર આ ઉંબરની બાહાર પગ મુકનાર નથી.

અમીના—તેમ કદી બનશે નહીં,—ખાતરીથી જાણજે કે તારા દોસ્તદારને જરા પણ ઇજા પુગનાર નથી. શું પાદશાહે એમ નહીં કહ્યું હતું કે તે એકજ જણનો જાન લઈ બાકીના બધાઓને છોડી દેશે?

ખ—પણ ત્યારે એ પ્રમાણે ચોરી છુપીથી નાશી જવાનું શું કારણ છે?

અ—બસ, હું કહું તેમ કર,—વધારે સવાલ પુછવાની જરૂર નથી,—તેમાં તારૂં સારૂંજ થશે.

જુ—મિત્ર ખલીલ, આ ઓરતની અરજ કબુલ રાખવામાં હું કાંઈબી હરકટ જોતો નથી.

ખલીલે થોડોવાર સુધી વિચાર કીધો અને પછી અમીનાને કહીયું—તું આગળ ચાલ, હું પછવાડે આવું છું.

એ પ્રમાણે અમીના તેને ઓરડાની બહાર લઇ ગઇ, જેનું બારણું સંભાળીને બંધ કીધું અને કુંચી પોતાની સાથે રાખી. તેને માલપર લઇ ગઈ, અને ખલીલ ખુશી થતો તથા મલકાતો દાદર ઉપર ચહડવા લાગો, કારણ કે તે એવું ધારતો હતો, કે અમીના તેને ઝુલીખાંની હજુરમાં લઇ જાય છે. માલપર આવી પુગતાંજ અમીનાએ જમણા હાથ ઉપરતું બારણું જેમાં પાદશાહની દીકરીઓ રહેતી હતી તે ઊઘાડવાને બદલે ડાબા હાથ ઉપરતું બારણું ઊઘાડયું. ખલીલે લગાર આનાકાની કીધી. પછી તરતજ હીમત લાવી તે ઓરડામાં દાખલ થયો. ઓરડો નાહાનો, પણ ઘણાજ ભપકાથી સીનગારવામાં આવ્યો હતો. અમીના જાણે પોતાના પગના અંગોઠા ઉપર ચાલતી હતી. તેણીએ એક માંહેલું બારણું ઊઘાડીયું,—પોતે બાજુએ ઉભી રહી—અને ખલીલને અંદર જવાની ઇશારત કીધી. ખલીલે હીમત લાવી ઊંબર ઓલંગીઓ, તેની પછવાડે બારણું બંધ થયું,—આસપાસ નજર ફેરવી જુવે છે તો એક ખુબસુરત ઓરતને મખમલના નરમ ગાલીચા ઉપર અઠેલગલી પડેલી દીઠી. ખલીલને માલમ પડીયું કે પાદશાહની દીકરીઓના ઓરડા કરતાં તે અતી ઘણો સુંદર અને શોભાયમાન દીસતો

હતો. તે ઓરત આશરે ૨૫ વર્ષની હોય તેવી દીસતી હતી તોપણ ખરૂં જોતાં તેણીની ઉમર ૩૦ વરસની હતી. તેણીનો પોશાક તેણીની ખુબસુરતીને બર આવે તેવો હતો. તેણીની ખુબસુરતી એક પેહેલા જોનારને મોહીત કરી નાખે તેવી હતી, અને ખલીલ પોતે અગરજો જુલીખાં સાથે મીત્રાચારી બાંધી ચુકો ન હોતે તો બેશક તેણીની ખુબસુરતી ઉપર લોભાયા વગર રહેતે નહીં. તે ખલીલને જોઇને જરા પણ ઉઠી ઉભી થઇ નહીં, પણ જેવી હાલતમાં સુતી હતી તેવીજ હાલતમાં સુઇ રહી. ખલીલ અજબ થઇને ઉભો રહ્યો. તે ધારતી હતી કે તે જુવાન સખસ પોતે ચાલીને તેણીની પાસે આવશે–પણ તેમાં તે નીશફળ થઇ. માટે તેને હાથની ઇશારત કરી પાસે આવવાને અને બેસવાને જણાવ્યું. ખલીલે તેમ કીધું અને તે ઓરત કાંઇબી બોલવાનું શરૂ કરે તેની વાટ જોતો મુગો મુંગો બેઠો. અંતે ચુપકીદી તોડી તે પોતાના મધુર અવાજથી બોલી:–ઓ, ખુબસુરત મુસલમીન જુવાન, તું જાણે છે કે તું કોણની હજુરમાં બેઠો છે ?

ખ—જો હું ભુલતો નહીં હોઊં તો તમો નામવર બાનુ, નામવર દૌલતબાન પાદશાહની વહાલી મોહોરદાર બાનુ ઇસમીલડા છેવો.

ઇસમીલડા—વાહાલી મોહોરદાર ! વાહાલી મોહોરદાર કયારે કે જ્યારે તારા જેવા ફરેસતા રૂપનો મરદ મને ચાહે ત્યારે.!

ખ—ત્યારે એવી આશાથી તમો નામવર બાનુએ મને તેડાવી મંગાવ્યો છે કે?

ઇ—એ આશા નહીં તો બીજી કઇ વારૂ ?

ઇ—નામવર બાનુ, હું તમને અપમાન આપવા ચાહતો નથી, પણ ટુંકમાંજ જણાવું છું કે મારૂં દીલ બીજી ઓરતે જીતીની લીધું છે.

ઇ—નીર્દય જુવાન, જેવો તું ખુબસુરત છે તેવોજ ધાટકી માલમ પડે છે ! મારા બેહદ પ્યારનો બદલો આવી રીતે ધી:કારથી અને તીરસ્કારથી કાં વાળે છે વારૂ ?

ખ–નામવર બાનું, હું કોઇપણ રીતે ધી:કાર અથવા તીરસકાર બતલાવતો નથી. તમારી મેહેરબાનીને માટે હું અતી ઘણો ઉપકારી છું, અને એક ખરા મરદની માફક મેં મારૂં દીલ તમારી આગળ ખુલ્લું કીધું છે.

ઇ–કેહે, મને કેહે, એવી તે કોણ ઓરત છે કે જે પોતાના નખરાંથી તારો પ્યાર અને દીલ જીતવામાં ફતેહ પામી છે ?–પણ આહા ! હવે હું સમજી, મને તો તે ખબરજ છે ! ઝુલીખાંની કાળી આંખોએ તારા પ્યાર ઉપર તરાપ મારી છે પણ આ તો નક્કી છે કે

તેં તેણીને આગમજ કદીપણુ જોઈ ન હતી, અને હું તો નહી ધારતી કે આટલા થોડા વારના અરસામાં તેં તારૂં દીલ તેણીને હવાલે કીધું હોય? ઉઘરતા જુવાન છોકરાઓ, કોઇપણુ ઓરત ઉપર એકાએક પ્યાર દોડાવવાને વીલમ લગાડતા નથી.

ખ—પણુ નામવર બાનુ, તમોજ વીચાર કરો કે આ ઓરડામાં પગ મુકવાને હજુર તો થોડી મીનીટ વહી ગઈ નથી, તેટલામાં તમોએ તમારો મારી તરફનો પ્યાર કબુલ કીધો, તારે હું ઝુલીખાને જોતાંજ, ટુક મુદતમાં તેણીની ઉપર મોહી પડું તેમાં કાંઇ પણુ નવાઇ!

ઇ—ખરે! પણુ અમીનાએ તારી ખુબસુરતીનું વર્ણન એવી તો સરસ રીતે કર્યું કે મારૂં દીલ તે મરદને જોવાને તપી રહીયું અને તું મારી હજુરમાં આવી ઉભો ત્યારે મને માલમ પડીયું કે અમીનાએ કહેલી વાત જરા પણુ શહરાગત ભરેલી ન હતી. ખલીલ, તું જે મારા પ્યારનો ધીઃકાર કરે છે તે સંભાળીને કરજે. સ્ત્રી, જારે એક વાર મરદને ચાહે છે ત્યારે પોતાના જાન વટીક તેના પગ આગળ મુકવાને આનાકાની કરતી નથી, પણુ એકવાર તે રૂઠે છે એટલે તેણીના ગુસ્સાનો પાર રેહેતો નથી તેની તને ખબર છે?

ખ—નામવર બાનું, તમારી મીઠી બોલીથી અને મધુર ભાષાથી મારૂં દીલ પીગળનાર નથી, તેમજ ધમકી અને બીહીકના સખુનોથી પણુ કશું વળવાનું નથી. હું તમો નામવર બાનુને અરજ કરૂં છું કે મને અહીંથી જવા દેવો. પાદશાહ હવે જલદીથી આવી પુગશે, માટે મને તરતજ જવું જોઇએ છે. (ઉઠે છે.)

ઇસમીલડાએ એ શબ્દોની દરકાર કીધી નહી. તેણીએ તરેહવાર કળાથી તે જુવાન સખસને પોતાની જાળમાં ફસાવવાની પેરવી કીધી, પણુ ખલીલના જીગર અને ચશમની સામે ઝુલીખાંની તશવીર આવી ઉભી રેહેતી હતી, માટે તે મનમાં ઘણીજ બળવા લાગી. અને તેણી બોલી, અએ! ખુબસુરત જુવાન, શું હજુ તારૂં દીલ પીગળતું નથી? શું હજુ સુધી પ્યારનો બદલો ધીઃકારથી વાળવા માંગે છે?

ખ—નામવર બાનું, તમારે ખાતર અને મારે ખાતર હું તમને અરજ કરૂં છું કે મને અહીંથી રૂખશુદ લેવા દેવો.

ખલીલે હજુર તો પોતાનું બોલવાનું પુરૂં કીધું નહી તેવામાં એકાએક અમીના ઓરડામાં ધસીને આવી, ને ગભરાતી બોલીઃ—પાદશાહ હમણા આવી પોંહોંચશે, મેં બાગમાં તેના પગલાં સાંભળ્યાં!

ઇ—જા, ખુબસુરત જુવાન જા! પ્યારના જુસ્સામાં આવી કદાચ મેં તારી તરપ બેઅદબી બતાવી હોય તો મને માફ કરજે. અને યાદ કરજે—અને હું તને ટક મળતે પાછો બોલાવીશ.

અમીનાએ તેને ઉતાવળેથી ચાલવાને, બલકે દોડવાને તાકીદ કીધી. તે તેને નીચેના ઓરડા આગળ લઈ ગઇ—બારણું ઉઘાડયું—અને ઓરડાની માંહે ધકેલી દીધો. જરાવાર થયો નહી તેટલામાં દૌલતખાન પાદશાહને બંગલામાં દાખલ થતો અમીનાએ જોયો.

ખલીલે પોતાના મીતર જુલીયનને જે કાંઇ બન્યું તે ટુંકમાં કહી સંભલાવ્યું. જુલીયનને તે ઉપર ટીકા કરવાનો વખત મળ્યો નહી, કારણ કે બારણું ઉઘડયું અને દૌલતખાન પાદશાહે દેખાવ દીધો અને તેઓને પોતાની પછવાડે આવવાનો હોકમ કીધો.

બેઉ જુવાન સખસો તાબે થયા. તેઓ ઉપર ગયા, અને પાદશાહ તેમને પોતાની દીકરીઓના ઓરડામાં લઇ ગયો, જાંથી તેઓ માંહેલા ઓરડામાં પેઠા, અને જુવે છે તો તેમનો મીત્ર લુકસ ગુલનારની પાસે બેઠો હતો, જેઓ બેઉ પ્યાર અને સુખના પુતળાં સરખાં દીસતાં હતાં. તેહમીના અને ઝુલીખાંના સુદર ચેહેરાઓ ઉપર ખુશાલી ચળકી રહી હતી. લુકસ ખલીલને જોતાંજ ઉભો થયો, તેની પાસે જઇ મોટા પ્યારથી કોટી કીધી અને તેના કાનમાં ઉપકારના શબ્દો રેડ્યા. તે બોલ્યો:—જે સખસનો તેં જાન બચાવ્યો છે તે તેની જીંદગીની છેલ્લી ઘડી સુધી તારો ઉપકારી થઇ રેહેશે. ખલીલ બોલ્યો, તે વીટીની જાદુઈ અને ચમતકારીક અસર વીશે મારી પક્કી ખાતરી હતી. તેહમીના અને ગુલનાર ખલીલની તરફ જાણે તેની તારીફ કરતી અને ઉપકાર માનતી હોય તેવા દેખાવથી જોવા લાગી. ઝુલીખાની કાળી આંખોમાં પણ પ્યારનો આતશ સળગેલો નજર આવતો હતો. લુકસ પોતાની ગુલનાર પાસે પાછો આવી બેઠો, પણ પાહાદશાહે કોઈબી રીતે મના કીધી નહી, તે જોઇને જુલીયનને તેહમીના પાસે બેસવાની હીમત આવી, અને ખલીલ પણ ઝુલીખાંની સોડમાં બેઠો. દૌલતખાન પાદશાહ આટલો વાર સુધી ઓરડામાં, દીવાને અજવાળે પેલી વીટી તપાસતો ઉભો હતો. તેની અચરતીનો કાંઇ પાર હતો નહી. ઘણો વાર સુધી એજ પ્રમાણે જોયા પછી તે ખલીલ પાસે ગયો અને બોલ્યો "આ વીટી તારી છે, તો હવે મને કેહે કે તું કોણ છે?"

ખલીલ—હું કોણ છેઉં તે હું તમો નામવરને જણાવી ચુકો છું અને તેથી વધારે બીજું કાંઇ પણ જણાવવા જોગ નથી.

પા—પણ આ વીટી તારા હાથમાં કેમ આવી?

ખ—નામવર પાહાદશાહ, તે મારી ખાનગી વાત છે.

પાહાદશાહ ઘણોજ અજબ થઇને ખલીલના ચેહેરા સામું જોવા

લાગો. તેના દીલમાં કાંઇક શક હતો, પણ તે શક ખાતરી ભરેલો અને વજનદાર લાગો નહી.

પા—ખરેખર, આ ઘણુંજ ભેદ ભરેલું છે. આજની રાતના બનાવોની તવારીખ, અરેબીયન નાઇટસમાંની જીન અને ખવીસની વારતા કરતાં પણ વધારે અજાએબ જેવી છે.

ખ—માણસની જીંદગીમાં બનતા બનાવો ઘણી વેળા અક્કલથી જોડી કાહાડેલી કલપીત વાતો કરતાં અતીઘણા ચમતકારીક માલમ પડ્યા છે.

પા—ખરેજ! તેમાં કાંઇજ શક નથી, કારણ કે આજ રાતના બનેલા બનાવો એ વાતને ટેકો આપે છે. કદાચ આ વીટી—(વળી પાછો ખલીલના ચેહેરા સામું જુવે છે)—પણ નહી, તેમ હોયજ નહી. તેટલાં માટે હવે, એ જુવાન સખસે, તમો રખશુદ લેવો.

ખ—અગર તમો નામવર હમુને આટલા જલદીથી કાહાડી મુકવાના હતા તો આ બેહશત સુરખાં મકાનમા, અને વળી આ પરીચેહેરેની પુતળીઓની હજુરમાં શાને માટે પાછા બોલાવી લાવ્યા?

પા—હું એવું ધારતો હતો કે તું કદાચ આ વીટી બાબે ખરો ખોલાસો સઘળાંઓની હજુરમાં કહી સંભળાવશે પણ હું મારી ધારણામાં નીશફલ થયો છું અને આ વીટી બાબે ચમતકારીક બનાવો સાંભળવાની મેં જે આશા રાખી હતી તે ભ્રષ્ટ થઇ છે.

ખ—તવારીખો, અને કીસ્સા કાહનીની વારતાઓ તો ઘણીએક તમારાં સાંભળવામાં આવી હશે. પણ માણસની જીંદગીમાં બનતા બનાવોની અજાએબી ભરેલી વારતાઓ સાંભળવાને બેશક તમો ખુશી થશો, માટે તમો જો થોડોવાર સુધી ધ્યાન આપો તો હું તમને એક ઘણીજ રમુજી તેમજ ઘણી અસરકારક વારતા કહી સંભળાવું છું.

પાદશાહે તે તરતજ કબુલ કીધું, અને એક કોચ ઉપર બેઠો. ગુલનારે તેની પાસે હુકો લાવી મેહલ્યો, તેમાં તંબાકુ નાખીને સળગાવ્યો. તે હુકકાની નળી જે લાંબી અને ગમે તેવી રીતે મંડાઈ શકાય તેવી હતી, તે પોતાના મોહેડામાં લીધી અને ગુલનાર પાછી લુકસની પાસે જઇ બેઠી. તેઓ બેઉ, તેમજ જુલીયન અને તેહમીના તરતજ પાંમી ગયાં કે ખલીલે વાત કરવાની જે દરખાસ્ત કીધી તે કાંઇજ નહી પણ એક અછું બાહાનું હતું. ખલીલની મરજી એવી હતી કે તે અને તેના બેઉ મીત્રો જેમ બને તેમ વધારે દીવસ સુધી તે છોકરીઓની મંડળીમાં રહી, દોલતબાન પાદશાહને દેખાડી આપે કે તેઓ તેની દીકરી અને ભાણેજનો હાથ લેવાને પુરેપુરા લાયક હતા. ગુલીખાં વી-

ચારતી હતી કે ખલીલની મતલબ એ કરતાં ઉંડી અને ભેદ ભરેલી છે. સઘળી તૈયારી હવે થઇ ચુકી, અને તે જુવાન મુસલમાને એક વારતા શરૂ કીધી, જે નીચેના પ્રકરણમાં વાંચવામાં આવશે; અને જેમ જેમ વાત લાંબી થતી ગઈ તેમ તેમ લુકસ અને ગુલનાર, જુલીઅન અને તેહમીના પોત પોતામાં જરાપણ વાતચીત ન કરતાં, અતી ઘણા ધ્યાનથી, અને આતુરતાથી સાંભળવા લાગાં; અને બધો વખત સુધી જુલીખાંની ભમર સરખી કાળી આંખો તેણીના આશકના ખુબસુરત ચેહેરા ઉપરજ લાગી રહી હતી.

---

## પ્રકરણ ૬ ઠું.

### ખલીલની એક રમુજી અને ભેદ ભરેલી વારતા.

પોતાની વારતા શરૂ કરતાં ખલીલ બોલ્યો કે,—એશેયા માઇનરમાં આવેલો સુલતાન ઇનીનો જીલ્લો તુરકી શેહેનશાહતનુ એક ધનવાન પરગણું ગણાય છે. તેનું મુખ્ય રાજનગર એસ્કીસ્કર છે, જેને ક્રુસેડની લડાઈમાં ડોરીલીયમના નામથી પીછાણવામાં આવતું હતું. એજ જીલ્લામાં ઇટગ્રુરનીનું ગામ અને બીલેજીકનો કીલ્લો આવેલાં છે. ઈટગ્રુરની અને એસ્કીઅસ્કરનાં ગામો એશિયા માઇનરના રાજકર્ત્તાઓ સેલજકના તાબામાં હતાં, પણ બીલેજીક ગ્રીક સરકારના હાથમાં હતું. મારી આ વાર્તાનો સમય ઇ. સ. ૧૨૮૭ યાને હીઝરી સને ૬૮૬ છે. એ સમયે ઇટગ્રુરનીનાં ગામડામાં શેખ એડીબાલ્ડી નામનો એક પવિત્ર ગણાતો પુરૂષ રહેતો હતો જે સેલજક રાજાની પ્રજાના લોકોને મુસલમાન ધર્મમાં વટલાવવાનું મહા પુન્યવાન કામ કરતો હતો. ઘણાજ થોડા વખતમાં આખું ઇટગ્રુરનીનું ગામડું કુરાન પઢવા લાગું હતું. એ પ્રમાણે એડીબાલ્ડી તો એક મહાન પુરૂશ થઈ પડયો. આસપાસનાં શેહેરોના મોટમોટા લડવૈયાઓ કે સરદારો ત્યાં આવી એડીબાલ્ડીના કલમાઓ સાંભળવાને કારણે ઇટગ્રુરડીની આ- વતા હતા. એડીબાલ્ડીને માલેખાટુન નામની એક સૌંદર્યવાન પુત્રી હતી, જે પોતાના ભલા ગુણોથી આસપાસના લોકોનું ધ્યાન ખેંચનારી થઇ પડી હતી. ખુબ સુરતીમાં પણ તેણી સંપુર્ણ હતી, અને હજુ તો તે ચાૈદ વર્ષની વયે પુગી નહીં તેટલાં તો તેને સકલગુણસંપન્ન જાણી અને સાંભળી સુલતાન ઇનીના ઘણાખરા સઘળા ધનવાન સરદારો કે અમીર ઉમરાવો તરફથી તેણીની માંગણી થવા લાગી. તેમાં સર્વેથી વધારે

દીવાનો બનેલો સેલજકનો એક શુરવીર એસ્કીસ્કરનો ઉમરાવ સાઉદજી હતો, અને તેણે તો એટલે સુધી હઠ લેવા માંડી કે એડીબાલ્ડીને ધમકીઓ પણ આપી અત્યાર સુધી માલેખાટુને તો એકેએક માંગાં મક્કમ મને પાછાં વાળ્યાં હતાં, અને સાઉદજીનું માંગું પણ તેણે પાછું વાળ્યું. તેણીએ ખુલ્લો એકરાર કીધો કે તે પરણીને પોતાના ઘરડા પીતાને તેના ઘડપણના કાળમાં તજી દેનાર નથી, અને જ્યાં સુધી તે જીવશે ત્યાં સુધી તેનીજ સાથે રહી તેનું ઘડપણ પાળશે. એક દિવસને સમયે સુર્ય નારાયણ આખા દિવસની થાકથી આસાએસ લેવા જવાની તૈયારીમાં હતો, તે વેળાએ આ બંને પીતા પુત્રી પોતાનાં ઝુપડાંની બાહેર બેઠાં બેઠાં તરેહવાર વિષયો ઉપર વાત ચલાવતા હતાં, તેમાં તેઓએ પોતાના મુલકની સ્થિતિ ઉપર પણ વાત છેડી. સુલતાન ઇનીના જીલ્લાના રાજકર્ત્તા એરતોગરલે સુલતાન અલાદીનની ઘણીક સેવાઓ બજાવી હતી, અને તેના બદલામા તેને સુલતાને તે જીલ્લો આપી દીધો હતો. એ વેળાએ બાઇઝેન્ટાઇન લોકોની સતા ઘટી ઘટીને માઉંટ ઓલીમ્પસના પશ્ચીમ ભાગ તરફ આવી રહેલી હતી, સેલજકનું શેહેનશાહત તેની પડી ભાગવાની ટોંચે આવેલું હતું અને એ સઘળી બીનાથી પવિત્ર એડી બાલડી પોતાની પુત્રીને વાકેફ કરતો હતો. એટલામાં ચાર સવારો ઘોડા મારતા ઝુપડાં આગળ આવી ચઢયા. તેઓ ઘોડા ઉપરથી ઉતર્યા, અને તેમાંથી બંને પીતા પુત્રીએ એસ્કીસ્કરના ઉમરાવ સાઉદજીને પીછાણ્યો. કેટલોક વખત સુધી અરસપરસ ટીકાટીક કરી, સાઉદજી બોલ્યો, એડીબાલ્ડી તારી પુત્રી માલેખાટુનની માંગણી છેલ્લીવાર કરી જોવાને ચાલી ચલાવી હું અત્રે આવ્યો છું. લાંબો સમય થયો હું તેણીને ચાહું છું અને લાંબો સમય થયો હું તેણીને માટે બળું છું, છતાં મારી માંગણીનો બેદરકારી સાથે અનાદર કરવામાં આવે છે. ગામના લોકોની સખાવતને આધારે તું તારૂં ભરણપોષણ ચલાવે છે; પણ નજર નાખ ઓ ઘરડા પુરૂશ, જોઇયે તો ઉતરે કે જોઇયે તો દક્ષીણે, કીંવા પુર્વે કે પશ્ચીમે અને જો કે મારો ડંકો ચોખુણ દીશાએ વાગી રહ્યો છે. નજર કર પેલી તરફ કે ત્યાંના દરેકે દરેક મનુષ્ય તો શું પણ અનસમજ પશુ પ્રાણીઓ પણ મને જોતાં વાર નમન કરે છે. તું મારા સાથે આવીને રહે, અને તારી પુત્રીને મારા સાથે આપ. તારા સ્વપ્નામાં પણ કદી ન જોયલું એવું સુખ તને મારે ત્યાં મળશે. તું જો હવે હઠ કરશે તો સજાને લાયક થશે, તેમજ તે હઠીલી સુંદરી પણ જો ખુશીથી ન સમજશે તો હું જબરીથી સમજાવીશ. એડીબાલ્ડી તુરત બોલી ઉઠયો, સાંભળ ઓ શુરા સરદાર અને રાજપતી, કે મારી

પુત્રીની મરજી ઉપર મારો કસો પણ અખત્યાર નથી. મારાં ભાગ્યની સામે લડવાને મને કશું કારણ નથી. પણ સાંભળી લે કે એ શુરવીર કે નહી તારૂં ધન, નહી તારૂં મન કે નહી તારી ધમકી, તેની ઈચ્છા ફેરવવાને શક્તીવાન થાય. આ કલેજાંમાં કાપ પડે તેવા શબ્દો સાંભળી સાઉદજીએ પોતાની સાથેના સવારોને હુકમ કીધો કે બંને પીતા પુત્રીને ઉચકીને લઇ ચાલવું. હજુ તો સાઉદજીના મોઢાંમાંથી આ હુકમ નીકળે છે તેટલાં તે ત્રણે જણ બનેને ઝુપડાંમાંથી ખેંચાખેંચી કરવા લાગ્યા, તેટલામાં શું બન્યું? દેખાવે શુરવીર, પેહેરાવે ઉમરાવ સરખો એક જવાન ત્યાં જાણે પ્રગટી નીકળ્યો હોય તેમ આવી ચઢ્યો, અને પેલા ત્રણે જણને ઘસડતો જોઈ તેમનો હેતુ પામી ગયો. તુરતજ તેણે અલ્લાહના નામના કસમ લઇ તેમને અટકાવ્યા, અને સાઉદજીએ તેનો સાદ પીછાણ્યો. સાઉદજીએ ખુલ્લાસો કર્યો, એટલે આ નવા શુરવીરે તેને સમજ પાડી કે સાઉદજી, તારે આ પરેહજગાર પુરૂશ અને તેની પવિત્ર સુંદર પુતળીનો ખ્યાલ મનમાંથી કહાડી નાખવો, અને નહી તો આપણી મિત્રતા તોડી દુશ્મનાઇ કરવી. સાઉદજીએ તો મારામારી કરવાનો માર્ગ સુઝાડ્યો કે એક તરફ શુરો સાઉદજી અને બીજી તરફ તો પેલો નવો પેહેલવાન સીંહની માફક રણસંગ્રામમાં ઉતર્યા. તેનું પરિણામ શું આવે છે અને જયદેવી કોને માથે મુગટ ઘાલે છે તેની રાહ જોતા સાઉદજીના ત્રણે સવારો અને પેલો ડોસો શેખ તથા તેની પુત્રી એક બાજુએ ઉભાં. અંતે મારામારીમાં સાઉદજી સખ્ત જખમી થઇ ભોંયે પડ્યો, જે જોઇ તેના ત્રણે સાથીઓ આ નવા જોદ્ધા ઉપર તેનું વેર લેવાને ધસ્યા. આ ત્રણેને ભારે બળતવારીથી તેણે કેટલોક વખત સુધી હઙાવ્યા, પણ અંતે થાકીને લોથ થવા આવ્યો ત્યારે ત્રણમાંના એકે અતિ વિકરાળ બની તે બચારાનો પ્રાણઘાત કરવાને પોતાની તરવાલને આમ તેમ ફેરવવા માંડી, અને જેવો તે દાવ લઇ તેના ઉપર તરવાલ ઉગામવા જાય છે, તેવામાં માલેખાતુને ભોંયે પડેલા સાઉદજીની તરવાલ પોતાના હાથમાં લઇ તે સવારને ઠાર કીધો. બેમાંનો એક પણ જખમી થવાથી પડ્યો અને હવે ત્રીજો એકલો જોઇ નાહીમત બન્યો અને એમ થઇ આ લડાઇનો અંત આવ્યો. ગામમાં પોકાર પડી રહ્યો અને તેઓ સઘળા જખમી થયલાઓને ઘસડી ગયા. શેખ પોતાના યજમાનને લઈ પોતાનાં ઝુપડાંમાં દાખલ થયો, અને તેને થયલા જખમો ઉપર માલેખાતુને પાટાઓ બાંધ્યા. માલેખાતુનની ખુબસુરતીનું જે વર્ણન તેણે સાંભળ્યું હતું, તેથી ઘણો વિસ્મય પામેલો હતો, અને તે હવે નજરે જોવાની તેને સારી તક મળી તેથી તે અતિઘણો

ખુશી થવા લાગો. માલેખાટુન પણ આ સમયે અઢાર વરસની પુર બાહારમાં હતી. આ નવા પહેરોણાએ તે દિવસનું ખાણું સાંજ લીધું અને ઘણીક વાતચીત કરી રાત્રે એક ઓરડામા સુતો. બીજે દિવસે પરોઢીયે ઉઠતાંજ તેણે શેખને પોતે રાત્રે જોયલો સ્વપ્નો કહી સંભળાવી તેનો ખુલાસો પુછયો.

તે જવાન બોલ્યો કે 'હું જાણે તારા સાથે એકજ કોચ ઉપર સુતો છું. તેવામાં એકાએક ચદ્રમા ઉગ્યો અને વખત જતાં તે આખો ને આખો દ્રષ્ટીએ પડયો, અને પાછો નીચે ઉતરી મારી પાછળ સંતાયો. તુરતજ મારા સાંધામાંથી એક ઝાડ ઉગી નીકળ્યું, અને તેના ડાંખળાંઓ આખી પૃથ્વી ઉપર ફેલાઇ ગયાં. આ ઝાડના છાયા હેઠળ, કોકેસસ, તારની અને હીમસના મોટા પાહાડોનાં શીખરો છાયો લેતાં બેઠાં હતાં. ઝાડનાં થડમાંથી ટૈગ્રીસ, યફ્રેટીસ, નાઈલ અને ડાન્યુબ નદી વેહતી જણાઈ. ખેતરોમાં જ્યાં ત્યાં સોનું ભરેલું નજરે પડયું, ઉપર ઉતમ પાક થયો હતો, પાહાડનાં શીખરો જંગલથી ભરેલાં હતાં, અને કાંઇક હજારો ઝરાઓ વેહતા હતા. બાગોમાં ગુલાબના છોડો અસંખ્ય ઉગેલા હતા. શેહરનો દેખાવ અતિ રમણિય લાગતો હતો. પરોઢીયાની બાગનો અવાજ દુરથી સંભળાતો હતો. બુલબુલો કલ્લોલ કરી રહ્યાં હતાં. તેવામાં પવનનો એક ઝપાટો આવ્યો, એટલો સખત કે ઝાડની ડાંખળીઓ એક બીજા સાથે ગુંઠાઈ ગઇ અને તરવાલની નોક સરખાં ઝાડનાં પાંદડાંઓ ઉડીને કાન્સ્તાંટીનોપલ તરફ ગયાં. આ શેહેર બે સમુદ્રની વચે આવ્યું છે, અને બે પાણા કે પોખરાજ વચે જડેલા હીરા સમાન જણાતું હતું, અને તેમ થઇને અતિ વિસ્તારના મુલકની વીટી સમાન તે મુલક જણાયો. આ વીટી હજુ તો હું મારાં આંગળાંએ લટકાઉં તેટલાં મારી નજર ઉઘડી ગઇ." આ સ્વપ્નાનો ખુલાસો તેણે પેલા શેખને પુછયો, જે તેણે તે વેળાએ આપ્યો, અને જણાવ્યું કે તું રણસંગ્રામમાં બીરાજીત થવાને જન્મેલો છે અને તેને રસ્તે તું પડી ચુકો છે. આ સાંભળી તે તરૂણ પણ નામ છુપું રાખી રહેલો યજમાન માલેખાટુન તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો અને કેટલોક વખત અરસપરસ જોઇને પછી તેણે ત્યાંથી એકદમ કુચ કરી જવાની રજા માંગી, કોઇ સમયે પાછા મળવાની ઉમેદ બતાવી ચાલવા માંડયું. એક વરસ થયું પણ આ શુરો યજમાન કદી પાછો દેખાયો નહી. માલેખાટુનને એથી છુપો બળાપો થવા લાગો અને તે વારંવાર દલગીરીનો દેખાવ લઇ બેસતી જે તેના પીતાના જોવામાં આવવાથી તેણે

તેને સમજાવવાના અને તેનું કારણ જાણવાના પ્રયત્ન કર્યા પણ ફોકટ. માલેખાટુન પોતાના પીતાને આ પ્રમાણે અધીરો થતો જોઇ પોતાની દલગીરી છુપાવવા લાગી. આમ ચાલતું જાય છે, તેવામાં બીલેજીકનારાજકર્ત્તા માન્યુઅલ, માલેખાટુનની ખુબસુરતીનાં વર્ણન સાંભળી કેટલાક સવારોની સાથે આવી તેનો પીતા ન જાણે તેમ ગુપચુપ માલેખાટુનને ચોરી ગયો. મેહલમાં રાખી તેના તરફ સારી પ્રિતીથી વર્તવા માંડયું, અને તેને કોઇપણ પ્રકારનું દુઃખ આપવાથી માન્યુઅલ આઘો રહ્યો હતો. આ તરફ પેલા શેખ એડીબાલ્ડી પોતાની પુત્રીનું હરણ થયલું જાણી અતિશય ગભરાટમાં પડયો, અને અંતે એક ઉપાય શોધી કહાડીને અરતોગરૂલના રાજા હજુર ફરિયાદ ગયો. રાજાએ તેની ફરિયાદ સાંભળી લીધી, પણ પોતે અતિ ઘણો ઘરડી અવસ્થામાં હોવાથી, માન્યુયલ સાથે લડવાને અશકત હતો, એટલે તેણે પોતાના પુત્રની મરજી પુછી ઉતર આપવા જણાવ્યું. તે પ્રમાણે રાજાએ પોતાના પુત્ર ઉસ્માનને તે બીનાથી વાકેફ કરતાંજ તે સીંહની પેઠે ઉછળ્યો અને માન્યુઅલ સાથે જંગ મચાવવાનું માથે ઉઠાવ્યું. પેહેલાં તેણે એવી યુકતી કરી કે એક કાસદ મોકલી માન્યુઅલને કહાવ્યું કે હું અમુક દિવસે ભેટ ધરનાર છું માટે અમુક માર્ગ સુધી મને લેવા આવવું. માન્યુઅલ તેનો ભેદ ન સમજતાં કબુલ થયો અને કહાવ્યું કે તે ભેટો સ્ત્રીઓ પાસે મોકલાવવી. ઉસ્માને તુરત ચાલીસ જોદ્ધાઓને સ્ત્રીના પોશાક પેહેરાવી તેમને હથિયાર બંધ કરી મોટા બુરખાઓમાં ઘાલ્યા અને છુપી રીતે પોતાની પાછળ કેટલુંક લશ્કર લઇ આગળ ચાલ્યો. ઠરાવેલે દિવસે તેઓ ઠરાવેલી જગાએ આવી પોહોંચ્યા કે, ઉસ્માને માન્યુઅલ ઉપર તુટી પડી તેને ઠાર કર્યો અને તે જે લશ્કરને સાથે લાવ્યો હતો તેનો પણ પરાજય કરી, તેનો મુલક હાથ કીધો. ઉસ્માન મેહેલમાં જઇ માલેખાટુનને મળ્યો, અને તેને સઘળી વીગતથી માહીતગાર કરી ઘોડે બેસાડી તેણીને તેના પીતાનાં ઝુંપડાંમાં લઈ આવ્યો. બુઘો શેખ આ જોઇ અતિઅંત ખુશી થયો, અને આ શુરવીર તારનાર કોણ છે તે જાણવા માંગ્યું. માલેખાટુને તુરત ખુલાસો કરી, પીતાને સમજાવ્યું કે તે આપણો રાજા ઉસ્માન છે. ગયે વરસે સાહેબજીના ખુની હાથમાંથી છોડાવનાર પણ એજ વીરલો છે, માટે તેને નમવું. તુરતજ બુઘો શેખ તેને પગે પડયો, અને પછી પેલા સ્વપ્નાનો ખુલાસો કહી સંભળાવ્યો. તેમાં પેહેલું તો માલેખાટુન તેના હાથમાંથી જવાનું અને બીજું તો મોટા મુલકની હાકમી તેને મળવાનું હતું. ઉસ્માને અંતે માલેખાટુનની માંગણીનમંતાઇ સાથે કરી જે બુઘો

શેખ એડીબાલ્ડીએ સ્વિકારી, અને બીજેજ દિવસે એડીબાલ્ડીના એક ધર્મગુરૂએ લગ્નની પવિત્ર ક્રીયા કરી તેમને વિદાય કર્યાં.

## પ્રકરણ ૭ મું.

### ખલીલની વારતા—તેનાં શેવટ માટે ઈંતેજારી.

ખલીલની વારતા ઘણુજ ધ્યાનથી સાંભળવામાં આવી. આગળ જણાવ્યું તેમ લુકસ અને ગુલનાર, જુલીયન અને તેહેમીના પોતાની મધુર વાતો કરવાનું છોડી દઇ ખલીલની વારતાનું છેવટ શું આવશે, તે સાંભળવાને બહુજ ઇનતેજાર માલમ પડતાં હતાં. ઝુલીખાં એકી તગરે ખલીલના ચેહેરા સામુંજ જોયા કરતી હતી. ખલીલની વાત કરવાની ઢબ, તેનું જોશ ભરીયું બોલવું, તેનો મધુર અવાજ એક નાટકીના જેવા ચાળા છેલે મોહોબતના જુસ્સાનું અસરકારક વર્ણન, એ સઘળાં જોઇ ઝુલીખાં તેની અંદરખાનેથી તારીફ કરતી હતી. દૌલતખાન પાદશાહ પોતે પણ તે વારતાની મધુર કેફમાં એટલો તો ચકચુર બની ગયો હતો, કે તે પોતાના હુક્કાને પણ વીસરી ગયો—તે મધેનો આતસ બુજાઇ ગયો,—હુક્કાની નળી તેના હાથમાંથી પડી, અને તે જુવાન ખલીલની વારતાનો રસ ગોયા સવાદ લઇ લઇને પીતો હતો. બધા મુસલમાનો, તેમાં ઘણું કરી તેમના બાદશાહો, મોહોબત અને લડાઇની વારતા અને તવારીખો—પછી તે ખરી હોય યા જોડી કાહાડેલી હોય તે,—સાંભળવાને બહુજ શોખીલા હોય છે, એટલુંજ નહીં, પણ સર્વેથી સરસ વાત કરનાર સખસને મોટો પગાર આપી પાદશાહની દરબાર મધે રાખવામાં આવે છે. જેવી રીતે તેઓ ફુરસદની વેળાએ પોતાના મગજને ગમત આપવાને અરથે સ્ત્રીઓના મધુર ગીતો સાંભળે છે, તેવીજ રીતે તેઓ ઇતરાજીમાં આવે ત્યારે પોતાની દરબારના કેટલાએક ખુસામદખોરા માણસોની હજુરમાં પેલા વાત કરનારને બોલાવે છે, અને કલાકના કલાક સુધી તે સખસ તરેહવાર કળાથી પાદશાહના મનને ખુશી કરે છે, જેમાં કેટલીએક વેળા તો તેને પાદશાહની પોતાની તરફથી સાબાશીના અને વાહવાનો પોકારો મળે છે. જે વાત ખલીલે હમણા કીધી, તેથી કરી પાદશાહ એક કરતાં વધારે કારણસર ખુશી થયો. પેહેલું તો, તે લડાઇની વારતા હતી, અને પોતે પણ એક

વાર સીપાઇ તરીકે લડાઇના મેદાનમાં બાહાદુરી મેળવી હતી, તેથી તેના આગલા જુસ્સા ગોયા પાછા તાજા થયા. બીજું તો, તે મોહોબતની વારતા હતી—જે તે બુઢા પાદશાહને તેમજ બીજાં જુવાન સાંભળનારાઓને એક સરખી રસભરી લાગી હતી. ત્રીજું તો, તે વારતા ખવીસ, જીન, પરી અને ફરેસ્તા વીગેરેથી ખાલી હતી, જેથી મનને કંટાળો ન ઉપજતાં ઓર ખુશાલી ઉતપન થતી હતી.

ખલીલે જ્યારે પોતાની વારતા પુરી કીધી, ત્યારે તેને ગોયા દમ લેવાને વખત મળયો, અને ઝુલીખાં શીવાય દરેક જણે ખલીલનો મોટો ઉપકાર માનીઓ. જો કે ઝુલીખાં કાંઇપણ બોલી નહી, તોપણ તેણીની આંખો, તેણીના વીચારો જાહેર કરવાને બસ હતી. થોડોવાર પછી, એટલે બધાંએ ખલીલનો ઉપકાર માની રહ્યા પછી, પાદશાહ બોલ્યોઃ—હું આપણા પેગમબરનાં કસમ લઇને કહું છું કે તારી વારતા મને ઘણીજ પસંદ પડી છે, પણ હવે એ વારતા ઉપરથી હું શું સમજું ?

ખલીલ—એટલુંજ કે હું જે દેશનો રહેવાશી છું તેની તવારીખથી હું પુરેપુરો માહીતગાર છું. પણ મારી પાસે બીજી છ કે સાત વારતાઓ છે, જેની સાથ સરખાવતાં આ વારતા તો કુછ બીસાદમાં નથી, બલકે જેમ હીરાને એક કાચના કટકા સાથ સરખાવવું અક્કલથી ઉલટું છે તેમ તે પણ છે.

પા—પણ હમણાં તો મોડું થઇ ગયું છે, નહી તો કે—

ખ—(વચમાં બોલી ઉઠે છે) નહી તો કે, અગર તમો નામવરની મરજી હશે તો આવતી કાલે સાંજના મોટી ખુશી સાથે, મારી બીજી વારતા તમને કહી સંભળાવીશ.

પા—પણ ત્યારે તો વળી પાછી મારા જનાનખાનામાં તમને બીજી મુલાકાત લેવી પડશે અને એકવારકી તું અને હું એ પરમાણે એજ જણ એકલા હોઇએ તો મારે કાંઇ પણ હરકત નથી.

ખ—અને જો એમજ હોય તો હું તમારી પાસે માફ માગું છું. મારી વારતા રસભરી કરવાને સારૂં બે વાતની જરૂર છે. પેહેલી તો એ કે, ઓરતોની હાજરી, બીજી એ કે, તમો મને મારી મરજી માફક કરવા દેવો, એટલે કે આજ રાતના જેઓની હજુરમાં મેં વાત કીધી છે, તેઓનીજ હજુરમાં આવતી કાલે પણ કરવાની રજા આપો.

પા—પણ એમ કદી બનેજ નહી કે હું તમને મારા બંગલામાં તેમી વળી તેના ખાનગી ભાગોમાં આવવાની અને જવાની રજા આપું; કારણ કે એ વાત જો બાહેર ફેલાઈ તો મારે વીશે લોકો ગીબત આયા વગર રેહેજ નહી.

ખ—આવવાની અને જવાની કાંઈજ જરૂર નથી. કારણ કે તમારી પરોણાગતથી અને મેહેરબાનીથી હમો એટલા તો સંતોશ પામીઆ છીએ, કે અગર જો તમો નામવર હમુને તમારા આ મેહેલમાં પરોણા તરીકે કાલ રાત સુધી રાખવાને ખુશી હશો તો, હમોને ગમે એવી સખત ચોકી, પેહેરામાં રાખશો તો પણ હમો સંતોશ પામીશું.

પાદશાહ, થોડો વાર સુધી ખલીલના ચેહેરા તરફ જોયા પછી લાંબો વીચાર કરીને બોલ્યો:—આ તારી અરજ હું કબુલ રાખું છું કારણ કે તારી પેહેલી વારતા કરતાં બીજી ઘણીજ અજાબ જેવી વારતા કહી સંભળાવાને તું વચન આપે છે, અને આશા રાખું છું કે મારી મેહેરબાનીનો તમો ગેરઉપયોગ કરશો નહી. હવે સુવા જવાનો વખત થઈ ગયો છે, ઝુલીખાં, તને પણ મોડું થાય છે.

ઝુ—મારા વાહાલા મામા, મને મારા બાપે—અગર મારાં રેહેવાથી આ મારી બેહેનો તથા તમો દલગીર નહી હોવો તો—એક બે દાહાડા અત્રે રેહેવાની રજા આપી છે. ગુલનાર અને તેહમીનાએ ઝુલીખાને પોતાની મંડળીમાં રાખવાનું ખુશીથી કબુલ કીધું, અને દૌલતબાન પાદશાહે પણ તેમને ખુશીથી ટેકો આપ્યો. પાદશાહે ખલીલને અરજ કીધી કે તેણે સુવા જવાની અગાઉ એક મધુર ગીત ગાઈ સંભળાવવું. ઝુલીખાં ખલીલને મોહોડેથી ગીત સાંભળવાને ઘણીજ ઈનતેજાર હતી, માટે મનમાં હરખાતી પોતાનો સીતાર લેવાને પાસેના ઓરડામાં દોડી ગઈ. જરા વારમાં તે પાછી આવી, અને શીતારના તારો ગોઠવીઆ બાદ ખલીલના હાથમાં આપ્યો, જેણે પોતાના મધુર રાગથી ગીત ગાવાનું શરૂ કીધું. તે જાતે ચંચળ હોવાથી તેજ જગાએ ઝુલીખાની ખુબસુરતી ઉપર એક ગીત જોડી કાહાડયું.

મધ્યરાત થવા આવી હતી માટે તેઓએ હવે છુટાં પડવાને દુરસ્ત ધારીયું, બલકે પાદશાહ પોતે પણ ઠાકી ગયો હતો. તે હવે ઉઠયો અને પેલા ત્રણ જુવાન સખસોને પોતાની પછવાડે આવવાને જણાવ્યું. તેઓ પોતપોતાની માશુકોને સલામ કરી પાદશાહની પછવાડે આલ્યા. પાદશાહ તેઓને પોતાના બંગલાના જાહેર ભાગમાં એટલે કે જે ભાગમાં તે તેની મુલાકાતે આવનારાઓની ભેટ લેતો હતો તે જગાએ લઈ ગયો. બંગલાનો એ ભાગ, જે ભાગમાં જનાનખાનું હતું તેથી તદન જુદો અને હેલાયદો હતો તેઓને ત્રણ જુદા જુદા સુવાના ઓરડામાં રાખવામાં આવ્યા, અને પોતે પોતાના ઓરડામાં ગયો. આ ત્રણ સખસોમાંથી, હુકસ અને જુલીયનને બાજુએ રેહેવા દઈ બાહાદુર ખલીલ શું કરે છે તે હવે જોઈએ. તરેહવાર બાહાના કહાડી

તે પાદશાહ પાસે તે રાતના રેહેવાની રજા મેળવવામાં ફતેહ પામ્યો તો ખરો, પણ તે હવે તેનો શું ઉપયોગ કરે છે તે તપાશીએ. ઓરડો અછી રીતે સીનગારેલો હતો. બાજુએ એક મેજની ઉપર તરેહવાર જાતનો દારૂ અને લેહેજતદાર મેવો પાથરેલો હતો. પાદશાહ બારણું બંધ કરીને, કુંચી પોતાની સાથે લઇ ગયો હતો. ઓરડો, જમીનની સપાતીથી ઘણોજ ઉંચો હતો, માટે અગર ખલીલ નાહસવાનો વીચાર કરતે તો તેનાથી સહી સલામત ઉતરી શકાતે નહી. પણ તે નાહસવાનો વીચાર કરે શું કરવા? તેણે તે રાત જ નાનખાનામાંજ કાહાડવા સારૂં તો પાદશાહ આગળ તરેહવાર બાહાનાં કાહાડયાં હતાં. પેહેલાં તો તેણે થોડાએક મેવો ખાધો, અને ઠાકેલાં મનને લગાર તાજું કીધું, વળી કેટલા કેટલા કલાક થઇ ગયા, તેણે કાંઇ પણ ખોરાક લીધો ન હતો માટે તે મેવો ઠીક વેળાસર મળ્યો એમ કેહેવાય; ત્યારબાદ તે એક કોચ ઉપર બેઠો અને તે સાંજના બનેલા બનાવો ઉપર વીચાર કરવા લાગ્યો. થોડો વાર થયો એટલે તે કોચ ઉપરથી ઉઠયો, અને ઓરડાના દરેક ભાગને બારીકીથી તપાસવા લાગો. જમીનની ઉપર એક સુંદર ગાલીચો પાથરેલો હતો, અને આસપાસ હારેનાર નરમ ગાદીઓ અને તકીઆ ગોઠવેલા હતા. વચોવચમાં એક બતી ટાંગેલી હતી, જેમાં સાધારણ તલને બદલે કોઇ જાતનું સુગંધી તેલ બળતું હતું. બારીઓ ઉઘાડી હતી, અને બાગમાંના સુંગંધી ફુલોની લંપટ પવનના ઝપાટા સાથ ખેંચાઇ આવતી હતી. બોસફોરસ નદીના પાણીનો અવાજ સંભળાતો હતો, અને પવનની ધીમી લેહેકી તેનાં થાકેલા મનને તાજગી આપતી હતી. ખલીલ થોડોવાર સુધી બારીવાટે ડોકું કાહાડી ઉભો, પણ તેવામાં કોઇ પાસેનાં ઓરડામાં ગાતું હોય તેવો અવાજ તેને સંભળાયો. તેણે વધારે ધ્યાનથી સાંભળ્યું, અને હવે તેની ખાતરી થઇ. થોડાજ વારમાં તેને માલમ પડયું કે તે અવાજ બીજા કોઇનો નહી પણ તેના મીત્ર જુલીયનનો હતો. તેણે બીજી બારી આગળ જઇને સાંભળ્યું, પણ ત્યાંથી તો કાંઇ પણ અવાજ સંભળાયો નહી. ત્રીજી આગળ ગયો ત્યાંથી પણ કાંઇ સાદ આવ્યો નહી. એ ઉપરથી તે પાછો પેહેલી બારી આગળ ગયો, અને હજુર સાદ આવતો હતો, તે ઉપરથી તેણે અટકળ કીધી કે પાસેના ઓરડામાં જવા સારૂં એક પણ છુપું બારણું રાખ્યું હશે. એવા છુપાં બારણાએ તેણે ઘણીએક જગાએ જોયલાં, માટે તેવું એક શોધી કાહાડવામાં તેને ઝાઝો વીલબ લાગો નહી. તેણે એક કમાન સોધી કાહાડી, જે પોતાના અંગોઠાથી દાબતાંજ જરા પણ અ-

વાજ કરીયા વગર એક બારણું ઉઘડીયું. ખલીલે ધારીયું હતું તેમ પાસેનો ઓરડો દેખાવાને બદલે, તેને માત્ર એક ચાલ, જે આસરે ત્રણ ફુટ પોહોળી હતી, તે નજરે પડી. તે ચાલમાંથી જુલીયનના ઓરડામાં જવાઇ શકાય એવું હતું, કારણ કે બારણું ઉંઘડીયા પછી જુલીયનના ગીતના શબ્દો ખુલ્લા સંભળાતા હતા. આ તો દેખીતુંજ હતું કે જુલીયનને પાસેનું બારણું ઉંઘડવાની ખબર પડી ન હતી, કારણ કે તેમ હતે તો તે ગાવાનું તરતજ બંધ કરતે, પણ તેને બદલે તો તે વધારે સુરમાં આવીને ગાતો હતો.

ખલીલે લાંબી નજર કરી સામી બાજુએ જોયું. ચાલમાં અંધારૂં હતું, પણ તેને નાંહે બતીનાં ઝાંખાં કીરણ થોડે થોડે વારે માલમ પડતાં હતાં. તેના ઓરડામાં છુટી બતી મુકેલી હતી નહી, અને જે એક બતી હતી તે તો ટાંગેલી અને સાંકલ સાથ બાંધેલી હતી, એવી રીતે કે તે સાંકલ તોડે તોજ તે બતી છુટી થઇ શકે. ખલીલ તે સાંકલ તોડવાને જરા પણ ખુશી નહી હતો, અને તોપણ તેણે પોતાની સોધ કરવાનો પકકો ઠેરાવ કીધો હતો. તેને તરતજ એક ઉપાય સુઝીયો. કાગળનો એક મોટો કટકો લીધો અને તેને મસાલની માફક વીટાળ્યો, તેને સળગાવ્યો, અને ચાલમાં નાખ્યો. બળતાંને અજવાળે તેને માલમ પડીયું કે ચાલને છેક છેડેથી એક દાદર હતો. પેલું કાગલ બળી રહયું, અને હવે ખલીલને માલમ પડયું કે જે ઝાંખાં કીરણ તેને પહેલે દેખાંયાં હતાં તે કીરણ દાદરની છેલ્લી પગઠી ઉપર પડતાં હતાં, બતી દેખાતી ન હતી પણ તેના કીરણોજ દેખાતાં હતાં તે ઉપરથી તેણે ધારીયું કે બતી, દાદર ઉપરથી ઉતરતાં ડાબા હાથ ઉપરની ચાલમાં ટાંગેલી હશે. તેણે ત્યાં જવાનો ઠેરાવ કીધો; વાંચનાર જાણે છે કે તેણે પોતાની પાસેનાં હથીઆરો પાદશાહના હોકમ ઉપરથી ગોલામોને હસ્તક આપ્યાં હતાં, તે છતાં પણ એખલો જવાને જરાએ બીહીધો નહી. અગર તે ચાહાતે તો તે પોતાના મીત્ર જુલીયનને પોતાની સાથ લઇ શકતે, પણ કદાચ પકડાઇ જવાથી જે જોખમ આવી પડે તેમાં તેનો મીત્ર જુલીયન ભાગ લે એવી તેની મરજી ન હતી. માટે પાસેના ઓરડામાં કાંઈ પણ નહી સંભળાએ તેવી રીતે તેણે પોતાની શોધ કરવાનું જારી રાખ્યું.

# પ્રકરણ ૮ મું.

## એક ભયંકર ભોયરામાં ખલીલ.

ખલીલ હીમત લાવી હવે દાદર ઉપરથી ઉતર્યો, જેના પગથીઆં ઉપરથી તેણે અટકળ કીધી કે એ દાદર છેક ભોંયતળીએ સુધી પોહોંચ્યો હશે. તેણે આગળ ધાર્યું હતું તે પ્રમાણે તેણે એક બતી ત્યાં તાંગેલી જોઇ; પેહેલાં તેણે જે કીરણો જોયાં હતાં તે આજ બતીનાં હતાં, અને તે એટલાં તો ઝાંખાં હતાં કે ખલીલને તે છુપું બારણું ઉઘાડતાં નજરે પડયાં નહી તેમાં કાંઇ નવાઇ નથી. એવાં છુપાં બારણાઓ, મારગો, અને ભોંયરાઓ આવા એક સુંદર મેહેલમાં શા માટે બનાવ્યા હશે એ સવાલ તેણે પોતાના મનને પુછયો નહી, કારણ કે આ કાંઈ તેણે પેહેલી વાર જોયું ન હતું. પેહેલાં તો એવાં ભોંયરાઓ, ખજાનો અથવા દોલત સંતાડવાને કામે લાગતાં હતાં; અથવા, સરકારી અમલદારો જ્યારે પણ ધારાની તકસીરમાં સપડાતા હતા ત્યારે તેઓની ઉપરનું આફતનું વાદળ વીખરાઈ જાય નહી ત્યાં સુધી તેઓ ત્યાં ભરાઇ બેસતા. આ વારતાની શરૂઆતમાંજ હમોએ જણાવ્યું છે કે હાલનો સુલતાન પોતાની રૈયતના જાન માલની સલાગતીની તકેદારી રાખવામાં સઉથી પેહેલો હતો, અને પોતાના ખાસ હોકમ વગર કોઇબી પુરૂષનો જાન લેવાને અને ફાંસીની શીક્ષાનો હોકમ કરવાને કોઇબી અમલદારને સત્તા નહી હતી. પણ આગલા રાજ્યોનો મામલો તદન જુદો હતો. તે વેળાના અભણ અને અજ્ઞાન પાદશાહો પોતાની મરજી અને ઇતરાજીમાં આવે ત્યારે કોઇપણ માણસ, અમલદાર, કે ન્યાયાધીસનો જીવ લેવાને ગમે એવા નજીવાં કારણ સર પછાત પડતા ન હતા. મીલકત જપત કરવા માટે પાદશાહની ભપકાદાર મોહોર સાથનો પેગામ લઇ સુલતાનનો વીસવાસુ નોકર તેની સનમુખ આવી કેઈ ઘડીએ ઉભો રેહેશે તેની સઉથી અદલમાં અદલ અને વડા ન્યાયધીસને પણ ખબર ન હતી. આવા ભયંકર વખતમાં સંતાઇ જવા સારૂ તવંગર લોકો પોતાના મેહેલોમાં છુપાં ભોંયરાંઓ બનાવતા હતા અને તેમાં, જ્યાં સુધી તેના મીત્રો કાંઇ કળાથી સુલતાન ઉપર ફાવી જઇ તેનો હોકમ ફેરવાવે નહી ત્યાં સુધી ભરાઇ બેસતા. આ સઘળી વાતથી ખલીલ પુરેપુરો વાકેફ હતો, અને આવા છુપા મારગોથી તે કોઇબી રીતે અચરત થતો ન હતો, પણ

જે અચરતી તેને ઉત્પન થઈ તે એટલાજ માટે કે ત્યાં પેલી બળતી બતી શા સારૂં રાખવામાં આવી હશે.

તે હળવેથી આગળ વધ્યો. તાંગેલી બતીની બરાબર નીચે જુવે છે તો તેને માલમ પડીયું કે લાકડાનું એક ચોરસ 'બારણું' પથરની જમીનની સપાટીની બરાબર જડી લીધું હતું. તે બારણું ઉચકવા સારૂં કોઈ જાતનું કડૂં તેને જડેલું ન હતું, તો પણ ખલીલની ખાત્રી થઇ કે તે બારણું બનાવવામાં કોઇપણ મતલબ રાખી હશે. પેહેલાં તેને એવો વીચાર આવ્યો કે એ જગોએ દોલતબાન પાદશાહે પોતાનો અખુટ ખજાનો સંતાડયો હશે પણ તેને વળી બીજો વીચાર આવ્યો કે એમ કદી હોયજ નહી, કારણ કે અગરજો તે ખરેખરજ દોલત સંતાડવા સારૂ ભોયરૂં કીધું હોય. તો આવી રીતે પથરની જમીનમાં લાકડાનું બારણું બનાવે નહી; કારણ કે તેમ હોય તો તે ખજાનો ચોરની આંખથી છુપાવવાને બદલે ગોયા દેખાડી આપે. ત્યારે હવે તેનો ઉપયોગ શું હશે? ખલીલે તેની ઉપર હળવેથી પોતાનો પગ અફાડયો, અને તેમાંથી પોકલ અવાજ નીકળ્યો. તે બીજી વાર, વધારે જોરથી અફાડવા જતો હતો, પણ તેણે વીચાર્યું કે તેમ કરવાથી ગોંધાત થશે અને તેની શોધ કરવાની મતલબ ઉંધી વળી જશે. એ પ્રમાણે વીચાર કરી, તે આગળ ચાલ્યો. અને થોડાજ વારમાં વળી એક બીજા દાદર આગળ આવી પોંહોંચ્યો થોડો વાર સુધી લગાર આનાકાની કીધા પછી તે તેની ઉપર ચઢયો. વળી બીજી એક બતી આગલના જેવીજ ટાંગેલી તેને નજર પડી. આ બતીના કીરણો એક નાહાના બારણા ઉપર પડતાં હતાં અને તે અરધું ઊઘાડું હતું. આણી તરફ ખલીલ હવે ચાલ્યો. તે ઊંબર ઉપર પગ મુકે છે એવામાં એક સુતેલા માણુસના ઘુરવાનો અવાજ તેને કાને પડયો. બારણું અરધું ઊઘાડું હોવાથી બાહારની બતીનું અજવાળું માંહે પડતું હતું, અને હવે ખલીલને માલમ પડયું કે તે ઓરડામાં એક કદાવર અને ભારી આંગવાળો કાળો ગોલામ એક લાકડાંના પોહોળા બાંખ ઉપર ચતોપાટ પડેલો હતો. એ ગોલામના જેવો બીજો કોઇ બદસીકલ પુરૂષ ખલીલે પોતાની જીંદગીમાં જોયો હોય એવું તેને યાદ ન હતું. આ બીહામણા ચેહેરાનો ગોલામ સીધીની વરણુનો હતો, અને ખુબશુરતીને અને તેને તો અઢાર કોસતું છેટું હતું તેના ઘુરવા ઉપરથી, અને તેની સુવાની ઢબ ઉપરથી ખલીલે ધાર્યું કે તે દારૂની કેફમાં ચકચુર થઇ પડયો હશે. તેની કમરે એક પટો બાંધેલો હતો, અને તેની સાથે એક મોટી તરવાર લટકતી હતી; એ ઉપરથી પણ તેની ખાત્રી થઇ કે તેને સુવા જવાની

આગમજ શરાબની ધુન ખુબ ચહડી હશે. તે હજુર સુતેલોજ હતો. ખલીલ પાછો નીચે ઉતર્યો, પેલાં ભોંયરાનાં બારણા ઉપર થઇને પોતાના ઓરડા તરફ જવાના દાદર ઉપર ચઢયો, પણ હવે ત્યાં તદન અંધારૂં હતું, એટલે તેણે અટકળ કીધી કે દીવો કદાચ બુજાઇ ગયો હશે.

તેણે પોતાના હાથ લાંબા કીધા, અને તેના હાથની સાથે એક બારણું અઠડીયું. તે બારણું બંધ હતું, તેણે આખાં બારણા ઉપર હાથ ફેરવી જોયો પણ તે ઉઘાડવાનો એક પણ ઉપાય તેને સુઝીઓ નહી એજ બારણાની બરાબર સામે એક બીજુ બારણું તેના હાથને લાગું તે ઉઘાડવામાં પણ તે નાશીપાસ થયો પેહેલું બારણું તેના પોતાના ઓરડાનું હતું અને બીજું તેની સામેનું, તે તેના મીત્ર જુલીઅનના ઓરડાનું હતું. જુલીઅનના ઘુરવાનો અવાજ ખલીલે સાંભળ્યો ખરો, પણ તેણે બારણું ઠોકવાની હીમત ચલાવી નહી કારણકે તેથી પાદશાહના બીજા નોકરો જેઓ પાસેના ઓરડામાં કદાચ સુતા હોય તેઓ જાગી ઉઠે. તેણે તરતજ પોતાના ગજવામાંથી કેટલાંએક નકામાં કાગળો કાહાડયાં અને નીચે જઈ સળગાવી લાવ્યો, એવી મતલબથી કે તેને અજવાળે તે પોતાના બારણાની છુપી કળ સોધી કાહાડે. પણ તેમાં તે કમનશીબે નીશફલ થયો. કાગળો બળી ગયાં, અને મસાલ હોલવાઇ ગઇ. ઘણો વાર સુધી અંધારામાં ઉભું રેહેવું તેણે જોખમ ભરેલું ધાર્યું તેથી તે પાછો ઉતરી પડયો અને પેલો ગોલામ સુતો હતો તે ઓરડા આગળ ગયો. હજુર તે ભર ઉંઘમાંજ પડેલો હતો, એવી તેની ખાત્રી થવાથી વળી એક દાદર જે હમણાંજ તેની નજરે પડયો તે પર ચઢયો. સામેજ એક બારણું હતું, જેની કલ ફેરવતાંજ તે આંહે ઉઘડયું, અને હવે તેને એક ભારી મખમલનો પરડો લટકતો નજર આવ્યો. આ પરડો ખસેડીને જુવે છે તો તેને એક ભપકાદાર અને અછું સીનગારેલું દીવાનખાનું નજર પડયું. અને એક ઓરત, ગુલાબના ફુલની ખીલતી કલીના જેવી સુંદર, રેશમી સાતીનના નરમ બીછાનામાં જાણે દતાયલી તેને નજર પડી. આ ઓરત બીજી કોઈજ નહી, પણ દોલતબાન પાદશાહની મોહોરદાર ઇસમીલડા બાનુ હતી.

તેણે તરતજ હીમત લાવી બારણું બંધ કીધું, અને પરડો પાછો ઓઢયો. ખલીલ તેણીના બીછાના આગળ ગયો. જમીન ઉપર જાડો ગાલીચો પાંથરેલો હોવાથી, તેનાં પગલનો જરાપણ અવાજ થતો ન હતો. તે તેણીના ચેહેરા ઉપર વાંકો વળ્યો. ઇસમીલડા ઉંઘમાં હસતી હતી. વળી જરા રહીને જાણે ગુસ્સે થઇ હોય તેમ ભવાં ચહડાવ્યાં. વળી પાછો તેનો ચેહેરો હસતો નજર આવ્યો, એવી એવી રીતે તેણીના

ચેહેરાએ તરેહવાર આકાર પકડયા પછી આખરે તેણીએ કોર મરડી. પણ આટલો બધો વાર તે ઉંઘમાંજ હતી. ખલીલે ધાર્યું કે તે સ્વપનો જોતી હશે. કોર મરડવાથી તેણીની સોડમાં એક તરવાર હતી તે ગગરીને નીચે પડી. ખલીલે જમીન ઉપર પડવા ન દેતાં તે પોતાના હાથમાં ઝીલી લીધી. આ તરવાર દૌલતખાન પાદશાહની કમરે તેણે ગઇજ રાતના જોઇ હતી. તેના મ્યાન ઉપર સુનાનો ઢોળ ચહડાવેલો હતો, અને તેની મુઠમા બેહદ કીમતી હીરાઓ જડેલા હતા આ તરવાર તેના હાથમાં આવી માટે અંદરખાનેથી તે ખુદાનો ઉપકાર માનવા લાગો. કારણ કે તેણે ધાર્યું કે અગરજો ઇસમીલડા ગુસ્સામાં આવી શોહોર ઉઠાવશે તો અને પેલો બદસોકલ ગોલામ તેણીની મદદે આવશે તો આ તરવાર તેને પોતાનો બચાવ કરવા માટે એક ગાછું હથીઆર થઈ પડશે. વાંચનાર જાણે છે કે ખલીલે ઇસમીલડાનો પ્યાર ન કબુલ કરતાં તેણીને ધીઃકારી કાહાડી હતી માટે તેનું વેર લેવા માટે તે કદાચ બુમ પાડી ઉઠે, તેમાં કાંઇજ શક ન હતો. પણ તેવામાં એકાએક તેણીની આંખો ઉઘડી ગઇ. અને ખલીલને ઓળખતાંજ તેની ઉપર ખ..ા થઇ બુમ પાડી મદદ માંગવાને બદલે તેની ઉપર હસતા ચેહેરાથી જોવા લાગી. થોડો વાર સુધી તગર તગર જોયા પછી તે બોલીઃ– ઓ' ખુબસુરત નવજુવાન મરદ! શું ખરેખર તુંજ છે? કે ફકત મારાં મનની કલ્પના છે? હા, બેશક તુંજ છે, અને તું હસતા ચેહેરાથી મારી તરફ જુવે છે!

ખલીલ ખરેખરજ હસતા ચેહેરા સાથ તેણીની તરફ જોતો હતો. તેણે થોડાજ કલાકની વાત ઉપર ઇસમીલડાના પ્યારને ધીઃકારની નજરથી જોયો હતો, પણ હમણાં તે હસતો અને ખુશ મીજાજમાં હતો, તેમાં તેની કાંઇક ચોકસ મતલબ હતી. આ જગોએ યાદ રાખવું કે તે પોતાની ઝુલીખાંને વીસર્યો ન હતો. ઇસમીલડા વળી જુસ્સામાં આવી બોલીઃ—ઓ! મારા ખલીલ, હું તારોજ સ્વપનો જોતી હતી. જાણે કે તેં મારો પ્યાર કબુલ કીધો, અને હું હસી પડી. વળી જાણે કે તેં મને ધીઃકારી, અને તેથી હું ગુસ્સે થઈ. વળી તું મને ઠપકાના સખુનો કહેવા લાગો, માટે ગુસ્સામાં આવી પાદશાહની તરવાર, જે મારા સ્વપનામાં પણ મને યાદ આવી કે તે ગફલતમાં વીસરી ગયો હતો, તે લેવાને સારૂ મારા બીછાના ઉપર હાથ ફેરવી જોયો પણ તે મને મળી નહી. વળી પાછો તારો ખુશનુમાં ચેહેરો નજર પડયો અને હું જાગી ઉઠી. અને જોઉં છું તો તું ખરેખરજ મારા બીછાના પાસ ઉભો છે!

ખલીલ—નામવર બાનુ, આજે રાતે મને એક સારો ઢડો મળ્યો છે, તે એકે માણુસ જાત પોતાના જુસ્સાઓને લગામમાં રાખવાને અશકત છે, અને જે કામ અથવા ચીજને વળગી રેહેવાને તેણે કસમ ખાધા હોય, તે પ્રમાણે કરવાને તેનું અંતઃકરણ ના પાડે છે. હું તમારી આગળ ખરેખરી વાત જાહેર કરવાને અચકાતો નથી. હું ઝુલીખાં તરફ નીમકહલાલ રેહેવાને ચાહાતો હતો, પણ તમારી સુંદર તશવીર—માહાતાબ સરખો ચેહેરો મારી પછવાડે પછવાડે ગોયા ભમતો હતો. બીછાનાં ઉપર મારા ઠાકેલાં શરીરને નાખ્યું, પણ મને ઊંઘ આવે નહી, અને ગમે એવી આફત આવી પડે તો પણ તમો નામવર બાનુનો ઓરડો સોધી કાહાડી તમારા પગ ઉપર મારૂં માથું મુકી મારી નાલાયક ચાલને માટે પસ્તાવો કરી માફ માંગવાનો ઠેરાવ કીધો. નામવર બાનું! પ્યાર એ અજબ ચીજ છે.

ઈસમીલડા—ઓ, સુંદર ચેહેરાના જુવાન ખલીલ! આ કેવા મધુર શબ્દો તું મારા કાનમાં રેડે છે—આ તરવાર તારા હાથમાં કેમ આવી?

ખ—એ તરવાર, નામવર બાનુ, તમારાં બીછાનાં ઉપરથી તમારા હાથના આચકાથી પડી ગઇ, અને તે જોતાંજ મૈં ધાર્યું કે તે એક સુંદર નાજુક સ્ત્રી કરતાં એક લડાયક શુરવીરને વધારે લાયકની છે. એમ બોલી પાસેના કોચ ઉપર તે તરવાર મુકી અને તરતજ ગુઠંણુ મંડીએ પડયો. ઘણીજ નમ્રતાનું ડોળ ઘાલીને બોલ્યો:—શું બાનુ, ઇસમીલડા મારી થોડા કલાક આગમજની નાલાયક ચાલની માફી બખશશે!

ઇ—(બીછાના ઉપરથી ઉઠી ખલીલને પાસે બેસાડીને) હા, જુવાન મરદ મેં તને માફી બખશી છે.

ખ—નામવર બાનું, હું કારમાનીઅન વંશની ઓલાદનો એક આબરૂદાર અને પ્રમાણીક સખસ છું. મેં પેહેલાંથી તમને વાકેફ કીધાં હતાં કે મારો પ્યાર મેં ઝુલીખાંને હવાલે કીધો હતો, અને તે મારા વચન ઉપર પુરતો ભરોશો રાખે છે. માટે મારૂં દીલ તમને એકદમ સોંપી દેવા આગમજ જુલીખાંને જણાવવાને મારી ફરજ સમજું છું કે હું કાંઈ તેણીને ખરેખર ચાહતો ન હતો. મારો તેણીની ઉપરનો પ્યાર એકાએક ઉતરી ગયો છે. મારા કસમ તેણીએ તેટલા માટે નહી સરખા ગણવા, અને તેણીએ બીજો મરદ સોધી કાહાડવાની પેતરણમાં રેહેવું. એ પ્રમાણે કરવા પછી, અને તે કાંઇ આવતી કાલ સુધી થતું નથી, હું મને પોતાને છુટો થયલો સમજશ અને ત્યારબાદ હાં, જરૂર, જરૂર, ઓ સુંદર ઇસમીલડા તારા પગ ઉપર મારૂં શીર મુકવાને જરા પણ વીલમ લગાડીશ નહી.

ઇ–ઠીક છે, જેમ તારી મરજી. આવતી કાલે જરૂર કરી ઝુલીખાંને આપેલો કોલ તોડજે. અને ત્યારબાદ તું મારો પોતાનો પોતાનો થશે. પણ તારાથી એવી કળા શોધી કહાડી શકાશે કે–

ખ–(હશીને) કે જેથી દૌલતમાન પાદશાહ એક બીજો દહાડો રેહેવાની રજા આપે? હા, પ્યારી બાનું, બેફીકર રેહો, હું તેની તજવીજમાં રેહેવશ.

ઈ–આહા! આ કેટલું બધું સુખ! કેટલી બધી મજાહ!

ખ–હવે મારી ખાતરી થઇ છે કે તમે મને મારી બખશી છે. આપણે અરસપરસ પ્યાર કબુલ કીધો છે તો હવે હું મારા ઓરડામાં જવાની રજા માગું છું.

હવે ઇસમીલડા વીચાર કરવા લાગી કે ખલીલને મારો ઓરડો કોણે દેખાડયો હશે. તે પ્યારના સાગરમાં એટલી તો ડુબી ગઇ હતી કે તે સવાલ પુછવાની તેણીને યાદ રહી નહી. તે હવે બોલી:–પ્યારા ખલીલ તને આ મારા ઓરડાનો મારગ કોણે દેખાડયો?

ખ–મારા ઓરડામાંથી સારાં નશીબે મને એક કુંચી મળી આવી, જેથી કરી જે સઘળાં બારણાં મને મારગમાં નડયાં તે એ કુચીના સામે ટકી શકયાં નહી. આ રહી તે કુંચી

એમ બોલી (જાણે કે ખરેખરેજ ગજવામાં હોય તેમ) પોતાના ખીસામાં હાથ ઘાલ્યો, અને જાણે કે કુંચી પડી ગઇ હોય તે પ્રમાણે ગભરાઇને આસપાસ જોવા લાગો આ તેનો ગભરાત જોઇ ઇસમીલડા બોલી, શું કોઇ માણસના પગલાંનો અવાજ બવાજ સાંભળ્યો કે? બોલ ખલીલ શું છે?

ખ–નહી, નામવર બાનુ, પેલી કુંચી કેઠે પડી ગઇ છે. (આસપાસ શોધે છે) મને લાગે છે કે આ તકીઆઓની વચમાં કેઠે પડી હશે. હવે મારાથી કેમ જવાશે? કદાચ પાદશાહ આવી પુગશે.

ઇ–કંઇ ફીકર નહી: પ્યારા ખલીલ તારી ખેર ગઇ. લે, આ બીજી તને આપું છું; એ કુંચીથી દરેક બારણું ઉઘડીને તને માર્ગ આપશે. એજ કુંચીથી પેલી અમીના તને અહીયાં બોલાવી લાવી હતી. લે, મારા સઉથી વાહાલા ખલીલ, તું જ્યારે ગમે ત્યારે આ કુંચીની મદદથી મારી હજુરમાં આવી શકશે. ઇસમીલડાંએ તે કુચી ખલીલને આપી અને તેણે એ ઉપકારના બદલામાં તેણીના બરફ સરખા સફેદ અને ચલકતા હાથ ઉપર ચુમી લીધી, અને બાહાર નીકલ્યો. પોતાની પાસેની કુંચી વડે તે ઓરડાનું બારણું ઉઘાડયું, અને ઈસમીલડાએ તેને સઉથી ટુંકો અને સલામતી ભરેલો માર્ગ બતાવ્યો. તે પોતાના

ઓરડામાં ગયો–કોચ ઉપર પડયો અને ઘણોજ થાકી ગયો હતો માટે ભર ઉંઘમાં પડયો.

બીજે દાહાડે તેણે પોતાના મીત્રો જુલીઅન અને લુકસને ગઈ રાતના બનેલા બનાવોનો એક હરફ પણ કહ્યો નહી અને તેમ કરવામાં તેની કાંઇક ચોક્કસ મતલબ હતી. ત્રણે મીત્રોને દૌલતખાન પાદશાહના હોકમથી, નાદર ખાનાઓ પીરસવામાં આવ્યાં હતાં, અને તેમને રમુજ આપવાની મતલબથી, કીસા કાહાનીની વારતાઓની ચોપડી–સેતરંજ–પાના વીગરે આપવામાં આવ્યાં હતાં; તેઓને બાહાર જવાની સખત મનાઈ હતી, અને જે ગોલામો તેઓની ઉપર ચોકી કરતા હતા તેઓ શીવાએ કોઇને તેઓએ દીઠા નહી. જયારે સાંહાંજ પડી ત્યારે તેઓને દૌલતખાન પાદશાહની દીકરીઓના ઓરડામાં લઇ જવામાં આવ્યા, જયાં તે સુદર ચેહેરાની નાજનીનો અને પાદશાહ પોતે પણ ઈનતેજારીમાં બેઠાં હતાં, કારણ કે તેઓ ખલીલની કબુલેલી વધારે રસીલી અને અજબ જેવી વારતા કેઈ હશે તેના વીચારમાં હતાં. પાદશાહ પોતાની મોટી ખુરસી ઉપર અલેટાઇને–પોતાના મોહોડામાં હુકાની લાંબી નળી લેઇને બેઠો હતો તે ખુશમીજાજમાં નજર આવતો હતો.

લુકસ ગુલનારની પાસે બેઠો–જુલીઅન તેહેમીનાની સોડમાં બીરાજયો અને ખલીલે પોતાની જીગર કરતાં વાહાલી ઝુલીખાની પાસે જગા લીધી. આ તેમની હીમતની સામે પાદશાહ એક હરફ પણ બોલી શકયો નહી. ખલીલે ગઇ રાતના ઇસમીલડાને જે વચન આપ્યો હતો તે છતાં પણ તે પોતાની ઝુલીખાંને કાંઈ ઓછો ચાહાતો નહી હતો. ખલીલ કાંઇ ઇસમીલડાને પોતાના જીગરથી ચાહતો ન હતો અને તેને આપેલું વચન કંઇજ નહી પણ સઘળાં ઢોંગ અને મક્કર હતાં–કારણ કે તેમ કરવામાં તેની ઘણીજ ઊંડી મતલબ હતી.–પાદશાહે હવે ખલીલને વાત શરૂ કરવાનો હોકમ કીધો, અને તેણે નીચેના પ્રકરણમાં લખેલી વારતા શરૂ કીધી.

## પ્રકરણ ૯ મું.

### ખલીલની બીજી વાર્તા.

પોતાની બીજી વારતાં સરૂ કરતાં ખલીલ બોલ્યો કેઃ–તુરકી સરકારનો શુરો સપેહસાલાર મુરાદ ૧૩૮૯ની સાલમાં એક

કુતેહમંદ કુચ પછી સરવીયાના દક્ષિણ ખુણામાં આવેલાં કાસોવાના મેદાનમાં આસાએસ લેવાને કુલ લાવલશકર સહીત તંબુઓ ઠોકી પડેલો હતો. આસપાસની દરેક ટેકડીઓ ઉપર મુસલમાન વાવટો ઉડાવવામાં આવ્યો હતો. સુલતાન મુરાદનો તંબુ છાવણીની વચોવચ ઉભો કરવામાં આવેલો હતો, અને તેની આસપાસ જેનીઝરી શુર-વીરોનો ચાહ્યુ ચોકીપેહેરો રાખેલો હતો. સુલતાનના તંબુની જોડાજોડ બીજા ચાર તંબુઓ ઉભા કરેલા હતા, જેમાંના એકમાં સુલતાનનો જનાનો હતો; એકમાં તેનો વડો ભાઇ બાયાજીદ, એકમાં તેનો પુત્ર યાકુબ અને એકમાં બેગલરબેગ ટીમુરતાશ નામનો તુરકી લશ્કરનો સર્વેથી શુરો પેહેલવાન રહેલો હતો. કાસોવાનાં મેદાનમાં સુલતાન મુરાદ એ પ્રમાણે છાવણી નાખી પડયો છે તેવામાં એક સવારે સર-વીયાના રાજા તરફના એક હલકારાએ આવી સુલતાન મુરાદની મુલાકાત લેવાની માંગણી કરી. આ ખેપીઓ જુવાન અને ભાગ્યેજ એકવીસ વરસની વયનો હતો. દેખાવે સ્વરૂપવાન અને બાંધે લઠ હતો. નામ તેનું મીલોસ કેબીવોવીચ હતું. સુલતાન મુરાદની રૂબરૂ તેને લઈ જવામાં આવ્યો, અને ભારે અંદાજા સાથે તેણે સુલતાન સાથે વાતચીત ચલાવી. નમન કરી તે બોલ્યો કે સરવીયાના રાજા લેજરે તેના સાથે સુલેહ કરવાનો પેગામ મોકલ્યો છે. રાજા લેજર સારી પેઠે જાણે છે કે તુરકી લશ્કર તેનાં લશ્કર કરતાં સંખ્યામાં ઘણું નાનું છે, વળી લેજરનું લશ્કર કવાયદમાં પણ અતિઘણું ચઢતું છે, છતાં પણ દયાળુ દીલનો રાજા પોતાના ગમે તેવા હેતુ અર્થે નિર્દોષોનાં લોહી રેડવાને ઈચ્છતો નથી, અને તેટલાજ કારણે તે ઇચ્છે છે કે સુલતાન મુરાદ સાથે સુલેહ કરવી, અને તે સુલેહનો પેગામ લઇ તેને મોકલ્યો છે. સુલતાન મુરાદ આ જવાન પેગામચીનો પેગામ અને તેની વાકચાતુરીથી છક થઇ ગયો, પણ તેની અહંકારી વાણીથી સુલતાનને બહુ જોસો ઉત્પન્ન થયો. ભારે ગુસ્સાથી તે છલાંગ મારી બોલ્યો, 'એ જુવાન પેગામચી, તારૂં એલચીખાતું સારી આશા મેળવી મારી દરબારમાંથી જનાર નથી. તારૂં કામ બહુ ઉછાછરૂં છે. જો તુ તારા રાજા તરફથી સુલેહનોજ પેગામ લઇ આવ્યો હોય તો તારો ગર્વ છોડી સુલતાન મુરાદને નમન કરી તે માંગણી કર. જો તારામાં શકતી છે તો શા માટે તે ઠાલી બડબડાટ કરી જઇ વળી સુલેહનો પેગામ લઇ આવ્યો છે?' સુલતાનની ગમે તેટલી તાણુતોડ છતાં આ પેગામચી જેનું નામ મીલોસ હતું તે બહુ હીમત અને ગર્વથી સુલતાનને તાણો મારી બોલ્યો કે, મારૂં કામ તારા કરતાં બહુ શુરાતન ભરેલું છે' આ ઉતરથી સુલતાનને તો તળચેથી તે તાળવે સુધી [illegible]

ઝીંઝ ચઢી કે તે તો કુદકો મારી ઉભો થયો અને બોલ્યો કે ગર્વિષ્ટ જુવાન માત્ર તારી જુવાની તરફ મારૂં દીલ ખેંચાય છે નહી તો આજ જગાએ તારૂં લોહી રેડવામાં મને કસું પાપ નથી. તને તારી મગરૂરીભરી વાણી માટે ક્ષમા કરી ફરમાઉં છું કે એકદમ આ દરબાર છોડી જા અને તારા રાજા લેજરને જણાવ કે આજથી તેણે મારો કોફ ખેંચ્યો છે, અને કહે કે તેણે બચવું હોય તો અબધડી સુલતાનને આવી પગે પડે. મીલોસ સુલતાનના ગુસ્સા સામે ટકવાને પુરતો સામર્થ હતોજ એટલે તે તો ભવાંને કમાન પેરે વાળી દેઇ, ખુબ તપી જઇને સુલતાનને વિશેષ ઉતર વાળવા જતો હતો, તેટલાંજ પેલા તુરકી પેહેલવાન ટીમુરતાશે તેને ત્યાંથી ખેંચી લઇ જઇ તેના રસાલામાં મેલ્યો અને સમજાવીને મીલોસને જણાવ્યું કે તું ગમે તેવો તરૂણ શુરવીર છતાં સિંહને તેના ગુફામાં જઇ છેડવાનું કામ લઈ બેઠો છે એ બેવકુફી ભરેલું છે.

મીલોસ ત્યાંથી બહુજ તપેલાં દીલે અને જે વખત જાય છે તેમાં મુસલમાનો પ્રત્યે રણસંગ્રામ મચાવવાના ખ્યાલમાં ને ખ્યાલમાં પોતાના રસાલાના માણસો સાથે વાતો કરતો ચાલ્યો. જેમ જેમ તે વાતો કરતો તેમ તેમ સુલતાન મુરાદના તાણા ભરેલા શબ્દો તેના દીલમાં તીરની પેરે લાગતા હતા, અને કયારે તે મુસલમાનો ઉપર અને સુલતાન મુરાદ ઉપર પોતાનું વેર વાળે તે વખતની ઈંતેજારી સાથે રાહ જોતો ચાલ્યો. આ પ્રમાણે તે પોતાનો ઘોડો દપટાવતો જાય છે તેવામાં જોય શું કે માર્ગમાં વચે આવતી નદીને પેલે પાર મુસલમાન લશ્કરની એક મોટી ટુકડી, મુસલમાન ધજા અને ઝુંડા સાથે કુચ કરી આવતી જણાઇ. તેમના સાથે કોઇ મોટાં કુળની સ્ત્રી હોય એમ માલમ પડયું. છતાં પણ મુસલમાનો તરફના તીરસ્કારથી છંછેરાઈ રહેલા મીલોસે તો મુસલમાનોની તે ટુકડી સાથે હાથ મેળવવાને નગારૂં કર્યું મુસલમાન ટુકડી સાથની બાઇએ આ મામલો જોઇ ગભરાટ મચાવ્યો, પણ લશ્કરે તેને હીમત આપી સરવીયનોની નાની સંખ્યાને થોડાજ વખતમાં હરાવીને તેમનો પરાજય કરવાને વચન આપી સરવીયનો સામે લડવાની તૈયારી કરી. અંતે રણસંગ્રામ મચ્યું. મુસલમાનોની સંખ્યા ઘણી મોટી છતાં મીલોસે ભારી શુરાતન સાથે એકે એક માણસને ઠાર કરી દેઇ પેલી શાહજાદીને પોતાના કબજામાં લીધી. આ શાહજાદી કોણ છે તે જાણવાને મીલોસનું મન આકુળ વ્યાકુળ થવા માંડયું. તેને ગભરાયલી જોઈ તે ધીરજ આપી બોલ્યો કે બાઇ, તું ખ્રીસ્તી પણ આજે દુશ્મનના હાથમાં આવી છે, માટે બીલકુલ

નહી. આ બોલો સાંભળતાંજ શાહજાદી બોલી કે હું સુલતાન મુરાદ ની પુત્રી નીલોફર છું. મારા પીતાને માટે કશું ભુંડું બોલાયલું હું સાંખીશ નહી. નીલોફરની ખુબસુરતી વિષે મીલોસે આગળ ઘણું સાંભળ્યું હતું, અને તેજ ખુબસુરત સુંદરી આ અકસ્માતથી પોતાના પંજામાં આવેલી જોઇ બહુ ખુશી થયો. તેનું શું કરવું તેના એક પછી એક અનેક તરંગો મનમાં ઉત્પન્ન થવા લાગ્યા, અને તેમાં અંતે બીજો વિચાર ન કરતાં પોતાના વડા અધિકારી પાસે લઇ જવાનો માર્ગ વાજબી વિચાર્યો. મીલોસનો આ ઇરાદો સાંભળી, શાહજાદીએ કરગરીને મીલોસને જણાવ્યું કે ઉદાર વૃતીના સરદાર, તારી વર્તણુકથી મારા તરફ ખ્રીસ્તી દરબારમાં સારો સત્કાર બતાવવામાં આવશે એમ મારી ખાતરી થાય છે. મને ખબર છે કે યુરોપિયનો પોતાના બંધવાઓ તરફ ઘણા દયાળુ રહે છે, અને મારો પીતા થોડાજ વખતમાં ઘટતો બદલો આપી મને છોડવી લઇ જશે. મીલોસે શાહજાદી નીલોફરને ધીરજ આપી કે તેના તરફ તેના વડા અધિકારીઓ તરફથી કસી પ્રકારની ગેરવર્તણુક વાપરવામાં આવશે નહી. આ ધીરજથી સંતોષ માની લઇ શાહજાદી નીલોફરે પોતાનો બુરખો ઉચકી નાખ્યો, એટલે નીલોફરને ખુલ્લા ચેહેરામાં જોઈ મીલોસ અત્યંત છક થઇ ગયો, અને પોતાનું કસું ભાન રહ્યું નહી. અંતે સઘળું ઠરીઠામ કરી મીલોસ શાહજાદીને લઇ પોતાની છાવણીમાં જવા નીકળ્યો અને બે દિવસમાં બોસ્નીયાના રાજા ટાવરકોની છાવણીમાં જઇ પોહોંચ્યો. બોસ્નીયાનો રાજા પણ સરવીયાના રાજા લેજરનો ખંડિયો હતો, એટલે તેણે મીલોસને મોઢેની વાત સાંભળી, એવોજ ઠરાવ કીધો કે સઘળી હકીકત રાજા લેજરને વિદીત કરવી અને તે જેમ ફરમાવે તેમ કામ કરવું. ટાવરકોએ મીલોસને પોતાનેજ સંદેસો લઈ સરવિયા જવાને ફરમાવ્યું અને દરમ્યાન નીલોફરની ઘટતી સારવાર કરવાને કબુલાત આપી. સઘળી તૈયારી કરી રહી મીલોસ શાહજાદી નીલોફરની રજા લેવા અને રાજા ટાવરકોના હોકમ વિશે જણાવવાને આવ્યો. શાહજાદીએ તુરત પોતાનો બુરખો ઉચકીને મીલોસને સલામ કરી, અને ફરીને એકવાર શાહજાદીને ભારે પ્રેમભરેલાં અંતકરણથી જોઇ લઇ ઉંડી હાય સાથે મીલોસ ત્યાંથી જુદો પડયો.

મોટો રસાલો લઇ જવો એ સામું બીકટ કામ સમજી માત્ર છ સવારો સાથે લઇ મીલોસ બોસ્નીયાની દરબારથી નીકળ્યો, અને માર્ગમાં જુંબેશ જુંબેશ કરી ઘોડા કુદાવતો તે ઠારવેલી જગાએ આવી પોહોંચ્યો. સરવિયાના રાજા લેજર

ની દરબારમાં ઠાઠ સાથે તે સંધેસો કહેવાને દાખલ થયો. ટુકમાંજ તેણે રાજા લેજરને પોતાનો સંધેસો જણાવ્યો, પણ તેથી ભારે દલગીરી તેને ઉત્પન્ન થઇ. રાજા ઈચ્છતો હતો કે લડાઇ કરવાની જરૂર ન પડે પણ લડાઈ સિવાય છુટક બીજો ન હતો. નીલોફરના સંબંધમાં જે સંધેસો તેણે રાજાને કહ્યો તે સઘળાંનો ઉતર રાજાએ પોતાના એક ઘરડા દરબારીની સલાહસાથે બોસ્નીયાના રાજા ઉપર લખીને આપ્યો. આ દસ્તાવેજ સાથે મીલોસ ૨૪ કલાકમાં સરવિયાથી બોસ્નીયા આવી પોહોંચ્યો, અને પેલો બંધ દસ્તાવેજ રાજા તે વાંચીને બહુ વિસ્મય થયો અને ખરીતો એમને એમ ભોંય ઉપર પટકીને માથે હાથ દઇ બેઠો. આ જોઇ મીલોસ પણ વિસ્મય થયો કે શું લખ્યું છે. રાજાનો હુકમ લઇ તેણે તે દસ્તાવેજ લઇને વાંચ્યો તો રાજાએ તેમાં નીલોફરના સંબંધમાં એવો ઠરાવ જણાવ્યો હતો કે સુલતાન મુરાદની સારી ચાલની જામીનગીરી તરીકે તેણીને પરહેજ રાખવી અને મુરાદ જો ખ્રીસ્તી સતા સામે લેશ પણ માથું ઉચકે તો એકદમ નીલોફરનું ધડ શરીરથી છુટું પાડવું. આ દસ્તાવેજ વાંચીને હજુ તો હાથમાંથી હેઠળ મુકવા જાય છે તેવામાંજ એક કાસદ ખબર લઇ આવ્યો કે સુલતાન મુરાદે ખ્રીસ્તી હદનાં ગામોમાં ભારે લુટફાટ અને ખુનામરકી ચલાવવી શુરૂ કરી છે. મીલોસને આથી જે લાગ્યું તે માત્ર એક નિર્દોષ અબળાની સ્થિતિને માટે હતું. બોસ્નીયાના રાજાએ તો ગમે તે થાય પણ સરવિયાના રાજાનો હુકમ માથે ચઢાવવાનું નીમ લીધું હતુ, એટલે મીલોસે ગભરાઈ બે દિવસની રજા માંગી, રાજા લેજરની દરબારે જવા માંગ્યું, અને નીલોફરને ક્ષમા અપાવવાની હીમત ધરી. બોસ્નીયાનો રાજા એકથી બીજો થયો નહી અને તેણે તો સરવિયાના રાજાનો હુકમ બસ માથે ચઢાવી, નીલોફરને ઠાર કરવાનો ઠરાવ જણાવ્યો. નીર્દય રાજાને મીલોસે ઘણોએ સમજાવ્યો પણ તેણે કસું માન્યું નહી એટલે મીલોસે ચીરડાઇને સરવિયાના રાજાનો હુકમનો પત્ર હતો તે ઝડપથી ઝુંટી લઇ ફાડી ટોડીને છપન્ન ટુકડા કરી નાખ્યા, અને પોકારીને બોલ્યો કે, લે રાજા હવે તારામાં પાણી હોય તો હું તારી હજુર ઉભો છું, મને તારાથી થાય તે કરી લે. ટાવરકોએ તો ભવાં ચઢાવી મીલોશને બગલામાંથી પકડી હડસેલો માર્યો, પણ મીલોશ તેનાથી પાછો હટે તેવો ન હતો. ટાવરકોને તો કસું સુજ પડયું નહી. ગુસ્સાની બળતરા અને દલગીરી સાથે તે કાંઇક બરબડતો પોતાના તંબુમાં દાખલ થયો. સરવિયાના રાજાનો લેખ વાંચી મીલોશ જેટલો આવેશે બની ગયો હતો તેટલોજ હવે તે શાંત પડી ગયો. તંબુમાં દાખલ

થતાંજ ટાવરકોએ મીલોશને બંદીવાન કરવાનો હુકમ કીધો અને મીલોશ પોતાની તરવાલ મુકી દઇ શરણે થયો. તેના ઉપર એટલો બધો સખત જાપતો રાખવામાં આવ્યો કે કદી પણ તે છટકવા પામે નહી. બોસ્નીઆના રાજાએ શુરવીર મીલોશની નાફરમાની વિષે સરવિયાના રાજા લેજરને કહેણ મોકલ્યુ, પણ તુરતવેળા નીલોફર તથા મીલોશનું શું કરવું તેનો વિચાર દુર કરી, રાજા લેજર તો સુલતાન મુરાદની સામે ગયલાં લશ્કરમાં જોડાયો. આથી થોડાક દિવસ સુધી તો નીલોફર તથા મીલોશ કસાપણ ફેરફાર વગરજ શાંતપણે કેદખાનામાં પડી રહ્યાં. શાહજાદી નીલફરને સઘળી હકીકતથી વાકેફ કરવામાં આવી હતી, અને મીલોશે તેને બચાવવાને ખાતર જે શ્રમ ખેંચ્યો તે માટે તેની ભારે પ્રસંશા ગુપ્ત રીતે કરવા માંડી અને પોતાની તેમજ તેના જાનની અતિઘણી ફીકર કરવા લાગી. શાહજાદી નીલોફરનું તમામ અંતઃકરણ કે સઘળી સુધબુધ માત્ર મીલોશ તરફજ લાગી રહી હતી. બીજી તરફ ખ્રીસ્તી અને મુસલમાનોનું ભારે રણસંગ્રામ આવતી કાલે શુરૂ થશે તેમ સરવિયન રાજા લેજરે એક દરબાર ભરી જેમાં બોસ્નીયાનો રાજા ટાવરકો તેમજ હરજીગોવીના અને આલેબેનીયન તાબાના સરદારો સુધ્ધાં બીરાજ્યા હતા. તેઓએ લડાઇનો પ્લાન નકી કરવા પછી દારૂના સીસાઓ ચાલુ કર્યા. ગપાંસપાં ચાલતાં રાજા લેજરે મીલોશની ખબર ટાવરકોને પુછી અને તેણે જણાવ્યું કે મીલોશ માત્ર કેદ પકડી લાવેલી શાહજાદી તરફના પ્યારને લીધે નાફરમાન થયો છે, માટે તેને દેહાંતની સીક્ષા ન કરતાં કાંઈ હલકીજ સજા કરવી. આ તકરાર ચાલતાં એવું ઠર્યું કે તુરતવેળા તેની આ નાફરમાનીની સજા મુલતવી રાખી આવતી કાલની લડાઇમાં તેને એકાદું જોખમ ભરેલું કામ સોંપવું. તુરતજ મીલોશને રાજા લેજરની રૂબરૂ હાજર કરવામાં આવ્યો. આવતાં વાર તેણે રાજાને નમીને સલામ કરી, એટલે રાજાએ તેને જણાવ્યું કે તારો જાન ઉગારવો એવો દરબારે વિચાર રાખેલો છે, શિવાય કે તું દરબારની એક સરત કબુલ કરે તો. મીલોશને આથી નવું લોહી આવ્યું અને તેણે તે સરત જાણવાની ઇંતેજારી સાથે ઇચ્છા બતાવી. રાજાએ હસ્તે મુખડે તે કામ તેને સોંપ્યું. 'સાંભળ મારે મીલોશ, આવતી કાલનું રણસંગ્રામ ભારે જુંબેશ ભરેલું ચાલનાર છે. તુરકીઓની તેમાં જો ફતેહ થાય તેનો સઘળો આધાર માત્ર સુલતાન મુરાદની ચાલાકી ઉપર છે. એટલાજ માટે તારે આવતી કાલનું પરોઢીયું થવાં પેહેલાં મુરાદની હજુરમાં કોઈ પણ પ્રકારે દાખલ થવું અને તેનું ડોકું ઉડાડવું. તુરતવેળા જ્યાં જે ગભરાટ અને ગરબડ

સરખાકનું રાજ્યઆલુ થશે તેમાં તને નાહાસી જવાની અચ્છી તક તો મળશેજ. આ મુખ્ય શરત છે કે જે તને તથા તારી કેદ પકડેલી શાહજાદીની સલામતીનો ખાસ ઉપાય છે." રાજાનાં મોહાંમાંથી હજુ તો આ છેલ્લા બોલો નીકળે છે તેટલાંજ સઘળે ચુપકીદી ફેલાઈ. સવ કોઇનાં ચીંતાતુર દીલ મીલોસ તરફ ફર્યાં. મીલોસે જોયું કે તેના માટે આ મજબુત છટકું માડવામાં આવયું છે, પણ તે શરત પાળવાને કબુલ થઇ ચુકયો હતો એટલે તેનો બીજો રસ્તો ન હતો. બહુજ ઈંતેજારી સાથે રાજાના હુકમ ઉપર વિચાર કરતો મીલોસ પોતાને મકાને ગયો. વિચારમાં ને વિચારમાં લડાઇના દિવસનું પરોઢીયું થયું. વરસાદ ધોધબંધ પડતો હતો. આકાશ વાદળથી ઘમઘોર છવાઇ રહેલું હતું. અંધારૂં કીલ થઈ રહેલું હતું, અને બંને તરફનાં લશ્કરોએ લડાઇનું નગારૂ ચલાવ્યું. એક તરફથી કાઇસ્ટ અને બીજી તરફથી મહમદનાં નામોનો પડઘા ચાલુ થયો. આ રણસંગ્રામ ચાલે છે, તેટલાં મીલોશ ગુપચુપ પોતાને સોંપાયલો કામે નીકળ્યો. તેથી ઘોડેસવાર થઇ તે તુરકી લશ્કરના સઘળા તબકાઓ પસાર કરી ગયો અને સુલતાન મુરાદવાળા લશ્કરમાં પેઠો. લશ્કરના લોકોએ તેને પેગામચ્રી તરીકે ઓળખ્યો, એટલે કવચિત કાંઇ સંદેશો લાવ્યો હશે એવી અટકળે કસા પણ શક વગર તે જ્યાં હતો ત્યાં જવા દેવામાં આવ્યો. મુરાદે તેને થોડાક દિવસ ઉપર જે અપમાન આપ્યું હતું તેનો કીનો મીલોશનાં લોહીમાં દોડતોજ હતો અને મુરાદને મારવાના તેણે કસમ લીધા હતા. આ સઘળું યાદ કરવાથી તેને એવડું બળ આવ્યું. મુરાદ સમજ્યો કે મીલોશ કાંઇ પેગામ લાવ્યો છે અને તે સાંભળવાની ઈતેજારીમાં કાન કરી ઉભો તેટલાં મીલોશે ભાલો કાહાડી તેનાં પેટમાં ભોકી દીધો. મુરાદ નીચે તુટી પડયો અને કેટલોક વખત સુધી તો તેની હજુરમાંના જેનીઝારી ચોકીદારો એટલા બધા દંગ થઇ ગયા કે શું કરવું તે સુજ્યું નહી, એટલે તે તકનો લાભ લઇ મીલોશ ઝપાટાબેર નીકળી ગયો. નીલોફર સઘળું જાણુતી હતી એટલે તેને આ રણસંગ્રામનું પરિણામ શું આવે છે તે જાણુવાની ભારે ઈંતેજારી હતી. રણસંગ્રામની ઠરાવેલી જગાથી એક મૈલ દુર તેનો તંબુ હતો અને ત્યાં તે મીલોશના સમાચાર જાણવાને રાહ જોતી બેઠી હતી, તેટલાંજ મીલોશ તેની હજુર આવી ઉભો. ખુબસુરતીના ફરેસ્તા, મીલોશ બોલ્યો, તારો પ્રાણુ મેં બચાવ્યો છે પણુ જાણીને તું દલગીર થશે કે તને પ્યારા એવા એકનો પ્રાણુ મેં લીધો છે. નીલોફર, તે કોણુ છે તે જાણુવાને ભારે વ્યાકુળવ્યાકુલ થઇ, એટલે મીલોશે કહ્યું કે 'સુલતાન

મુરાદ.' આ સાંભળતાંજ સુંદરી નીલોફરે એક મોટો નિશ્વાસ નાખ્યો, સરક હાથ મારી અને પોતાના પોશાકમાં છુપાવેલું ખંજર કહાડી પોતાની છાતીમાં ભોકી ઘાલ્યું. મીલોશે ઘણા પ્રયત્ન તેને છટકાવવાને કીધા પણ વ્યર્થ, અને શાહજાદી નીલોફર મુરદું થઇ તંબુમાં પડી. બીજી તરફ સુલતાન મુરાદે મરતાં મરતાં લશ્કરને એવી સરસ યુક્તીથી ખ્રીસ્તીઓ સામે ઉતાર્યું કે મધ્યાન થતાં તો મુસલમાનોએ જયનો મુગટ ઓળભ્યો. ખ્રીસ્તીઓનો પરાજય થયો, રાજા લેજર બંધવો પકડાયો, અને મુરાદની રૂબરૂ લઈ જવામાં આવ્યો, ત્યારેજ તેણે જાણ્યું કે બાપડો શુરવીર મીલોશ પોતાનું કસમ ઉપર હાથ લીધેલું કામ પાર કરી આવ્યો હતો. સુલતાને લેજર તથા તેના બીજા ઉમરાવોને મારી નાખવાનો હુકમ કરી પોતે પણ મરણ પામ્યો. પેલી તરફ મીલોશ આ સઘળું જોઇને પોતાને હાથેજ આપઘાત કરી ગુપચુપ મરણ પામ્યો, અને તેનાજ સાથે આ મોટાં રણસંગ્રામનો પણ અંત આવ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### પુતલીઓ સાથ પરણવાનું માંગું.

ખલીલની બીજી વારતા પાદશાહને વધારે રસ ભરેલી અને સવાદ લાગી, અને પેહેલાંના કરતાં સાંભળવામાં બહુજ વધારે ધ્યાન આપ્યું. ગુલનાર અને લુકસ, તેહમીના અને જુલીઅન આ પ્યાર અને લડાઇની વારતા સાભળી બહુજ ખુશી થયાં. ઝુલીખાંની ભમરા સરખી કાળી આંખો પોતાના આશક ખલીલના ચેહેરા ઉપર દોડતી હતી. વાત પુરી થઇ ત્યારે પાદશાહની બેટીઓ પોતાના મનમાં વીચાર કરવા લાગી કે ખલીલ બીજું શું નવું બાહાનું કાહાડી શકશે, કે જેથી કરી તેઓને પોતાના આ નવા શોબતીઓ સાથ વધારે દાહાડા રેહેવાને બની આવે પણ ઝુલીખાં એ બાબતનો અંદેશો અથવા વીચાર કરતી ન હતી. ખલીલ કાંઇ પણ નવી યુકતી શોધી કાહાડી પાદશાહના મેહેલમાં રેહેવાને ફતેહ પામશે એવી તેણીની પકકી ખાતરી હતી.

પાદશાહ પોતે કાંઇ પણ બોલ્યા વગર તે વારતાની ખુબી ઉપર વીચાર કરતો બેઠો અને જે સુલતાન મહમદે કોનસ્તેનતીનોપલ શેહેર જીતી લીધું તેની ઓલાદનો પોતે છે એવું વીચારી મનમાં

ગરૂરી લાવતો, અને મધન થઈ બોલ્યો કે આપણા મુશલમાનોની તવારીખથી તું ઘણોજ માહીતગાર દીશે છે. જો કે કોઈની ખોટી તારીફ કરવાની મારામાં ચાલ નથી; તો પણ મને ખુલાં દીલથી કબુલ કરવાવના ચાલતું નથી, કે મારી દરબારમાંના આટલા બધા પગારદાર વાત કરનારાઓ, અને બાર કોસના માંડવાની જેવી વાત કરનારા ગપીદાસોમાંનો એક પણ તારી બરાબર કરશે નહી.

ખલીલ—બુલંદ સેતારાના નામવર પાદશાહ, તમારા આવા લાયકી ભરેલા વીચારોથી મારી મેહેનતને પુરતો જસ અને ઇનામ મળ્યું છે એમ હું સમજું છું.

પા—તો પણ વખત થઈ ગયો છે, માટે હવે તમોએ—

ખ—તમો નામવરની મરજી હશે તો, આવતી કાલે રાતના હું તમને એવી એક અજબ જેવી વાત કહી સંભળાવીશ, કે જેની ખુબી વીશે તમો હમણાં અટકળ વટીક કરી શકવાના નથી. જે સઘળી કાહાનીઓ, વારતાઓ, અને કીસ્સાઓ મારા મગજમાં ભરેલી છે, તેની સાથ મેં કીધેલી એ વારતાઓનો મુકાબલો કરવો, એ કાંઈજ નહી પણ પાણી અને તેલને ભેળી નાખવાને ફોકત ફાંફાં મારવાં બરાબર છે.

પા—(હસીને) અરેબીઅન નાઈટસની વારતામાં શેહરાજાદી નામની છોકરી ખલીફ આગળ દર રાતના એક એકથી સરસ વારતા કરતી હતી, અને એ પ્રમાણે પોતાનો જાન આયંદે બચાવવામાં ફતેહ પામી, તેવીજ રીતે તું પણ, આં મારા મેહેલમાં વધારે દીવસ વેર રેહેવાની મતલબથી આવી કળા કરે છે, તે હું સારી પેઠે સમજું છું.

ખ—જે એહેશત સરખાં મકાનમાં, મને અને મારા મીત્રોને તમો નામવરે દાખલ થવા દીધા છે, તેમાંથી હમુને કાહાડી મુકો તો હમારી હાલત ઘણીજ કંગાળ અને દયા ઉપજાવા જોગ થઇ પડશે એમાં તો કાંઇજ શક નથી, અને તમો નામવરે જે અટકળ કીધી છે તે બોલે બોલ ખરી છે, એમ હમારેથી ના પડાશે નહી. તમો નામવર જાણોછો કે હમો તમારી બેટીઓ અને ભાણેજ તરફ જે પ્યાર દેખાડીએ છીએ તે કાંઈજ નહી પણ પવીતર, અને માન ભરેલો છે. હમો કોણ છીએ તે તમને ખુલાં દીલથી હમોએ જણાવી દીધું છે, અને હમો આશા રાખીએ છીએ કે આ સુંદર નાજનીઓનો હાથ લગણમાં માંગવાની જે હમોએ હીમત ચલાવી છે, તેને માટે તમો માફી બખશશો.

પાદશાહે કેટલોક વાર સુધી ગંભીરાઈથી વીચાર કીધો, અને પછી બોલ્યો:-તમો સઘળાઓએ પોતપોતાનો હેવાલ કહી સંભળાવ્યો છે, પણ તે સઘળા ખરાજ છે, એવી મારી ખાતરી શી રીતે થઈ શકશે!

ખ—તમો નામવર બેલાશક શેહેરમાં છુપા પેગામ્બો અને જાસુસો મોકલી હમારે વીશે તલાસ અને ચોક્સી કરાવો; અને અગરજો હમારાં બોલવામાં એક તનખાં બાર પણ ફેર પડે તો, તમો જેઓ કઠણમાં કઠણ શીક્ષા આપશો તે ખમવાને અને તેને આધીન થવાને હમો કબુલ થઇએ છઇએ. પણ તે જાસુસો પાછા ફરે, ત્યાં સુધી હમો અતરે બંદીવાન તરીકે રેહેવાને કશું અડચણ ભરેલું જોતા નથી.

પા—અએ જુવાન માણસ, તારે જાણવું જોઇએ છે કે એક વારકી આ મારી છોકરીઓને તારા બેઉ જુવાન મીત્રો સાથ પરણવાની રજા આપી શકું, તોપણ આ મારી ભાણેજ વીશે હું કશું પણ કરી શકીશ નહી.

ખ—મારી પક્કી ખાતરી છે કે નામવર હસન કદી પણ મારી અરજ નાકબુલ રાખશે નહી.

પા—પણ તને ખબર નથી કે મારો બધેવી હસન હમણા એક આપદામાં આવી પડયો છે, અને લગણ સરખી ગંભીર બાબત ઉપર વીચાર કરવાને હમણા તેનું ભેજું ઠેકાણે નથી.

ખ—ઝુલીખાંએ પોતેજ મને જણાવ્યું છે કે કોનસ્તેનતીનોપલ શેહેરમાં જે ખુનો મરકી ચાલી રહી છે, અને જે સેંકડો મુરડાંઓ દર રોજ બોસફોરસની ખાડીને કીનારે તણાઇ આવે છે તેને માટે તેણીના બાપ હસને નામવર સુલતાન સેલીમનો ગુસ્સો પોતાના શીર ઉપર ખેંચી લીધો છે. પણ ઝુલીખાં અને તેણીના લાયકીવાળાં માબાપ ખુદા ઉપર ઇતબાર રાખે છે, અને ઇનશાલા કરશે તો સેહેજ મુદતમાં ખરો ગુનેહગાર આપોઆપ પકડાઇ આવશે. ખોદાનું ઘર વાજબી છે, અને એક નીરઅપરાધી માણસ ખરા ગુનેહગારની શીક્ષામાંથી બચશે તે સત કરી જાણવું.

ખલીલના બોલવાથી ઝુલીખાંની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં, કેમકે તેના લાયકીવાલાં માબાપ તેને યાદ આવ્યાં. સુલતાને આપેલી મેહેતલમાંથી બે દીવશ ગુજરી ગયા, અને ખરો ગુનેહગાર નહી સપડાશે તો કદાચ તેણીના બાપને મોહોતની શીક્ષાને તાબે થવું પડશે એવા ભય ભરેલા વીચારથી તે રડતી હતી. પણ ખલીલે તેણીના કાનમાં દીલાસાના શબ્દો રેડયા જેથી તેણીને લગાર પાછી હીંમત આવી.

પા—આ ગંભીર બાબદનું હું એકદમ શેવટ લાવી શકતો નથી. તેની ઉપર ગોહોર કરવાને મને વખત જોઇશે. વળી તમોએ આપેલો હેવાલ ખરો છે કે ખોટો તે જાણવાને હું છુપા જાસુસો ફુલક વરત મોકલી શકતો નથી. કેમકે કદાચને તે હેવાલ ખરા હોયતો, પછી આ

એ જુવાન સખસોને મારા જમાઇ તરીકે કબુલ રાખવાની મને ફરજ પડે. વળી એઓ ખ્રીસ્તી મઝહબના છે, માટે એ બાબદ ઉપર પણ વીચાર કરવો જોઇએ છે. પણ ખલીલ, હજુર સુધી પેલી ચમત્કારીક વીટીનો ભરમ તેં મારી સામે ખુલ્યો નથી.

ખ—બેશક આવી ગંભીર બાબદ ઉપર વીચાર કરવાને મને ઓછાંમાં ઓછી ચોવીસ કલાકની મેહેતલ જોઈશે, અને અગરજો નમો નામવરની મરજી હશે તો આવતી સાંજે એક વધારે રસીલી; અજબ જેવી, અને સાંભળવા લાયક વારતા કહી સંભળાવવાને હું વચન આપું છું.

પા—મને વારતા સાંભળવાનો એટલો તો શોખ છે કે મને તારી અરજ કબુલ રાખ્યા વીના ચાલતું નથી. હું તમને બીજા ચોવીસ કલાક સુધી મારા મેહેલમાં રેહેવાની રજા આપું છું. પણ યાદ રાખવું કે મારા ગોલામો સરેસ્તાની માફક નાગી તરવાર સાથ તમારા ઓરડા આળગ પેહેરો ભરશે પણ ખલીલ હું તને પુછું છું કે તું આટલી બધી વારતાઓ કાંહાંથી શીખ્યો?

ખ—નામવર પાદશાહ મારા માબાપે બચપણમાંથી મુસાફરી કરવાનો શોખ મારામાં ઉત્પન કીધો હતો. દુનીયાના ઘણા ખરા બધા ભાગોમાં હું ફરી આવ્યો છું. અને તે અરસામાં મને જોવાનું, સાંભ-ળવાનું અને શીખવાનું બહુ મળીયું હતું. મારા માબાપે મારી પછવાડે પૈસાની મોટી રકમ ખરચી છે. ઓ નામવર પાદશાહ, પૈસાથી અજાબ જેવાં કામો કરી શકાએ છે.

પા—ખલીલ હું તારી જેટલી તારીફ કરીશ તેટલી થોડી છે, સાબાસ! ધન છે તારા માતપીતાને.—પણ હું ધારૂંચ કે હવે મોડું થાય છે, માટે હવે આપણે ઓરડામાં પધારીએ. એમ કહી પાદશાહ ઉઠીયો, ખલીલ, લુકસ, અને જુલીયનને પોતપોતાના ઓ-રડામાં જતાં તેણે પોતાની નજરે જોયા બાદ ગોલામોને ચોકી રાખવાનો સખત હોકમ આપી પોતાના સુવાના ઓરડા તરફ ગયો.

ખલીલ હવે પોતાના ઓરડામાં એખલો હતો. સહવારના ઉઠતાં તેણે પોતાના ઓરડાના બારણાની છુપી કલ સોધી કાહાડી સારી પેઠે ધ્યાનમાં રાખી હતી. બાહારથી તેમજ અંદરથી બારણું ઉઘાડવાનો ઉપાય તેને હાથ લાગો હતો, અને તે બારણું, મીજાગરાંની ઉપર એટલી તો સેહેલાઇથી ફરતું હતું કે પવનના ઝપાટાથી બારણું ગઇ રાતના બંધ થઇ ગયું હશે એમાં કાંઇજ શક રહ્યો નહી. વળી પાછો તેણે પોતાના મીત્ર જુલીયનને ગાતો સાંભળ્યો, પણ તેની સાથ વાતચીત

કરવાને, અથવા પેલાં છુપાં બારણુાઓ અને ભોંયરાંઓથી તેને વાકેફ કરવાને હજુ સુધી તેણે વાજબી વીચાર્યું નહી. તે વીચાર કરતો કોચ ઉપર બેઠો હતો, તેવામાં બારણા ઉપર કોઈ ટકોરા મારતું હોય તેવા અવાજ તેણે સાંભળ્યા ઇસમીલડા પાસેથી જે કુચી તેણે મેળવી હતી તે વડે તે બારણું ઉઘાડીયું અને જુવે છે તો પેલી કસકુનમ અમીના પોતાના નાક ઉપર આંગળી મુકી ઉભેલી જોઇ. તે ધીમે સાદે કાનમાં લાગી બોલી. દૌલતબાન પાદશાહ આજ રાતના પોતાની મોહોરદારના દીવાનખાનામાં આવનાર નથી માટે ઇસમીલડા બાનુ ઈતેજારી સાથે તારી રાહા જુવે છે

ખલીલે અમીનાના હાથમાં એક સુનાનો સીક્કો મુકીયો અને બોલ્યો જા, હું તારી પછવાડે આઉં છું. જરા પણ ગડબડ કીધા વના તેઓ દાદર ઉપરથી ઉતર્યાં-પેલા છુપા મારગો પસાર કીધા. થોડાવારમાં તે પાદશાહની સ્ત્રીના ઓરડામાં જઇ પુગો. ઇસમીલડાએ ગઇ રાતથી જુદોજ પોશાક પેહડયો હતો. હમણા તેણીનો પોશાક એક તુરકી ઓરત કરતાં ઇંગ્રેજી ઓરતને વધારે છાજે એવો હતો તેણીનો ઝબો જમીનની ઉપર ઘસડાતો હતો, અને એવા પોશાકમાં તે કોઇબી રીતે ઓછી ખુબશુરત દેખાતી ન હતી. તેણીના રેશમી ચળકતા બાલ બરફ સરખા સફેદ ખભાં ઉપર લટકતા હતા, અને પોતાના નરમ બીછાનામાં એવી ઢપથી અસેટાઇને પડી હતી કે ગમે એવો પરહેજગાર મરદ પણ બે ઘડી પોતાની પરહેજગારી ભુલી જઈ તેણીની ઉપર ટીકીને જોયા વગર રેહે નહી. તે ખલીલને જોઇને બોલી:-ઓ મારા જીગરના હાર ખલીલ આખરે તું આ મેહેલેમાં એક દીવશ વધારે રેહેવામાં ફતેહ પામ્યો છે, અને તેં તારૂં વચન રાખ્યું છે.

ખ-ઓ પરીચેહેરેની નાજનીન તારા હોકમને તાબે થવાને મેં એક પળ પણ ખોઈ નહી પણ હું જોઉં છું કે પાદશાહ ગઇ રાતથી તમારી પાસે આવ્યો નથી.

ઇ-મારા પ્યારા ખલીલ તે તેં કેમ જાણીયું ?

ખ-અગર પાદશાહ અત્રે આવ્યો હતે તો તે પોતાની તરવાર જે અહીંયાં ભુલી ગયો છે તે લઈ જતે, પણ હું જોઉંછું કે તે તો સામે પડેલી છે. (તરવાર હાથમાં લઇને) આહા ! શું સુંદર છે !

ઇ-પણ ખલીલ તારા વચન પ્રમાણે તેં કીધું કે નહી ?

ખ-હું ખરેજ દલગીર છું કે ઝુલીખાં સાથ વાત કરવાની અને ટક મળી નથી.

ઇ-અરે ! ત્યારે તો તે હજુર એમજ સમજતી હશે કે તું તેને ચાહે છે!

ખ—તો પણ, મેં તેણીને આજે કાંઈ આપ્યું નથી તેથી તે કદાચ પામી ગઈ હશે.

ઇ—શું તું સાચુંજ બોલે છે? તું મને ઠગતો તો નહી હોય?

ખલીલ ગુસ્સે થયો હોય તેમ દેખાવા લાગો તે જોઇ ઇસમીલડા તરતજ બોલી ઉઠી; મારા વાહાલા ખલીલ તું મારી ઉપર ખફા થઇશ નહી! તારા ખુબસુરત ચેહેરાએ મારી નાજુક છાતીમાં કેવા જુસ્સા સળગાવી મુકયા છે તેની તને ખબર ન હશે. આજે આખો દહાડો તારીજ છબી મારી નજર આગળ ભમતી હતી, અને અગરજો હું ઝુલીખાની અદેખાઈ કરતી હોઉં તો તે વીશે મને માફ કરજે.

ખ—ઝુલીખાંના કાનમાં ફકત અરધી ડજન શબ્દો પણ કેહેવાને મને ટક મળી નહી કારણ કે પાહાદશાહે મને તેણીની પાસે બેસવા દીધો નહી. આવતી કાલની સાંજ સુધી હમુને અત્રે રહેવાની રજા મળી છે. પણ હવે વધારે રજા મેળવવાનો સઘળો આધાર તમારી ઉપર છે.

ઇ—ખલીલ તું જાણે છે કે હું તારે વાસ્તે—બલકે તારા મીઠા પ્યારને વાસ્તે જે કહે તે કરવાને તૈયાર છું. તું મને ઉપાય બતાવ અને જો કે હું તેમ કરૂં છું કે નહી? વળી તારે જાણવું જોઇએ છે કે મારી સાવકી દીકરીઓ સાથ મને બનતું નથી. હું તેમના ઓરડામાં પગ મુકતી નથી અને તેઓ પણ મારા ઓરડામાં નથી આવતી.

ખ—તોપણ હવે તમને તે કાયદો તોડવો પડશે. આવતી કાલે સાંજે પાદશાહની આગળ એક બીજી વારતા કહી સંભળાવવાને મેં વચન આપ્યું છે. માટે તે વાત પુરી થવા આવે તેવામાં તમે અંદર આવજો—તમે ગુસ્સે થયાં હોવો તેવું ડોળ કરજો, અને પછી બીજી સાંજે એક વારતા સાંભળવાની તમો ખુશી બતાવજો એમ કીધાથી પાદશાહને તમારી અરજ કબુલ રાખવાની ફરજ પડશે.

ઇ—ખચીત, આ તારી તાલમેલ ઘણીજ ઉમદા છે, હું જરૂર તારા કહેવા પ્રમાણે કરીશ (ખલીલને કોટી કરે છે.)

ખ—વાહાલી ઇસમીલડા, તમો જાણો છો કે હું હજુર સુધી તમારો પોતાનો થયો નથી. આવતી કાલ સુધીમાં હું ઝુલીખાંને સારૂં એક ચીઠી લખી રાખીશ, અને અગરજો મને વાત કરવાની ટક નહી મળશે તો બેલી ચીઠી તેણીના હાથમાં સેરવી દેવાને કાંઇજ વાર લાગશે નહી. એક વાર એમ થયું તો પછી મારૂં અંતઃકરણ મને દંખશે નહી,—અને પછી આપણે—"

ઇ—અને પછી આપણે એકદમ પ્યારના સાગરમાં ડુબકી મારશું.

મારો તારી ઉપર કેટલો પ્યાર છે, તેનો તને વીચાર પણ આવતો નહી હશે. બીજા ચોવીસ કલાક જોકે ચોવીસ વરસના જેટલા લાગશે તોપણ તેમ કર્યા વગર છુટકો નથી. હજુ તો આટલી વાતચીત ચાલે છે, તેટલાં અમીના અકલાતી ગભરાતી ઓરડામાં આવી, અને પાદશાહ નીચે આવે છે એવી ચેતવણી આપી. ખલીલ અને ઇસમીલડા તે સાંભળીને ચોંકી ઉઠયાં અને ખલીલે પોતાના હાથમાં તરવાર લીધી.

અમીના ગભરાતી બોલી અએ જુવાન માણસ! તું કેહે નાહાસી જા, નહી તો કે—"

ઇ—નાહાસે? પણ તે કીએ રસ્તે? નહી, નહી, આપણે એને એકાદ ખુણામાં સંતાડીએ.

અ—હા, હા, પેલા પરડાની પછવાડે ઠીક પડશે.

અમીના, તથા ઇસમીલડાએ ખલીલને પેલા મખમલના પરડાની પછવાડે હડસેલી દીધો.

અ—બાઈ, ઉતાવળાં થાવો, નહી તો આપણ ત્રણેના મુરડાં બોસફોરસની નામીચી નદીમાં પડશે.

આ પરડાની પછવાડે એક બીજું બારણું ઉઘાડું હતું તેમાં ખલીલ પેઠો. તેણે પેલી તરવાર જરૂરની વખતે પોતાનો બચાવ કરવા માટે સાથે રાખી હતી. ઇસમીલડાએ તે તેની પાસે માંગી હતી, પણ તેણે અરજ કીધી કે તે તેની પાસે રહેવા દેવી અને પાદશાહ માંગે તો તુરત વેળા કાંઇક બાહાનું કાઢવું, એવામાં પાદશાહ ઓરડામાં દાખલ થયો, જેના ચેહેરા ઉપરથી ઇસમીલડાએ અટકળ કીધી કે તે કશું જાણતો ન હતો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### બીહામણી સુરતના ગોલામ સાથ ખલીલને ખટપટ.

જે ઓરડામાં ખલીલ હમણા હતો, તે ઓરડામાંથી પેલા બીહામણા ચેહેરાના ગોલામના ઓરડામાં જવાઇ શકાતું હતું. તેના હાથમાં તરવાર હતી માટે તેને કશી બીહીક ન હતી. તે તેના ઓરડામાં ગયો અને તે ગોલામને પોતાની નાગી તરવાર સાથ આવતો દીઠો. ખલીલ હીમત લાવી બોલ્યો: હું શા કારણસર અને કેવી રીતે અહીંયાં આવ્યો છું તેની ક્યાસ તને ખબર નહી હશે!

ખલીલના પોશાક અને બોલવા ઉપરથી ગોલામે ધાર્યું કે તે કોઇ ખેતાબ પામેલો પુરૂષ હશે અને તેના શેઠ દોલતબાન પાદશાહની મુલાકાતે આવ્યો હશે. તે જોઇ ગોલામ બોલ્યો મેહેરબાન શેઠ, હું એક ગોલામ બચ્યો છું અને મારા શેઠોની ધારણાની મને શી ખબર પડે?

ખલીલ—(ધીરજથી) શું બીજાં માણસોના જેવી ગોલામોમાં અકલ હોતી નથી?

ગો–મારા શેઠ, એક ગોલામ ખુદરતીજ ગમે એવી અકલવાલો હોય તોપણ તેને પોતાની અકલ વાપડવા દેતા નથી. નાહાનપણથીજ તેને એક ગોલામ તરીકે ઉધારવામાં આવે છે, અને તેથી કરી તેની બુધી ઝાંખી પડી જાય છે, અને જે ભીશાલે તેની મરજીમાં આવે તે કામ કરવાનો હક લુટી લીધામાં આવે છે તેજ ભીશાલે તે પોતાની મરજી માફક વીચાર જાહેર કરી શકતો નથી.

ખ–ખચીત, તારા બોલવા ઉપરથી તો એવું સાબેત થાય છે, કે તારા જેવી બુધીવાલા થોડાજ ગોલામો હશે. અને જો કે તારી અને મારી હાલતમાં થોડોજ ફરક છે તો પણ તારી દોસ્તી કરવાને હું બહુજ ચાહું છું. પણ આવી એક જગામાં તારા જેવા ચોકીબાનની શી જરૂર હશે તેની મને સમજ પડતી નથી.

ગો–એક વારકી મને કાંઇ છુપા કારણુસર અત્રે રાખવામાં આવ્યો હોય તોપણ તે છુપું કારણ તમો કે જે આ જગાથી તદન અંજાણા છેવો, તેને કહી દેઊં એવી તમોએ આશા રાખવી નહી.

ખ–હું કાંઇ તદન અંજાણો સખસ નથી. (હશીને) હું નામવર દોલતબાન પાદશાહને ત્યાં પરોણા દાખલ આવ્યો છું.

ગો–જો એમજ હોય તો, મને તમારી સાથ કામ નથી. અને તમને મારી સાથ કામ નથી. હું ધારૂં છું કે તમે બહાર જવા માંગતા હશો, તો ઠીક છે આગલ ચાલો અને હું તમારી પછવાડે પછવાડે ચાલું છું, કારણ કે માનને ખાતર મારાથી તમારી આગમજ ચલાય નહી. હું પછવાડેથી તમને રસ્તો દેખાડીશ.

ખ–(ઠંડે પેટે) સઉ વખતસર થશે. મારા ઓરડામાં જવાની મને કોઇ રીતની તાકીદ નથી. પણ તું જે ચોકી કરે છે તે શું આ જગામાં ખજાનો દાટેલો છે તેની કે? અથવા તો શું કોઇબી જુવાન માણસ જે મારીજ માફક તારી શેઠાણી ઇંસમીલડાના ઓરડામાંથી બાહાર આવે છે તેમે રસ્તો દેખાડે છે?

પેલો ગોલામ અચરતીથી ખલીલના ચેહેરા સામું જોવા લાગો

અને ઘણો વાર સુધી તેને ટીકી ટીકીને જોયા પછી બોલ્યો, મેહેરબાન સાહેબ, એકવારકી મને આ જગાએ પાદશાના ખજાનાની ચોકી કરવાને રાખ્યો હોય તોપણ તે કઇ જગાએ સંતાડેલો છે તે હું તમને બતલાઉં એતો કદી બનનાર નથી.

ખ—મેં કાંઈ એવી મતલબથી પુછીયું નથી. જો, મારા પોશાક તરફ જો, શું મારા ચેહેરાની ઉપર તને ગરીબાઇની નીશાની માલમ પડે છે?

ગો—નહી. કાંઇજ નહી, પણ સાહેબ હવે એવું ધારો કે હું અત્રે બે કામ બજાઊ છું. એક તો પાદશાહનો ખજાનો સંભાળું છું અને વારે ઘડીએ નામવર બાનું ઈસમીલડાને મદદ લાગું છું. તો પણ મેહેરબાન શેઠ તમો શું એવું સમજો છો કે અહીં વધારે ખોટી રેહેવાથી તમો પોતાના હકમાં ફાયદો કરો છો ! યાદ રાખો કે પાદશાહ કેઇ ઘડીએ, હું ચોકી કરૂં છું કે નહી તે જોવાને આવશે તેની મને પોતાને ખબર નથી. માટે તમો જો તમારી સલામતી ચાહાતા હોવતો—

ખ—શું પાદશાહનો એવો હોકમ નથી કે તારે આખી રાત ચોકી કરવી?

ગો—અગર બોસફોરસના બલુ પાણીમાં સુવાની મારી મરજી થઈ તો પછી સર્વેથી સરસ ઉપાય એ છે જે રાતની વેળાએ સુવા જવું.

ખ—જો એમજ હોય તો તારી મુડી મારા પોતાના હાથમાં છે. અગર હું પાદશાહને તારે વીશે એક હરફ કેહું તો બસ; પછી એક પાણીનો ગોટ વટીક પીવાને તું જીવતો રેહેનાર નથી. શું તું ગઈ રાતના તારા ઓરડામાં બાંકની ઉપર ચતોપાત પડેલો નહી હતો ?

ગો—સાહેબ તમો જુઠું અને તેબી હડહડતું જુઠું બોલો છો. એમ બોલી પોતાના દાંત કકડાવા લાગો.

ખ—મેં જે કહ્યું છે તે તમામ ખરૂં છે. એ બાબદની સાબેતી જોઇતી હોય તો તેબી આપવાને તૈયાર છું. શું તુંએ શરાબ પીધો નહતો? શું તારૂં માથું ભીત તરફ અને તારા પગ બારણા તરફ કીધેલા નહી હતા ? શું તારી કમરે તરવાર બાંધેલી નહી હતી? તારૂં બારણું અરધું બંધ હતું અને ચાલમાંની બતીના કીરણો તારા ચેહેરા ઉપર પડતાં હતાં.

થોડીવાર સુધી તો ગોલામ અચરતીથી ચુપ ઉભો રહીયો. અને પછી અજાયબી સાથે બોલ્યો કે શેઠ તમો અહીં શી રીતે આવી શકીયા ?

ખ—હું કેમ અને કેવી રીતે આવ્યો તેની સાથે તુંને કાંઇ કામ નથી. તું જુવે છે કે હું આવ્યો હતો.

ગો—પણ હવે જેમ બને તેમ જલદીથી તમો અહીંથી વિદાય થવો તો સારૂં. પાદશાહ ઘણું કરીને હમણાં આવી પુગશે. આજ ઘણા દીવશ થયા તે આ જગા તરફ આવ્યો નથી માટે જો તમો તમારી સલામતી ચાહાતા હોવો તો અતર ઘડી તમારાં પગલાં ઉઠાવો. મેહેરબાન શેઠ, તમો આગળ ચાલો, અને હું પછવાડે ચાલું છું.

ખ—પેહેલે ચાલવાનું કામ રસ્તો દેખાડનારનું છે. માટે તું આગળ ચાલ, અને હું પછવાડે આવું છું.

થોડોકવાર સુધી વીચાર કીધા બાદ તે ગોલામે આગળ ચાલવાનું કબુલ કીધું ખલીલ તેની પછવાડે પછવાડે ચાલ્યો. તેઓ પથરના દાદર ઉપરથી નીચે ઉતરીયા ગોલામ સઘળો વખત સુધી બારે ડોળે ખલીલના ઓળાને જોયા કરતો હતો. ખલીલ તો પોતાના હાથમાં તરવાર પકડી મુગો મુગો જાણે પોતાનાજ મેહેલમાં ફરતો હોય તેમ ચાલતો હતો. તેઓ હવે પેલાં લાકડાંના બારણા વાળાં ભોંયરાં આગળ આવી પુગા. એવામાં જેમ એક ભુખો શીંહ પોતાના શેકાર ઉપર અંચીતી તરાપ મારે તે મીશાલે ખલીલે પેલા ગોલામના શરીર ઉપર એક જબરજસ્ત ધસારો કીધો. એક પલમાં તેના હાથમાંથી તરવાર જુંટી લીધી. અને ઝડપમાં જમીન ઉપર પટકી દીધો. ખલીલે આ વેળા જે ચંચલાઇ, હીમત, અને મરદાનગી બતાવી તે ઘણીજ હેરત ભરેલી હતી કેમકે આવા એક કદાવર, અને હરકયુલીસ સરખા જોરેમંદ દેવને તેણે એક મેંઢાની મીશાલે ગરીબ—અને એક કુતરાના જેવો તાબેદાર બનાવી દીધો. ખલીલે તુરતજ પોતાનો એક પગ તેની છાતી ઉપર મેલ્યો અને નાગી તરવાર તેના ગલાંની સામે ધરી. તે ગભરાઈને પુછવા લાગો:—મેહેરબાન શેઠ, તમો શું કહો છો? અને મારી સોડે શું માગો છો?

ખ—હું તને એટલુંજ પુછું છું કે—

પણ એવામાં એકાએક કોઈ માણુસના પગલાંનો અવાજ સંભળાગો અને પેલો ગોલામ બોલ્યો:—પાદશાહ આવે છે!

ખ—ઠીક છે ત્યારે, ઉઠ! પણ યાદ રાખજે કે અગર જો મારા શરીરને હાથ લગાડીયો તો તરતજ આ તરવાર તારૂં લોહી પીશે. એમ બોલી તેણે તેની છાતી ઉપરથી પગ ઉચકયો—પણ તે ગોલામની તરવારને પગ તળે દાબી રાખીને બોલ્યો:—પાદશાહને જે કાંઇ બનયું છે તેનો એક સખુન વટીક કહયો તો તું જાણ. તેમજ ઇસમીલડાને પણ એક હરફ જણાવતો ના! જો તે તને પુછે તો કાંઈ બાહાનું કાહાડજે, પણ જો ખરેખરી વાત તેં જાહેર કીધી તો યાદ રાખજે

કે હું પાદશાહને તારે વીશે સઘળું કહી દેવશ અને ગઈ રાતના તું શરાબની કેફમાં સુતેલો હતો તે પણ જાહેર કરી દેવશ અને પછી તરતજ તને કતલ કરવામાં આવશે.

એ સઘળા બોલો જેમ બને ઝડઝડથી પણ સમજ પડે તેવી રીતે બોલી, જે દાદરેથી તેના ઓરડામાં જવાતું હતું તેની ઉપર ચઢયો અને જરા પણ ગડબડ કીધા વીના પેલી છુપી કલ દાબીને પોતાના ઓરડાનું બારણું ઉઘાડી અંદર દાખલ થયો. તેનું સઉથી પેહેલું કામ એ હતું કે પેલી તરવારને કેહે એવે ઠેકાણે સંતાડવી કે જ્યાંથી જે માણસો સવારના ઓરડો સાફ કરવા અથવા બીછાનુ પાથરવા આવે તેમની નજરે પડે નહી. એ પ્રમાણે કીધા પછી તે પોતાના બીછાના ઉપર પડયો અને ઉંઘે તેની ઉપર તરતજ ગલબો કીધો. સહવારના ઉઠતાં ખલીલે ધારયું કે અગરજો ગોલામે સઘળી વાત જાહેર કીધી હશે તો થોડાજ વારમાં સઘળું માલમ પડી આવશે. વળી તેને બીજો વીચાર આવ્યો કે અગરજો તે જાહેર કરી ચુકો હોય તો પાદશાહ કદી પણ તેને સઉથી કઠણ શીક્ષા આપવાને પછાત પડને નહી. પણ તેવામાં એક ગોલામ આવી તેને એક ઓરડામાં લઇ ગયો, જ્યાં તેના બેઉ મીત્રો લુકસ અને જુલીયન નાસ્તો ખાવાને સારૂ વાટ જોતા બેઠા હતા. તેઓએ ત્યાં આખો દાહાડો અમન ચમનમાં ગુજાર્યો. સાંજની વેળાએ તેઓને દૌલતબાન પાદશાહની બેટીઓના અછાં સીનગારેલાં દીવાનખાનામાં લઇ જવામાં આવ્યા. પાદશાહ પોતાની સરેસ્તાની જગાએ હુક્કાની નલી લઇને બેઠો હતો. તેનો મીજાજ ગઇ બે રાતના જેવોજ ખુશ હતો. અને જયારે તે ત્રણે જુવાન મરદો પોત પોતાની માશુકોની સોડમાં બીરાજીયા ત્યારે પાદશાહે તેઓને ધમકીનો એક શુકન વટીક કહયો નહી. થોડોવાર શુધી આ ત્રણે આશુક માશુકના જોડાને પ્યાર અને મોહોબતની વાત કરવા દીધા પછી પાદશાહે ખલીલને તેની અજબ જેવી વારતા શરૂ કરવાનો હોકમ કીધો, જે કબુલ રાખી ખલીલે પોતાની વારતા નીચે પ્રમાણે ચલાવી.



# પ્રકરણ ૧૨ મું.

## ખલીલની ત્રીજી વાર્તા.

ચૌદમી સદીની આખરીએ બેવેરીયાની પુર્વ સરહદ ઉપર આવેલાં એક વીશાળ ખેતરમાં શીલ્ડબરજર નામનો ઘરડો ખેડુત પોતાના બે જવાન પુત્રો સહીત રહેતો હતો. શીલ્ડબરજરની સ્ત્રી આ બને પુત્રોને બાલ્યાવસ્થામાં છોડી મરણ પામી હતી, અને તે પછી પીતાની સંભાળ તળે તેઓ ઉછર્યાં હતા. આ બેમાંનો વડો નામે કાર્લ અતિ ઘણો સ્વરૂપવાન અને કદાવર હતો. તે અચ્છો શીકારી હોવા સાથે ગમે તેવાં ઉંચાં ઝાડો ઉપર વાંદરાની પેઠે ચઢી જવાની કળા શીખેલો હતો. તીર મારવામાં પણ તે નીપુણ હતો. બીજો પુત્ર સીસ્માન એથી ઉલટુંજ શાંત અને એકમાર્ગી સ્વભાવનો હતો. તેના બાળો ચળકતા હતા, ગરદન ખુબસુરત સ્ત્રીને મળતી હતી અને તેનો બાંધો પણ સર્વ પ્રકારે એટલો નાજુક હતો કે ખેતીનું કામ કરવાને જાણે તે સરજેલોજ ન હતો. ત્રણે પીતા પુત્રો પોતાનાં સુખવાસી ખેતરમાં સુખ અને સંપથી રહેતા હતા. તેમનાં ખેતરની પાસેજ બીજાં એક ઝુપડાંમાં એક ઘરડો માણુસ રહેતો હતો, જેને માત્ર એકજ ખુબસુરત પુત્રી નામે મેરીયેટા હતી. આ ડોસાએ આગળ હંગેરીના રાજાની નોકરીમાં સારૂં નાણું પેદા કરેલું હતું એટલે તેની ઉપર તે આનંદમાં પોતાના દિવસ નીર્ગમન કરતો હતો. મેરીયેટા એ સમયે લગભગ વીસ વરસની ઉમરની થઇ હતી, પણ કુંવારીજ હતી. તેની મા પણ તેને નાઘલી મુકી કયારની મરણ પામી હતી. મેરીયેટા જેવી ખુબસુરત હતી તેવો તેના ઉપર તેના પીતાનો પ્યાર હતો. સીસ્માન અને કાર્લ બંને પોતાની આ પાડોસણ સહીને વારંવાર ફુરસદ મળતાં મળવા જતા હતા, અને ત્યાં અરસપરસ ભારે આનંદમાં વખત ગુજારતા હતા. ગામમાં એ ઉપરથી એવીજ વાત ચાલતી હતી કે મેરીયેટા બેમાંના એકાદ ભાઇ સાથે પોતાનાં લગ્નનો ગાંઠ જોડશે, તો જો કે અદ્યાપિપર્યંત તેવી કસી વાત સુધાં તેમના વચ્ચે નીકળવાનો સંજોગ બન્યો ન હતો. સીસ્માન ગાયનમાં અતિ ઘણો કુશળ હતો સાથે તેનો કંઠ પણ કોમળ અને મધુર હતો, એટલે મેરીયેટાને ત્યાં જતાં તેઓ બધી ગમત સાથે સીસ્માનના ગાયનો સાંભળવાની પણ મજાહ મારતાં હતાં. સીસ્માન ગુપ્તરીતે મેરીયેટાને અત્યંત ચાહતો હતો, તેમ કાર્લ પણ ચાહતો હતો. આવી રીતે

સઘળું ચાલ્યું જાય છે તેવામાં બંને ડોસા એક દિવસે ભેગા મળ્યા, અને અરસ્પરસ ક્ષેમકુશળના સમાચાર પુછવા પછી શીલ્ડબરજરે મેરીયેટાના પીતા હરમાનને હસ્તે મુખડે જણાવ્યું કે હવે આપણ બંને ઘોરસ્થાનમાં જવા લાયક થયા છે અને તે વખત ક્યાં દુર રહ્યો છે? આપણા પ્રત્યે જે મિત્રભાવ છે તેને તેટલાજ માટે સગપણથી જોડી જઇયે તો સ્વર્ગમાં પણ આપણો આત્મા પ્રસન્ન રહેશે. હરમાન શીલ્ડબરજરની વાતનો હેતુ સમજી ગયો અને બનેએ સારાંશ ઉપર આવી કારલ અને મેરીયેટાનું લગનનું સાટું દારૂનાં ગ્લાસો લઇને ઠોક્યું. હરમને એ બીના પોતાની એકની એક પુત્રીને જણાવી કે તેનામા તેજ વેળાએ ખુશાલીએ ઘર કર્યું. બીજી તરફ કાર્લને પણ તેના પીતાએ ખબર પોહોંચાડી કે તે અત્યંત મગન થયો. સીસ્માનને આથી દીલમાં બહુજ લાગ્યુ પણ પોતાની લાગણી તેણે પોતાના પીતા તથા ભાઇ આગળ છુપાવી, અને એક શબ્દ સુધાં બોલ્યો નહી. લગનનું સાટું ઠોકાવા પછી બીજેજ દિવસે શીલ્ડબરજરની પાડોસમાં રહેતો એક બેવરીયન ઉમરાવ શીલ્ડબરજરનાં ઝુપડાંમાં આવી બેઠો. તરસ્યો થવાથી તેણે પાણી માંગ્યું, જેથી સીસ્માને તેને તુરતજ ઉતમ જાતનો બીર લાવી આપ્યો. આ ઉમરાવ જેનું નામ બેરન વાન ગ્રીફ હતું તે સીસ્માનની ખુબસુરતીથી છક થઇ ગયો. સીસ્માન એ વેળા માત્ર અરાઢ વરસનો જુવાન હતો, અને કાર્લ તેનાથી ત્રણ વરસ વડો હતો. શીલ્ડબરજર તુરત પોતાનાં ઝુપડાંમાંથી નીકળી આવી ઉમરાવ ગ્રીફની આગતાસ્વાગતા કરવા લાગ્યો, અને તેમ કરતાં જવાન સીસ્માન સંબંધી વાતો નીકળી. તેમાં એવું ઠરાવ્યું કે ઉમરાવ ગ્રીફે સીસ્માનના ગુણોનું વર્ણન તેના પીતાને મોઢે સાંભળી સીસ્માનને પોતાને ત્યાં નોકરીએ લઇ જવાની માંગણી કરી અને તેને પોતાની દ્રષ્ટીથી દુર નહી કરવાનો ઠરાવ છતાં પણ કાર્લ અને મેરીયેટા વચેના બંધાતા પ્યારમાં સીસ્માનની નાસીપાસીથી ખલલ ન થાય એવા હેતુએ તેને દુર કરવાને તેણે વાજબી વિચાર્યું. ઉમરાવ ગ્રીફે સીસ્માનની સઘળી પ્રકારની બરદાસ્ત લેવાની કબુલાત આપી, એટલે શીલ્ડબરજરે સીસ્માનને નોકરીએ મોકલવાનો ઠરાવ કીધો. સીસ્માનને લઈ ઉમરાવ ગ્રીફ પોતાને મકાને ગયો અને તેને પોતાના ખાસગી તરીકે રાખ્યો. પોતાનાં ઉંચાં વર્તણુથી સીસ્માન ઉમરાવનાં કુટુંબમાં માનીતો થઇ પડયો. ત્યાં તેને અતિશય ફુરસદ મળતી હતી તે વેળા તેણે ઉમરાવનાં પુસ્તકખાનાનો સારો લાભ લેવા માંડયો. મુસલમાનો સંબંધી કેટલુંક વર્ણન તેના જાણવામાં આવ્યું અને તે ઉપરથી તેને એવોજ જુસ્સો આવ્યો કે તેનો શોક

કે કોઈ બીજો જો મુસલમાનો સામે જંગમાં જાય તો તે પણ તેમના સાથે જાય હજુ તો સીસ્માનને ઉમરાવની નોકરીમાં ત્રણ અઠવાડિયાં પુરાં થવાં નથી તેટલાં તો મુસલમાનોના વધારા સામે ખ્રીસ્તીઓએ સામે થવાની તૈયારી ચાલી, અને તે ચઢાઈમાં પોતાના શેઠની સાથે જવાને સીસ્માને ઠરાવ જણાવ્યો, એટલાંજ કારણથી કે જો તે નહી જશે તો કાર્લ ને તો જવું પડશે, કારણ કે દરેક કુટુંબમાંથી એકેક પુત્રને લડાઈમાં જવાની ફરજ હતી. સીસ્માનનો આ ઠરાવ તેના શેઠને તેમજ તેના પીતા અને ભાઇ સર્વને સર્વમાન્ય થઈ પડયો; અને તે સર્વના સંપૂર્ણ આશીર્વાદ વચે સીસ્માન લશ્કરમાં જોડાયો. જુદા જુદા સરદારોની સરદારી હેઠળ ખ્રીસ્તી લશ્કરે કુચ કરી અને બીજી તરફ કાર્લ અને મેરીયેટાનાં લગ્ન શીલ્ડબરજરનાં ઝુંપડાંમાં કરવામાં આવ્યાં.

કાર્લ થોડાંક અઠવાડિયાં સુધી પોતાની નવી મેહેબુબને લઇ રહેલો હતો. તેટલામાં ખ્રીસ્તીઓનું ભેગું લશ્કર ઉસ્માન અલીના ત્રીજા પુત્ર સુલતાન બાયાજીદ-ઇલડીરીમની ઉપર કુચ કરી ચાલ્યું. નીકોપોલીસની ખીણમાં લડાઇ કરવાનો ઠરાવ હતો. ખ્રીસ્તી લશ્કર બીજાં મદદે આવેલાં લશ્કર સાથે લગભગ સાહાઠ હજારનું થયું હતું. મહા મહા કષ્ટ વેઠી બંને લશ્કરો નીકોપોલીસમાં આવી પોંહોંચ્યા અને બંને વચે જુસ્સેશ ભરેલું રણસંગ્રામ ચાલ્યું એમાં ખ્રીસ્તી લશ્કરની મદદે આવેલાં ફ્રેંચ લશ્કરે બહુ બજાવી હતી અને તેણે આગળ વધી જઇને મુશલમાન લશ્કનો ભારે સંહાર વાળ્યો હતો. જેમ જેમ તે લશ્કર આગળ વધતું ગયું તેમ તેમ પાછળનાં ખ્રીસ્તી લશ્કરમાં જયનો ડંકો વાગ્યો, પણ થોડાજ વખતમાં મામલો ફેરવાઇ ગયો. સુલતાન બાયાજીદ-ઇલડીરીમ ગુસ્સાભેર ફ્રેંચ લશ્કર ઉપર ઉઠયો અને તેને ઘેરી લઇ કાપી નાખ્યુ અને ૨૪ જણને કેદ પકડયા. આથી તેમને વધારે હીમત આવી અને જયની ખુશાલીમાં મગ્ન થઇ આળસુ પડેલાં ખ્રીસ્તી લશ્કર ઉપર એકદમ ધસારો કરી તેનું નસંતાન વાળ્યું, અને પકડાય તેટલા બંધવા પકડ્યા, જેમાં ઉમરાવ ગ્રીફ અને તેનો સપેહસાલાર સીસ્માન પણ પકડાઇ ગયા હતા. હવે જયનો નાદ મુસલમાન લશ્કરમાં જાગ્યો. લગભગ દશથી બાર હજાર ખ્રીસ્તીઓને કેદ પકડયા હતા તેમાંના દશ હજારને તપોતપ ઠાર કીધા, અને બે હજાર બાકી રહેલા હતા, તેવામાં તેમના તરફ દયા કરવાની માંગણી થવાથી તેમને જતા મુક્યા. સીસ્માન તથા તેના શેઠને પણ ઠાર કરવા કાઢયા, અને તેમાં ઉમરાવ ગ્રીફને તો કાપી નાખ્યો, પણ મુસલમાનોમાં એવો રીવાજ હતો કે વીસ વરસની વયની અંદરના બચ્ચાને નહી કા-

પચો, તે ઉપરથી સીસ્માન બચી ગયો હતો. ફ્રેંચ લશ્કરના વડા કાં ડી. નેવરસ તથા તેના બીજા સોબતીઓને દંડ લઇ છોડવામાં આવ્યા. સીસ્માનને તો વટલાવીને મુસલમાન બનાવ્યો અને તેને લશ્કરની કેળવણી આપવા રાખ્યો. બે વરસ પસાર થઇ ગયાં અને તેને પોતાનાં કુટુંબ સાથે કસો પત્ર વ્યવહાર ચલાવવાની તક મળી નહી. તેના પીતા તથા ભાઇને જ્યારે ઉમરાવ ઑફ પણ મરણ પામવાના સમાચાર મળ્યા ત્યારે તેઓએ સીસ્માનને પણ મુએલો ધારી નીશ્વાસો નાખ્યો અને કાર્લેને ત્યાં અવતરેલા પુત્રનું 'નામ સીસ્માન રાખ્યું'. ફતેહથી ફુલાયલા મુસલમાનોએ આસપાસનાં ખ્રીસ્તી ગામોમાં ભારે નસંતાન વાળવા માંડયું હતું. તેવામાં મરનાર ઉમરાવ ઑફના પુત્રે પાછું લશ્કર એકઠું કરવા માંડયું. મેરીયેટાનો પીતા હરમન તો મરી ગયો હતો. શીલ્ડબરજરે તો હથિયારો સજ્જ કીધાં. કાર્લે પણ તૈયાર થયો, અને મેરીગ્રેટાને ઘરમાં એકલી રાખવામાં આવી. ભારે જુંબેસ મચાવી બેવેરીયનોએ, પોતાનાં ગામડાં ઉપર ધસી આવતા મુસલમાનોને હાંકી કાઢયા. મુસલમાન લશ્કરનો સરદાર ટીમુરતાશ આથી ગુસ્સે ભરાયો, અને બીજી એક લડાઇ કરી બેવેરીયનો ઉપર ફતેહ મેલવી, અને બેવેરીયન લશ્કરને હાર કીધું અને કેટલાકોને કેદ પકડયા. શીલ્ડબરજર તથા કાર્લેને કેદ પકડવામાં આવ્યા, જેમને બીજાઓ ભેગા હસન નામના એક સરદારને સોંપવામાં આવ્યા. આ બંને પીતા પુત્રને હસનના તંબુમાં લઇ જઈ ખડા કીધા તો ત્યાં તેઓએ સીસ્માનને જોયો. કાર્લે તુરત પોતાના ભાઇના ખોળામાં પડયો, અને શીલ્ડબરજર તો એક ખુણામાં ભરાઇ ડુસ્કે ડુસ્કે રડવા લાગ્યો. હસન તેજ સીસ્માન હતો, જેને મુસલમાન કરીને એ નામ આપવામાં આવ્યું હતું, અને લશ્કરી કળાની અચ્છી કેળવણી લઇ પોતાના વડાઓનો ચાહ મેળવ્યાથી તે લગાર મોટા ઓધ્ધાને પામ્યો હતો. પોતાના પુત્રને આવી સ્થિતિમાં જોઇ શીલ્ડબરજરને ઘણું લાગ્યું કે તે બેવફા થયો છે અને પોતાના પીતા તથા જન્મભુમીનો દુશ્મન થયો છે, એટલે તેણે ધીકારથી સીસ્માન તરફ જોવા માંડયું અને તેમાં કાર્લે પણ કાંઇક ભાગ લીધો. આ ઉપરથી સીસ્માને પોતાની સઘળી હકીકત બંનેને સમજાવી તેમનો વિચાર ફેરવ્યો, અને જણાવ્યું કે એ સઘળી જેહમત ખેંચવાનું મુળ કારણુજ માત્ર કાર્લેને બચાવવાનું હતું. તે બોલ્યો કે હું મેરીયેટાને દીલોજાનથી ચાહતો હતો, પણ જ્યારે પીતાજીએ તેનો હાથ કાર્લે સાથે મેળવવાની ઇચ્છા જણાવી ત્યારે મેં મારા દીલમાંની દલગીરી દુર કરવા, તથા કાર્લેને પોતાનાં

નવાં સુખના લાભમાંથી અટકાવી લડાઇમાં જવાની ફરજમાંથી મોકલો કરવાને કારણે હું પોતે લડાઈમાં ઉતર્યો, અને ત્યાં મારી જે અવદશા થઇ તેમાં મને જે ઉપાય સારો સુજ્યો તેજ આ માત્ર હતો. આ ખુલાસાથી ઘરડા પીતાનું હૈડું ભરાઇ આવ્યું અને તે પોતાના પુત્રને ભારે હેતથી ભેટયો. આ સઘળું થઇ ચુકયું. હવે શું કરવું તેની વાત ચાલી. આ બંને બંધવાઓને સીસ્માને પોતાને હાથેજ ઠાર કરવા એવી ટીમુરતાશની આજ્ઞા હતી, એટલે તેણે બંનેને નહસાડવાને પ્રયત્ન કરી, જંગલમાંથીજ બીજાંજ બે ડોકાં લાવી પોતાના તંબુની બાહેર લટકાવ્યા, એમ જણાવવાને કે તેણે પોતાના હાથમાંના બંને બંધવાઓને કાયદા પ્રમાણે ઠાર કીધા છે. લગાર શાંત થાય ત્યાં સુધી સીસ્માને પોતાના પીતા તથા ભાઈને પોતાના તંબુમાં છુપાવી રાખ્યા હતા, તેમને તક જોઇ નહસાડવાના માર્ગ શોધવા લાગ્યો. તેટલાં એવું બન્યું કે ઘાતકી ટીમુરતાશ મરણ કાંઠે પડયો અને તેના સ્વભાવથી બીહીને જે કોઈ દવા જાણતા હતા તેઓ નાહાસી ગયા. આ ખબર શીલ્ડબરજરને પડી એટલે એક જાતનો આનંદ તેમને ઉપજ્યો. તે પોતે કાંઇક ઝાળોપાળો જાણતો હતો એટલે તેને દવા કરી પોતાનું કામ કાઢી લેવાનો ઠરાવ કીધો. એ ઠરાવ સાથે સીસ્માન તે ઘાતકી મુસલમાન સરદારની પાસે ગયો અને આજીજી સાથે જણાવ્યું કે એક ખ્રીસ્તી તેની જાણમાં છે તે તેના દરદની દવા કરવા માંગે છે. ટીમુરે કબુલ કીધું, અને બોલ્યો કે જો તે તેને સાજો કરશે તો તેને તેમજ સીસ્માનને પણ નીહાલ કરશે અને જો નહી તો તે બંનેને ઠાર કરશે. સીસ્માને તે સ્વિકાર્યું, અને ગયો. લગભગ ચારેક કલાકનો વખત ગાળી કાઢી સીસ્માન પોતાના પીતાને સાથે લઈ ટીમુરની છાવણીમાં ગયો. આ વેળાએ એક નવાઇ સરખો બનાવ તેની દ્રષ્ટીએ પડયો અને તે એ કે એક સુંદર અપસરા ટીમુરના તંબુમાં હતી. સીસ્માન તેની ખુબસુરતી જોઇ વિસ્મય થઇ ગયો, પણ કસું બોલવા વગરજ ટીમુર પાસે ગયો. તે બાઈએ તુરતજ પરપુરૂષોને જોઈ બુરખો નાખ્યો. તેના વિષે કસું પણ તુરતવેળા મનમાં લાવ્યા વગરજ સીસ્માન ટીમુર પાસે પોતાના પીતાને લઇ ગયો. આસપાસની ઝાડીઓમાંથી કેટલોક પાલો મંગાવી શીલ્ડબરજરે તેનો મલમપટો કરી દરદીને લગાડયો એટલે તેના કરારથી તે ભર ઉંઘમાં પડયો. આ મલમપટો કરતો હતો, તેટલામાં એ સરદારની પેલી પુત્રી જેનું નામ બાલકીસ હતું તેણે સીસ્માનને પુછ્યું કે પોતાના જીવના જોખમે આવેલો આ હકીમ કોણ છે? સીસ્માને જ્યારે તેની ખાતરી કરી કે એ એક નામીચો

વૈદરાજ છે ત્યારે  નો ઉપકાર માની તેણીએ સીરમાનને પોતાના હાથમાંની વીંટી કાઢી આપી. સીરમાને તે લેવાને પેહેલાં લગાર આં-નાકાની કરી કેમકે તેના પીતાએ તેને વધારે મોટી બક્ષેસ કરવાને વચન આપેલું હતું; પણ બાલકીસે લગાર આેહાંસ કીધાથી સીરમાને તે લઇ પોતાની આંગળીએ પેહેરી. મલમપટો કરી સીરમાનનો બાપ બાહેર આવ્યા પછી બાલકીસ પોતાના પીતાની રૂબરૂ ગઇ અને સીરમાન પણ તેની તેહનાતમાં રહ્યો. થોડોક વાર નીકળી જવા પછી બાલકીસે પોતાના આ યજમાનોને માટે સુંદર ખાણું તૈયાર કીધું, અને બંને જણે શરાબ સાથે ખાણું લઇ બીજે દિવસે મળવાની કબુલાત આપી છુટાં પડયાં. બાલકીસને વધારે ને વધારે જોવાની જેમ સીરમાનને ટક મળતી ગઇ તેમ તેમ તેનાં અંતકરણમાં છુપા પ્રેમે ઘર કર્યુ હતું, તો જો કે તે વિષેનો કસો ખુલાસો બંને એ બીજાને કરી શકવે અશકત હતાં. જ્યાં સુધી સરદાર ટીમુર પોતાને ખાટલેથી ઉઠવાને શકતીવાન થયો ત્યાં સુધી તરૂણ સીરમાન અથવા હસનને બાલકીસ સાથે દરરોજ મેલાપ અને ગપાંસપાં ચલાવવાની અચ્છી ટક મળતી રહી હતી. અદ્યાપિપર્યંત બાલકીસ હજુર વાત થતાં સીરમાને પોતનું નામ હસનજ જણાવ્યું હતું, અને પોતાનો તથા પોતાના પીતાનો કસો ભેદ ભરમ ખુલો કીધો ન હતો. વીસ દિવસ સુધી આ ખ્રીસ્તી હકીમરાજની દવા ટીમુરે કરી એટલે તે પોતાની માંદગીમાંથી સાજો થયો અને હવે દવાની જરૂર રહી નહી. પણ કપટી ટીમુરને સંતોષ આવ્યો નહી. તે અવિશ્વાસુ થયો અને ભરમમાંજ સીરમાનને ફરમાવ્યું કે તે હકીમને થોડાક દિવસ સુધી તેના તંબુમાં લઇ જઇ અચ્છી પહરોણાગત કરવી, જે પછી એકાદ દિવસ ઠરાવી તેને ઠરાવેલી બક્ષેસ આપવામાં આવશે. આમ કરવાનો હેતુ માત્ર એટલો કે જો હકીમે તેને કાંઇ દગા ભરેલી દવા ખવાડી હોય અને તેની અસર ધીમેથી જણાવાની હોય તો તે તેટલા વખતમાં જણાઇ આવે. તેમ તો કાંઇ થયું નહી. ટીમુરતાશ તો પાછો અસલ પ્રમાણેજ નીરોગી બન્યો, અને તેમ છતાં તેને હકીમ ઉપર અચ્છો વિશ્વાસ બેઠો અને સીરમાનને તથા હકીમને બંનેને નવાજી નાખવાનો ઠરાવ કીધો. તે પેહેલાં એક દિવસે સીરમાન તથા બાલકીસને પોતાની હજુરમાં તેડી, બાલકીસ તરફ ફરી બોલ્યો, 'પુત્રી બાલકીસ, આ હસનની સહાયથી તું આજે તારા પીતાને એકવાર ફરીને આ સૃષ્ટીની રોશની જેવા પામેલો જોય છે. હસન એક અચ્છો વિશ્વાસુ છે, અને તે ચુસ્ત મુસલમાન છે. હું ઇચ્છું છું કે તું તેની પતરાણી થાય અને તેમ કરી તે હસનને ઉપ

ઠાર કરવા માંગું છું તે મારો વિચાર અને વચન પાર પડે.' બાલકીસનાં અંતઃકરણમાં પોતાના પીતાનાં આ વચનથી હરખ તો સમાયો જાય નહી. ભારે હસ્તે મુખડે તે ત્યાંથી વિદાય થઇ. તુરત ટીમુરે તાલી પાડી ગુલામોને બોલાવ્યા. વડા ગુલામને તાકીદ કરી કે બાર ગુલામોને ઉમદામાં ઉમદા બેટો સાથે હસનના તંબુમાં લઇ જઈ ત્યાં હસનને તથા તેના સાથે જે ખ્રીસ્તી હકીમ છે તેને આપવા. આ ખજાનો લઈ સઘળા ગુલામો એટલા તો ઓચીતાં હસનના તંબુમાં ભરાયા કે જે વેલા સીસ્માનનો ભાઇ કાલી અંદર બેઠો હતો તેને સંતાડવાની સુધાં ઠક મળી નહી. વડો ગુલામ અબદુલા એકને બદલે બે ખ્રીસ્તી જોઇને વિચારમાં પડયો કે કોણને ભેટ આપું. હસનને તો આપવાની હતી તે આપી દીધી અને બાકી પાછી લઇ બંને ખ્રીસ્તીને સાથે લઇ તે ટીમુરને તંબુએ આવ્યો. આ બનાવથી સીસ્માન બહુ ગાભરો બન્યો હતો, પણ શું બોલવું તે તેને કસું સુજ પડયું નહી. બંને ખ્રીસ્તીઓને જોઇને ટીમુરતાશ ગભરાટમાં પડયો અને વિચાર કીધો કે જે બે બંધવાઓને ઠાર કરવાનું કામ હસનને સોંપ્યું હતું તેજ આ બંને ગુલામો છે કે જેમને હસને બચાવી રાખ્યા છે. પ્રતિજ્ઞા લઇ ટીમુર બખાર્યો કે જો એમજ હશે તો હું એ સઘળા કુત્રાઓને એકદમ ઠાર કરી નાખીશ. હસન જે પણ આ બંને સાથે હાજર થયલો હતો તેના ઉપર ડોલા કકડાવી બોલ્યો કે, બોલ એમાં શું ભેદ છે? સીસ્માન ગભરાયો અને ટીમુરના પગ ઉપર પડયો અને સઘલો ખરો ખુલાસો સમજાવ્યો એટલેજ ટીમુર તો વાઘ પેરે છલાંગ મારી સીસ્માન ઉપર ધસ્યો, પણ અંતે કાંઇક વિચાર લાવી બોલ્યો કે દગાખોર હસન તારા પીતાએ મારો પ્રાણ બચાવ્યો છે એટલે તેનો અને તેના એક પુત્રનો જાન હું સલામત રાખીશ અને એકને તો અવશ્ય ઠાર કરીશ; માટે બોલ જલદી તુંને મારવો કે તારા ભાઇને? પીતાનો પુત્ર પ્રત્યેનો પ્રેમ આ વેળાએ જણાયો. ગરીબ બાપડો શીહ્ડબરજર ઘડીકમાં સીસ્માનને તો ઘડીકમાં કાલીને દયામણે ચેહેરે નીહાળતો, અને જાણે કસું સુજ નહી પડતું હોય તેમ આંકૂળોવીકૂલો પડી ગયો. અંતે વિચાર કીધો કે બંનેમાંથી એકને મારવાને ટીમુરે ઠરાવ કીધો છે તો હું પોતેજ મરણ પામીશ તો કસો મુજાકો નથી, એમ કરી પોતાનો ઇરાદો તેણે પોતાના બંને પુત્રો નજદીક જાહેર કીધો. બંને પુત્રો પોતપોતે મરવાને તૈયાર થયા, સીસ્માન પોતે તૈયાર થતો તો કાલી પાછો આવી પોતે મરવા તૈયાર થતો. અંતે [illegible] ના વચ્ચે સીસ્માન તૈયાર થયો [illegible] ને ભરાયલી [illegible] [illegible] એમ મરવાને

આવી ઉભો. ટીમુરને સમજાવી તેના ઠરાવથી પાછો ફેરવવાને ઘણોએ સમજાવવામાં આવ્યો પણ તે બીલકુલ સમજ્યો નહી. વખત નજદીક આવ્યો, સઘળું શાંત થયું હતું, અને એક બીજાનાં મોડાં ટગર ટગર જોવાતાં હતાં, તેવામાં કસાપણ ખેદ વગર સીસ્માન હાથમાં ખંજર લઈ જાણે છેલ્લી પ્રાર્થના કરતો હોય તેવી ઢપમાં ઉભો. એટલે એક વિલક્ષણ બનાવ બન્યો. પુરૂષોની લાજ ન કરતાં આખાં મોઢાં ઉપર બુરખો નાખેલી એક જવાન સ્ત્રી ભરમીજલસમાં દોડી આવી ટીમુરને પગે પડી, સીસ્માનને ક્ષમા કરવાની માંગણી કાકલુદી સાથે કરવા લાગી. આ બાઇ કોણ હતી? ટીમુરની પુત્રી બાલકીસ. 'બાલકીસ, બાલકીસ, આવા દગાખોર ક્રીસ્તીને તું શું ખરેખર ચાહે છે?' બાલકીસ કરગરીને બોલી, પીતા તું હસનને ઠાર કરે તો સાથેજ મને પણ કર.' બહુજ કાકલુદી થવા પછી ટીમુરે પોતાનો ઠરાવ ફેરવ્યો. અને હસનને માફ કર્યો. આ સમાચાર સાભળતાંજ તેના પીતા તથા કાર્લીને ભારે ખુશાલી ઉત્પન્ન થઈ. ટીમુરે પોતાનો ઠરાવ એટલો બધો ફેરવ્યો કે તેણે તેજ સાંજે બાલકીસનાં લગ્ન કરી આપ્યા. થોડા દિવસ પછી ટીમુરે ઘરડા શીલ્ડબરજર તથા કાર્લીને ઉમદા કીમતી ભેટો સાથે તેમને વતન વિદાય કર્યા. ૩૩ વરસ સુધી હસન બાલકીસ સાથે રહ્યો, પણ તે દરમ્યાન કોઇપણ દિવસે તેમના વચ્ચે અનબનાવ લેશ માત્ર પણ થયો ન હતો. તેમને કસાં બચ્ચા થયાં ન હતાં. ૩૩ વર્ષ પછી બાલકીસે દેહ છોડયો, એટલે સીસ્માન ભારે દોલત સાથે પોતાને વતન બેવેરીયા ગયો અને પોતાના ભાઇ અને તેનાં કુટુંબ સાથે સુખમાં દિવસ ગુજાર્યા. ઘરડો શીલ્ડબરજર તો કયારનો ગુજરી ગયો હતો.

## પ્રકરણ ૧૩ મું.

### ખલીલ અને જુલીયન-મીત્રો વચ્ચે નવી યુક્તી.

ખલીલની પેહેલી બે વારતા કરતાં આ તેની ત્રીજી વારતા દોલતબાન પાદશાહને અને બીજા સાંભળનારાઓને વધારે પસંદ પડી એ તેમના ચેહેરા ઉપરથી દેખાતું હતું. સઘળો વખત પાદશાહની નજર ખલીલના ચેહેરા ઉપર હતી. બીજા કેરી અને અમીરોની રાજાઓની પેઠે ફકત દોકું ધુણાવવાને બદલે તેણે મોટી હોંસ અને ઉમદ સાથે

પેહેલેથી છેડે સુધી તે વાત ધ્યાન દઇને સાંભળી. જુલીખાં—આહા ! તે પોતાના મનમાં કેવી હરખાતી હતી. ખલીલના ઉમદા ગુણો અને તેની મનશકતી જોઇ તેણીનો હર્ષ સમાયો જાય નહી અને આવા એક જુવાન મરદ સાથ તેણીની એકાએક ઓળખાણ થઇ તેને માટે તે અંદરખાનેથી ખુદાનો ઉપકાર માનતી હતી. લુકસ અને ગુલનાર, જુલીયન અને તેહેમીના એઓ પણ ખલીલની મનશકતી ઉપર આફરીન કરતાં હતાં. જ્યારે તે વાત પુરી થઇ તારે હૌલતબાત પાદશાહ પોતાના હમેશાના સરેસ્તા પ્રમાણે તેની ઉપર વિચાર કરતો બેઠો—પણ તે અરસામાં તેની બેઉ દીકરીઓ, અને પેલા બે જુવાન યુનાનીઓ પોતાના મનમાં વીચાર કરતાં હતાં કે ખલીલ બીજું નવું બાહાનું શું કાહાડી શકશે. પણ આ વેલા ખલીલે જુલીખાંના કાનમાં ચોકશ શબ્દો કહયા જે સાંભળી પેહેલાં તો તે દલગીર થઇ પણ પછવાડેથી તરતજ ખુશી થઇ ગઇ.

એવામાં એકાએક બારણાનુ હેડલ હીલ્યું અને જુલીખાં તરતજ ખલીલની પાસેથી ઉઠી ગઇ અને દુરના એક કોચ ઉપર જાણે ઘણાજ ગંભીર વીચારમાં હોય તેમ જમીન ઉપર જોતી બેઠી. જુલીખાંની આ હીલચાલ હાજર રહેલાઓમાંથી કોઈએ પણ જોઇ નહી અથવા જોઇ હોય તો તેની ઉપર ધ્યાન આપ્યું નહી. કારણ કે પાદશાહ પોતે એક કરતાં વધારે વીચારોમાં મશગુલ હતો અને પેલાં બે આશુક માશુકનાં જોડાં પોતાની મોહબતની વાત ચીતમાં ગરકાવ થઇ રહયા હતાં. એવામાં બારણું ઉઘડયું, અને બાનું ઇસમીલડાએ પોતાનો દેખાવ દીધો. તેણીએ ઉમદા પોશાક પેહેરેલો હતો અને તેણીના મોહોડાં ઉપર બુરખો હતો. અમીના જે તેણીની પછવાડે આવી હતી તે બારણું બંધ કરીને બાહારજ ઉભી રહી. ઇસમીલડાને પોતાના બુરખાના સુરાખોમાંથી જોતાં માલમ પડીયું કે ખલીલ એખલો બેઠો હતો અને જુલીખાં દુરના એક કોચ ઉપર બેઠી હતી. લુકસ અને જુલીયન પોત પોતાની માશુક સાથ વાત કરવાનું મોકુફ કરી ઇસમીલડા બાનુને માન આપવા ખાતર ઉઠી ઉભા થયા. જો કે તેઓએ તેણીને આ પેહેલીજ વાર જોઇ હતી તો પણ તેણીના ઉંચા પોશાક ઉપરથી તેઓની ખાતરી થઇ કે તે પાદશાહની મોહોરદાર હશે.

ઇસમીલડા પોતાના ખાવંદના ખભાં ઉપર હાથ મુકી પ્યાર અને મીઠાશ ભરેલી બોલીમાં બોલી:—મારા સઉથી વાહાલા ખાવીંદ, મારાં અહીંઆં આવવાથી તમો ખફાતો નથી થયા ?

પાદશાહ—ઓ નેકબખત બાનું તારાં મુબારક પગલાંથી હરેક જગા

દીપી નીકળે છે. જે ત્રણુ જુવાન ગ્રહસ્થો વીશે મેં તારી આગળ વાત કીધી હતી તે આ, રહયા. એઓ અત્રે બે રાત અને બે દાહાડા સુધી રહયા છે, અને હવે તેઓ જવાની તૈયારીમા છે.

ઈસમીલડા—(પાદશાહના ગલાં ઉપર બેઉ હાથ નાખીને) મારા પ્યારા ખાવીંદ, મારા સાંભલવામાં આવ્યું છ કે આ ત્રણુ જુવાન ગ્રહસ્થોમાંથી એક જણે તમારી આગળ લડાઇ, પ્યાર, અને મોહબતની વારતાઓ કરી સંભળાવી તમને ખુશ કરી નાખ્યા છે, અને તેવી વારતાઓ સાંભળવાથી તમોએ મને બેનશીબ રાખી છે, તેને માટે તમને ઠપકો આપવાની મારી મરજી થાય છે.

પા—મારી વાહાલી ઇસમીલડા, જનાનખાનાની પાકીજગી વીશે તમારા વીચારો એવા તો સખત છે કે અગરજો હું તમને આ મરદોની હજુરમાં આવવાની દરખાસ્ત કરતે તો તમો કદાચ મારી ઉપર ખફા થશો એવી મને બીહીક હતી.

ઇ—પણ જ્યાં મારો પોતાનો ખાવીંદ હોય ત્યાં હાજર રેહેવામાં હું કશું હરકત ભરેલું જોતી નથી—તે કરતાં વળી આ તમારી દીકરીઓની મા મરી ગઇ છે તેટલા માટે આવા એક મેલાવડામાં તેઓની મા તરીકે હાજર રેહેવાની હું મારી ફરજ સમજતે.

પા—આ વાત જો મને આગમજથી ખબર હતે તો હું તમને મોટી ખુશી સાથે બોલાવતે. પણ ખેર, હવે જે બન્યું તે ખરૂં. હું ઠરાવ કરી ચુક્યો છું કે હવે એ લોકો જેમ બને તેમ જલદીથી રૂખશુદ લેતો સારૂં, કારણુ કે મેં જોઇએ તે કરતાં વધારે વખત તેઓને અત્રે રેહેવા દીધા છે—તો પણુ હવે તો તેમને જવું પડશેજ.

ઇ—અને અગર તમારી વાહાલી મોહોરદાર એક અરજ કરે તો શું તે તમો બાહાલ રાખશો નહી? હું ફકત એટલુંજ ચાહું છું કે જે રસીલી વારતાઓ આ ગ્રહસ્થના અખુટ ખજાનામાં ભરેલી છે, તેમાંની એક વારતા સાંભળવાની મને રજા આપો. કીસ્સા અને કહાનીઓ સાંભળવાને હું કેવી આતુર છું તે તો તમો જાણો છો.

પા—અગરજો આ જુવાન ગ્રહસ્થ એક બીજી વારતા મેહેરબાનીની રાહે કહી સંભળાવે તો હું તેને અને તેના મિત્રોને સહવાર પડતાં સુધી રાખવાને કબુલ થાઉં છું—પણુ સહવારના પોહોરમાં તો તેઓને જરૂર જવું પડશે.

ખલીલ—તમો નામવરની મરજી મુજબ ચાલવાને અને મોટી ખુશી ઉપજશે પણુ એકજ રાતના બે વારતા કહી સંભળાવવાની આસમાં સકતી નથી. વળી તમો નામવરે જાણ્યું કે મેં કીધેલી વારતાઓ

કાંઈ જેવી તેવી નથી. તેમને જોડવાને અને શોભવાને લાંબો વીચાર, અને ઉમદા મનશક્તી જોઈએ છે, જેને માટે ઓછામાં ઓછા ૨૦ કલાકની મેહેતલની જરૂર છે. તે વારતાઓનો પાયો મારા મગજમાં રચેલો છે મગર તે પાયા ઉપર ઇમારત ઉઠાવવાને બેશક વખત જોઇશે. માટે અગરજો તમો નામવર હજુરથી તમારો ઠરાવ ફેરવી શકતા હોવો તો હું આવતી રાતના એક એવી રસીલી અને મનોરંજક વારતા કહી સંભલાવીશ કે જે મેં કીધેલી ત્રણે વારતાઓને એક કોરે બેસાડશે પણ અગરજો તમો તમારા ઠેરાવને વળગી રેહેવાને ખુશી હોવો તો, હમો તમને છેલ્લી સલામ કરવાને તૈઆર છૈએ.

એ પ્રમાણે બોલી ખલીલ ઉઠી ઉભો થયો અને પોતાના બેઉ મિત્રો તરફ જોઇને બોલ્યોઃ-ચાલો દોસ્તો આપણો જવાનો વખત થયો છે. માફ કરજો, નામદાર પાદશાહ-"

ઇ-(પાદશાહને હરૂસે) મારા વહાલા ખાવીંદ, ખલીલ જે વારતા કહી સંભળાવાને કબુલ થાય છે તે સાંભળી લઇ આવતી કાલે બેલાશક તેમને રૂખશુદ આપજો; હું આશા રાખું છું કે તમો મારી આ નમનતાઇ ભરેલી અરજ નામંજુર કરશો નહી.

પા-વાહાલી બાનુ, તારી મોઠી અને લલચાવનારી બોલીથી નહી કોણ લોભાય? ઠીક છે, હું આ ગ્રહસ્થોને એક દીવસ વધારે રેહેવાની રજા આપું છું. આ સાંભળી ઇસમીલડાએ પોતાના ખાવીંદનો મોટો ઉપકાર માન્યો અને ત્યારબાદ તરતજ પાદશાહા ઉઠીયો અને તે ત્રણે સખસોને પોતાની પછવાડે આવવાને જણાવ્યું. લુકસ અને ગુલનાર અને જુલીઅન અને તેહેમીનાએ એક મેક સાથ પ્યારના થોડાક શબ્દ બોલવાની આ ટક લીધી, પણ ખલીલ ફક્ત ઇસમીલડાને બતાવવાને ખાતર ઝુલીખાંની સાથ કાંઇબી વાત કરવાથી પરહેજ રહ્યો, જે જોઇને ઇસમીલડા પોતાના મનમાં બહુજ હરખાતી હતી.

હવે ખલીલ, લુકસ, અને જુલીયનને પોતપોતાના ઓરડામાં જતાં નજરે જોયા બાદ ગોલામોને નાગી તરવાર સાથ ચોકી કરવાનો સખત હોકમ આપ્યા પછી પાદશાહ પોતાના સુવાના ઓરડા તરફ ગયો, અને ઈસમીલડા પણ પોતાના ઓરડામાં ગઈ. ખલીલ હવે પોતાના ઓરડામાં એખલો હતો. તેણે પોતાનું છુપું બારણું ઉંઘાડીયું,-ચાલમાં ગયો અને જુલીયનના બારણાની છુપી કલ શોધવા લાગો, જેમાં તે નીશફલ થયો નહી, અને બારણું ઉંઘડતાંજ જુલીયન ખલીલના ચેહેરા સામું અચરતીથી જોતો ઉભો. તે બોલ્યોઃ—મારા વાહાલા મીત્ર ખલીલ, વળી આ નવો અને ભેદ ભરેલો મારગ ક્યાંથી શોધી કાહાડયો?

ખલીલ—સાંભળ ભાઈ, હમણા લંબાણથી વાત થઇ શકે તેવું નથી. તું મારા ઓરડામાં જા, અને હું અહીંમાં રહું છું. ઓરડામાં જતાંજ બતી બુજાવી નાખજે. પેલી રાંડ અમીના તારી પાસે આવશે, અને તેની સાથ કાંઇબી બોલવા વગર ચાલવા માંડજે. એક બોલ પણ બોલતો ના,–અને અગર બોલવું પડે તો બહુજ ધીમેથી બોલજે; તું કોઇબી રીતે પકડાઈ આવે એવું કરીશ માં. તે તને બાનું ઇસમીલડાના ઓરડામાં લઈ જશે. તે મારે બદલે તને જોઇને અચરત થશે તોપણ તું તારા પાસા એવી રીતે ઉઠલાવજે કે તે તારી ઉપર ગુસ્સે થાય નહી. તેણીને કેહજે કે પાદશાહે ભુલમાં મને તારા ઓરડામાં અને તને મારા ઓરડામાં રાખ્યા હતા.

જુલીયન—પણ શું બાઇ ખલીલ તારી એવી ઇછા છે કે હું મારી વાહાલી તેહેમીના તરફ બેમરવત થાઉં?

ખ—ઇસમીલડા સાથ હું બે ત્રણવાર છુપી મુલાકાત કરી આવ્યો છું તોપણ કોઇબી રીતે હું ઝુલીખાં તરફ નીમખહરામ થયો નથી. તે જે માંગે તે કબુલ કરજે, તરેહવાર કળાથી અને હસમુખા ચેહેરાથી તું તેણીને ખુશ કરજે, અને ટુંકમાં કહું તો વખત જોઇને વાત કરજે. હવડાં તું મને કાંઈબી સવાલ પુછ ના–લગાર ધીરજ પકડ અને સઘળું પોતાની મેલે રોશન થશે. પણ તેટલાં તારે જાણવું જોઇએ છે કે અગરજો તું મારા કહયા મુજબ ચાલશે તો તું તારી તેહેમીના સાથ પરણશે ત્યાં સુધી અત્રે રેહેવામાં ફતેહ પામશે.

જુ—ઓ મારા વાહાલા મીત્ર ખલીલ, તું જેવો દાનાવ છે તેવોજ ભેદ ભરેલો પણ છે. આહા, તારામાં કાંઇક ચમતકારીક બુધી માલમ પડે છે, અને દરેક આફતમાંથી અજબ જેવી જાદુઇ શકતીથી તું મોકલો થાય છે!

ખ—ભાઇ જુલીયન, તુરત વેળા લગાર ધીરજ ધર. એવો વખત હવે જલદીજ આવશે કે જારે તું તથા આપણો મીત્ર લુકસ સઘળી વાતથી વાકેફ થશો. હું જે પ્રમાણે કહું તે પ્રમાણે ચાલો અને જુવો કે તમો તેમાં ફતેહ પામો છો કે નહી.–પણ હવે એક બે બોલ વધારે–અગરજો ઈસમીલડા ગુસ્સે થઇને તારી ઉપર તેણીના દીવાનખાનામાં જાણી જોઇને ઘુસવાનો અપરાધ મુકે તો તું તરતજ તે તને જે મારગ દેખાડે તે રસ્તે નાહાસવાની વેતરણ કરજે. પણ અગર જો મારગમાં તને એક બીહામણી શુરતનો ગોલામ નાગી તરવાર સાથ ચોકી કરતો મળે તો તેની પછવાડે પછવાડે ચાલજે પણ હરગેજ થઇને તેની આગમચ ચાલતો ના. ગમે તે કરીને તેને આગળ ચાલવાની ફરજ પાડજે.

તેઓ બેઉ હવે છુટા પડવા જતા હતા તેવામાં ખલીલ બોલી ઉઠ્યો,—સબુર કર, મને હમણાજ યાદ આવી. મારા ઓરડામાં મેજ છે તેની આગળ કાચની ગાડીની નીચે તને એક તરવાર માલમ પડશે. તે તું સાથે રાખજે, અને હરગેજ થાઇ તેથી છુટો પડતો ના.

જુલીયન હવે ખલીલના ઓરડામાં ગયો; ખલીલ જુલીયનના ઓરડાનું બારણું બંધ કરી જુદી જુદી બાબદો ઉપર વીચાર કરતો બેઠો. સઘળા ઉપાયો અને યુકતીઓ તેણે પોતાના મનની અંદર ગોઠવી રાખ્યા હતા, અને જેબી આફ્તો આવી પડે તેમાંથી બચવાના તેની પાસ ઇલાજો તૈયાર હતા. જુલીયને પેહેલાં તો ખલીલના ઓરડામાં દાખલ થતાંજ તેણે બતાવેલી જગાએથી તરવાર શોધી કાહાડી પોતાને હાથ કરી લીધી, અને બારબાદ તરતજ બતી બુજાવી નાખીને સેહેજ બીછાનામાં પડયો. પણ ઘણી મીનીટ ગઇ નહી તેટલામાં તેણે બારણામાં કુંચી ફરતી સાંભળી. બારણું ઉઘડયું અને અમીના માંહે દાખલ થઇ. ચાલમાંની ઝાંખી બતીને અજવાળે અમીનાને બીછાનામાં કોઇ માણસ સુતેલું માલમ પડયું, અને તે માણસ ખલીલ હશે એમ સમજીને અમીના બીછાના પાસે ગઈ અને બોલી, કેમ જુવાન માણસ, ખુબસુરતી અને પ્યારના મેહેલમાં મારી સાથ આવવાને તૈયાર છે કે ?

જુલીયને કાંઇબી જવાબ ન આપતાં તેણીના હાથમાં એક સુનાનો સીક્કો મુકયો અને અમીના તરતજ બાહાર નીકળી ચાલવા માંડી. ઇસમીલડાના બારણા આગળ આવી પુગતાં તેણીએ પછવાડે જોયું તો ખલીલને બદલે જુલીયન માલમ પડયો ! આ બનાવ જોઈ તે અચરતીના કાંઇક શબ્દો બોલવા જતી હતી પણ તેવામાં જુલીયને તેણીને ઇશારત કરી ચુપ રહેવાને જણાવ્યું. અમીનાએ જાણ્યું કે ચાલમાં ઉભું રહેવું ભયંકર છે તેથી તે જુલીયનને બારણું ઉઘાડી માંહે લઇ ગઇ. તેઓ હવે ઈસમીલડાના આગલા ઓરડામાં હતાં, અને અમીનાએ તેને હળવેથી પુછીયું કે જે ઓરડો ખલીલને આપવામાં આવ્યો છે તેમાં તું શી રીતે આવ્યો ?

જુલીયન—પાદશાહ પોતે મને તે ઓરડામાં રાખી ગયો તેમ કરવામાં તેની કાંઇક ચોકસ મતલબ હતી કે સેહેજ ભુલથી તેમ થયું તે હું કહી શકતો નથી.

અમીના—(યાદ કરીને) પણ તારા ઓરડામાં અંધારૂં કેમ હતું ?

જુ—ધારવા મુજબ બતીમાંનું તેલ પુરૂં થવાથી બુજાઇ ગઇ હશે.

અ—અને આ તરવાર તને કયાંથી મળી ?

જુ—મને કાચની ગાડીની તળેથી સંતાડેલી મળી આવી.

અ—પણ તું જાણે છે કે હું તને કયાં લઇ જાઉં છું ?

જુ—તું મને ખુબસુરતી અને પ્યારના મેહેલમાં લઇ જવાને સારૂં તેડવા આવી, અને કીયો જુવાન મરદ આવી અરજ ઉપર આંખ આડે કાન કરશે વારૂં ?

અ—(વીચાર કરીને) ઠીક છે, તું અહીંયા થોડો વાર ખોટી રહે—પણ સબુર, મારે તને સંતાડવો જોઇએ છે. કારણ કે પાદશાહ કેઇ ઘડીએ આવી પોહોંચશે તેની કોઇને ખબર નથી. અહીંયાં આવ, આ પરદાની પછવાડે ભરાઇ રહે;—અને અગરજો પાસેના ઓરડામાં કોઇબી માણુસ આવતો તને સંભળાય તો પુતલાંની માફક સ્થીર બેસી રહેજે, હો !

જુલીયન તેણીના હોકમને તરતજ તાબે થયો. તે પરદાની પછવાડે ભરાઇ બેઠો અને અમીનાના હાથમાં એક બીજો સુનાનો સીકકો સેરવી દીધો અને હવે તે માહેના ઓરડામાં ગઇ. ઇસમીલડા ત્રીજા અથવા સઉથી અંદરના ઓરડામાં પોતાના રેશમી ચલકતી સાતીનવાળા બીછાનામાં એક મદમાતી ઓરતની ઢપમાં ખલીલની વાટ જોતી પડી હતી. મોહોબતની આગ તેણીની છાતીમાં હમણા સલગી હતી જે બુજાવવાને સારૂ ખલીલના આવી પોહોંચવાની મોટી ઇંતેજારીથી વાટ જોતી હતી પણ જ્યારે બારણું ઉઘડયું અને અમીના એખલી દાખલ થઇ ત્યારે તે લગાર નાશીપાસ અને ગુસ્સે થઇ અમીનાએ જે કાંઇ બન્યું તે થોડા શબ્દોમાં કહી .સંભળાવ્યું જે સાંભળી તેણીની શેઠાણી બોલી અરે ! હું કેવી કમનસીબ ! કે દર રાતના મારી સઉથી સરસ આશાઓ ભંગ થઇ જાય છે. તું આ જુવાન યુનાનીને પાછો લઇ જા, અને ખલીલ જયાં હોય ત્યાંથી તેને સોધી કાહાડ.

અમીતા–પણ નામવર બાનું, વારે ઘડીએ આવ જાવ કરવાથી જે જોખમ–

ઇ–બસ, કાંઇ ફીકર નહી, મારૂં ચીત ખલીલ ઉપર લાગું છે, અને મારી પકી ખાતરી છે કે તે ખુબશુરત જુવાન પોતે પણ મોહોબતના સાગરમાં ડુબેલો છે, તે દર પલે તારી વાટ જોતો હશે. આહા ! તે મને ચાહે છે તેમાં કાંઇજ શક નથી ! શું તેણે મારે ખાતર કુલીખાંને તજી દીધી નથી ! શું મેં તેને તેણીથી છુટો બેઠેલો નહી જોયો ? વાસ્તે જા અને ખલીલને ગમે ત્યાંથી બોલાવી લાવ !

અ–મારાં નામવર શેઠાણી, તમો લગાર ધીરજથી વીચાર કરો. આ સખસની નજરમાં તમો હલકાં પડી ચુકાંછો, અને તે પકી ખાતરીથી જાણે છે કે તેને તમારેજ સારૂ બોલાવી લાવવામાં આવ્યો છે, માટે કદાચ–

ઇ—ખરેખર, તું કહે છે તે પણ ખરૂં છે—પણ એ શખસ તેહ-મીનાનો આશક છે નહી વારૂ!

અ—હા તે ઘણોજ—ખુબશુરત છે, અને મારી નજરમાં તો તે ખલીલના જેવોજ જુવાન દેખાય છે, માટે ગમે તે કરીને—

અમીનાએ છેલો વાકય પુરો કીધો નહી, પણ તેણીની મતલબ એ હતી કે ગમે તે કરીને ખલીલને બદલે જુલીઅનને તુરત વેળા કબુલ રાખવો. તેણીની શેઠાણીએ થોડો વાર શુધી વીચાર કીધો આ જ-ગ્યાએ જણાવવું જોઇએ છે કે ઇસમીલડા ખલીલને કાંઇ ખરાં જીગ-રથી ચાહાતી ન હતી પણ પોતાના હેવાની ખસલતના જુસ્સાઓ નરમ પાડવાનું એક અચ્છું હથીઆર સમજતી હતી. તેણીના જુસ્સા હમણા ઉસકેરાયલા હતા, માટે કોઈબી રીતે તેમને નરમ પાડવાનો તેણીએ ઠેડાવ કીધો. તે બોલી, હા, જા અને તે જુવાન સખસને માંહે તેડી લાવ.

અમીના મનમાં ખુશી થતી ચાલી અને જુલીયનને જે આગલા ઓરડામાં તેણીએ સંતાડયો હતો ત્યાં ગઇ પણ તેવામાં એકાએક પાદશાહ માંહે દાખલ થયો! અમીના કોઇબી રીતે ગભરાવવાને બદલે જાણે કશામાં હોય નહી તેમ માનને ખાતર એક બાજુએ ઉભી રહી. પાદશાહ બોલ્યો અમીના, તારી શેઠાણીના ઓરડામાં હું એક તરવાર ગઇ કાલે કે પરમદાહાડે મુકી ગયો હતો તે તેં જોઇ છે? તે કયાં મુકાઇછે તેની મને યાદ નથી. તારી શેઠાણી તો કસમ ખાઇને કહે છે કે તેણીએ તે જોઇ નથી.

અ—મારા મેહેરબાન શેઠ, મારા જોવામાં પણ તે આવી નથી. મેં બધે જોઇ—આ બધા ઓરડાઓ ખોળી વળી પણ—

પા—તારૅ મને લાગે કે છે કે તે કીમતી તરવાર મારા એકાદ લુચ્ચા ગોલામે લીધી હશે અને તેટલા માટે તેની તાકીદેથી ખોળ થવી જોઈએ છે.

અ—તેમાં કાંઇજ શક નથી. તો પણ હું તે વીશેની ખોલ કરીશ.

પા—ઠીક છે, અને અગરજો તું તે તરવાર શોધી કાહાડવામાં ફતેહ પામશે તો તને સારૂં જેવું ઇનામ આપીશ.—પણ આવા હુનાલાની રાતના આ પરદા કેમ નાખેલા છે?

એમ બોલી જે પરદાની પછવાડે જુલીઅન સંતાયલો હતો તે પરદો ઉચકવાની મતબલથી પાદશાહે પોતાના હાથમાં ધરીયો, અને ઉંચકવા જતો હતો તેવામાં અમીના વચમાં પડી અને બોલી, ના-મવર પાદશાહ, મારી શેઠાણીને આજે એકાએક એવી તો તાહાડ ભરાઈ આવી છે કે અગરજો જરાબી હવા તેણીના શરીર ઉપર ફુંકશે તો તેણીની નાજુક હાલતમાં મોટો બીગાડો થશે!

પા–થોડોજ વાર થયો તે મારી છોકરીઓના ઓરડામાં આવી હતી, ત્યારે તો તે સારી પડે હતી અને હમેશના જેવીજ ખુબસુરત દેખાતી હતી. અને–

અ–નામવર બાનું ઇસમીલડા હમેશાં ખુબસુરત દેખાય છે. પણ હમણા તેવણ મોટી આતુરતાથી તમો મેહેરબાનની રાહા જુવે છે.

પા–ઠીક છે, હું હમણાં તેણીની પાસે જાઉં છું. પણ હું ખુલ્લાં દીલથી કેહું છું કે તરવારને લીધે મારો જીવ ઘણો ગમગીન છે. આવી ચોરી કરવાને કોણે હીમત ચાલાવી હશે? અમીના, તું એકદમ જા, અને પેલા સઘળા લુચા ગુલામોને કેહે કે તેઓએ જરા પણ ઢીલ કીધા વીના ચાલમાં આવી હારેદોર ઉભા રેહેવું. દોડ વેહેલી જા.

ઉપલી સઘલી વાતચીત ઇસમીલડાએ બોલેબોલ સાંભળી હતી, માટે હવે તેણીને માલમ પડીયું કે જુલીયન આગલા ઓરડામાં પરડાની પછવાડે સંતાયલો છે, અને જે તરવારને માટે પાદશાહ ગુસ્સે થઇ પુછપરછ કરવા આવ્યો છે તે તો અમીનાના જણાવવા મુજબ જુલીયનની કમરે બાંધેલી હતી. બધી રીતે જોતાં ઇસમીલડા જોખમ ભરેલી હાલતમાં હતી. તો પણ એક ગકકરબાજ ઓરત પોતાના મકર અને ચરીતરો ઉપર ભરોસો રાખી બેશે છે; તે હવે ઓરડામાંથી બાહાર આવી અને પોતાના ખાવીંદની સામે ઉભી.

## પ્રકરણ ૧૪ મું.

## જુલીયન ઇસમીલડાના ઓરડામાં.

અમીના પાદશાહના હોકમને તાબે થઇને ઓરડામાંથી બાહેર નીકળી અને સઘળા ગોલામોને બોલાવી પાદશાહના ફરમાનથી વાકેફ કીધા. અલબતાં ગોલામો તે તરવાર વીશે કશું જાણુતા નહોતા. તો પણ તેઓ ઘણાજ બીહીતા હતા. કારણ કે તેઓ સારી પેઠે જાણતા હતા કે એક વાર પાદશાહનો મીજાજ ઉસકેરાયો તો તેને ઠંડો પાડવો બહુ મુસકેલ પડે છે. તેઓએ હવે ચાલમાં એકઠા થવામાં કશી ઢીલ કીધી નહી. આણીગમ ઇસમીલડા પોતાના ખાવીંદનો ગુસ્સો નરમ પાડવાને તરેહવાર નખરાં અને લાડ કરવા લાગી. તે બોલી, તમોને ખફા જોઇ હું બહુજ દલગીર છું.

પા–મારી વાહાલી ઇસમીલડા તે વીશે તમો બેફીકર રહો, પણ

એ તરવાર કોણે ચોરી છે તે આપણે જલદીજ શોધી કાહાડી શકશું. પણ મારી પ્યારી, આજે તમારી તબીયત કેમ બગડી છે?

ઇ—મને હમણાં એકાએક—કોણ જાણે શા સબબ ઉપરથી—સખત તાહાડનું લખલખું ભરાઈ આવ્યું હતું.

પાદશાહ હવે પોતાની મોહોરદારને સુવાના ઓરડામાં લઇ ગયો. તે ઓરડો એટલો તો ગરમ હતો કે ઇસમીલડાને તાહાડ એકાએક કેમ વાગી હશે તેના વીચારમાં તે પડયો. તોપણ માણસની દેહ સહેજમાં બદલાઇ જાય છે એવો વીચાર લાવી તે ચુપ બેઠો. ઇસમીલડા પોતાના બીછાનામાં સુતી અને પાદશાહને પોતાની સોડમાં બેસાડયો. તરેહવાર કળાથી, મીઠી બોલીથી, નખરાંદાર લાડથી તેણીએ કેટલીએક વાર સુધી તેને એવી રીતે રમાડીયા કીધો કે પેલી તરવારની વાત તથા પેલા ગોલામોને ચાલમાં એકઠા થવાનો હુકમ આપ્યો હતો તે ભુલી ગયો, અને આખરે ભર ઉંઘમાં પડયો. એ પ્રમાણે જુલીયનને પેલા પરદાની પછવાડે સંતાડયા પછી નજદીક એક કલાક વહી ગયો. પાદશાહને અમીના સાથ થયલી વાતચીત તેણે બોલેબોલ સાંભળી હતી, અને જે વેળાએ પાહાદશાહે તેનો પરદો ઉંચો કરવાની મતલબથી હાથમાં પકડીયો હો તે વેળા તેના હોસકોસ ઉડી ગયા હતા. પણ જ્યારે પરદો તેના હાથમાંથી પાછો પડીગો અને સરખો થયો ત્યારે તેના પેટમાં જીવ આવ્યો હતો. અમીના ગોલામોને હોકમ આપ્યા બાદ પાછી ઓરડામાં આવવાની હીમત કરી શકી નહી, કેમકે દૌલતખાન પાદશાહની સપાટ ઉંબરની બાહેર મુકેલી હતી, અને એવી વખતે પાદશાહના ઓરડામાં બોલાવ્યા વગર જવાની હીમત ચલાવવી એ હાથે કરીને મોહોતની સનમુખ ઉભું રેહેવા બરાબર છે. અમીના સારી પેઠે જાણતી હતી કે તેણીની મુક્કરબાજ શેઠાણી કોઇ બી રીતે પોતાનો બચાવ કરી શકશે. તેટલા માટે તે ગોલામોની સાથેજ ઉભી રહી. વખત વહી ગયો તો પણ પાદશાહે દેખાવ દીધો નહી. ગરીબ બીચારો જુલીયના તેને આટલોવાર સુધી કયારે અને કેમ છુટકો થશે તેના વીચારમાં એક બંદીવાન તરીકે બેસી રેહેવાની ફરજ પડી. પાદશાહ તો પોતાની મોહોરદારની છાતી ઉપર માથું મુકી ભર ઉંઘમાં પડેલો હતો. જેવી ઇસમીલડાની ખાતરી થઇ કે તેણીનો ખાવીંદ છેકજ ભર ઉંઘમાં પડેલો છે, કે તરતજ તેણીએ તેનું માથું છાતી ઉપરથી ઉચકવા માંડયું, અને આસ્તે આસ્તે મોટી સાહુચેતીથી તે એક નરમ ટકીયાની ઉપર મેલ્યું. તે હજુર ભર ઉંઘમાંજ હતો અને ઇસમીલડા ઉઘાડે પગે આગલા ઓરડામાં ગઇ, બારણું ઉઘાડયું

અને જુવે છે તો ગોલામો તથા અમીના ચાલમાં ઉભેલાં હતાં. તેણીએ તે બારણું પાછું બંધ કીધું, અને થોડો વાર સુધી વીચારમાં ઉભી રહી. પેલા બાહાર ઉભેલા ગોલામોમાના બે જણાઓને અંજોનાએ હાથ કરી લીધા ન હતા, તેટલા માટે જુલીયનને તેઓની સામેથ પસાર થવા દેવો એ નહી બની શકે એવું હતું. ગોલામોને જતુ રેહવાનો હોકમ પણ આપી શકાય એવું ન હતું, કારણ કે દૌલતખાન બાદશાહના હોકમની વચે કોઇ પણ—તેની પોતાની મોહોરદાર વટીક--પડવાની હીમત કરી શકતું ન હતું. એક વારકી પાદશાહ સારી રાત તેણીના ઓરડામાં સુઈ રેહે તો પણ ગોલામોની મકદુર નહી કે તેના પોતાના હોકમ વગર ત્યાંથી જતા રેહે. જુલીયનને પાછો તેના ઓરડામાં મોકલવા માટે એકબી સલામતી ભરેલો મારગ બાકી રહ્યો હતો નહી, અને તો પણ કોઇબી રીતે--કાંઇબી ક્ાલે તે નહસાડવાની ભારે જરૂર હતી. થોડો વાર સુધી વીચાર કીધા બાદ, તે પેલા પરદા આગળ ગઇ અને તે ખસેડીને જુલીયનને પોતાની પછવાડે આવવાને જણાવ્યું. જુલીયનનો ખુબસુરત ચેહેરે. જોઇ તે એટલી તો અચરજ થાઇ કે પોતાના મનમાં બબાપો કરવા લાગી. કારણ કે અગર જો તેણીનો ખાવીંદ આવી નહી પુગતે તો તે તેની સાથ પ્યારમાં પડી પોતાના હેવાની ખસલતના જુસ્સાઓને નરમ પાડતે. પણ હવે વધારે વાર ઢીલ કરવી ભય ભરેલું હતું. કારણ કે પાદશાહ કોઇબી ઘડીએ જાગી ઉઠે! ઇસમીલડાની નજર પેલી તરવાર ઉપર પડી અને તે બોલી:--મને આ તરવાર આપ. તું જાણે છે કે એને લીધે પાદશાહે કેટલી બધી ગડબડ મચાવી મુકી છે ?

જુલીયન—માફ કરો, નામવર બાનું. દરેક બાબદમાં હું તમારા શબ્દોને કાયદાના જેટલું માન આપીશ. પણ આ વાત કદી બનનાર નથી.

ઇસમીલડા—(ગુસ્સામાં) કેમ નહી?

જુ—(માનથી) મેહેરબાન બાનું, આ તરવાર મારી સોડે રાખવાનું કારણ એટલુંજ છે કે હું ચોમેરથી ભયમાં આવી પડીયો છું, ચાલમાં ગોલામો એકઠા થયા છે, પાદશાહ માંહેલા ઓરડામાં છે, અને હું પોતે એવી એક જગોમાં આવી ફસીઓ છું, કે અગર જો હું પકડાઉં તો મોત કરતાં કાંઇબી ઓછી બીકત શીક્ષા મને મળે નહી, તેવી એક જગામાં આવાં એક હથીઆરની ભારે જરૂર છે.

ઇ—પણ હું તને સહી સલામત તારા ઓરડામાં પોંહોચાડું તો આ તરવાર મને આપવામાં તને શી હરકત છે?

જુ—હું ઘણોજ દલગીર છું કે મારાથી તમારી અરજ કબુલ રાખી શકાતી નથી. હું મારા ઓરડામાં પગ મુકું નહી ત્યાં સુધી આ તરવાર મારી કમરેથી છુટનાર નથી તે સત કરી જાણજો. હું મારા ઓરડામાં ગયા પછી જે જગાએથી મને મળી હતી ત્યાં પાછી મુકીશ, અને આવતી સહવારના બેલાશક તમારા માણસને મોકલીને મંગાવી લેજો.

ઇ—(વીચાર કરીને) ઠીક છે, મારી પછવાડે પછવાડે આવ હું જયાં જાઉં ત્યાં તું પણ આવજે. પણ યાદ રાખ, કે તારી અને મારી બેઉની જીંદગી જોખમમાં છે. અને જરા પણ હીચકારાપણું બતાવ્યું તો તારી અને મારી ઘોર બોસફોરસના આસમાની પાણીમાં બનાવવામાં આવશે.

જુ—નામવર બાનુ તે વીશે તમો બેફીકર રહો.

તેઓ માહેલા ઓરડામાં ગયાં. અને ઇસમીલડાએ પોતાનો ખાવીંદ હજુર સુધી ભર ઉંઘમાંજ છે કે નહી તે તપાસી આવે ત્યાં સુધી જુલીયનને ત્યાંજ ઉભું રહેવાને જણાવ્યું. જયારે તેણીની ખાતરી થઇ કે પાદશાહ હજુર સુધી ભર ઉંઘમાંજ છે, ત્યારે તે જુલીયનને તે ઓરડામાં લઇ ગઇ. તેઓ જાણે કે ઇંડાં ઉપર ચાલતાં હોય તેમ સંભાળથી ચાલતાં હતાં, પણ જુલીયનનો જમણો હાથ બધો વાર પોતાની તરવાર ઉપર હતો, કારણ કે કદાચ પાદશાહ એકાએક જાગી ઉઠે તો તેને પોતાનો બચાવ કરવાને બની આવે. તેઓ હવે એક બીજા મખમલના પરદા આગળ આવી પોહોંચીયાં, જેની પછવાડેનું બારણું ઉઘાડીને તેને બહાર કાહાડયો. જુલીયન હવે ચાલમાં હતો ત્યાં એક બતી ટાંગેલી હતી. તેનો હાથ હજુર સુધી તરવારની ઉપરજ હતો અને ખલીલે તેને જે શાખામણ આપી હતી તેનો એક શબ્દ પણ તે ભુલી ગયો ન હતો, અને તેટલા માંટે જયારે તેણે પોતાની સામે એક કદાવર અને બીહામણી સુરતનો ગુલામ આવતો જોયો ત્યારે તે જરાએ ચોંકીઓ અથવા બીધો નહી. બતીના કીરણોથી તેને માલમ પડીયું કે તે ગોલામના હાથમાં એક નાગી તરવાર હતી. તે ગોલામે જુલીયનની નજદીક આવી પોંહોંચતાં પોતાની તરવાર મ્યાનમાં ખોસી, અને બોલ્યોઃ-મેહેરબાન શેઠ અગરજો મારા દેખાવથી તમો બીહીધા હોવેતો હું દલગીર છું-પણ હું અહીં પાદશાહના ખજાનાની ચોકી કરૂં છું. હું સારી પઠે જાણું છું કે તમો સા શારૂં અને કયાંથી આવ્યા છો, પણ અગરજો તમને બાહાર જવું હોય તો આગળ ચાલો. આ રસ્તો સેહેલો છે.

જુલીઅન—પાદશાહના મેહેલના આ છુપા અને ભેદ ભરેલા મા-રગોથી હું અંજાણો છું, માટે હું ધારૂં છું કે તું આગલ ચાલે તો વધારે બેહેતર થશે.

ગોલામ—પણ હુ એક સઉથી નીચમાં નીચ અને હલકામાં હ-લકો ગોલામ—મારાથી તમારી આગળ શી રીતે ચલાય? રસ્તો સીધો-જ છે, અને હું તમારી પછવાડે બારણું ઊંઘાડવા અને પાછું બંધ કરવા આવું છું.

જુ—(લગાર ચીરડાઇને) હું કેહુંછું તે બરાબર સમજી લે. મારી મરજી એવી છે કે તું રસ્તો દેખાડનાર છે, માટે મારી આગળ ચાલ, અને હું તને હોકમ કરૂં છું કે હવે તેમ કરવામાં જરા પણ ઢીલ કીધી તો ખબરદાર!

ગો—ઠીક છે, જેમ તમો સાહેબની મરજી,—પણ આવી રીતે તમારા હાથમાં નાગી તરવાર રાખવાની શી જરૂર છે? જાણે કે હું કાંઇ દગલબાજી રમવા ચાહાતો હોઉંની તેમ—

એમ બોલતો તે આગળ ચાલ્યો. તેઓ પથરના દાદરેથી નીચે ઉતરીયા. બધો વાર જુલીયનની નજર પેલા બદસુરત ગોલામની ઉપર હતી, જે હમેણાં આસ્તે પોતાનો જમણો હાથ તરવારની મુઠ ઉપર લઇ જતો હતો. જુલીયન પુરેપુરી સાહુચેતીમાં હતો, પણ જેવો પેલો ગોલામ પોતાની તરવાર મ્યાનમાંથી અજાબતાં જુલીયનનો જાન લેવા સારૂ ખેંચવા જાય છે, તેવામાં તેને એક માણુસનો આકાર તેની નજરે પડયો. આ સખસ બીજો કોઇજ નહી પણ ખલીલ પોતે હતો.

જુલીયન તેને જોઇને બેહદ ખુશી થયો, કારણ કે ખલીલની હા-જરીથી તેને પોતાના જાનની ધાસ્તી રહી નહી. તેજ વખતે પેલો ગોલામ તરવાર કાઢતો અચકી ગયો. ખલીલે તેને જણાવ્યું કે તેણે ગઇ રાતની વાતચીત કોઇની આગળ કહી નથી તેને માટે ખુશી છે, અને આજની રાતના બનાવો વીશે પણ એક હરફ કાહાડવો નહી એવો હોકમ આપ્યો, અને અગરજો તેમ કરશે તો તેણે પાદશાહ-ની આગળ સઘળું કહી દેવાની ધમકી આપી. ખલીલ અને જુલીયન હવે પોતપોતાના ઓરડા આગળ ગયા. જુલીયને પોતાના ઓરડામાં ખલીલને લઇ જઇને સઘળી વાતથી વાકેફ કીધો. અને જ્યારે તે સઘળો ખુલાસો કરી રહ્યો ત્યારે તે બોલ્યો:—કેમ, મીત્ર ખલીલ હવે તું તારો ભેદ મને કહે છે કે નહી? કારણ કે તારાં દરેક કામમાં ચોકસ નેમ અને મતલબ હોય છે. ખચીત, પેલો ગોલામ, જે તને જોતાં વારજ બકરાં જેવો ગરીબ થઇ ગયો તેનું કારણ શું?

ખલીલ–જુલીયન ફરીથી કહું છું કે ખુલાસો કરવાનો હમણા વખત નથી. જે કાંઇ બન્યું છે તેનો કોઇને પણ એક હરફ કહેતો ના–લુકસને પણ હાલ તુરત જણાવવાની જરૂર નથી-મારી ઉપર તું પુરતો ભરોસો રાખ–અને હાલમાં તને જે કાંઈ ભેદ ભરેલું અને અચરત જેવું લાગે છે તેનો ખુલાસો થાય ત્યાં સુધી લગાર ધીરજ પકડ. તું તેહેમીનાને ચાહે છે; હું તને વચન આપી ચુકોછું કે તારી મુરાદમાં તું પાર પડશે. પણ હું જે તારી પાસેથી ચાહું છું તે એજ છે કે મારી ઉપર પુરતો ભરોશો રાખી હું જેમ કહું તેમ કરો. હવે આ તરવાર મને આપ, તારાં ઠાકેલાં શરીરને આ નરમ બીછાનામાં નાખ અને તારી વહાલી તેહેમીનાનો સ્વપનો જોતો ભર ઉંઘમાં પડ. સાહેબજી, હું મારા ઓરડામાં જાઉં છું.

તેઓ હવે એક એકનો હાથ હાલવી જુદા પડયા અને ખલીલ પોતાના ઓરડામાં ગયો.

બીજે દીવસે સરેસ્તા પ્રમાણે ખલીલે સઘળાં મંડળની હજુરમાં પોતાની ચોથી વારતા ચલાવી.

# પ્રકરણ ૧૫ મું.

## ખલીલની ચોથી વાર્તા.

પોતાની આ નવી વારતાનું મંડાણ કરતાં ખલીલ બોલ્યો; ધગધગતા હુનાળાના દીવસમાં એક રમણીય પરોઢીયાંમાં, સુંદર પોશાક સજી ઢાલ તરવાલથી બનીઠનીને, એક ફકકડ જવાન,તુરકી મુસલમાન શીકારે નીકળ્યો હતો. પરોઢીયાના અતિ રમણિય કુદ્રતી દેખાવો નીહાળતો જાય છે તેવામાં તેની નજરે એક શીકાર પડયો, જેની પાછળ આ જવાન શીકારીએ ખુબ જોરમાં ઝોકાવ્યું. શીકાર જેમ આગળ વધતો ગયો તેમ તેમ તે તેની પાછળ ને પાછળ દોડયો, જેમ કરતાં અતિ ઉંડાં અને વિસ્તીર્ણું ભયાનક જંગલમાં જઇ લાગ્યો. આડો અવળો ફરી જોય છે તો તેને શીકાર મેળવવાની નીરાશા ઉત્પન્ન થઇ, અને બીજીજ પળે તેને કયાં જવું તેની વિમાસણ થવા માંડી. હજુ તો તે કોઇ તરફ માર્ગ શોધવાનાં ફાંફાં મારે છે તેટલામાં જોય શું કે દોડધુપ કરી આવતા કેટલાક હથિયારબંધ માણસોએ તેને જકડીને પકડી લીધો. એ કે જ્યારે તેનો તોટો પકડયો તો બીજાએ તેના હાથ અને ત્રીજાએ તેના તાંટીયા ઝાલી દીગમુઢ બનાવી દીધો. તેમના દેખાવ અને આચરણથીજ તે જાણી ગયો કે જંગલોમા ભટ-

કતા આ શુરા સેપેહસાલારો લુટારાઓ છે. ગમે તેવો જકડાયો છતાં હીમત રાખી તેણે તેઓનો હેતુ પુછયો, એટલે ઠકોરમાંજ તેને ઉતર આપવામાં આવ્યો કે પેહેલું તો હમોને તારી કોઠલીમાં જે નાણું હોય તે, બીજું તો તારે આંગળીની વીટી ઉતારી આપી હમારી સાથે ચાલવું. આ સાંભળતાંજ તે બચારાએ પોતાની ઠેલી અને વીટી તો તે મોટા વેપારીઓ આગળ રજુ કરી પણ માંગી લીધું કે મને મારા છુટકા માટે ગમે તે દંડની રકમ ઠરાવી છોડી દેવો કે જે દંડ હું આપવાને તૈયાર છું. આ વાત સાંભળવાને ત્રણે આખડભુતીઓએ આંખ આડા કાન કીધા. તેઓએ તેને પાસેનાં એક જંગલમાં પોતાના સરદારના તંબુમાં લઇ જવા માંગ્યો. શીકારી બચારાએ બહુ પણ કાલાવાલા કર્યાં, પણ તેઓ કશું સમજ્યા નથી. અંતે તેઓએ તેને લઈ જવા માંડયો. પોતાના છુટકારા માટે અતિશય વિનંતી કરતો આ મુસલમાન તેમના સાથે ચાલ્યો જતો હતો તેવામાં સામેથી વળી કોઇનાં ઘોડાનાં પગલાં સાંભળ્યાં એટલે તે તો મનમાં ખુશી થઇ પોતાના છુટકારાની આશા બતાવા લાગ્યો, પણ બીજેજ પળે તે લુટારાઓ તેને તરેહવાર બાહનાઓથી ઠગીને બીવડાવતા હતા. આમ વાટ કાપતા જાય છે, તેવામાં તો સામેથી બે મુસાફરો ઘોડે આવતા જણાયા એટલે તે શીકારીએ મદદને માટે બુમો પાડી. લુટારૂઓએ તેને ગુપત રાખવાને ફાંફાં માર્યા પણ ફોકટ. અંતે સામેથી આવતા બંને મુસાફરોમાંનો એક જે પુરૂષ હતો તે આવી ચઢયો કે તેમના વચ્ચે ભારે ઝપાઝપી ચાલી અને પેલી તરફ જયારે ત્રણે લુટારૂઓ ત્યારે આ તરફ આ એકલો શૂરવીર મુસાફર આશ્ચર્યકારક રીતે પોતાની શમશેરના હાથ બતાવતો હતો. કમનશીબ શીકારી આ સઘળું બેડીમાં જકડેલો હોવાથી દુર પડી જોતો હતો. આ મારામારી ચાલે છે તેટલાં તે મુસાફર સાથની સ્ત્રી પણ ત્યાં આવી ચઢી જેણે થોડોકવાર તો સઘળો તમાસો જોઇ, પછી પેલા શીકારીના બંધ કાપી કહાડયા. જેવો તે છુટો તેવોજ મ્યાનમાંથી તરવાર કાઢતોજ પેલા મુસાફરની વાહરે ધાયો. બંને બાજુએ ભારે મારામારી ચાલી અને તેમાં ત્રણે લુટારૂઓનાં શરીરમાંથી રકતની ધારા વેહવા લાગી. તેઓ મુરદાળ થઇને ધરણીએ ઢલ્યા એટલે તેમને પડતા નાખી આ મુસાફરોએ અરસપરસ ઓળખાણ કરવા માંડયું. આવી પોહોંચેલા મુસાફર તેના પોશાક ઉપરથી સુધ ઓક બુન્યાદનો દીસ્તો હતો. ઉમર તેની આ શીકારીથી કદાચજ કાંઇ વધુ હતી. પેલી સ્ત્રી જે ખુબસુરતીનો તો એક ઉતમ નમુનોજ હતો તે જવલે ૧૮ વરસની જવાન હતી.

મુસલમાન શીકારીએ પોતાના થયલા છુટકારા માટે તે ગ્રીક મુસાફરોનો પાડ માન્યો, અને તે તેઓએ મનુષ્યમાત્રની ફરજ તરિકે ગણી સ્વિકાર્યો પણ દલગીરી સાથે તે બોલ્યો કે તુરકો અને ગ્રીકો રણસંગ્રામ સિવાય કવચિતજ બીજાં કામોમાં સામસામા મળે છે. મુસલમાન શીકારીએ અજાયબી પામી તુરત પાછો સવાલ કર્યો કે તેમાં અપરાધ કોનો છે, એટલે પેલા શુરવીર ગ્રીકે જીભ ઉઘાડી કે, તુરકીઓ બળવાન છે અને ગ્રીક પાસેથી ખંડણી લઇ શકે છે. તમારા સરખી અરધી હીમત જો હમારા ગ્રીકોમાં આજે હોત તો આજે હમારો ડંકો એકવાર ઇરાનની સરહદ સુધી વાગે. મુસલમાન શીકારી આકળો થઇ બોલ્યો ઉઠયો કે ભાઈ ગ્રીક, તું જાણતો નથી; હમારા સુલતાન મહમદ બીજાએ કાનસ્તાંટીનોપલના કીલ્લા ઉપર પોતાનો ઝુંડો ચઢાવવાનું નીમ લીધું છે, સઘળાં ખ્રીસ્તી દેવલોની મસીદ બનાવવાનો ઠરાવ કીધો છે. ગ્રીક લગાર ઉશ્કેરાઇને બોલ્યો કે, મુસલમાન બચા સાંભળ કે હમારો શેહેનશાહ કાન્સ્તાનટાઇન જ્યાં પણ ખ્રીસ્તી બુંદ પડયું હશે આં બળતવારીથી બચાવ કરશે; એમ ના સમજતો ઓ મુસલમાન પુત્ર કે ગ્રીક લોકોનું શુરાતન સુઇ ગયું છે, અથવા તેઓ મુવા પડયા છે, પણ માનજે ઓ તુરકી કે જો તેના મકાન ઉપર એકવાર હુમલો થયો કે તેના ઘર ઉપર એકવાર ધુજારો ચાલ્યો તો તે પોતાનો જીવ જતાં સુધી પોતાના દેશ અને વેશ, ધર્મ અને કર્મ ઇત્યાદીનું સંરક્ષણ કરવાને કદી પણ પછાટ પડશે નહી. આ વાતચીત સમયે બંનેનાં આંખમાં ઝેર ચઢવા માંડયું છે, અને બંને લગાર એક બીજા પ્રત્યે ટપી જઇ ગરમી ઉપર આવી જાય છે. મુસલમાન શીકારી ખુબ તોરમાંજ બોલ્યો ગ્રીક શેહેનશાહતના દાહાડા ગણાઇ ચુકયા છે, તારી પોતાની પ્રજા તારા બુરા દિવસની આગમચેતીઓ કરે છે. સીરીઓ પેત્રના દરવાજાને માર્ગે તુરકીઓ કાન્સ્તાંટીનોપલમાં દાખલ થશે એવી આગમચેતી થાય છે તે શું તું ભુલી ગયો છે? પોતાના લોહીથી તપેલાં ભવા ઉપર કમાન ચઢાવી, તેના ઉપર પોતાના હાથ અડાવી ગ્રીક બોલ્યો, હા ભાઇ તે વાત ખરીજ છે. શેહેનશાહ કાન્સ્તાંનટાઇને પોતેજ તે કીલાની દીવાલ તોડી નાખી દરવાજા ખુલા મુકવાનો હુકમ કીધો છે, અને હાલ તુરત ગ્રીકો તુરકીઓ સાથે મિત્રભાવ રાખે છે એ પણ સલાજ છે.

અરસપરસ એક બીજાની સ્તુતી કરતે કરતે તેઓ લગાર તાપે ચઢયા એટલે તરૂણ ગ્રીકે વાત વધેલી જોઇ ફેરવી તોલવા માંડયું. શીકારી તુરકીને વિનંતી કરી બોલ્યો કે, ભાઇ હવે તે જે હશે તે

હશે. આપણી મિત્રતા વચ્ચે તે કડવાસ આણુવાની જરૂર નથી. હું મારી આ બેહેન સાથે કાન્સ્તાંટીનોપલ જાઉં છું. મારા નોકર ચાકરોનો સંઘ પાછળ આવે છે, તેટલાં આપણે અત્રે તંબુ ઠોકીને રહીયે અને તું હમારી પહેરોણાગત સ્વીકાર. મારૂં નામ લુકાસ નોટેરસ છે, મારી બેહનનું નામ ઇરીન છે અને મારા પીતાનું નામ ગ્રાંડ ડયુક નોટેરસ છે કે જેની સ્ત્રી તે બાઇઝેનશીઅમના રાજકર્ત્તાની બેહન થાય છે. જવાન મુસલમાન શીકારી, ગ્રીક ઉમરાવની આ માંગણી અતિ ઘણી દલગીરી સાથે ના પાડી બોલ્યો કે ભાઇ ગ્રાંડ ડયુક નોટેરસ સરખા મહાન દુશ્મનના કુટુંબીઓ સાથે પીછાણ કરવાને હું બહુ રાજી છું પણ દલગીર છું કે હું તારી પહેરોણાગત સ્વિકારી શકતો નથી. મારા દુર પડેલા મિત્રો જેમને હું પાછળ છોડી નીકળી આવ્યો છું તેઓ મારી રાહા બહુ ભય સાથે જોતા હશે, અને તેમને ખાતર મારે હાંથી જવું જોઇયે. દરમ્યાન મિત્ર લુકાસ, મારી આ વીટી તું સ્વિકાર, અને હું અલ્લાહ પાસે માંગી લઉં છું કે તેં જે આશ્રય આપી આજે મને ભારે વિપત્તીમાંથી મુકત કર્યો છે તેનો ઉપકાર વાળવાને કોઇપણ પ્રસંગે સહાય થાય. આટલું બોલી પાછો ઉત્તર મેળવવાની રાહ જોવા વિનાજ તે જવાન મુસલમાન શીકારી ઘોડે ચઢી ચાલવા માંડયો તે થોડાજ વખતમાં તો દ્રષ્ટીથી ગુમ થઇ ગયો.

આ બનાવને ઝાઝો સમય થયો નથી તેટલાં તુરકીના સુલતાન બીજા મહમદે બાઈઝેનશીઅમ ઉપર લડાઇ કરવાની તૈયારીઓ કરવા માંડી. ગ્રીક લશ્કર તજીને નીકલી આવેલા ઉરબાન નામના એક કારિગરે, મહમદ સુલતાનને મળી જઇ તેને માટે ગ્રીકોના કીલાઓ તોડવાને હજાર રટલના ગોલા ફેંકી શકે એવી મોટી તોપો બનાવવાનું કામ માથે લીધું. ઉરબાને ભારે મેહનતે તે કામ પાર પાડયું, જે જોઇ સુલતાને તેને અતિશય ધનમાલથી નીહાલ કર્યો. એક તરફ તુરકીઓ ગ્રીકોની આ કારિગરીથી આશ્ચર્ય પામતા, તેમ બીજી તરફથી ગ્રીકોને જ્યારે તે વાતની ખબર થઇ ત્યારે તેઓનાં ભેજાંમાં કીડો સળવળવા લાગ્યો, અને તે કારણે તેમજ બીજાં કેટલાંક એવાં બાહાનાંઓ એક પછી એક નીકળવા લાગ્યાં કે જેણે બંને કોમ વચ્ચે લડાઇનો ન બુજી શકે એવો આતશ પજરાવ્યો. બંનેએ ભારે તૈયારીઓ કરવા માંડી. અંતે લડાઈ જાગી. ૧૪૫૩ના એપ્રીલની ૬ઠી તારીખે હઠી લાખ માણસની ગંજાવર સેના અને પેલી ભારી તોપો સાથે ઉચકી લશ્કર કાન્સ્તાંટીનોપલના કીલાની પડખે પોહોંચ્યું. તુરતજ ત્યાંથી તોપના બાહાર કરી હુમલાની ખબર આપવામાં આવી. ગ્રીક લશ્કર તેની

સામું આવ્યું. કંગાળ અને નસીબ ઉપર અધાર બાંધી ભુલાવામાં પડેલા ગ્રીકોમાં તુરકી જોદ્ધાઓએ ભારે કેર વર્તાવી મુકયો. ગ્રીકોની સ્થિતિ વખત જતે બહુજ માઠી થઇ પડી, અને શેહેરના રક્ષણને માટે તેમના પાસે તુરકીની મહા મોટી સેનાની સામે માત્ર સાત હજાર માણસ બાકી રહી ગયાં. તેવામાં બન્યું એમ કે કંગાલીયતમાં ફસેલા ગ્રીકોએ કીલાની પડખે પડેલાં તુરકી લશ્કરને મારી હટાડવાને કીલામાંથી તોપોના બાહાર કર્યાં જેથી કીલાની જે દીવાલનો આશ્રય પકડી તેઓ બેઠા હતા તેજ દીવાલો ભાગી ગઈ અને તુરકીઓને વધારે આગળ વધવાનો માર્ગ મળ્યો. આ આગળ વધેલાં તુરકી લશ્કરને બાસફરસના દરિયાવમાં ગ્રીકોની મનવારોએ રોકયું અને તેનો ભારે ઘાણ કહાડયો જેથી ગ્રીકોને લગાર શુર ચઢયું, પણ એ ફતેહની ત્રીજેજ દિવસનું પરોઢીયું થતાં તેઓ જોય શું કે બાસફરસનો તમામ દરિયાવ તુરકી મનવારોથી ભરાઇ ગયો છે. તે કાફલાને સળગાવી દેવાના બે વાર પ્રયત્નો ગ્રીકોએ કર્યા. પણ તેમાં તેઓ નિષ્ફળ થયા. તુરકી લશ્કર ધોકારાબંધ કાન્સ્તાંટીનોપલમાં દાખલ થવાની અણીએ આવ્યું. સુલતાન મહમદે તા. ૨૪મી મેએ ઢંઢેરો કહાડયો અને તા૦ ૨૯ મીએ એકદમ ધસારો કરવાનો હુકમ કીધો. ગ્રીકોએ બહુ ડાહપણ ભરેલા અને મકમ ઉપાયો યોજી રાખ્યા. બાઇઝેનટીયમના કીલેબંદી લશ્કરને મોખડે શેહેનશાહ પોતે જવાન લુકાસ નોટેરસ સાથે સેંટ રોમેનસના દરવાજા આગળ ભેગા થયા. બાર મથકોમાંના બે ગ્રીકોએ સાચવ્યાં અને દશ પરદેશી મદદગાર લશ્કરે રોકયાં. તે સઘળાંમાં નવ હજારથી વધારે માણસો ન હતાં, જેમાં પણ કેટલાક તો ધર્મગુરૂઓ હતા. મુસલમાનો તો સોનેરી દરવાજાની સામે એક લાખ માણસ કહાડી ઉભા હતા; પચાસ હજાર સફ સમારી તેમની પડખે હતા અને તે ઉપરાંત એક લાખ માણસનું તો રીઝરવ લશ્કર હતું. તા૦ ૨૯ મીનું પરોઢીયું થતાંજ લડાઇ ચાલુ થઇ અને પેહેલેજ ઝપાટે ગ્રીક શુરવીર જસ્ટીનીયન સખત જખમી થઇ પોબારા ગણી ગયો. શેહેનશાહ કાન્સ્તાંટાઇન પણ મરણ પામ્યો, અને લશ્કર પરાગંદે થઇ ગયું. મુસલમાનોએ ભારે લુટ અને કતલ ચલાવા માંડી. સુલતાન મહમદ બીજો પોતાના વજીરો અને પાશાઓ સાથે ફતેહના ડંકાના ભારે નાદ સાથે શેહેરમાં દાખલ થયો. કેદ પકડાયલા ગ્રીક બંધવાઓને કાપી દેવાનો હુકમ કરવામાં આવ્યો. ગ્રાંડ ડયુક લ્યુકાસ નોટેરસ જખમી થયો હતો, તે એક મુસલમાન જેનીઝેરીના હાથમાં આવ્યો. લ્યુકાસના ઉમદા પોશાકની લાલચે તેણે તેને એક ઘરમાં સંતા—

ડયો, અને ત્યાં તેને સારવાર કરી સાવધ કર્યો. લ્યુકાસે કાન્સ્તાંટીનોપલની ખબર પુછી અને તે મહમદના હાથમાં ગયલું જાણ્યું ત્યારે નીશ્વાસ નાખી તે ભોંય ઉપર પડયો, અને અફસોસ કરી પોતાની બેહેન ઈરીનનું શું થયું હશે તેની ચીંતા કરવા લાગ્યો. તે તેમજ પોતાનો પીતા પણ બંધવા પકડાયાં છે એમ જાણીને તો તેનો આત્મા બળવા લાગ્યો, છતાં તેણે હીમત પકડી, સુલતાન અતિ ક્રૂર છે એમ જાણવા છતાં ઇરાનના છુટકારા માટે સુલતાનના પગ આગળ પડવાનો ઠરાવ કીધો. પેલો જેનીઝેરી તેને સુલતાન આગળ લઇ ગયો. મેહેલના દરવાજા આગળ ઉભેલા અમલદારે જ્યારે જાણ્યું કે લુકાસ તેની રૂબરૂ આવી ઉભો છે ત્યારે તેણે ઇનશાલાતાલા પુકારી ખુશાલી બતાવી. લ્યુકાસ તો આ સાંભળી ગગડી ગયો. છતાં પણ હીમત ધરી તે સુલતાન રૂબરૂ ગયો. સુલતાને પેહેલાં તો મદમાં ને મદમાં તેને કુતરાથી બોલાવા માંડયું. લ્યુકાસે હીમત કરી જીભ ઉપાડી તો સુલતાને અવાજ ઓળખ્યો. લ્યુકાસે પણ સુલતાનને પીછાણ્યો કે જંગલમાં લુટારૂઓના હાથમાંથી જે મુસલમાનને બચાવ્યો હતો તેજ આ છે. એટલે તેણે આપેલી વીંટી કહાડી સુલતાનના હાથમાં મુકી ગુંહણુમંડીયે પડી, દયા દયા પોકારવા લાગ્યો. તુરતજ સુલતાન ચેત્યો, અને પોતાની ઉપરનો ઉપકાર વાળવાને હીમત આપી તેને ઉઠાડયો અને હસ્તે મુખડે તેના સાથે વાત કરવા પડયો. હજુ તો તેઓ વાત કરે છે તેટલામાં શેહેનશાહ કાન્સ્તાંનટાઇનનું ડોકું લઇ એક સવાર મેહેલમાં આવ્યો. સુલતાને તેને ફતેહનાં ચીન્હ તરીકે ટેબલ ઉપર મુકાવ્યું, અને તે લાવનાર અમલદારને સોનાની ઠેલી બક્ષેસ કરી. લ્યુકાસે આ જોઇ ફ્રાગટમાંજ દાંતાં કચકચાવ્યાં અને શેહેનશાહ તે જોઇ મુછમાં હસ્યો. તેટલાંજ લ્યુકાસના પીતા અને બેહનને સુલતાનની રૂબરૂ લાવવામાં આવ્યા. સુલતાને લ્યુકાસને પુછયું કે આટલાં નાનાં લશ્કર સાથે તેં મીથ્યા મારામારી કરી તો તુરત સરણ થઇ લોહીની નીકો વેહવડાવતી કાં ન અટકાવી! હમોને આશા હતી, લ્યુકાસ બોલ્યો. આ વાત કરતો હતો તેવામાં તેની નજર ઇરીન ઉપર પડી, જે વગર બુરખે ઉભી હતી. સુલતાને લ્યુકાસના પીતા ગ્રાંડ ડયુકને પ્રશ્ન કર્યો કે કીલાની રખેવાલીમાં કોણ કોણ સરદાર હતા તેમનાં નામો આપવાં, પણ ગ્રાંડ ડયુકે તેનો કંસો ઉત્તર વાળ્યો નહી, એટલે લ્યુકાસ બોલી ઉઠયો કે મારો પિતા એટલો બધો હરામખોર થનાર નથી. જેમ જેમ ઇરીન ઉપર સુલતાનની નજર થતી ગઇ તેમ તેમ તેનો જુસ્સો ઉશ્કેરાતો ગયો અને તેમ તેમ લ્યુકાસને તિરસ્કાર પેદા થતો ગયો, અને તેના બળતા

અગ્નીને જોરે તે બોલી ઉઠયો કે સુલતાન, મેં તારા ઉપર કરેલા ઉપકારનો બદલો, મારાં કુટુંબની આબરૂના ભોગે તારા તરફથી વળેલો મને જોઇતો નથી. ગ્રાંડ ડયુક પોતાના પુત્રને વાળવા લાગ્યો અને જીવને ખાતર સુલતાનના હુકમને તાબે થવાની શીખામણ આપવા લાગ્યો, પણ જુસ્સા ભરેલો લ્યુકાસ તે સાફ નાપાડતો. તે બોલ્યો, પીતા, આપણાં નામ અને કુટુંબને લાંછન લગાડીશ નહી, બેહતર કે મોત મહા મુલ્યનું; બેહતર કે દુશ્મનની કીના ભરેલી તરવાર મહા મુલ્યની, યાદ કર મારા ઘરડા પીતા, આપણા વડીલોનાં મહા સહાસિક કર્તવ્યો, જેઓએ આપણને ભારે આબરૂમાં ઉછેર્યાં છે તેમનાં સાહસ કર્મોનું સ્મરણ કર, અને નાદાનીયત ભરેલું કામ કરવા આગમજ થોભ અને લગાર શાંત મને વિચાર કર.

આ સમયનું વર્ણન વજ્ર છાતીને ધપકાવે તેવુંજ છે. સુલતાન, પોતાના પીંજરાંમાં ઉભેલા દાંત અને પંજા વિનાના થઇ પડેલા સીંહની કુદ્રતી ગર્જના સાંભળી મદમાં ને મદમાં હસતો, લ્યુકાસનો પીતા માત્ર જીવ બચાવવાને પોતાના પુત્રની હીમત અને શીખામણ તરફ આંખ આડા કાન કરી ઉભો, અને આ દેખાવ જોઈ જવાન ઇરીન ચોધાર રડન કરતી ઉભી હતી, અને તે પણ આવી રીતે પોતાનાં પતીવર્તા ઉપર નીચ નજર પડવા દેવા કરતાં મોતને ઇચ્છતી ઉભી હતી. અંતે સુલતાનના હુકમને તાબે થઇ ગ્રાંડ ડયુક ગુંઠણ મંડીયે પડયો, જે જોતાંને વાર લ્યુકાસ ગુસ્સે થઈ પોતાના પીતાને માટે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. ઇરીન પણ બડબડવા લાગી. તેણીના હોઠ ફફડતા જોઇ સુલતાને હસીને તેને પોતાની નજદીક બોલાવી, જે જોઇને લ્યુકાસનું તો રકત બહુજ ઉશ્કેરાયું અને તોરમાંજ બોલ્યો કે એ સુલતાન, જે સ્ત્રીએ તારો જાન બચાવવામાં મેહનત કરી છે તેને અપમાન આપવાથી દૂર રહે. સુલતાને તેના બોલવાની થોડીજ દરકાર કરી. ઘરડા ગ્રાંડ ડયુકે તાબેદારી દેખાડી એટલે તેને માન સાથ રાખવાની, લ્યુકાસને છોડી દેવાની અને ઇરીનને પોતાની સુલતાના કરવાની ધારણા તેણે જાહેર કરી, અને તેમ કરી ઇરીનને પ્રેમથી પોતાની પાસે તેડી. જનાનાના રખેવાળો તેણીને જોરથી ઘસડી જતા હતા, તે જોઇ લ્યુકાસે પોતાના પેહેરાગીરોના બંધમાંથી છટકી તેણીની મદદે દોડયો, ઇરીન તેને કોટે વળગી અને ગ્રાંડડયુકને પણ પોતાનાં આ વાહલાં પુત્ર પુત્રીની હીમત જોઇ રડવું આવ્યું. ગ્રાંડ ડયુક તો શરણ થઇ ચુકો હતો એટલે તેને ગુસ્સામાં સુલતાને હુકમ કીધો કે એકદમ ઇરીનને સમજાવ નહી તો તરવાલના એકજ ફટકાને

શરણુ થા. મોટા મરતબાના સુલતાન, આંડ ડયુક બોલ્યો, મારી નોકરી ગમે તેમ લે, પણ મારાં આ વાહલાં પુત્ર પુત્રીને મારા પાસેથી લુટી લેતો ના, તેઓ મને મારા પ્રાણ કરતાં પણ વધુ વાહાલાં છે. સુલતાન ચીરડાઇને બોલ્યો, જાણ ઓ ઘરડા ઘુવડ, કે તમો સઘળાં મારા ગુલામો છો અને મારે ગમે તે કરવાને હું મુખત્યાર છું, માટે એકદમ મારો હુકમ માન્ય કર. પોતાની ગયલી હીમત પાછી એકઠી કરી ડયુક લગાર પાછો તોરમાંજ બોલ્યો કે હું મારી પુત્રીથી છુટો પડનાર નથી. સુલતાને ઇસારત કરતાંજ હીજડાઓ ઇરીનને ઉચકી ગયા અને બંને પીતા પુત્ર તદન નીરાધાર બની દીગમુઢ થઇ ઉભા. થોડેક વારે લ્યુકાસ સીંહની માફક બખાર્યો, સુલતાન, ઓ કંગાળ માનવી આ રીતે તું તારૂં વચન પાળે છે કે? સુલતાને બીલકુલ ધ્યાન આપ્યું નહી અને ઉઠીને ઈરીન આગળ ગયો. બાપડી ઇરીન હવે પોતાને તદન ફસેલી જોઇ ચોધાર આસુએ રડી બાળો પીખવા લાગી. સુલતાને તેને સમજાવવાને અનેક પ્રયત્નો કર્યા, પણ ઈરીન બીલકુલ સમજી નહી. પણ થોડા જવારમાં તેની આ ગમગીની દુર થઇ. તેનું મન શાંત થયું, તેની આંખો સુકાઇ ગઇ, તેનું અંતઃકરણ ફીકરથી ધબધબ બોલતું બંધ થયું. સુલતાને પોતાના કાળા પથર સરખા કઠોર હાથ તેની કમરે નાખ્યા, પણ ઇરીન મકમ ભરેલા ઠરાવથી તરછોડી ઉઠી, કોચ આગળથી જરા ખસી જઇ, પોતાના કપડાંમાંથી સંતાડેલું ખંજર કહાડયું, અને પ્રભુનું સ્મરણ કરી સીનામાં ભોકી દેઇ ત્યાંજ મરણ પામી. સુલતાન બહુજ વિકાળ બન્યો, અને તરવાર ખેંચી પીતાપુત્ર બંનેને ઠાર કરવા જતો હતો તેટલાં વડા વજીરે તેને સમજાવી પાછો વાર્યો. એક કોચ ઉપર તે છેડાયલા સિંહની માફક પડયો અને માણસોએ તેનો તે જુસ્સો નરમ પાડવાને મદીરા હાજર કીધો જે પીને શાંત થવાને બદલે તે વધારે વિકાળ બની ગયો, અને તેના આવેશમાં તેણે બંને પીતા પુત્રને એકદમ બેજાન કરવાનો હુકમ કીધો. બંનેને મેહેલનાં કમ્પાઉંડમાં લઈ જવામાં આવ્યા. પેહેલાં જવાન લ્યુકાસને ઠાર કર્યો, અને તે પછી ઘરડા ડયુકનો પ્રાણ લીધો. બંનેનાં ડોકાં મહમદની રૂબરૂ લઈ જવામાં આવ્યાં, જેણે તેને ફતેહનાં ચીન્હ તરીકે મેજ ઉપર મુકાવ્યાં.



# પ્રકરણ ૧૬ મું.

## ખલીલની ચોથી વાર્તાનો અંત.

ખલીલની ચોથી વાર્તાનો આ પ્રમાણે અંત આવ્યો, અને આગલી બીજી વાર્તાઓ કરતાં એ વાર્તા સઘળાઓએ વધારે ધ્યાન દઇને સાંભળી. પણ હજુ તો ખલીલની જીભ છેલા શબ્દો બોલી શાંત પડી નથી તેટલાંજ ઓરડાનું બારણું એકદમ ધડાકા સાથે ઉઘડયું, એટલે સર્વ કોઇની દ્રષ્ટી તે તરફ ખેંચાઈ. અમીના એકદમ જેનીઝરી, જેનીઝરી બોલતી અંદર દાખલ થઇ, એટલે જેનીઝરી લોકોએ પાછો બળવો ઉઠાવ્યો છે કે કેમ તે વિશે દોલતખાન પાશાએ ઇન્તેજારીથી પ્રશ્ન કરી જાણવા માંગ્યું. કાન્સ્તાટીનોપલથી એક કાસદ તમો નામદારને એકદમ બોલાવા આવ્યો છે, અમીનાએ ઉતર આપ્યો. લડાઈ કરવાનાંજ કારણે હશે એમ ધારી તેના શુરાતન ભરેલા ચેહેરા ઉપર શુરાતન પ્રગટયું, પણ થોડાજ વારમાં પાછો વિસ્મય થયો કે તેના પાસે નથી કોઈ અમલદાર કે નથી કાંઈ લશ્કર. તેને એ વિમાસણ કરતો જોઇ ખલીલ એકદમ તેની સાથે સરદાર તરીકે જવાને તૈયાર થયો, અને પેહેલીજ રાતની મુલાકાતમાં જે તરવાલ દોલતખાને લઈ લીધી હતી તે તેની પાસે પાછી માંગી. લ્યુકાસ વસીલોએ પણ દોલતખાન પાશા સાથે જવાને તૈયારી બતાવી, અને પ્રતિજ્ઞા લીધી કે જ્યાં સુધી તેના શરીરમાં રકતનું છેલ્લાંમાં છેલુ ટીપું રહેલું હશે ત્યાં સુધી તે દોલતખાનના એક નીમાળાને સુધાં ખલલ થવા દેશે નહી. આ ખટપટ સાંભળી જુલીયને પણ તેમના સાથે જવાનો પોતાનો નિશ્ચય જાહેર કીધો. જેનીઝરીઓના બળવાની આ વાત સાંભળી એક તરફ લડાઇમાં જવાની તૈયારી ચાલતી હતી ત્યારે બીજી તરફ ઇસ્મીલડા તે સાંભળીને ભયભીત થઇ પલંગ ઉપર પડી, ગુલનાર અને તેહમીના ચેહેરા ઉપર ફીકાશ ફરી વળી તેઓ નીરાશ થઇ બેઠી અને ઝુલીખાં તો બેસુધ થઇ રહીને ખલીલ તરફ જોઈ રહી હતી. ઇસ્મીલડા તો બીલકુલ ભાન બેભાન થઇ પડી હતી, તે જોઇ અમીના તેની આગળ દોડી ગઇ, અને બુરખો ઉચકી જોતાં જણાયું કે તેણી બેશુધ થઇ પડી હતી. તુરતજ તેણીને બીજી બાઇઓ પાસે તેણીના ઓરડામાં લઇ જવામાં આવી. દોલતખાન પાશા અછો શુરવીર લડવૈયો હતો, સુલતાનનાં લશ્કરમાં તે સરદારની પદવી ધ-

રાવતો હતો અને લશ્કરમાં પણ માનીતો હતો. પોતે હીમતવાન હોઇને બીજાઓને હીમત આપવાને પણ તે પુરો હતો, અને જે ત્રણ જુવાનોએ તેના સાથે રણસંગ્રામમાં જોડાવાને ખાહેશ જણાવી તે ત્રણે તરફ તેની નજર લાગી રહી હતી. તેમની માંગણી સ્વિકારી દોલતખાન પાશા બોલ્યો કે આપણે એકદમ કાન્સ્તાંટીનોપલ ખાતે કુચ કરી જઈશું, અને યાદ રાખજો કે તમો જેવા હમણા તમારા ચેહેરા ઉપરથી પૂર શુરાતન ભરેલા પેહેલવાન જોધાવો જણાવો છો તેવાજ જો ખરેખરા નીવડયા તો આ દોલતખાન પાશા તમારો આભાર કદી ભુલનાર નથી. ઝુલીખાંથી આ તમાસો જોવાયો નહી, તુરતજ તે દોલતખાન આગળ આવી તેમના સાથે જવાને પરવાનગી માંગવા લાગી, જે પાશાએ તુરતજ સ્વિકારી. આ જોઇને ગુલનાર અને તેહમીના ઇસ્મીલડાના ઓરડામાંથી દોડતી આવી, અને ઝુલીખાંને પુરૂષો સાથે જતી જાણી તેઓએ તેણીને ભયથી ગભરાવા લાગી. ગમે તેટલું સમજાવ્યું પણ ઝુલીખાં એકની બે થઈ નહી. લુકાસ વસીલોએ આ તકનો લાભ લઇ પોતાની પ્રિયાના કાનમાં જુદા પડતી સમયના કેટલાક મધુર શબ્દો કહ્યા, જુલીયન પણ તેહમીના પ્રત્યે પ્રેમ કરી લેવાને ચુક્યો નહી, અને ખલીલ ઈસ્મીલડાની ગેરહાજરીનો લાભ લઇ ઝુલીખાં સાથે લગાર વધારે છુટ લેવા લાગ્યો. દોલતખાન પાશાએ ગુલામોને તેડી, આ ત્રણે યોદ્ધાઓનાં હથિયારો તેમને પાછાં આપવાનો હુકમ કીધો. જેમ છુટાં પડવાનો વખત પાસે આવ્યો તેમ લ્યુકાસ અને જુલીયન પોતાની પ્રિયાઓ ગુલનાર અને તેહમીના સાથે છેલા શબ્દો બોલી અરસપરસ ગમખ્વારી કરવા લાગ્યાં.

અંતે મેહેલ છોડવાનો વખત આવી લાગ્યો. ઝડપ ચાલની બોટો તેમને માટે તૈયાર કરવામાં આવી. દોલતખાન પાશા, ઝુલીખાં અને પેલા ત્રણે જુવાનો એક બોટમાં સાથે બેઠા, અને છ ગુલામોને હલેસાં મારવા રાખ્યા. ચંદની રાતના દશ વાગાનો તે વખત હતો. બાસફ્રસનો દરિયાનાં પાણી શાંત હોઇને ચાંદી માફક ચળકતા હતાં, આકાશના ચંદ્ર તારાઓના પ્રકાશથી પાણીનું તેજ વધારે લાગતું હતું. કીનારાઓનાં લીલાં લેહેર સરખાં ઝાડપાનોની લંપટ બેહકી રહી હતી. કાંન્સ્તાટીનોપલના ઉંચાં ઉંચા ગઢો, મસીદો, મીનારાઓની ટોંચો દુરથી રળીયામણાં દેખાતાં હતાં. ખલીલ પોતે યુકતીથી ઝુલીખાંની પાસે બેઠો હતો. તેણીએ બુરખો નાખેલો હતો, છતાં પણ તેણીનો એક પોહોંચો તેણે પોતાના હાથમાં પકડી રાખેલો હતો, અને પ્યારની છુપી વાતો ચલાવ્યો જતો હતો. એટલામાં પેલી મહાભારત વીંટી વિષે તેને યાદ આવી કે

અત્યાર સુધી દોલતબાન પાશાના હસ્તકમાં રહેલી હતી તે તેના પાસેથી કેવી યુકતી રચીને કહડાવવી તેનો વિચાર તે કરવા લાગ્યો. ઘણોક વાર વિચાર કરી અંતે તેણે ચુપકીદી તોડી અને ઘણાજ આવાજે દોલતબાન પાશાને વિનંતી કરી, તે વીટી માંગવા લાગ્યો. આ સાંભળતાંજ પાશાની રગે રગ જુસ્સો વ્યાપી રહ્યો, અને ખલીલના હાથમાં પેહેલી રાત્રે વીટી જોતાં પાશાને જે વિચારો અને વેહેમી તુરંગો ઉઠયા હતા તે એકવાર પાછા ઉભા થયા, અને ખલીલને તે પુછવા લાગ્યો કે એ વીટી તને કયાંથી મળી તે તુરત કહી દેવું. ખલીલ હીમત રાખી બોલ્યો; નામવર પાશા, તે સઘળું મેં તમોને મારી બીજી રાતની વાર્તામાં કહીજ દીધું છે, તે સિવાય બીજું કસું ભેદભરેલું તેમાં છેજ નહી. તુરત ખામોશ થઇ દોલતબાને લગાર આશ્ચર્યતાથી તે વીટી પોતાના આંગળીએથી કહાડી ખલીલને આપી. ખલીલે તે આંગળીએ પેહેરી નહી પણ પોતાના ખીસામાં સંતાડી. બોટ હવે ધીમે ધીમે છેક કાન્સ્તાંટીનોપલની નજદીક જઇ લાગી. ભયનો નાદ તેમના કાનમાં ફફડવા લાગ્યો. અંતે કીનારે ઉતરવાનું ઠેકાણું આવી લાગ્યું, જે ઠેકાણે તેઓ ઉતર્યા ત્યાં બળવાનાં કસાં ચીન્હો જણાતાં ન હતાં. સિવાય કે સઘળાં મકાનો મજબુતી અને સફાઈથી બંધબસ્ત કરી દેવામાં આવેલાં હતાં, અને નામ લેવાનું એકાદું કાવાખાનું પણ ખુલું ન હતું. આ મામલો જોઇ ખલીલ હીમતથી પાશાને કહેવા લાગ્યો કે તમો નામવર જ્યાં ઉતરશો ત્યાં હમો તમારી સાથેજ છીયે, પણ તેટલાં મને આ ઝુલીખાં બાઇને તેનાં માતપીતાને ઘરે મુકી આપવાની રજા આપવી. તેને છોડીને હું તુરત તમુને આવી મળીશ. પાશાએ જણાવ્યું હું પેહેલાં તો આપણે માટે ઘોડાઓ વિગેરે લેવાને મારે ઘરે જઇશ અને તે પછી વડા વજીરને ત્યાં જઇશ, ત્યાં તુરત તારે આવવું. એ હુકમ સાંભળતાંજ ખલીલ ઝુલીખાંને લઇને ચાલ્યો. ઝુલીખાંને ઘરે આવતાંજ તેણે પેલી તલેસમાતી વીટી તેણીને આંગળે પેહેરાવી, અરસપરસ પ્યાર ભરી વાતચીત કરી તે છુટો પડયો, તેવોજ નહી પાશાને ત્યાં કે નહી વડા વજીરને ત્યાં ગયો, પણ બીજોજ રસ્તો લીધો. હવે પેલી તરફ દોલતબાન પાશા અને પેલા બે ગ્રીક જુવાનો પાશાને ઘરે ગયા, અને ત્યાં સઘળા ચાકરોને હથિયારબંધ થવાનો હુકમ કીધો. ઘોડાઓ તૈયાર કરવામાં આવ્યા, અને પાશા બંને ગ્રીક યોધાઓને જોડે લઇ ત્યાંથી વડા વજીરને ત્યાં ગયો. હવે બળવાને લગતું કાંઇક વર્ણન કરીશું. જેનીઝારી જાતના લોકોનું તુરકી લશ્કર આસરે ૪૦ હજાર માણસનું હતું, તે જેમ કેટલીક વેળા દેશનાં

રક્ષણનું તેમ કેટલીક વેળા દેશને ઉપદ્રવનું મહા મુળ થઇ પડેલું હતું. નવો સુલતાન ગાદીએ આવતાંજ તેમનામાં નાણાંની મોટી રકમો વેહેંચી આપવાનો રીવાજ હતો, અને જ્યારે કોઇ સુલતાન તે માંગણીના સ્વિકારતો ત્યારે જેનીઝારીઓ તેની સામાં બળવો ઉઠાવતા હતા. આ સમયે આ ચાલીસ હજાર લડવૈયાઓ બરાખોનો મજબુત આશ્રય લઈ ભરાયા હતા. તેમના સઘળા અમલદારો પણ તેમની સાથેજ રેહેતા હતા. કેટલીક વેળા તેઓ બરાખોમાંથી ધસારાબંધ નીકળી શેહેરમાં લુટફાટ ચલાવતા. એક રાત તેઓ બરાખમાં ભરાઇ તેમાંનો સરસામાન બાહાર ફેંકતા, અને આખી રાત બરાખમાં નીરાંતે કહાડતા, "એવી વકીથી કે પરોઢીયું થતાંજ સરકાર તેમને સમજાવવાના સંધેસા ચાલુ કરશે. જો તેમ ન થયું તો તેઓ એકદમ બાહેર પડી, પહેલાં મોટમોટા અમલદારો અમીરો કે દરબારીઓનાં ઘરો ઉપર છાપો મારતા. કેટીકવાર સુલતાનના રેગ્યુલર લશ્કર તેમની સામે થતાં અને તેમાં બંને વચ્ચે ભારે ખુનામરકી ચાલતી. આ સમયે જ્યારે બળવાની ખબર ફેલાઇ ત્યારે શેહેરમાં સઘળે ત્રાસ વર્તી રહ્યો. લોકો ખુણાખોચારાંઓમાં જઈ ભરાયાં, માલખજાના ભોંયરાં કરી તેમાં સંતાડવામાં આવ્યા, હથિયારો ઘસીવસીને સાફ કરવામાં આવ્યાં, અને આ કરપીણોની સામે રક્ષણ કરવાના સઘળા ઉપાયો લઇ રાખવામાં આવ્યા. આ બળવાની સામે થવાને સુલતાને દોલતખાનને તેડું મોકલ્યું હતું.

દોલતખાન પાશા પેલા બંને ગ્રીક જુવાનો સાથે ઝડપી ચાલે અને ખલીલ હજુ કાં ન આવ્યો તેનો વિચાર કરતો ચાલ્યો જતો હતો, એમ કરતાં વડા વઝીરનું ઘર આવ્યું. દરવાજા સઘળા બંધ હતા. અને માહે સંત્રીઓ પેહેરો ભરતા હતા. દરવાજા આગળ ગડબડ જોઈ તેમને પ્રશ્ન કરવામાં આવ્યો અને ઉતરમાં દોલતખાન પાશાનું નામ સાંભળતાંજ ત્રણેને અંદર દાખલ કરવામાં આવ્યા. ઘણાક ઘોડાઓ નોકરો સાથે ત્યાં ઉભેલા જોઈ પાશાએ વિચાર્યું કે વડા વઝીર સાથે મસલત કરવાને સઘળા અમીર ઉમરાવો આવી ચઢયા છે. જુલીયન અને લુકાસ એક તરફ ઉભા અને દોલતખાન વઝીરની આગળ ગયો. ચાલીસથી પચાસ દરબારીઓ સાથે વઝીર વાત કરતો બેઠો હતો. એવું મામલ પડયું કે બળવાખોરો સુલતાનને ઉઠાડી તેના પુત્રને ગાદીએ બેસાડવા માંગતા હતા, વડા વઝીરને કાહડી મુકવા માંગતા હતા તથા કાન્સ્તાંટીનોપલના વડા ન્યાયધીસ કેડીયાસ્કરને મારી નાખવા માંગતા હતા. આ નીચ મતલબથી જેનીઝારીઓ છાનામાના ખુનો કરતા હતા. વઝીરને ત્યાંની કાઉન્સીલમાં આ વિષે વાત ચાલતી હતી.

જે ખુનોનો કસો પતો મળતો ન હતો, તેની શોધ કરવાનું કામ આઠ દિવસની મેહેતલથી ઉપલા વડા ન્યાયધીસ હસન એફ્‌ન્ડીને સોપવામાં આવેલું હતું. અને તેમાં તે નીષ્ફળ થયો હતો, તો જો કે તેની મુદત તે દિવસે હજુ બીજી ચાર દિવસ બાકી હતી. દરબારમાં જુદા જુદા અધિકારીઓ જુદા જુદા અભિપ્રાય આપતા હતા. કોઇ હસન એફેન્ડીને જેનીઝારીઓના હાથમાં આપી દેવાનું કહેતો અને દોલતખાન તેની સામે થતો, કારણ હસન એફેન્ડી તેનો સગો થતો હતો. દોલતખાને પોતે જેનીઝારીઓની સામે લશ્કર સાથે જવા માંગ્યું ત્યારે વઝીરે તેને સમજાવ્યો કે આપણાં લશકરનો મોટો ભાગ બળવાખોરો સાથે મળી ગયો છે, એમ કહી તેણે પણ હસન એફેન્ડીને બળવાખોરોને હસ્તક કરવાની વાત પસંદ કરી. અંતે વળી એવું ઠર્યું કે હસન એફેન્ડીને બળવાખોરોને આપી દેવા કરતાં સરકારી જલાદ પાસે ગરદન મરાવી પ્રજાનો જુસો નરમ પાડવો. આ યોજના વળી એકેએકને પસંદ પડી તો જો કે દોલતખાન પાશાને તે બીલકુલ પસંદ ન હતી પણ સઘળાની મમત આગળ તે નીરૂપાય થયો. અંતે વજીરે વડા જલાદને તેડું મોકલ્યું અને તે આવી પુગતાંજ તેને ઠરાવેલું કામ સોંપ્યું. જલાદ ઓસ્તાંડજી બારશી તુરત હસન એફેન્ડીને ત્યાં ગયો. હસન એફેન્ડી પોતાને સોંપાયલા કામનો વિચાર કરતો બેઠો હતો. પોતાના હાથ હેઠળના માણસોએ કરેલી તપાસોનો રિપોર્ટ ઉઠલાવતો બેઠો હતો, તેવામાં ઓસ્તાંડજી અંદર જઇ પુગ્યો. અને વઝીરનો હુકમ કહી સંભળાવ્યો. તુરત તેણે તે હુકમ માથે ચઢાવ્યો, અને છેલ્લી મુલાકાતને માટે પોતાની પુત્રીને તથા સ્ત્રીને પોતાની રૂબરૂમાં બોલાવ્યા. તેઓ તો આ ઠરાવ જાણી ગભરાઇજ ગયાં અને હુજ્જત કરવા લાગાં કે ફાંસી દેવા આગમજ તેઓ સુલતાન આગળ જઇ ક્ષમા માંગશે અને એ કામથી હાથ ઉઠાવવાને તેને વિનંતી કરશે. ઓસ્તાંડજીએ આંખ આડા કાન ધર્યા, અને હસન એફેન્ડી પોતાના દેશનાં ભલાંને કાજે મરવાને તૈયાર થઇ બેઠો. ઓસ્તાંડજી મકમ થઈ હસન એફેન્ડીને લઇ જવાની મમત કરે છે તેટલાં ઝુલીખાંએ પેલી તલેસમાતી વીટી દેખાડીને તેને દુર થવાને ફરમાવ્યું. ઓસ્તાંડજી વીટીના તલેસમથી અંજાયો અને નજદીક જઈ તે વીંટી તપાસી વિસ્મય થયો. ઝુલીખાંએ તો તેને તોરમાંજ દરવાજો દેખાડી એકદમ બાહેર જવાનો હુકમ કીધો. જે સાંભળી તલેસમથી ઘેરાયલો ઓસ્તાંડજી, ઝુલીખાંને અને તેનાં માત પીતાને સલામ કરી ચાલ્યો ગયો, અને ત્રણે જણાં દરવાજા બંધ કરી અંદર રહ્યાં. વાંચનારાઓને લગાર પાછો ખુલાસો કરવાની જરૂર છે કે, એ

ઝુલીખાં તે પેલીજ ઝુલીખાં છે જેને ખલીલ મુકી ગયો છે અને તે આ હસન એફેન્ડીની પુત્રી થાય છે.

# પ્રકરણ ૧૭ મું.

## શુરવીર ખલીલ જેનીઝારીઓની બરાખમાં.

જે વેળાએ કાન્સ્તાંટીનોપલના વડા ન્યાયાધીસને ઠાર કરવાની આજ્ઞા સાથે ખોસ્તાંડજી તેને ઘર ગયો હતો તે વેળા, શુરવીર ખલીલ શું કામ કરવા ગયો હતો તે જાણવું અગત્યનું છે. તે જેવો ચાલ્યો તેવો બળવાખોર જેનીઝારીઓની બરાખના મુખ્ય દરવાજા ઉપર જે જાહેરનામું બળવાખોરોની માંગણી સાથનું ચોંટાડયું હતું તે વાંચી તેણે ગુસ્સામાં ફાડી નાખ્યું. દરવાજો ઠોકતાંજ અંદરથી કોણછે એવો અવાજ થયો. મારે આગા જોડે કામ છે, ઉઘાડ એકદમ દરવાજો અને મને અંદર લઇ જા, ખલીલે તોરમાંજ હુકમ કર્યો. પોહેરેગીરે તાણુતોડ કરવા માંડવાથી ખલીલે મ્યાનમાંથી તરવાર કહાડી હમણાંજ તેને લાંબો કરી દેવાની ધમકી આપી. જેનીઝારી પેહેરેગીર ઓછો તો નજ હતો, પણ શુરવીર ખલીલ કાંઇ વિચિત્ર ફતેહમંદ દીપતો હતો. તેની આજ્ઞા એજ તેનું એકેકું કારી તીર હતું, તેનાં ભવાં એ તેની તેજી તરવાલ હતાં, તેની ઉભા રહેવાની ઢબ ગમે તેવાને નીચો પાડવાને પુરતી હતી. આ જોઇ તે પેહેરેગીરે ખલીલને નમીને આગાના ઓરડાનો દીવો બળતો આઘેથી દેખાડયો અને ત્યાં જવા કહ્યું. એટલે ખલીલે તેને સોનાની એક ઠેલી આપી ચાલવા માંડયું. આવાં શુરાતન સાથે સખી હાથ લંબાવનારો એ પુરૂષ કોણ હશે તેનો વીચાર કરતોજ તે પેહેરેગીર તો ત્યાં ઉભો. બળવાખોરોના સરદારની રૂબરૂ જવા આગમજ બીજી એક ચોકી ખલીલને પસાર કરવી પડી, પણ ત્યાંના પેહેરેગીરે જોયું કે તે જ્યારે પેહેલો તબકકો પસાર કરી આવ્યો છે ત્યારે અલબતાં કાંઇ ભેદ હશે માટે તેને જવાજ દીધો. આગળ ચાલ્યો તો બે ત્રણ ગુલામો મસ્ત મદાંધ થઇ પડેલા તેણે જોયા. ખલીલને જોતાંજ તેઓ ઉઠયા અને ખલીલના પ્રશ્નના જવાબમાં તેઓએ તેને આગાનો ઓરડો દેખાડયો, જ્યાં આગા પોતાની દરબાર ભરી બેઠો હતો. ખલીલ બેધડક અંદર દાખલ થયો. આગા પચાસ દીવાળી તેણે પસાર કરેલી હતી. કરડા સ્વભાવનો તે માણસ દેખાતો હતો. માથા ઉપર સોનેરી ફુમકાંની

ટોપી ઘાલી હતી. લગભગ વીસ અમલદારો એક કોચ ઉપર તેની બાજુએ બીરાજેલા હતા, જે સઘળાઓનો પોષાક એકજ સરખો હતો. અજાણ્યા પુરૂષને બેધડક પોતાની વચ્ચે આવેલો જોઈ આ લશ્કરી મંડળી બહુ વિસ્મય પામી. ખલીલ તો તેમના ભેગા થવાનું કારણ પામી ગયો, પણ તેઓ ખલીલનો હેતુ અટકલી શકયા નહી. દરેક જણ તેના ઉપર ટીકી ટીકીને જોતા હતા. તે જોઇ ખલીલે પોતાનું ભાષણ ચલાવ્યું. તે આગા તરફ ફરીને બોલ્યોઃ—

'બળવાખોર જેનીસ્સારીઓની સરદારી તમોએ લીધી છે?' આ સવાલનો જવાબ આપવાનો તેને શું હક છે તેની પુછપરછ ચાલી, અને તે પોતે કોણ છે તે જ્યાં સુધી જણાય નહી ત્યાં સુધી તેનો ઉતર આપવાને નાપાડી. ખલીલે તે ઉતર, પોતાની તરફનો કસો પણ ખુલાસો આપવા વગર હઠ લીધી, અને બોલ્યો કે આગા સાહેબ, 'શું શુરવીરો એવા બળવાની સરદારી લે છે કે? જે સુલતાન તમારા ભલાને કાજે રાજ કરે છે તેને પદભ્રષ્ટ કરવાનો હેતુ તમોએ રાખ્યો છે, તમો સઘળા તમારા મોભા અને દરજ્જાને માટે મગરૂર છો. અને આગા તમો ચાલીસ હજાર માણસોના સરદાર નહી પણ ગુલામ છો. માત્ર તેમની મરજી રાખવાને તમોએ સરદારી સ્વિકારી છે અને નહી કે તમોએ તે ચાલીસ હજારને તમારા કબજામાં રાખ્યા છે.' આ પ્રમાણેના ટોણાના ઘણાક શબ્દો આગા તથા ભેગાં થયેલાં મંડળને સંભળાવ્યા, જેની અતિઘણી અસર સઘળા ઉપર થઈ. ખલીલે એટલી બધી રીફ્રત અને યુકતીથી તેમનાં મન ફેરવ્યાં કે જે ત્રણ માંગણીઓ તેઓ કરવા માંગતા હતા તે સઘળી તેઓએ ખુલ્લી રીતે છોડી દેવાની તૈયારી જણાવી, અને સઘળા ફરી બેઠેલા ચાલીસ હજાર માણસોને તેમનાં કામે વળગવાની ગોઠવણ કરવાને તત્પર થયા, પણ તે પેહેલાં આગાના મોહડામાંથી એકજ પ્રશ્ન નીકળ્યો, અને તે એ કે ખલીલ કોણ છે? સઘળી પ્રકારે બળવાખોરોને ઠેકાણે આવેલા જોઇ તથા જાણીને ખલીલે આગાના કાંનમાં પડીને પોતાનું નામ નીશાન જણાવ્યું, અને તે સાંભળતાં વારજ આગાએ તો સુલેહ કરવાના કસમ લીધા અને ખલીલને ખાતરી આપી કે સુલેહની નીશાની તરીકે તું બરાખમાંથી ઘર ગયા પછી ત્રણ બાણ ઉરાડવામાં આવશે. ખલીલ પોતાની મતલબમાં પાર પડી અતિ ઘણો ખુશી થઇ બાહેર નીકળ્યો, પણ તે પેહેલાં આગાને પોતાની પાસેનું એક ઉમદા માણેક ભેટ કીધું.

હવે કાન્સ્ટાંટીનોપલના વડા વજીરના ઘરમાં ભેગું થયલું મંડળ શું કરે છે ત્યાં જઇયે. બોસ્તાંડજીને વડા ન્યાયાધીસનું ડોકું ઉરાડવા

મોકલયા પછી તેઓએ ઠરાવ્યું કે દોલતખાન પાશાએ નીમકહલાલ લશ્કર સાથે બળવાખોરો ઉપર ચઢાઇ લઇ જવી. દોલતખાનપાશાએ આ હુકમ થતાંજ પેલા બંને આીકોને તૈયાર કર્યા. આ વેળાએ વળી પાશાને ખલીલ વિષે યાદ આપી, પણ તેનો પતો કયાં મળશે તે વિષે કસી અટકળ તેઓ કરી શકયા નહી, માત્ર એટલુંજ કે તે-ઓએ તેને કાંઈ અકસ્માતમાં ફસી પડેલો ધાર્યો. લડાઈનું રણસીંગડું ફુંકાયું. લશ્કરે હથિયાર સજ કર્યાં, પાશા ખુબ તેજી ઘોડા ઉપર સ્વાર થયો, લશ્કરની જુદી જુદી ટુકડીઓ કરી ગોઠવવામાં આવી. વાંચના-રને જણાવવું જોઇયે કે, જે લશ્કર ભેગું થયું હતું, તે વડા ન્યાયાધીસને મારી નાખ્યો છે એવી ખાતરી આપવાને લીધે થયું હતું. લશ્કરની કુચ શુરૂ થતાં દોલતખાન પાશાએ પોતે પણ તે પ્રકારની સર્વેને ખાતરી આપી શુરાતન ઉશ્કેર્યું. તેણે વિશેષમાં જણાવ્યું હતું કે કેડીયાસ્કર ન્યાયાધીસનું ડોકું ભાલાની ટોંચે ચઢાવી ખુલાં મેદાનમાં રાખ્યું છે. તે રસ્તે લશ્કરને કુચ કરાવી. લશ્કર ત્યાં જઇ પોહોંચ્યું, અને જેમ જેમ ડોકાંનાં કસાં ચીન્હો ન જણાયાં ત્યારે લશ્કરમાં વસવસો ઉત્પન્ન થયો, અને ડોકું કયાં છે એમ તેઓમાં પુછપરછ થવા માંડી. ડોકું હોયજ કયાંથી? વડો ન્યાયાધીસ કેડીયાસ્કરતો પોતાના મેહેલમાં જીવતો જમતો બેઠો હતો જે આપણે આગળ જોયું છે. જેમ જેમ લશ્કરમાં તે અવાજ નીકળતો ગયો તેમ તેમ અમલદારોને પણ ચટપટ થવા માંડી, અને દરેક જણુ આવી દોલતખાન પાશાને પુછવા લાગ્યા. લશ્કરે તો ઉશ્કેરાઇને તેને બદલે દોલતખાન પાશાનું માથું માંગવા જેટલી હદ ધરી. એમ કરતાં જ્યારે ઠરાવેલી જગાએ આવી પોહોંચ્યા અને ત્યાં કેડીયાસ્કરનું ડોકું નજ દીઠું ત્યારે તો તેઓએ ભારી રમખાણુ મચાવ્યું અને બેધડક દોલતખાનને મારો ફાડો એવો પોકારો પાડયો. દોલતખાને જ્યારે જોયું કે તેનું માથું જાય છે ત્યારે તેણે બાજી માંડી લશ્કરને પરવાનગી આપી કે તમોએ કેડીયાસ્કરના ઘરમાં જઇ તેને બેધડક બાહેર કહાડી ગમે તેમ મારવો, જો તે ત્યાં ન મળે તો પછી પોતાનું માથું આપવાની તેણે કબુલાત આપી. આટલુંછતાં દોલતખાન પાશા, લશ્કરમાં જેટલો માની હતો તેટલો તેના આ વચન ભંગથી કડવો થતો ગયો, અને તેને તેમજ તેના બે સાથી આીકોને ઠગારા જાહેર કરી મારી નાખવાની માંગણી કરવા લાગ્યા. આ ગરબડ ચાલે છે તેવામાં મારતે પગલે જેનીઝારીઓની બરાખમાંથી દોડતો આવતો ખલીલ તેમને સામો મલ્યો, અને તેણે સઘળાને એકદમ શાંત થવાને બરાડ મારી, અને બોલ્યો કે આ સઘલી ગરબડ શાની છે? હમોને

ઠગ્યા છે, હમોને તે ઠગોનો પ્રાણ જોઇયે છે, હમો જેનીઝારીઓ સાથે મળી જશું એવા અવાજો તેઓએ ખલીલ હજુર કરવા માંડયા. ખલીલે તેમને શાંત પાડી કહ્યું કે જેનીઝારીઓ સુલેહ ઉપર આવ્યા છે, અને તેઓ પોતપોતાની નોકરીએ વળગ્યા છે. આ તેની સમજાવત જ્યારે તેઓએ ન માની ત્યારે ખલીલે તેમને ખાતરી આપી કે સુલેહના ચીન્હ તરીકે હમણાંજ તેમની બરાખમાંથી ત્રણ બાણ છુટશે, અને હજુ તો તે આ બોલ બોલે છે તેટલાંજ ખરેજ ત્રણ બાણ છુટયાં. આ જોઈ સર્વ કોઇ વિસ્મય પામ્યા. લશ્કરમાં શાંતી ફેલાઇ, દોલતબાન પાશાની ફીકરી નરમ પડી પણ સર્વને તેનો ભેદ જાણવાની જીજ્ઞાસા થઈ. કેટલાકોએ કેડીયાસ્કર ક્યાં છે તે જીવે છે કે મુવો છે તેની પુછપરછ કરી. એ સઘળાંને ખલીલે ઉતર વાળ્યો કે તે જીવે છે તેને મોત ઘટતું નથી. સુલતાને તેને ભય ભરેલી મરકીનું કારણ શોધવાને જે કામ શોંપ્યું છે તે થોડા વખતમાં શોધી કાઢી તમારા હજુર રજુ કરશે. લસ્કરને આ સઘલી ભેદ ભરેલી જાદુઇ વાતથી જેટલો ઓચંબો લાગ્યો તેથી વધુ દોલતબાનને લાગ્યો. તેણે તુરત ખલીલને પોતાની આગળ બોલાવી સઘળો ખુલાસો પુછ્યો, જે સઘળો તેણે કર્યો, અને તુરતવેલા લશ્કરને પડાવ નાખવા કહી, દોલતબાન બંને ગ્રીક અને ખલીલને લઇ પોતાના મેહેલમાં જવા નીકળ્યો, પણ ખલીલ વળી એક બાહાનુ કાઢી છુટો પડ્યો, અને થોડાજ વખતમાં પાછો આવી મળવાનું વચન આપી ગયો. ત્યાંથી નીકલેલો ખલીલ એક સાંકડી શેરીમાં જઇ ત્યાં અમુક કારણ સર બેસાડી આવેલા ચોકીબાનોને જાગૃત કરી તે કોડીઆસ્કરને ત્યાં ગયો. અંદર ન જતાં એક બીડેલી ચીઠી ગુલામને આપી તે ત્યાંથી નીકળ્યો, તેવો દોલતબાન પાશાને આવી મળ્યો. ત્રણે મિત્રો દોલતબાનને ત્યાં નીરાંતથી બેઠા છે, એટલે દોલતબાને તે ત્રણેના પ્યાર અને પ્યારીઓની વાત છોડી. ત્રણેને તેણે પોતાની પ્રિયાઓ સાથે લગ્ન કરવાની તક આપી. આ સઘળું થઇ રહ્યા પછી સઘળો રસાલો પાછો દોલતબાન પાશાને મુકામે ગયાં. કાન્સ્તાંતીનોપલમાં બળવો સમી ગયો છે એમ જ્યારે સર્વેએ જાણ્યું ત્યારે તેઓને અણહદ ખુશાલી પેદા થઇ. પ્રિયાઓએ જ્યારે જાણ્યું કે તેમના મિત્રો પાછા સહીસલામત આવી લાગ્યા છે ત્યારે તેઓને વિશેસ ખુશાલી ઉપજી. બીજે દિવસે વડા વઝીર તરફથી દોલતબાન પાશાને માટે ઘણી ઉમદા ભેટો આવી. લુકાસ અને જુલીયને પોતાની પ્રિયાઓ જોડે લગ્ન કરી લેવાને પોતાના માબાપ ઉપર પત્રો મોકલ્યાં. એક ખુલાસો અત્રે કરવાની જરૂર છે કે કેડી-

ચારકરને ત્યાં ખલીલ જે ચીઠી આપી આવ્યો હતો, તેમાં તેણે પોતાની ઝુલીખાંને દોલતખાતને ત્યાં બોલાવી હતી, અને તે પ્રમાણે તેણી પણ ત્યાં હાજર થઇ હતી.

# પ્રકરણ ૧૮ મું.

## ખલીલની પાંચમી વાર્તા.

કાન્સ્તાંટીનોપળ ઉપરથી બળવાનું વાદળ ઉતરી ગયું તેની ખુશાલીમાં દોલતખાન પાશાએ, પોતાના મેહેલમા એક મોટો મીલાવડો કર્યો. આખા મેહેલને ભારી રોશનીથી સીંગાર્યો. બાગમાં પાણી સીંચી ઝાડપાનને લીલાં છમ બનાવ્યાં. ઠામે ઠામે બેસવાના કોચો અને ખુરશીઓ ગોઠવી દેવામાં આવી. સ્ત્રી પુરૂષો મળી લગભગ બસેં પહેરોણાઓને માટે સરબત, બરફ, મદીરા અને સુગંધીઓના ઢગ કરવામાં આવ્યા. 'પરદાનશીન બાઇઓને માટે ચકો નાખી ઓરડાઓ બનાવવામાં આવ્યા. સ્ત્રીઓની આગતાસ્વાગતા કરવાનું કામ ઈસ્મીલડા, તેની બે પુત્રી અને ઝુલીખાંને સોંપવામાં આવ્યું, તથા પુરૂષોની આગતાસ્વાગતાનું કામ પેલા બંને ગ્રીકો અને ખલીલને હસ્તક આપવામાં આવ્યું. વાજીંત્રોના નાદ ચોમેર થઈ રહ્યા હતા, અને સર્વ સ્થળે આનંદ આનંદ થઇ રહ્યો. આ ગરબડ સરબડમાં પેલા બે ગ્રીકો લુકાસ અને જુલીયનને પોતપોતાની પ્રિયાઓ સાથે તેમજ ખલીલને ઝુલીખાં સાથે મેળાપ કરવાની અને છુટથી વાતચીત કરવાની અવાર નવાર સારી તકો મળતી રહેતી હતી. આ પ્રમાણે આ આનંદી મીલાવડો ચાલે છે અને ખલીલ પોતે ભારે ધામધુમમાં રોકાયલો રહ્યો છે તેવામાં બાગ તરફથી કીકીયારીઓના કાનના પડદા ફાડી નાખે તેવા પોકાર સંભળાવવા લાગા. ખલીલ વિચારમાં પડયો કે એ શું અને શાના હશે? તુરતજ તે બાગ તરફ દોડી ગયો. અને જતાંજ તેને કીકીયારીઓનું કારણ જણાયું. મીલાવડામાં ભેગા થયલા સર્વ લોક દોલતખાન પાશાની મીજબાનીથી અલમસ્ત બની રહી વિલાસ થતા હતા, તેવામાં એક ઠેં બની રહેલો બરડો પાશા મદીરાની ખુમારીમાં પાણીમાં પડી ગયો, અને તે ઉપરથી આ ખુમરાણ ચાલી રહ્યું હતું. પણ સારે નસીબે તેને તુરતજ દોડ પોહોંચાડી બાહેર

કહાડવામાં આવ્યો. અને સ્ત્રી પુરૂષોનો મીલાવડો ધીમે ધીમે વિસરજન થયો. મેહેલમાં હવે સઘળું શાંત પડયું. પાશા મદીરાથી ખુબ મસ્ત બન્યો હતો અને રાત્રનો વખત લગભગ અગીયાર થવા આવ્યા હતા, તે વેળા તેણે ખલીલને પોતાની રૂબરૂ બોલાવી તેની વાર્તા ચાલુ કરવા જણાવ્યું, જે આગ્ના સ્વિકારી તેણે નીચે પ્રમાણે પોતાની પાંચમી વાર્તા ચાલુ કરી. તે બોલ્યો કે,

મારી વાત ઇ. સ. ૧૪૮૩ના વરસથી શુરૂ થાય છે. શાહજાદો દીજમ બીજા મહમદનો નાનો પુત્ર હતો, અને તેના વડા ભાઈનું નામ બાયાઝીદ હતું. બીજો મહમદ મરણ પામવા પછી શાહજાદો બાયાઝીદ પોતાના પીતાની ગાદીએ આવ્યો પણ દીજમથી તે જોઇ શકાયું નહી અને તેથી અદેખાઈના મારે તેણે પોતાના વડા ભાઇ સાથે લડાઈ કીધી, જેમાં કમનસીબે તેનો તદન પરાજય થયો, અને બાયાઝીદ વગર અડચણે આઠમા સુલતાનનું નામ ધારણ કરી પીતાની ગાદીએ બેઠો. દીજમ પોતે હાર પામ્યો ત્યારે તેને રોહોડસ ખાતે નાહસી જવાની ફરજ પડી, જ્યાં પણ તેને તેના ભાઇના મિત્રોએ જંપીને બેસવા દીધો નહી, એટલે તે જીવ લઇને ત્યાંથી ઇટલી તરફ નાઠો. ત્યાં પણ તરેહવાર વિપત્તીઓમાંથી પસાર થવા પછી તે અંતે ફ્રાન્સ ગયો, જ્યાં તેને પકડીને દોફીનીના પ્રગણાંમાં આવેલા સાસનેજના કીલ્લામાં કેદ કરવામાં આવ્યો. શાહજાદો દીજમ આ વેળાએ માત્ર ૨૪ વરસની વયનો એક ખુબસુરત જુવાન હતો. તેના દેશાચાલ પ્રમાણે દાહાડી રાખવી જોઇયે પણ તે તેને નાપસંદ હોવાથી રાખી ન હતી. ખ્રીસ્તી લોકોનો પોશાક તેને બહુ પસંદ હતો અને તેથીજ તે પોશાક હંમેશાં પેહેરતો હતો, જેથી તે ઉસ્માનલી કરતાં પારીસનો કોઇ ઉમરાવ હોય તેવો લાગતો હતો. સાસનેજના કીલ્લાના રખેવાળની સ્ત્રી મરણ પામેલી હતી. તેને પેટે ફીલીપીના નામની એક અતિ ખુબસુરત પુત્રી હતી, જેની વય માત્ર ૧૬ વર્ષની હતી. તેણીની ખુબસુરતીનાં વખાણ સાંભળી ભલા ભલા સરદારોએ તેના સાથે પોતાનું નસીબ જોડવાની માંગણીઓ કીધી હતી તેમાંથી તેના પીતાએ તેણીને માટે એક જુવાન યોધ્ધો, ધનવાન અને અમીર કુટુંબીને પસંદ કીધો હતો. તેનું નામ આલબરતી હતું. તેના બાપે જો કે ઘણાક ઉમેદવારોમાંથી મનમાનતી પસંદગી કરી આલબરટીને પસંદ કર્યો હતો, છતાં પણ ફીલીપીના તેને ચાહતી ન હતી. આલબરતીના ઘણા ગુણો વખાણવા જોગ હતા, પણ કેટલીક બાબતમાં તેની વર્તણુક એટલી બધી ખામી ભરેલી હતી કે, તેના સઘળા સદગુણો તેથી ઢંકાઈ જતા હતા. જો કે હજુ સુધી તો

તે તદન કુમારી સ્થીતીમાં હતો, છતાં રંડીબાજી અને મદીરા એ તો તેના બે સદાનાં ઇષ્ટ મિત્રો હતાં. શીકારનો તેને ઘણો શોખ હતો, અને ઘણા ઘણા દિવસો સુધી તે જંગલોમાં શીકારે જતો હતો. ત્યાંથી ફતેહ પામીને કે નિષ્ફળ થઈને તે પાછો આવતો એટલે દીવસોના દિવસ સુધી મેહેલમાં નાચરંગ અને ખાણાપીણાં ચાલુ થતાં હતાં, જે વેળાનાં તોફાનો છેક પરોઢીયાં સુધી ચાલુ રહેતાં હતાં. ફીલીપીના એ સઘળું સારી પેઠે જાણુતી હતી, અને તેથીજ તે ભલા અને લાયકીવાળા ગુણની પુતલીને આલબરતી વિષે ખરાબ વિચાર પેસી ગયલો હતો. હવે દીજમ સાસનેજના કીલ્લામાં કેદ પડેલો છતાં તે કોઇ પણ પ્રકારે ના હીમત કે નાસીપાસ થયો ન હતો એટલે તેનો ચેહેરો જેવો હતો તેવો ને તેવોજ હતો. ફીલીપીના અને દીજમને અત્યાર સુધી વાત કરવાનો તો કસોજ નહી પણ અરસપરસ જોવાનો વ્યવહાર તો ઘણીક વેળા બન્યો હતો, અને તે ઉપરથી તેમના વચ્ચે અરસપરસ છુપો પ્યાર બંધાતો જતો હતો. બંનેના સ્વભાવ, ચાલચલણ, વિચાર આચાર એક બીજાને એવાં તો મળતાં આવતાં હતાં કે જાણે તેઓ એક બીજાને માટેજ આ જગતમાં પેદા થયાં હોય તેમ જણાતું હતું. પોતાના પીતાએ પોતાને માટે તૈયાર કરેલા ઉમેદવાર આલબરતી તરફ જેમ ફીલીપીનાનો તિરસ્કાર વધતો ગયો તેમ શાહજાદા દીજમ તરફ તેણીનો પ્યાર વધતો ગયો. તેમના વચ્ચે આટલો બધો છુપ્યો પ્યાર ઝરો વેહતો હતો, છતાં કમનસીબે તેઓ બંને જુદા ધર્મનાં હતાં. કીલ્લેદાર પોતે પણ શાહજાદા દીજમ તરફ માન અને આબરૂની નજરથી જોતો હતો, અને તેને પોતાનોજ કોઇ કુટુંબી હોય તેમ ગણુતો હતો. એમ મામલો ચાલ્યો જાય છે, તેવામાં ફીલીપીના અને દીજમે પોતપોતાનો પ્યાર એક બીજાને જાહેર કરવાની તક મેળવી. ફીલીપીનાનો પીતા સાસનેજના કીલાનો કીલેદાર, દીજમ ઉપર વિશ્વાસ બેઠા પછી દિવસ ને દિવસ સુધી શીકારે જતો હતો, અને તે તકનો લાભ લઈ તેઓ બંને એ છુટથી પોતપોતાના દીલની ગુપ્ત વાતો એક બીજાને જાહેર કરી, છુપા રહેલા પ્યારને જાહેર કીધો. તેમના વચેનો પ્યાર એટલો બધો કુદરતી હતો અને તેમાં કાંઇ વિચિત્ર પ્રકારનું સત્યપણું હતું, કે ગમે તેવો પાકી નીતીવાળો સખસ પણ તેઓનું જોડું જોડવામાં અડચણ ભરેલું. સમજે નહી. ફીલીપીનાનો પીતા સાસનેજનો કીલ્લેદાર આ બાબતથી તદન અજાણ્યો હતો, કારણ તેની હજુરમાં તેઓ વાતચીત બહુજ થોડી અને તે પણ સંભાળથી કરતાં હતાં. શાહજાદા દીજમને હવે કીલ્લામાં આવ્યાને બે ચાર માસ થઇ ગયા હતા. બાદ એક

સવારે કીલ્લેદારે ફીલીપીનાને પોતાના ઓરડામાં બોલાવી કહ્યું કે, પુત્રી ફીલીપીના, આજ સાંજે આલબરતીના તથા બીજા પડોસના ઉમરાવોને એક ખાણું આપવાનો મારો વિચાર છે. તને ખબર તો હશેજ કે ઉમરાવ આલબરતી જે તને અતિઘણી ચાહે છે તેને તારો હાથ આપવાને એક વરસ થયું મેં ઇરાદો કરી રાખ્યો છે. મને પુરતી આશા છે કે ખાણાંમાં તું હસ્તે ચેહેરે મેજ ઉપર બીરાજમાન થવાને ચુકશે નહી. આવતી કાલે તારાં લગ્નની ક્રીયા દેવળમાં ભારે ધામધુમથી કરવામાં આવશે, જ્યાંથી કાઉંટ આલબરતી તને પોતાના પાદશાહી મકાનમાં લઇ જશે, અને તું મારી આંખની કીકી, પુત્રી ફીલીપીનાં તેના જન્મનું શુખ અને મગરૂબીનું મુળ કારણ થઇ પડશે. તેના મિત્રો તારી ખુબસુરતી જોઇ વિસ્મય પામશે અને તેના ઘરની સ્ત્રીઓ તને ખુબસુરતીની દેવી સમાન પુજી માન આપશે. આ છેલ્લા શબ્દો બોલી કીલ્લેદારની જીભ હજુ તો સ્થિર થઈ નથી તેટલાં ફીલીપીના ગુંહણુમંડીયે પડી કરગરીને પોતાના પીતાને કહેવા લાગી કે, પીતાજી મને તમારાથી વિખુટી કરશો ના, મને મારાં બાળપણની જગા છોડવાની ફરજ ના પાડો. કાઉંટ આલબરતીએ મારી માંગણી કરી છે પણ હું તેની માંગણી માન સાથે ના પાડુંછું. તેનો સ્વભાવ અને ગુણો મારાથી તદન જુદા છે, અને તેથી મને ભાસે છે કે હમો સુખ-ચેનથી રહી શકીશું નહી. ફીલીપીનાનો પીતા, ફીલીપીનાને ઘડીકમાં લગાર કઠણ તેમ ઘડીકમાં નરમ મીજાજથી સમજાવવાનો પ્રયત્ન કરે છે, અને ફીલીપીના તે સમજતી નથી. ફીલીપીના તેને વિનંતી અને કરજોરી કરગરીને કહે છે કે, હમારા બંનેના કુદ્રતી સ્વભાવ તદનજ નીરનીરાળા હોવાથી હમો કદી સુખમાં રહી શકનાર નથી. વળી હું તેને પોતે ચાહાતી નથી. જે સખસ સાથે જવાથી મને કંઇ પણ રીતનાં સુખની આશા નથી તેની સાથ મને જોર જુલમથી પરણાવી સદાના દુઃખની ઉંડી ગારમાં નાખવાની કોશેશ ના કરો, મારૂં દીલ તેના ઉપર મુદલ નથી. અગર તેના મેહેલમાં સોનાની રેતીવાળી નદી વેહતી હોય તો પણ તેટલાજ કીજે હું તેને બીલકુલ ચાહનાર નથી. જે પ્રતિજ્ઞા પાળવાની મારામાં શકતી ન હોય તે પ્રતિજ્ઞા હું પાદરીની રૂબરૂ શી રીતે લેઈશ.

ફીલીપીનાને સમજાવવાને તેના પીતાએ પણ કસું બાકી રાખ્યું નહી, તે બોલ્યો કે પુત્રી ફીલીપીના, તારા એવા નાદાન વિચારો છોડી દે. તું જાણે છે કે હવે હું ઘરડી ઉમરે પુગો છું અને હવે આ જગતના સુર્યનું તેજ ઝાઝા દિવસ જોવાને રહું એવી મને આશા નથી,

માટે જમરાજ મારા ઉપર પોતાનો તીણો પંજો ફેંકે તે પેહેલાં હું મારી દ્રષ્ટી આગળ પરણેલી જોવા ઇચ્છું છું, કે જેથી મને મારી ઘોરમાં પણ સંતોષ અને ધીરજ રહે. પ્યારી પુત્રી ફીલીપીના, તારા નામમાંજ કાંઇ મધુર મધ સમાયલું છે. છતાં આજે તું મને મધને બદલે વીખ પાવાની કોશેશ કરી, મારા ઘરડા થયલા પ્રાણને પજવે છે. ના એમ કરીશ નહી; મારૂં માની લે; કાઉન્ટ આલબરતી એક સખી દીલનો ઉમરાવ છે, તેની આબરૂ અને તેનાં શુરાતન હામેઠામે પસરી રહેલાં છે, તેમ ખુબસુરતીમાં તે કોઇ રીતે ઓછો નથી. તારાજ પ્રમાણે દરેક છોકરી પેહેલાં પોતાના પતીને ચાહતી નથી, પણ પ્યાર એક અણમુળ વસ્તુ છે અને તે લગ્ન પછી પોતાની મેળેજ ઉછરી આવે છે. પરણવા પછી સ્ત્રી પુરૂષનો સ્વભાવ મળી જતાં વાર લાગતી નથી. તું હજુ નાદાન તેમ નિર્દોષ છે. આ દુનિયાંના ચઢ ઉતર રંગ તેં હજુ બરાબર જોયા નથી, માટેજ તું એવું ગાંડુંઘેલું બકે છે. જો તું મારા કહેવા પ્રમાણે ચાલશે તો આગળ જતાં એક સમય એવો આવશે કે જ્યારે તું પોતેજ હસતા ચેહેરા સાથે તારી હાલની મુર્ખાઇ સ્વિકારી મારી ચાલની વખાણ કરતી મારી આગળ આવશે. બસ હવે હું તને વધારે કહેવા ઇચ્છતો નથી, અને ખાણાં ઉપર તારી રાહ જોઇશ. આટલું બોલી બુઢો કીલ્લેદાર ત્યાંથી ચાલતો થયો અને ફીલીપીના પોતાની છાતીમાં ભરાઇ રહેલી દલગીરી ખુલી કરી, આંખોમાં અટકી રહેલાં આંશુઓને વેહતાં કરવાને પોતાના ઓરડામાં ગઇ. તે ઓરડાની બારી નીચે એક લાંબી અગાસી કહાડેલી હતી, જેના ઉપર કેદ કરેલા શાહજાદા દીજમને ફરવાની છુટ હતી. ફીલીપીના હજુ તો પોતાના ઓરડામાં આવી તેટલાંજ તેને અગાસી ઉપર કોઇનાં પગલાંનો આવાજ સંભળાયો. બારીએથી ડોકયું કહાડી તેણે જોયું તો પોતાનો પ્રિતમ શાહજાદો દીજમ ત્યાં જણાયો. બળેલીજળેલી હતી તે ટકનો લાભ લઈ તેણીએ તેની સાથે ફરવાની હોંશ કરી, અગાસી ઉપર ગઇ. પોતાની દલગીરી છુપાવવાને ફીલીપીનાએ ઘણા પ્રયત્ન કરવા છતાં દીજમ પામી ગયો કે જ્યાં છે ત્યાં તેણીનાં મન ઉપર કાંઇપણ ભારે દલગીરીનો બોજો પડેલો છે, જે તે દબાવાની કોશેશ કરે છે. તેમજ તેની આંખો રડતાં રડતાં લાલચોલ થયલી ખુલી જણાતી હતી. આથી તેણે ફીલીપીનાને પેહેલોજ સવાલ તે વિષે કર્યો. ઘણીક આનાકાની સાથે ફીલીપીનાએ પોતાની વિતક વાતનો ખુલાસો કીધો કે, મારો પિતા મને મારી મરજી વિરૂધ કાઉંટ આલબરતી નામના મને નાપસંદ પુરૂષ સાથે

પરણાવવા માંગે છે. આ સાંભળતાંજ દીજમ આશ્ચર્ય પામી બોલ્યો કે, તેમ કદી બને નહી, એ લગન થવાં ન જોઇયે, કારણ કે ફીલીપીના હું તને મારાં અંતઃકરણથી ચાહું છું. મારા અંતઃકરણમાં તારા સદ્‌ગુણોએ જે વાસ કર્યો છે તે જાહેર કરવાને કવિની કલમ જોઇયે છે, તારી ખુબસુરતીએ મારાં અંતઃકરણમાં જે છાપ પાડયો છે તેનો ચીતાર ચીતરવાને ચીતરાની પીછી જોઇયે છે, તારા તરફના પ્રેમે મારાં અંતઃકરણ ઉપર જે ઉમેદ બાંધી છે તે જાહેર કરવાને કોઇ અદ્‌ભુત જબાંદરાંજી ધરાવનાર વકતા જોઇયે છે. બળતી આગ બુજાવવી સેહેલ છે, પણ પ્રેમનો અગ્ની બુજાવવો અતિ મુશ્કેલ અને વિકટ કામ છે. મજનુન અને લેલા કરતાં પણ મારાં અંતઃકરણમાં તારા પ્રેમે વધારે મજબુત રીતે ઘર કીધું છે. અને હું આશા રાખું છું કે પ્રેમવતી ફીલીપીના, કે જે પુરૂષે આ પ્રમાણે પોતાનું હૈડું તને આપ્યું છે, તે વણીને તું આખા જન્મપર્યંત રીબી રીબીને મરણ પામતો જોવાને કદી પણ રાજી થશે નહી. બોલી રહે ત્યારે ફીલીપીના કે તારાથી હું કયા પ્રકારની આશા રાખું ? ફીલીપીના ઘણીજ શરમાઇને નીચું જોઇ વિમાસણ કરતી ઉભેલી જોઇ, દીજમ પાછો બોલ્યો કે પ્યારી ફીલીપીના, હું જોઉં છું કે તું મને ચાહે છે એજ માત્ર મને મારાં મોટાં દુખમાં દીલાસો છે. ફીલીપીના પ્યારી, મેં ઘણાક સંકટો સહન કર્યા છે અને ઘણી વિપત્તીઓ વેઠી છે. મારા પીતાના જાહોજલાલી ભરેલા સમયનું જ્યારે મને સ્મરણ થાય છે ત્યારે મારો ડીબો ભરાઇ આવે છે. મારો પીતા, કદાચ તું જાણતી ન હશે, કે સુલતાન બીજો મહમદ હતો, જેના તાપથી આખું તુરકસ્તાન એક વેળા ધ્રુજી રહેતું હતું. જેવો તે મરણ પામ્યો કે તુરતજ તેના વડા વજીરે મારી ઉપર એક સંધેસો આપીને કાસદને દોડાવ્યો અને એક બીજાને મારો ભાઈ બાયાજીદ જે અમાસીયાનો હાકમ હતો તેના ઉપર દોડાવ્યો. હું કારમેનીઆની હાકમી ઉપર હતો, અને વડા વજીરે મને મારા પીતાની ગાદી સોંપવાનો નિશ્ચય કર્યો. મારા પીતાના મરણની વાત વજીરે છુપાવી રાખી હતી, પણ પાછળથી તે જાહેર પડી એટલે વજીરને ગરદન મારવામાં આવ્યો. હવે બન્યું એમ કે જે કાસદ મારા પીતાનાં મરણના સમાચાર લઇ મારા તરફ આવતો હતો. તેને માર્ગમાં "એનેટોલીયાના હાકમે પકડાવીને મારી નાખ્યો. એવા સંજોગોને લીધે મને મારા પીતાનું રાજપાટ મળતું અટકી પડયું અને અંતે આ સાસનેજના કિલ્લામાં કેદ થઇ પડયો છું. એ સઘળા સંકટો હું ધીરજથી ખમું છું કારણ કે ઓ મનમોહન, તારી સોબતથી હું તે સઘળાં બીલકુલ વીસરી જાઉં છું. ફીલીપીના આ સઘળું ધ્યાનથી

સાંભળી લઇ બોલી કે ત્યારે હવે તમોએ તમારા પીતાનું રાજપાટ પાછું મેળવવાની સઘળી આશા નીરાશ થઇ છોડી દીધી કે કેમ? તમારી લડાઇની કારકીરદી મને કહી સંભલાવો, કારણ કે તેવાં વૃતાંતો સાંભળવાની મને અતિ ઉત્કંઠા છે. અગરજો હું સ્ત્રી જાત છું છતે પણ રણસંગ્રામનાં રસીલાં અને જુંબેસ ભરેલાં વૃતાંતો સાંભળવાની બહુજ હોંશીલી છું. સંકટો અને વિપતીઓ તમારા ઉપર પડેલાં તમો મને કહો છો ત્યારે મારા મનમાં એવું થાય છે કે પરમેશ્વરે જો મને પુરૂષાવસ્થામાં મૂકી હોત તો ગમે તેવાં ભારેમાં ભારે રણ-સંગ્રામોમાં જાન જીપલાવી નામ મેળવતે.

શીલીપીનાની માંગણી સ્વિકારી દીજમે પોતાનું વૃતાંત કહેવા માંડયું. તે બોલ્યો કે જ્યારે મારા સાંભળવામાં આવ્યું કે મારો ભાઇ બાયાઝીદ કાન્સ્તાંટીનોપલ આવી પુગો અને મારા પીતાની રાજગાદી-એ બેઠો ત્યારે કેટલાક લડાયક સવારો લઇ તેની સામે હું લડવા ગયો. બાયાઝીદે પોતાના સરદારને મારા સામે મોકલ્યો જેને મેં હરાવીને પરેહજ કીધો. બ્રુસા શેહેરમાં દાખલ થઇ મારી જીતનો ડંકો ફેરવ્યો; સીકકાઓ પાડવાનો હક મારે હાથે કીધો અને શેહેરની સઘળી મસીદોમાં મારા નામની બંદગી કરવાની આણ ફેરવી, પણ અફ-સોસ, મારી આ પાદશાહી માત્ર ત્રણ અઠવાડિયાંજ ચાલી; કારણ સુલતાન પોતે એક મોટી ચઢાઇ લઇ મારી સામે લડાઇ કરવાને આવ્યો. લડાઇ માંડી વાળવાને મેં એક એલચીને સુલતાન પાસે મોકલ્યો અને માગણી મોકલી કે જો એશિયા માહેલાં જુદાં જુદાં પરગણાઓની હાકમી સુ-લતાન મને સોંપે તો યુરોપખંડ મધેનાં સંસ્થાનનું રાજપાટ હું તેને અસ્તક સોંપવાને ખુશી છું. સુલતાન તો કસું સમજ્યો નહી અને લડાઇ ચાલુ થઇ. મારા સરદારે હાર ખાધી અને હું મારો જીવ લઇને સીરીયા ખાતે નહાઠો, અને ત્યાંથી મીસરની રાજધાની કેરો ખાતે ગયો. ત્યાંના સુલતાને ભારે આદરસત્કાર સાથે મારી મુલાકાત લીધી. અને ફરીને એકવાર મને લડાઇ કરવાને ઉશ્કેર્યો. લડાઇ કરવાની કબુ-લાત આપી મેં સઘળી સામગ્રી કરવા માંડી. હું તુરતવેલા પાછો સીરીયા ખાતે ગયો, અને ત્યાંથી મને ઘણી કીમતી મદદ મળી આવી. મારી સામે સુલતાન પોતે લશ્કર લઇને આવ્યો અને ઘણુંએક મા-ણસોનાં રકતો વેહવડાવ્યાં. ઘણાક વખત સુધી જીત અને હાર વચે ડોલા ખાધા પછી અંતે મારૂં લશ્કર મને છોડીને નાહાસી ગયું, જેથી મને નાસીપાસ થઇ સીલીસીઆ ખાતે જવાની ફરજ પડી. કેટલાક મિત્રોની ભલામણથી હું રોહોડસ ખાતે ગયો, જ્યાં થોડોક

સમય સુધી મારી અચ્છી પહરોણા ચાકરી કરવામાં આવી. અબુહસન નામનો ત્યાંનો વડો ઉમરાવ જે ઉમરાવના વર્ગમાં પણ વડો ગણુતો હતો તેણે મારા લુટાયલા હકો પાછા મેળવવામાં મને સહાય કરવાને કબુલાત આપી, એટલુંજ નહી પણ યુરોપના જુદા જુદા રાજકર્ત્તાઓ પાસેથી લાગવગ લગાડીને મદદ અપાવવાની પણ કબુલાત મને આપી. આ ઠેકાણે પણ મને મારા મા જણ્યા ભાઇએ જંપીને બેસવા દીધો નહી. ટીજોરીઓનાં મોઢાં ખુલ્લાં રાખી મારી પછવાડે તરેહવાર પ્રપંચો રમી મને હેરાન કરવાના પ્રયત્નો તેણે ચાલુજ રાખ્યા. જ્યાં હું જાઉં અને જ્યાં મને આશ્રય મળે ત્યાં મને હલકો પાડવાનો તેણે નિશ્ચય કર્યો, અને તેની એકાદી તેવી કોશેશના જોરે અબુહસને મને ખુલ્લું કહ્યું કે 'તમે જો હયાં વધુ દિવસ રહેશો તો મારી મિત્રાચારીમાં ભંગાણ પડશે.' આથી નીરાશ થઇને હું ફ્રાન્સ ગયો. જે વાહાણમાં હું સવાર થયો હતો તેમાં રોહોડસના કેટલાક ઉમરાવો પણ હતા, નાઇસનાં અંદરે હમો ઉતાર્યા, અને ત્યાંથી પેરીસની દરબાર ખાતે એક કાસદને મોકલી તે શું ઉતર વાલે છે તેની રાહ જોતો બેઠો. ચાર મહીના સુધી હું ઉતરની રાહ જોતોજ બેઠો, તેટલાં નાઇસમાં મરકી ફેલાઇ એટલે હું રૂસીલના ખાતે ગયો. કમનસીબે, ફ્રાન્સના રાજા જેનાથી મને કંઇક આશ્રય મળવાની ઉમેદ હતી તે મરણ પામ્યો, અને વળી પેલા ઉમરાવોએ કાંઇક પ્રપંચી બાજી રમી મારા સઘળા વિશ્વાસુ નોકરોને મારાથી દુર કીધા. એવી હાલતમાં ત્યાં કેટલોક વખત રહેવા પછી મને પુઈ ખાતે લઇ જવામાં આવ્યો, અને ત્યાંથી આ કીલ્લામાં લાવવામાં આવ્યો છે. પ્રેમવંતી ફીલીપીના, મારૂં દુઃખદાયક વૃતાંત તેં ધ્યાન દઇને સાંભળ્યું છે, અને જો તું મારાં દુઃખ ઉપર રામ દેવા ચાહાતી ન હોય તો મારી વિનંતીનો અનાદર કરીશ નહી. આટલું બોલી દીજમે ફીલીપીના પાસે મોઢે બોલાવા માંગ્યું કે તેને ચાહે છે કે નહી, તેના ઉતરમાં તે બોલી કે, જ્યારે તમો એવી નાજુક બાબત ઉપર વાત કરો છો ત્યારે તે કાન દઇ સાંભળવાની હું હીમત કરી શકતી નથી, કદાચ કોઈ સુંદરી તમારા દેશમાં તમારી જુદાઈનો વિલાપ કરતી બેઠી હશે, માટે હું તમુનેશી રીતે મારો પ્યાર આપું તેનો તમોજ વિચાર કરો. હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું, દીજમ બોલ્યો, કે મારા પ્યાર ઉપર કોઇનો હક અથવા દાવો નથી, અને તે તારા સિવાય બીજા કોઈને આપનાર નથી, 'અને તેના બદલામાં મારો પણ તમને આપું છું' એમ બોલી ફીલીપીના શરમાતી નીચું જોવા લાગી. તે સાંભળતાંજ દીજમ બોલ્યો, ફીલીપીના તારા આવા દીલાસા ભરેલા

મીઠા શબ્દો માટે તારો આભાર માનું છું. હજુ તો તે આ શબ્દો બોલી નથી રહ્યો તેટલાંજ ફીલીપીના નિશ્વાસ નાખી બોલી કે કાલે કાલે એ શાહજાદા આપણી સઘળી આશા ભ્રષ્ટ થઇ જશે, કારણ મારો પીતા મને કાંઉટ આલબરતી સાથે આવતી કાલેજ પરણાવી દેનાર છે. દીજમ બોલ્યો કે હું કદી તેમ બનવા દેનાર નથી. ફીલીપીનાએ પાછો નિશ્વાસો નાખી ઉતર વાળ્યો મારા પીતાએ કરેલી ગોઠવણ તમો કેમ ફેરવી શકશો, અને આપણી આશા પાર પડશે એમ તમો શું આધારે કહી શકો છો. પેહેલી મુલ અડચણ તો આપણા બંનેના ધર્મો જુદા જુદા છે તેનીજ છે. હા, કદાચ તમો જો મારે ખાતર તમારો બાપીકો ધર્મ તજી દેવા તૈયાર હોવો (અત્રે દીજમ ધર્મ તજવાની તૈયારી દેખાડવા લાગ્યો) તો મારા પીતાને સમજાવી કદાચ તમો ફાવો, અને તેમ જો થાય તો નામદાર શાહ-જાદા હું સદા તારીજ છું, એમ બોલી તે દીજમને કોટે વળગી. આ પ્રમાણેની વાતચીત કરી બંને છુટાં પડયાં.

હવે બીજી તરફ ફીલીપીનાના પીતાએ તો ખાણાંની ધુમ મચાવી હતી. બસો ઉપર પહેરોણાઓને નોતરવામાં આવ્યા હતા, અને તેમાં દીજમ પણ હતો. આ સમયે ફીલીપીનામ લગાર દીજમ સાથે વધારે છુટથી વાત કરતી જોઇ કાઉંટ આલબરતી પામી ગયો કે આ કાંઇક ભેદ છે, એટલે તેણે ખુલાસો મેળવવાને પ્રપંચ રચવા માંડયું. ખાણાં ઉપર બેઠા તે સમયે અરસપરસ સલામતીઓ લેવાડવા પછી, કાઉંટ આલબરતીએ પ્રશ્ન કીધો કે ઓસ્માનના કુટુંબનો શાહજાદો દીજમ આ શેહેરમાં કેવી મજાહ કરે છે તે હું જાણવા માંગું છું. (મશકરીમાં) અલબતાં આ શેહેર તેના શેહેરની બરાબરી તો નજ કરી શકે ! દીજમ બોલ્યો કે એક કેદી તરીકે મને ફરિયાદ કરવાને કસું કારણ નથી. આલબરતીએ પુછયું કે, તમારા દેશમાં પેલી આકાશવાસી પરીઓ, જે તમારી રૂબરૂ રહી તમોને રીજવતી હતી તે તમારા માટે વિલાપ કરતી બેઠી હશે. દીજમે કહ્યું કે મારી એક બેહેન સિવાય બીજું કોઇ નથી. કાઉંટ—આ શેહેરમાં તો અદ્ભુત વાતો ચાલી રહી છે કે તમો નામદારનો ભાઇ સુલતાન બાયાઝીદ અબદુલ હસનને તમારી ઉપર સખત ચોકી રાખવાને જે લવાજમ આપતો હતો તે ઉપર સંતોષ ન પામતાં તમો નામદારની મા તથા ખુબસુરત પત્નીની પાસેથી વીસ હજાર ડયુકેટસ ઠગાઇથી કહડાવવામાં ફતેહ પામ્યો છે. ફીલીપીનાનો આ વાત સાંભળતાં ચેહેરો ફીકો પડી ગયો, કારણ કે દીજમે તેણીને પ્રતિજ્ઞા લઇને કહ્યું હતું કે તે કદી પરણ્યોજ

નથી. દીજમને માલમ પડયું કે વાત ફેરવાઇ છે ત્યારે તેણે કાઉંટ સાથે વેર વાળવાનો ઠરાવ કીધો અને દમમાંજ બેચાર ચોપડી કહાડી, તે સાંભળી કાઉંટ કાંઈ મુંગો બેસે તેવો ન હતો, તે તો ખુરશી ઉપરથી ઉઠી દીજમની સામો ગયો અને તેને હીચકારો, નાપાક, સુવર ઇત્યાદી વિશેષણો વાપરી એક મજબુત લપડાક લગાવી કહાડી. દીજમ બહુ ગાભરો પડયો. દીવાનખાનામાં સઘળું ચુપાચુપ થઈ રહ્યું, અને શું કરવું તે સુઝે નહી, તેટલાં કોઇ ન જોય તેમ પોતાની તરવાલ ખેંચી એક ઝપાટે તેણે કાંઉટનું ડોકું છુટું કરી નાખ્યું. દીવાનખાનામાં શોરબકોર થઇ રહ્યો; ફીલીપીના તો બેસુધ થઇ તુટી પડી તેને ચાકરડીઓ બીજા ઓરડામાં લઇ ગઇ. જમવા બેઠેલા સઘળા સખસો દીજમની આસપાસ વીટલાઇ વળ્યા, અને જો ફીલીપીનાનો પીતા વચ્ચે ગયો ન હતે તો તેનું ડોકું પણ તડાકામાં ઉડી ગયું હોત. દીજમને પકડી કેદ કીધો અને સઘળાઓ વિદાય થયા. દીજમ હવે પોતાને માટે વિચાર કરવા લાગો. તેનો જીવ હવે ધાસ્તીમાં હતો એમ તેને લાગ્યું, વળી ફીલીપીનાએ તેને લબાડ જાણી શું વિચાર કીધો હશે તે પણ તેના મનમાં રગડોલાવા લાગ્યું; રાતે બાર વાગાનો સુમાર થયો હતો અને તે બેચેન સરખો બંદીખાનામાં ભટકતો હતો તેવામાં ફીલીપીનાએ આવી બારણું ઠોકયું. દીજમે બારણું ઉઘાડી તેને અંદર લઈ પ્યારની વાત કરવા માંડી તે સાંભળીને ફીલીપીનાએ તેને સમજાવ્યો કે હવે પ્યારની વાત છોડી દેવી. મેં કબુલાત આપવા આગમજ કાંઈ પણ વિચાર કીધો નહી અને મારી મુર્ખાઇ અને નાદાનીયત મારી સામે હવે ખુલી થઈ છે. જે સખસના બોલવામાં સત્યતાનો લેશ માત્ર અંશ પણ ન જણાય તેના બોલ ઉપર હું કેમ વિશ્વાસ રાખું. તેં મને ઠગી છે, તો પણ હું તને ઠપકો આપવા ચાહતી નથી. દીજમે તેણીનો વિચાર ફેરવવાને બહુ પ્રયત્ન કર્યાં અને કાકલુદી કરી, પણ તે બીલકુલ સમજી નહી અને બોલી કે તેં આજે રાતે એવો અપરાધ કીધો છે કે જેને માટે તારે જાન આપવો પડશે. આવતી કાલે મારો પીતા તને સતાવાળાઓને હાથ આપશે, જેઓ તરફથી દયાની વકી રાખતો ના. તુંને હું બચાવા આવી છું. તને નહસાડી મેલવાનો ઉપાય મને સુજ્યો છે. અત્રેથી બે મૈલ દુર મોરેસ્તેલના મોટા રસ્તા ઉપર એક ઝુંપડું આવશે જ્યાં તારા માટે વીજળીક ઝડપી બે ઘોડાઓ તૈયાર માલમ પડશે. ઝુંપડાં માં મારો એક સાવકો ભાઇ રહે છે તે તારી સાથે આવશે. તું જાણે છે કે પોપની સાથે મારા ભાઇને આજે કેટલીક મુદત થઈ અણબનાવ

ચાલે છે, માટે તે તારૂં રક્ષણ કરવાને કદી પણ ના પાડશે નહી. મારા પીતા, પોતાને એ વાતની ખબર પડતાંજ મારા ઉપર કોપશે પણ હું સવાર પડતાંજ તેના પગ આગળ ગુંઠણ્યમંડીયે પડીને માંગી લઇશ. કીલાના પેહેરેગીરો તો રાતે મધુપાન કરી ચકચુર થઇ પડેલા છે, માટે હવે ઉતાવળ કર અને આંહાંથી વેહેલો નાહાસી જા. આ સ્વરો સાંભળતાંજ દીજમનું મોહો ફીકું મારી ગયું અને બોલ્યો કે ફીલીપીના હવે હું ખરેખર કહી દેઉં છું કે હું પરણેલો છું, અને હું જાણું છું કે જ્યાં સુધી મારી પરણેતર હૈયાત છે ત્યાં સુધી આપણું જોડું જોડી શકાશે નહી, પણ તારાથી મને એક આશાની જરૂર છે, તે એજ કે જો મારી પરણેતર મરણ પામે તો તું મારી પત્ની થાય. ફીલીપીનાએ તે એકદમ સ્વિકાર્યું. ફીલીપીના પોતાની સાથે એક સ્ત્રીનો પોશાક લાવી હતી તે દીજમને પેહડાવ્યો. કીલાના કેટલાક ગુપ્ત માર્ગોની દીજમને ખબર નહતી, એટલે ફીલીપીનાએ તેને બતાવ્યા અને ચોકની બાહેર આવ્યાં. પાછો એકવાર દીજમ ફીલીપીના સાથે પ્રેમની વાતો કરવા લાગ્યો, અને કબુલાત માંગવા લાગ્યો, જે ફીલીપીનાએ તેને ખુશીથી આપી. દીજમે તુરત પોતાની પેમાંની એક વીટી ફીલીપીનાને આપી જણાવ્યું કે જ્યારે તે સુખી ઘડી આવી લાગશે ત્યારે મારી પાસેની વીટી આપી એક કાસદને હું તારી આગળ મોકલીશ, તે તપાસીને તું તુરત મારે ત્યાં આવજે. ફીલીપીનાએ વીટી લીધી અને હવે બંને છુટાં પડયાં. દીજમ ગોઠવણ પ્રમાણે મોરેસ્તેલનાં ગામડાંમાં જઇ પુગ્યો, અને ત્યાં પેલા ઝુપડાંમાં દાખળ થઈ સ્ત્રીનો પોશાક કાઢી ગામડાંના એક ધનવાન ખેડુતનો પોશાક પેહડી લીધો.

શાહજાદો દીજમ આ પ્રમાણે વેષ બદલી નાહસ્તો હતો, તેની શોધમાં નીકળેલાં માણુસોએ તેને બીજેજ દિવસે પકડયો અને દરિયાના કીનારા ઉપર આવેલા બોકેલીમીના કીલામાં લઈ જઇ બે વરસ સુધી કેદ રાખવામાં આવ્યો. દીજમ અત્રે બે વરસ મહા મુસ્કેલીએ કહાડવા પછી તેના સારાં ભાગ્યનો કાંઇક વખત પાસે આવેલો જણાયો. ફ્રાંન્સ, હંગેરી અને નેપલ્સના રાજા તથા પોપ એ ચારે માહાત્માઓએ મળી રોહોડસનો નાઇટ જેનું નામ અબુહસન હતું તેના સાથે દીજમને છુટાપણું બખશવાનો કરાર કીધો. તેમ કરવાનો તેમનો હેતુ એટલોજ કે તેઓએ મુસલમાન રાજ ઉપર ચઢાઇ લઇ જનાર હતા, તેની સરદારી દીજમને આપવી. પણ અબુહસનને તો દીજમના ભાઈ બાયાઝીદ તરફથી નાણાંની સારી લાંચ મળી હતી, એટલે દીજમને છુટો કરવાની વાત તે વારેઘડીયે ઉડાવ્યા કરતો હતો. આ બામ-

લો જોઇને દીજમને છુટાપણું આપવાને કારણે પોપે રોહોડ સના નાઇટો જેઓએ તેને કેદ કર્યો હતો, તેમને કેટલાંક ગામો અને નાણાંની મોટી રકમો આપી. છતાં જ્યારે દીજમના ભાઇ બાયાઝીદને તેની ખબર થઈ ત્યારે તેણે દીજમ ઉપર મજબુત ચોકી રાખવાને વધારે કીમતી ભેટો મોકલી. એટલે ધારવા પ્રમાણે તેનો છુટકો થઇ શકયો નહી. પોપે પોતાની હૈયાતી સુધી દીજમને સારું માન આપ્યું, પણ તેના મરણ બાદ એલેકઝાન્ડર બોરજ્યા ગાદીએ બેઠો, અને વલી પાછો દીજમને સેંટ એનજેલોના કીલામાં પરેહજ કરવામાં આવ્યો. ૧૪૯૪માં ફ્રાન્સનો રાજા ૭મો ચાર્લસ ઇટલી ઉપર ચઢાઇ લઇ ગયો, અને એલેકઝાન્ડરને સલાહ કરવાની ફરજ પાડી. ચાર્લસે સલાહ કીધી તે એવી સરતે કે દીજમને ફ્રાન્સને અસ્તક આપવો. ફ્રેંચ શાહજાદાએ દીજમને છોડવાનો પ્રયત્ન કર્યો. ચાર્લસ પોતે નેપલ્સ ખાતે ગયો અને દીજમને એક ટુકડીના બચાવ હેઠલ રોમમાં રાખી ગયો, અને તાકીદ કીધી કે દીજમે નાહાસવું નહી. એલેકઝાન્ડર બોરજીઆને સુલતાન બાયાઝીદ તરફથી મળતી રકમ બંધ થઇ, એથી તેણે ચાર્લસની ગેરહાજરીનો લાભ લઇ દીજમનું ખુન કરવાના પ્રપંચો રચ્યા. આ ખટપટ ચાલે છે તેવામાં દીજમને તેની પત્નીનાં મરણના સમાચાર મળ્યા, જે જાણી તે દલગીર થવાને બદલે રાજી થયો. સામનેજનો કીલો છોડવાને દશ વરસ થયાં હતાં, અને તે દરમ્યાન તેને ફીલીપીનાની હૈયાતી વિષે તેમજ તે કુંવારી હતી એવા સમાચાર મળ્યા હતા. બીજેજ દિવસે પેલી વીટી આપી એક છુપા જાસુસને ફીલીપીના તરફ રવાને કીધો. આ જાસુસ જેનું નામ હસન હતું તે ઠરાવ પ્રમાણે ધારેલે મકાને ગયો. તે સમયમાં બુઢો કીલ્લેદાર ફીલીપીનાનો પીતા મરણ પામ્યો હતો, અને તેથી તેણી રાતદિન વિલાપ કરતી હતી. આપેલા વચન પ્રમાણે તે હંમેશાં દીજમને યાદ કરતી હતી અને કોઇપણ દિવસે સુખ જોવાની આ-શામાં ને આશામાં તે ઝુરતી હતી. સમાચાર સાંભળતાંજ તે હસન જોડે જવાને તૈયાર થઇ, અને દીજમના મકાન ઉપર જઈ પુગી. શાહજાદો દીજમ આ વેલા સખત માંદગી ભોગવતો હતો, તેથી ફીલી-પીના તેની નજદીકમાં ચાકરી કરવાને ગઇ. તેનો ચેહેરો જોતાંજ ફીલીપીના ચોંકી અને બબડે છે તેટલાં દીજમની આંખો ઉઘડી અને જુવે છે તો ફીલીપીના. બંને એક બીજા સાથે મળ્યાં. બંનેનાં દીલમાં ખુશાલીએ પ્રવેશ કર્યો, અને એક બીજાનાં સંકટોનું ટુકટુક વર્ણન સાંભળી તેઓએ દારૂ પીવાનો ઠરાવ કીધો. તે પ્રમાણે દીજમે

પાસે પડેલી બાટલીમાંથી મોટું ગ્લાસ ફીલીપીનાને હાથે ભરાવ્યું, અને તે ગટ દઇ પીધું તેવોજ તે ભોંય ઉપર પડયો અને એક ડચકું ખાઇ પ્રાણ છોડી દીધો. ફીલીપીના ગભરાઈ, દોડા દોડ કરી પણ સઘળું વ્યર્થ. સંકટમાંથી છુટવાને દીજમે જાણી જોઇ ઝેરી સરબત મદીરાને બદલે પીધું હતું. એ પ્રમાણે હજુ તો સુખી જીંદગીની શુરૂઆત પુરી થવા પામી નથી તેટલાં તેણે પોતાની હૈયાતીનો આ પ્રમાણે અંત લાવી મુકયો. હસન જે બાહેર હતો તેને આથી બેચેની થઇ, અને તેમના ઓરડામાં દાખલ થયો તો જોતાંને વાર ગાભરો બની રહ્યો. દીજમ કોચ ઉપર મુરદું થઇ પડેલો હતો, ફીલીપીનાએ તેના આગળ ફુલો પાથર્યાં હતાં, અને પોતાનું મોઢું તેના તરફ ફેરવીને પડેલી હતી. તેણીનું શરીર પણ થંડુ થઇ ગયું હતું, અને તેણીની પાસેજ પેલું ગ્લાસ અને ડીકાંન્ટર પડેલાં હતાં.

## પ્રકરણ ૧૯ મું.

### બીજી રાતનું સાહસ.

ખલીલની આ રસભરી વાત છેક મધરાતને સુમારે પુરી થઇ. રાત શાંત હતી, આકાશ ઉપર તારા ઝગઝગી રહેલા હતા, જાનવરોનો ગુંગું કરતો તીણો અવાજ માત્ર કાને પડતો હતો. હવા લગાર ગરમ હતી, પણ બાગમાંનાં ફુલોનો પમરાટ ચાલી રહેલો હતો, અને દીવાઓ પણ હવે ઝાંખા થવા માંડયા હતા. ખલીલની આ વાતે દોલતબાન પાશાને અતિ ઘણો રસ ઉપજાવ્યો હતો, અને તે પુરી થતાંજ તેણે ખલીલની સ્તુતી કરવાને કસું બાકી રાખ્યું નહી. લુકાસ પોતાની પ્યારી ગુલનાર સાથે એક તરફ બેઠો હતો અને જુલીયન તથા તેહમીના બીજી તરફ હતાં, તેઓએ પણ ખલીલની આ વાત પુરી થતાંજ તેમાં પડેલા રસ અને ગમતને માટે ખલીલને સાબાસી આપવાને બાકી રાખ્યું નહી. ઇસ્મીલડા પાશાની પડોસમાં સઘળો વખત બેસી રહેલી હતી. આખો વખત તેણીની આંખ ખલીલના સ્વરૂપવાન ચેહેરા ઉપર લાગી રહેલી હતી. ઇસમીલડાની હાજરીને લીધે ઝુલીખાં ખલીલથી લગાર દુર બેઠી હતી. શાહજાદા દીજમ અને ફીલીપીનાના હેવાલમાં જે કાંઈ ગંભિર ભાગ હતો તે સાંભળીને હ-

રેકની આંખોએ અશ્રુપાત કર્યો હતો. સર્વ કોઇ ગુપચુપ એક બીજાનાં મોઢાં ટીકીયા કરતાં હતાં તેવામાં દોલતબાન પાશાએ સર્વની ચુપકીદી તોડી. તે બોલ્યો કે કમનસીબ ડીજમનો અંત આણવાને અલેકઝાંડર બોરજીયાએ કયાં પ્રકારનાં વીખનો ઉપયોગ કર્યો હશે? લ્યુકાસ વસીલોએ ઉતર વાળ્યો કે બોરજીયાને માટે મેં ઘણું સાંભળ્યું અને વાંચ્યું પણ છે. તેઓ એક જાતના ઝાડના રેપામાંથી ઝેર કાઢીને તેનો ઉપયોગ કરે છે. એ પ્રકારે બંને વચે કેટલોક વખત થયો તાપાંસપાં ચાલ્યા કીધાં તે જોઇ ખલીલને દીલમાં ગુસ્સો ઉપજ્યો, તેણે જે હેતુ મનમાં ધાર્યો હતો તેને એથી ખલલ પોહોંચવાની ધાસ્તી તેણે જોઇ એટલે લુકાસ તરફ લગાર કરડી નજરે જોયું કે તે પામીને વાતને બંધ પાડે. લુકાસ બરાબર સમજી શકયો નહી અને વાત ચાલુજ રાખી, એટલે બીજીવાર ખલીલે તેને વધારે સમજણ પડે એવા ચેહેરાથી જોઇને કાંઇક ઇસારત કરી, એટલે લુકાસ સમજ્યો. ઝુલીખાં પણ ખલીલની ઇસારત સમજી ગઇ હતી, એટલે તેણીએ પણ વાત ઉડાવવાને પાશાને જણાવ્યું કે હવે બહુ મોડું થયું છે. આથી તે ઉઠી ઉભો થયો. તેણે પોતાના આશ્રમગ્રહમાં ચાલવા માંડયું, તેના જમણા હાથ ઉપર ઇસ્મીલડા અને ડાબા હાથ ઉપર ઝુલીખાં હતી. બંને ગ્રીકો ગુલનાર અને તેહમીના તેમની પાછળ ચાલતાં હતાં. દોલતબાન પાશા પોતાનાં શયનગ્રહમાં પોહોંચ્યો કે ખલીલે લુકાસને બગલમાંથી પકડી તેને આજીજી કરી કહ્યું કે કોઈપણ યુકતીથી જુલીયન સાથે તારા ઓરડા ફેરબદલી કરી લેજે. ત્યાંથી ફરીને તેણે જુલીયનને તે વિષે ચેતવણી આપી. આ સઘળી ગુપચુપ ઈસારતો એક બીજા વચે ચાલવા પછી બંને ગ્રીકો તથા ખલીલ પાશાની હજુરમાં જઈ ઉભા. પાશા શરાબની ખુમારીમાં ચકચુર હતો, એટલે એક પછી એક તેણે સર્વને વિદાય કર્યો. ખલીલ સલામ આલેકુમ કરીને પોતાના ઓરડામાં ભરાયો, એટલે પાશાએ બાહેરથી તેને તાળું વાસ્યું. બીજા ઓરડામાં લુકાસ ભરાયો. તે જો કે તેનો નહી પણ જુલીયનનો ઓરડો હતો, અને ખલીલના કહેવાથી તે એ ઓરડામાં ભરાયો, અને પાશા સલામતને તો કશું ભાણ ન હતું એટલે સઘળું સલામત માની તેને બંધ કર્યો. હવે જુલીયન લુકાસના ઓરડામાં ભરાયો અને તે પણ પાદશાહે બંધ કર્યો અને ઉતાવળે પગલે તે પોતાના ઓરડામાં ગયો. ખલીલે તે પછી પોતાના ઓરડાનું બારણું ઉઘાડયું અને લુકાસવાળા ઓરડામાં ભરાયો. લુકાસ પેહેલાં ગભરાયો ખરો પણ તે પામી ગયો કે ખલીલે જે ફેરફાર કરવા કહ્યો હતો તેમાં કાંઈક હેતુ હશે. તુરતજ ખલીલે તેનો

હાથ ઝાલી કહ્યું કે, સાંભળ, મારા ગ્રીક મિત્ર, હમણાં હું તને જે કામ સોંપું છું તેથી કાંઇ આશ્ચર્ય થતો ના. તે ઉપર ઘણો મોટો આધાર રહેલો છે. લુકાસ એકદમ કબુલ થયો. તુરત ખલીલ તેને પોતાની સાથે પોતાના ઓરડામાં લઇ ગયો, અને તેને ત્યાં રહેવાં કહ્યું. તેણે લુકાસને ચેતાવ્યો કે બુધી અમીના મને શોધતી આવે તો તું કહેજે કે ખલીલ કયાં છે તેની મને ખબર નથી, અને તે સાંભળે તેમ ઇસ્મીલડાને વાસ્તે તું પ્યાર કરતો હોય તેવો દેખાવ કરજે. લુકાસ ગુલનાર ઉપર પ્યાર ધરાવતો હતો એટલે તે તો ગભરાઇને બોલ્યો કે શું તેને નીમકહરામ થઇ ઈસ્મીલ્ડા તરફ દોડું કે? ખલીલે વગર ગુસ્સાથી ખુલાસો કીધો કે નહી તેમ નથી, જે હેતુ આપણે પાર પાડવાનો છે તેજ કારણે આ ખોટું ધતિંગ માત્ર ઉભું કરવાની મને જરૂર છે. અમીનાને લાંચ આપી હાથમાં લેજે અને એવું કરજે કે તે તુંને ઇસ્મીલડાના ઓરડામાં લઇ જાય. તને ઇસ્મીલડા તરફથી સેહજ પણ ધાસ્તી મળે તો પાછો ફરજે, ગુલનાર પ્રત્યે તું તદનજ બેવફા થયો છે એવો દેખાવ કરતો ના; પાછો ફરતાં કોઇ કાળો ગોલામ તને મળે તો તેનાથી સાવચેત રહેજે અને તેને આગળ ચલાવી તું પાછળ ચાલજે, અને બીહતો ના. દોલતખાન પાશાની હજુરમાં લુકાસ પેલા ખોરજીયાના વીખની સમજણ આપતો હતો. તેને અટકાવવાને ખલીલે જે ઇસારત કરી હતી તે કાં કરી હતી તેનો ખુલાસો તેણે ખલીલને પુછતાં તે બોલ્યો કે તે વાત તદન બંધબેસ્તી નહતી. અંતે લુકાસને પોતાનાં હથિયાર પોતાની પાસે રાખવાની મજબુત તાકીદ કરી ખલીલ તેને પોતાના ઓરડામાં છોડી ચાલ્યો.

ઘણો વખત ગયો નહી તેટલાં તે ઓરડાનું બારણું ઉઘડતું જણાયું. બારણું ઉઘડયું અને બુધી અમીના અંદર દાખલ થઈ, પણ ખલીલને બદલે તે બીજાજ પુરૂષને જોઇ આશ્ચર્ય પામી, પાછી જવા માંગતી હતી, પણ લુકાસે ખલીલના કહેવા પ્રમાણે ઢોંગ કરી ઇસ્મીલડાની મુલાકાત કરવાની માંગણી કરી અને ચળકતી ચાંદીની એક ઠેલી અમીનાના હાથમાં સેરવી દીધી. લુકાસ ઈસમીલડા ઉપર કેવો એક મોહી પડયો હોય તેમ ઢોંગ કરવા લાગો અને અમીના તો વિચારમાંજ પડી કે આતું કરવું કેમ, અને તેમ તેમ અમીનાનાં મન ઉપર વધારે ને વધારે અસર કરવાને તે પોતાનો ઢોંગ ચાલુ રાખતો હતો. અમીનાએ ધાસ્તી બતાવી કે હમણાં પાશા કદાપી ઇસ્મીલડાના ઓરડામાં હશે તેનું કેમ કરવું? લુકાસે તેનું જોખમ પોતાને શીર રાખ્યું એટલે અમીના અંતે પીગળી. તેણી લુકાસને ધીમે પગલે પો-

તાની પાછળ લઇ ગઇ. ઘરમાં સઘળું શાંત હતું અને કસા પણ ખ-ખડાટ વગર બંને ઇસ્મીલડાના ઓરડા આગળ જાઈ પુગ્યાં. અમીનાએ બારણું ઉઘાડયું અને લુકાસને ઇસારતથી ઇસમીલડા આગળ જવા કહ્યું. ઇસ્મીલડા એક મોટા કોચ ઉપર અઢેલીને પડેલી હતી. ખરેખર તો તે ખલીલની રાહ જોતી હતી, અને તેને બદલે બીજા તુરૂપને જોતાં તેને અનહદ અજાયબી અને સાથે ગુસ્સો ઉપજ્યો, પણ બીજીજ પળે તેણે લુકાસનું કદ તપાસ્યું તો તેવુંજ ખુબસુરત અને બાંધો નીહાળી તેના તરફ કાંઇક પ્યાર ઉપજાવા લાગી. તેણીનાં મોઢાં ઉપર ફરી વળેલી અજાયબીનાં ચીન્હો આ પ્રમાણે ફરી ગયલાં જોઇ લુકાસે પોતાની વાકચાતુરી ચલાવી અને બાઈ સાહેબને કેવો એક ચાહતો હોય અને તેના ઉપરથી વારી જતો હોય અને તેને જોયા વગર ઘડીભર પણ તેને ચાલતુંજ ન હોય એવા ઢોંગ કરવા માંડયા. ઈસ્મીલડાનું દીલ ગમે તેટલું પીગળ્યું હતું છતાં પણ ટેકને ખાતર કરડો દેખાવ કરી તેને પોતાના ઓરડામાં દાખલ થવાનું કારણ પુછયું. બસ ઈસ્મીલડા તરફનો ચાહ તેનામાં સમાયો જાતો નહોય તેમ લુકાસ બોલ્યો, શું કહું બાનુ, રાત્રે પાશાએ લગાર શરાબના કટોરા ઉપર વધારે હાથ ચલાવ્યો અને તેની ઝુમમાં તે મને ખલીલના ઓરડામાં અને ખલીલને મારા ઓરડામાં ચાલી ગયો. ખલીલે પોતાના ઓરડામાં જવાની પાશાને બહુ આજીજી કરી પણ તે સમજ્યો નહી અને બહુ તકરાર ચાલી, પણ પાશા ગુસ્સે ભરાશે એમ માની મેં તથા જુલીયને ખલીલને વાર્યો અને સમાધાન કીધું. હવે તે પ્રમાણે ઉલટપુલટ ઓરડામાં ભરાયા. ઘણો વખત ગયો નહી તેટલાં મારા ઓરડામાં અમીના આવી, અને તે ગમે તે કારણે મારા ઓરડામાં આવી હોય પણ મેં તો તેને મારો હેવાલ જણાવ્યો અને તેની મારફતે તું બાનુની હાજરીમાં આવી ઉભો છું. ઇસ્મીલડા, શું ઉતર વાળવો તેનો વિચાર કરતી ઉભી. જેમ જેમ લુકાસનાં શરીર ઉપર તેણી નજર કરતી તેમ તેમ તેનાં અંતઃકરણમાં પ્યારનો આતશ સળગતો હતો. પોતાના મનમાં તેણી સંતોષ પામવા લાગી કે આવો એક જુવાન ફકકડ તેના સરખી ગમે તેવી પણ ઉમરે પુગેલી સ્ત્રી ઉપર આટલો બધો જુસ્સો ધરાવે છે. એમ ગોરકરી તેણીએ તેને પ્રશ્ન પુછયો કે 'તું ખરેખર મને ચાહે છે કે?' લુકાસે ઉતર વાળ્યો કે બચીતજ, ઈસ્મીલડાએ તેને પોતાની પાસે બેસાડયો, પણ તેમ ન બેસતાં તે લગાર દુરથી બેઠો. ઇસ્મીલડાએ પોતાનો નરમ સુંવાળો હાથ લુકાસના હાથમાં આપ્યો જે લઇ લુકાસે પોતાનાં હોઠ સાથે દાબ્યો, અને જાણે ઇસ્મીલડાની

ખુબસુરતીથી અતિ ઘણો છક થઇ જઇ મુછીંગત થતો હોય તેમ કેટલેક દુર જઇ બેઠો. આમ જોઇને ઇસ્મીલડા તો પોતાનાં મનમાં ને મનમાં હર્ષઘેલી થઇ ગઇ. ખલીલની આજ્ઞા પ્રમાણે લુકાસ ઢોંગ ચલાવતો હતો, છતાં ખલીલને તેમ કરાવાનો શું હેતુ હશે તેની તેને બીલકુલ ખબર સુધાં ન હતી. ઇસ્મીલડાએ જાણવા માંગ્યું કે ખલીલ તેણીને ચાહે છે કે નહી? લુકાસ બોલ્યો કે ઘણીવેલા તેણે તમારી ખુબસુરતીનાં વખાણ ગાયાં છે. ઇસ્મીલડાએ વધારે પુછયું કે 'તારો મિત્ર જુલીયન પણ તેણીની ચાહે છે કે? લુકાસે હા પાડી પછી ઇસ્મીલડા બોલ્યાં કે પ્યારા લુકાસ, તારા મિત્રો ખલીલ અને જુ-લીયન તારા આગળ મારે મને કુચ વિસાતમાં નથી. લુકાસે તો જાણે હર્ષઘેલો થયો હોય તેવો ઢોંગ કરી ઇસ્મીલડાનો હાથ લઇ ચુંબન કર્યું. હવે લુકાસે ત્યાંથી પસાર થવાની ઇંતેજારી બતાવા માંડી કે રખેને પાશા આવી લાગે. એટલે ઇસ્મીલડાએ તેને ધીરજ આપી કે જો પાશા આવીજ લાગે તો તેણી તેને બીજે એક છુપે દરવાજેથી કાઢશે. એવી ધીરજ આપી ઈસ્મીલડાએ લુકાસને પોતાની નજદીકમાં બોલાવ્યો. તેટલાં તો કોઇનાં ઉતાવળાં પગલાંનો સાદ સંભળાયો. બારણું ઉઘડયું અને અમીના અંદર આવી પાશા આવવાની ખબર આપી તુરતજ સઘળું વગેજગે કરી લુકાસને પેલે છુપે રસ્તે બાહેર કાઢયો, અને કસુ બન્યુંજ ન હોવ તેમ ઇસ્મીલડા પાશાની મુલાકાત કરવાની ઇંતેજારીમાં બેઠી.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### ભેદનો ભંડાર-દોલતખાન પાશાના ખજાનામાં ખલીલની મુસાફરી.

લુકાસ ઇસ્મીલડાના ઓરડામાંથી છુપે રસ્તે બાહેર નીકળ્યો. ધીમે અને સાવધ પગલે તે આગળ ચાલ્યો. ખલીલે પેલા કાલા ગુલામની જે ભય તેને આપી હતી તે તેના ધ્યાનમાં હતું, અને તે સાથે ખલીલના આ અદભુત ભેદોનો ભરમ શું છે તે ઉપર વિચાર કરતો હતો. ચાલતાં ચાલતાં તેને કાળા ગુલામનો કાળો ગુંફો હાથ આવ્યો. ત્યાં તે દૈતરાજ ઘુરતો પડેલો હતો. રાત્રે તેણે શરાબની મસ્તી ખુબ ચલાવી હતી

જેના સીસાઓ પણ તેના એક પડખાંમાં પડેલાજ હતાં. લુકાસે એ દૈતને ઉઠાડવાને વાજબી વિચાર્યું નહી અને આગળ ચાલી જતો હતો તેવામાં ખલીલ તેને સામો આવ્યો. દૈતને સુતેલો મુકી તેઓ બને સાથે ગુફામાં ઘુસ્યા. ખલીલે પોતાની તરવાલ ખેંચી અને સુતેલા દૈતના માથાં ઉપર તૈયાર મુકી તેને ખભાં હીલવી જગાડયો. દૈતદેવ ફુંફારા મારતો ડોલા ફાડી જોવા લાગ્યો, પણ તેના માથાં ઉપર જમદુતની પેઠે ખલીલની તરવાલ પડેલીજ હતી, તે જોઇને તે ધ્રુજવા લાગ્યો. વધારે જાગૃત થતાં તેણે ખલીલને પીછાણ્યો. ખલીલે તેને પોતાના પંજામાં સપડાવેલો જોઇ તેણે તેનું જે કામ હોય તે બજા લાવવાને પ્રતિજ્ઞા લીધી. તેના પાસેની તરવાલ ખલીલે પોતાને હાથ કરી લીધી. ખલીલની મરજી, આ રાક્ષસ દોલતબાન પાશાના ભોંયરાંમાં સંતાડેલા અખુટ ખજાનાની તકેદારી કરતો હતો, તે ખજાનામાં દાખલ થવાની હતી. એટલે તે ખલીલે તેને ઇસારતમાંજ સમજાવી. રાક્ષસ તેમને લઇ ચાલ્યો. ભોંયરામાં દાખલ થવાનો લાકડાંના છટકાનો દરવાજા પાસે તેઓ આવી પોહોંચ્યા. દરવાજા આગળ પુગતાં દૈત ત્યાં મુગો ઉભો એટલે ખલીલે તરવાલ ઉગામી તે દરવાજાની ચાવી તેના પાસે માંગી, ધ્રુજતે હાથે તેણે ખલીલના હાથમાં મુકી પણ દોલતબાન પાશા પુછે તો શું ઉતર દેવો અને તેનાથી પોતાનો પ્રાણ કેમ જાળવવો તે વિષે તે ખલીલને પૂછવા લાગ્યો. ઝડપમાં ચાવી પોતાના હાથમાં લઇ ખલીલે તેને કાંઈપણ દુરદૈવ વેલાએ આશ્રય આપી તેનો પ્રાણ ઉગારવાનો પ્રયત્ન કરવાનું વચન આપ્યું. તે તેના ધ્યાનમાં ઉતર્યું નહી, એટલે દરવાજા ઉઘાડવા પેહેલાં જે છટકાનું બારણું હતું તે ઉઘાડવાની તેણે આનાકાની કરી. બેવાર ખલીલે તેને હુકમ કીધો અને જાણે કસું સાંભળતોજ ન હોય તેમ મુંગે મોડે ઉભો રહ્યો. ખલીલે તુરત મ્યાનમાંથી તરવાલ કાઢી તેનું ડોકું તેજ પળે છુટું કરવાની ધમકી આપી કે બીહને તેણે તુરત તે બારણું ઉઘાડયું, એટલે તેઓ અંદર ઉતર્યા. હજુ તો છેક હેઠ ગયા નથી તેટલાંમાં તેમને ઇસ્મીલડાના ઓરડાનું બારણું ઉઘાડવાનો અવાજ સંભળાયો. ખલીલ અને લુકાસ બને ભરાઇ ગયા અને રાક્ષસ ભોંયરાનાં બારણાં વાસી બાહેર ઉભો. ઇસ્મીલડા અને પાશા વચે શું થયું તે તપાસ્યે. પાશા શરાબની લેહેરમાં ઉંઘતો પડેલો હતો, તેવામાં તેને એવું સ્વપ્નું આવ્યું કે તેના ખજાનાનાં ભોંયરાંનો રખેવાલ રાક્ષસ નીમકહરામ થયો છે અને તેની મદદથી ખજાનામાં કોઇ ચોરો લાગુ પડયા છે. આ સ્વપ્નું આવતાંજ તે જાગી ઉઠયો, અને આ સ્વપ્નું ખરું હોવુંજ

જોઇયે એમ માની ઇસ્મીલડાએ વાળવા છતાં તે પોતાના ખજાનાની તપાસ કરવાને જોરમાંજ ઓરડાનું બારણું ઉઘાડી બાહેર નીકળ્યો, અને તેનો અવાજ તેઓએ સાંભળ્યો હતો.

ખલીલે પેલા રાક્ષસને ચાવી તો પાછી આપીજ નહી અને પાશા માંગે તો તે ખોવાઇ ગઇ એવો ઉતર દેવાને સમજાવ્યું. પાશા ઇસ્મીલડા સાથે બાહેર આવ્યો. તે જેમ આગળ આવ્યો તેમ કારા મશરૂર કે જે તે દૈત્યનું નામ હતું, તે તેની આગળ ગયો અને ગુંઠણભંડીયે પડયો. પાશાએ તેને ઉઠાડયો અને પુછ્યું કે તારા પાસની તરવાલ કયાં છે? કારા મશરૂર બોલ્યો કે તે મારા ઉંઘવાની જગાએ પડી છે, અને નજર ચુકથીજ તે ત્યાં રહી ગઇ છે. એટલે ગુચવણમાં પડી પાશા તેના સુવાની જગાએ ગયો અને જોય શું કે ત્યાં શરાબના સીસાઓ પડેલા હતા. 'નીચ ગુલામ, અંતે સત્યનો જય છે તું પોતેજ નીમકહરામ થયો છે, તુંજ મારા ખજાનાના છુપા બાગમાં દાખલ થયલો લાગે છે, અને ત્યાંથીજ આ શરાબના સીસાઓની મોહકાણ તેં માંડી છે,' એ પ્રમાણે પાશા ખુબ તપી જઇને બોલ્યો. કારામશરૂર તો પાશાના પગ આગળ લાંબો વાંસ થઇને પડયો તે ઉઠયો જ નહી. ઈસ્મીલડાએ બાપડા કારા મશરૂર નિર્દોષ પણ હોય અને કશું વિચિત્ર બન્યુંજ ન હોય તેમ પાશાને સમજાવવાને પ્રયત્ન કર્યો, પણ તે સઘળો મિથ્યા. એક પગલું આગળ વધ્યાં. પાશાએ, લાંબા થઇ પડેલા કારા મશરૂરને ઉઠાડી તેના પાસે ચાવી માંગી. ચાવી, ચાવી એમ બોલી મશરૂર જાણે આમ તેમ શોધતો હોય તેમ ફાંફાં મારી બોલ્યો કે તે કેઠે પડી ગઇ છે અને મને જડતી નથી. તમો આવ્યા ત્યારે હું તેજ શોધતો હતો. દોલતખાને તો એક લાટ કકડાવીને બાપડા મશરૂરને લગાવી અને લાલપીળો થઇ ગયો, અને ઇસ્મીલડા તરફ ફરીને બોલ્યો, કે જો પ્યારી જેને તું હમણાં નીર્દોષ કહેતી હતી તે કેવો નીમકહરામ થયલો છે. પણ જોઇયે બારણું બંધ છે કે ઉઘાડું? હું આ ભેદ બીલકુલ સમજી શકતો નથી. ઉઠ મશરૂર એકદમ તારી કોટડીમાં જા. એમ બોલી બાપડાને તેજ પળે ધડ અને શરીરના બે ટુકડા કરવાને તરવાલ કાઢી પણ ઇસ્મીલડાએ વચે પડી પાશાને લગાર વધારે શાંત કીધો, અને જણાવ્યું કે કદાચ આ મુજી રાક્ષસ હજુ શરાબની લેહેરમાંથી મુકત થયો ન હશે, માટે થોડાજ વખતમાં તે પાછો સુધીમાં આવશે તો કાંઇક સાવધપણે તે સઘળો ખુલાસો આપી શકશે. આ સાંભળીને પાશા લગાર શાંત પડયો. તે ઇસ્મીલડાને લઇ આગળ ચાલ્યો અને પેલાં છુપાં બારણાનો આડગરો ઉઘાડી અંદર ગયો. લુક્કાસ

અને ખલીલ એવા છુપ્પા ભરાઇ બેઠા હતા કે, તેઓ આ ત્રણેજણને જોતા હતા પણ ઇસ્મીલડા, પાશા કે મશરૂર તેમને જોઇ શકતાં ન હતાં. વળી તેઓ ઉપર સઘળું શું થાય છે અથવા બોલાય છે તે સાંભળતા હતા. અંતે પાશા આગળ વધ્યો અને સઘળાં છુપાં બારણાંઓ ઉઘાડી જોવા પછી પોતાનો ખજાનો સલામત જોઇ પોકારી ઉઠયો, ઇસ્મીલડા ઇસ્મીલડા, આપણો ખજાનો સલામત છે. એમ બોલી તે ઇસ્મીલડાને સાથે લઇ પોતાનાં શયનગ્રહમાં પાછો વળ્યો. ઇસ્મીલડા બાનુ સારી પેઠે જાણતાં હતાં કે જે વેળાએ તેમના પતી રાજ ખજાનાખાતાંના બાગમાંથી પોતાનો શક દુર કરી ખાતરી ભરેલે દીલે પાછા ફર્યા તે વેળા તેમનો માનીતો લુકાસ ત્યાં ભરાયલોજ હતો. ખલીલ ત્યાં હોય તેમ તો તેવણને ખબર હતીજ નહી. એક લેશભાર પણ દોલતબાન પાશાને એવો શક પડયો હોત તો બેશક ઇસ્મીલડા કે પછી લુકાસ કે પછી કાં ન હોય ખલીલ કોઇને પણ તેઓ એકદમ ત્યાં ને ત્યાં ઠાર કરી નાખવા વગર રહેત નહી. પણ એ સઘળાની કસી ખબર તે તામસીને હતીજ નહી એટલે તો તે ઇસ્મીલડાના મુખવચનો ઉપર આફ્રીન પઢવા લાગો. બંને વાતો કરતાં બાહેર નીકળ્યાં ત્યાં સુધી તો સઘળી વાત ખલીલ કાન ધરી સાંભળતો હતો, પણ તેઓએ બાહેર નીકળી આ છુપાં ભોયરાંનું બારણું ઢાંકયું એટલે ખલીલે અધીરાઇ સાથે લુકાસથી જાણવા માંગ્યું કે રાત્રે તે ઇસ્મીલડાના ઓરડામાં શું કરી આવ્યો? લુકાસે અથથી ઇતી સુધી જે સઘળું બન્યું હતું તે ખલીલને કહી સંભળાવ્યું જે ખલીલે ખુબ ધ્યાન દઇ સાંભળ્યું. પોતાનું વર્ણન પુરૂં થતાંજ આ અઘોર ગ્રહમાં ખલીલ આ સઘળા દાવપેચો શા હેતુથી માંડી બેઠો છે તે જાણવાને લુકાસે વળી તેને પ્રશ્ન કર્યો, પણ ખલીલે હજુ તે ભેદ ખુલ્લો કરવાનો વખત દુર જણાવી તેને ઉડાવ્યો, એટલુંજ નહી પણ ઇસ્મીલડાના ઓરડામાં તે શું કરી આવ્યો તે પણ તેણે જુલીયનથી સુધાં છુપાવવાને તેને સમજાવ્યો. તેમ કરતાં ખલીલે બાપડા લુકાસને ધીરજ આપી કે તારે તારાં દીલમાં મારા આ કામ વિશે કસી શંકા રાખવી નહી, સારાં પરિણામનીજ આશાથી આ સઘળું મેં રચ્યું છે, અને તેજ કારણે તે સઘળો ભેદ તુરતવેળા તમારાથી અંધારામાં રાખવાની મારે અવસ્ય જરૂર છે. એમ સંતોષ આપી ખલીલે લુકાસને તેના ઓરડામાં જઇ આરામ લેવા જણાવ્યું. લુકાસ ગયો અને ખલીલે બારણું ઢાંકયું. ખલીલ તુરત પોતાના ઓરડામાં ગયો નહી પણ તે પાછો ભોંયરાની હેઠળ ઉતર્યો અને પેલા કાળા ગુલામ પાસેથી મેળવેલી ચાવીથી તે

ભોંયરાનું બારણું ઉઘાડ્યું. જ્યાંથી પાશાના બાગમાં જવાતું હતું. ત્યાંથી તેણે છ ગોળીઓ લીધી અને તેમાંની એક પોતાને હાથે જેટલાં બળથી ફેંકી શકાય તેટલાં બળે હવામાં ફેંકી, જે ઝાડપાનો સાથે અફડતી હવામાં પસાર થઇ ગઈ. તુરતજ આકાશમાંથી કરચલી વળતો ધુંવો નીકળવા માંડયો અને થોડાજ વખતમાં તે પીગળી ગયો. પીગલતાંને વાર ત્રણ મોટા હબસીઓ હવામાંથી ધીમે ધીમે ઉતરતા જણાયા, જેમાં ખલીલનો માનીતો નોકર સાદક પણ હતો. સઘળાઓના ચેહેરા કાળા અને સઘળાઓનો પોષાક પણ કાળોજ હતો અને સઘળાઓ કાળા ધુંવામાંથીજ નીકળ્યા હતા. ખલીલને તેઓએ નમન કીધું, અને તેઓ કાંઈક બોલવા જતા હતા, તેટલાં તેણે પોતાની આંગળીની ઈસારતથી તેમને ચુપકીદી રહેવાને ફરમાવ્યું, અને તે ત્રણેને પોતાની પાછળ લઇ ચાલ્યો. દોલતબાન પાશાના છુપા ભોંયરાંમાં તેમને લઇ આવ્યો. ભોંયરાંને માથે પેલો કાલો મશરૂર ઘુરરર કરતો ઘુરતો પડેલો હતો તેને ચીમટો અમળાવી ઉઠાડયો, અને ખુબ તાણમાંજ તેને હુકમ કીધો કે આ મારા નોકરો તને જ્યાં ગુપ્ત જગાએ લઈ જાય ત્યાં તારા પ્રાણની સલામતીને ખાતર જા. મેં તને તારો પ્રાણ બચાવવાનું વચન આપ્યું છે તો દોલતબાન પાશાથી તારો જાન સલામત રાખવાને જે માર્ગ તુંને બતાઉં છું ત્યાં તુરત જા. બાપડો સુડી વચે સોપારીની સ્થિતિમાં આવેલો મશરૂર ઉંઘમાંથી ઉઠેલો હતો, અને આ ખલીલના વાકયો તેને બાણ સરખાં લાગ્યાં. પેહેલાં તો જાણે એ સઘળું તેને સ્વપ્નામાં બનતું હોય તેમ જણાયું અને ડોળા ફાડીને જોવા લાગ્યો. ખલીલ પામી ગયો કે કમબખત ઉંઘમાંથી ઉઠયો છે એટલે તેને આ કાંઇ ધ્યાનમાં ઉતરતું જણાતું નથી, અને વખત તો થોડોજ બાકી રહેલો હતો, એટલે તેણે તેના બંને કાન પકડી જોરમાં ખેંચ્યા એટલે વધારે જાગૃત થયો, એટલે ખલીલે ફરીથી પોતાનો હુકમ તેને કહી સંભળાવ્યો, અને હવે વગર આનાકાનીએ ખલીલના ત્રણે ગુલામોની સાથે ચાલવા માંડયું. આ સઘળી ખટપટ કરી પરવારી, ખલીલ પોતાના ઓરડામાં ગયો અને ત્યાં થાક ચઢવાને લીધે આસાએસ લેવા સુતો.

પેલી તરફ ઈસ્મીલડાનો જીવ તલપ તલપ થતો હતો કે બાપડા લુકાસને છુપે માર્ગે કાઢયો છે તે ગયો હશે કે નહી. એટલે પોતાના ઓરડામાં ગયા પછી આસરે એકાદ કલાક થયો હશે કે દોલતબાન પાશાને ભર ઉંઘમાં ઉંઘાતો મુકી તે પરદામાંથી બાહેર નીકળી. ખુબ ઉતાવળે પગલે તેણી કારા મશરૂરના મુકામ આગળ આવી અને તે

પોતાની જગાએ સુતેલો હોય તેમ તેને ઉઠાડવા લાગી પણ કારા મશરૂર હોયજ ક્યાંથી કે તેને ઉતર આપે. તે ભર ઉંઘમાં પડેલો હશે એમ અટકલ કરી તેણી આગળ ચાલી ભોંયરાંમાં ઉતરી, પણ જોય શું કે કારા મશરૂર તો તેની જગા ઉપર મળેજ નહી! પણ બારણાં સઘળાં બંધ હતાં, સઘળું મુકેલું તેની જગાએ બરાબર પડયું હતું છતાં મશરૂર કેમ અને શી રીતે નાહાઠો? પણ બીજીજ પળે વિચાર આવ્યો કે ઓરડાની ચાવી કયાં હશે? ઘડીકમાં તે અમીના ઉપર શક લઇ જવા લાગી કે એમાં તેનો કાંઈ પણ ભાગ હોવો જોઇયે. ભયંકર વિચારો ઇસ્મીલડાનાં મનમાં આવવા લાગ્યા. ભુત અને જીનોની અદ્દભૂત વાતો તેણીએ ઘણી સાંભળી હતી, તેમનાં પરાક્રમોની તેણી ઘણીક વાતો જાણુતી હતી, એટલે વેળાએ વેળાએ તે એમ પણ વિચારતી કે આ કોઇ પરીયાં કે જીનોનું કામ તો ન હોય? વળી ઘડીકમાં તે અમીના ઉપરજ સઘળો શક લઇ જતી. ગમે તે હોય પણ આવાં ભયંકર ભયનાં છટકાંમાં પોતે તો નથીજ એમ જણાવવાને તે ત્યાંથી પાછું સઘળું જેમ હતું તેમ પડતું નાખી ચાલતી થઈ. કોચ ઉપર પડી ખરી પણ ભયંકર વિચારોએ તેને ઉંઘ તો નહીજ આવી પણ બાપડીને શાંત પડી રહેવા સુધાં નહી દીધી. હવે પરોઢીયું થવા આવ્યું અને પાશાનો ઉઠવાનો વખત થયો. રાત્રે કુચીને માટે કાળા ગુલામ મશરૂરે જે ઉતર વાળ્યો હતો, તે કદાચ તેણે રાતના શરાબની ચકચુરીમાં હશે એમ માની જતો મુકયો હતો, પણ સવારનાં પેહેલું કામ પાછી તેની તપાસ કરવાનું રાખેલું હતું. આથી ઈસ્મીલડા તો જેમ જેમ તે વખત નજદીક આવતો ગયો તેમ તેમ ગભરાતી ગઈ. અંતે પાશા ઉઠયો અને તુરત પોતાના ઓરડામાં ગયો. આ તકનો લાભ લઇ ઇસ્મીલડાએ તુરત અમીનાને બોલાવી પોતાનો સંદેહ દુર કરવાને કારા મશરૂર સંબંધી તેને પ્રશ્નો કરવા માંડયા. અમીના બાપડી ખરેજ એ કામમાં નિર્દોષ હતી, એટલે શોઠાણીનો આવો ભયંકર પ્રશ્ન સાંભળીને તે તો સ્તબ્ધ થઇને ઉભી. સુધીમાં આવી તેણીએ જ્યારે પોતાનું અજાણપણું જાહેર કીધું ત્યારે બાપડી ઈસ્મીલડાએ તો આ કામમાં કોઇ જીન અને પરિયાંઓનીજ સામેલગીરી માની લીધી. તેને ટેકો આપવાને અમીનાએ વળી પોતે સાંભળેલી જીનો અને ભુતો તથા પરિયાંઓના મહા પરાક્રમોની વાતો છેડી દીધી, અને જણાવ્યું કે પેગંમબર સોલોમન કેટલીક વેળાએ પોતાને ત્યાં જરૂર પડતાં સઘળા જીનોને એકઠા કરવાને દરિયામાં ત્રાંબાનો એકાદ વાસણ નાખે છે, અને તેમાં સઘળા જીનો ભરાયા પછી

પેગંબર સાહેબ તે વાસણને બંધ કરી લઇ જાય છે. તે વેળાએ એ જીનો પોતાની સાથે ભક્ષ કરવાને તેમના સરખા ઘણાક કાળા હબસીઓને પણ ઉચકી જાય છે. તો કાં નહી તેવોજ બનાવ આ સમયે પણ બન્યો હોય? અને બાપડો આપણો વિશ્વાસુ કારા મશરૂર તેવા કોઈ જીનનો ભોગ થઇ પડયો હોય! ઇસ્મીલડા બાપડી શું કરવું તે કસું સુજે નહી એટલે તરેહવાર અટકલો કરવા પડી. ઘડીકમાં તે જીનો અને પરીયાંઓની વાતો તરફ ધ્યાન દોડાવે અને ઘડીકમાં કાંઇ બીજોજ વિચાર ચલાવે. અંતે તેણીએ અમીનાને જીનો અને પરીયાંઓના પરાક્રમોની વધારે વાત કરતી અટકાવી કે જે હશે તે પાશાની તપાસમાં આપમેળે બાહેર આવશે. અમીના ગમે તેવી પણ ફરેલ હતી અને તેણે દુનિયાની લીલી સુકી ઘણીક જોઇ હતી, એટલે કહો કે ગભરાવાને ખાતર કે પછી કહો કે પોતાની ઉપરનો શક દુર કરવાને ખાતર તે, ઇસ્મીલડાને પોતાની જીનો અને પરિયાંઓના પરાક્રમોની વાતો તેણી માને છે કે નહી તે વિષે ખંતથી પુછવા લાગી. એટલે ઇસ્મીલડા અમીનાની પીઠ ઉપર હાથ મુકી બોલી કે, અમીના જો કારા મશરૂરને ખરેખરજ કોઇ જીન તાણી ગયો હોય તો તે આપણે માટે તો વધારે બેહતરજ છે, પણ રખે તે કોઇ જીવતા બે હાથના હાલતા ચાલતા મનુષ્યરૂપી ભુતના હાથમાં ભુતાણો થયો હોય તેના મોટી ધાસ્તી છે. તેટલાંમાં સામેથી દોલતખાન પાશાને આવતો જોઈ ઇસ્મીલડાએ એ વાત માંડી વાળી. દોલતખાન પાશા પોતાના બે કાળા ગુલામો સાથે ઇસ્મીલડાના ઓરડામાં દાખલ થયો અને રાતે બનેલી વાતની યાદ આપવા લાગ્યો. ઇસ્મીલડા જાણતી હતી કે પાશા હમણાં રાતનો ભેદ કારા મશરૂરને પુછવા જનાર છે, પણ મશરૂર તો કોણ જાણે કયાં ગુમ થઇ ગયો છે, એટલે તેણીને રાત્રે તો મશરૂરને બચાવવાની તરફેણ કરી હતી તે આ વેળાએ ફેરવી નાખી, અને પાશાને સાફ કહ્યું કે જો કારા મસરૂર મનમાનતો ખુલાસો ન કરી શકે તો વધારે થોભવા વિના તેને ઘટે તે સજા તેજ વેલાએ કરવી. પાશા તો ઇસ્મીલડાની આ વાતથી ખુશ થયો. પોતાની સાથે જે બે ગુલામોને પાશા લઇ આવ્યો હતો, તેમાંના એકની પાસે મશરૂરને મુસ્કાટાટ કરવાને રેસમનું મોટું દોરડું હતું. અંતે આગળ વધવાનો ઠરાવ થયો. પાશા આગળ ચાલ્યો અને ઇસ્મીલડા જાણે કસું જાણતીજ ન હોય તેમ તેમજ અમીના અને પેલા બે ગુલામો તેની પાછળ ચાલ્યા. અંતે ભોંયરાનું બારણું ઉઘાડયું અને કારા મશરૂરને હાંક મારી કે તુરત આવીને ખુલાસો કરે, પણ કારા મશરૂર હોય તો

આવે અને ખુલાસો કરે કે? પાશા સમજ્યો કે તેનામાં કાંઇક પાપ છે એટલે તે મોઢું બતાવવાની શરમે છુપી બેઠો છે એટલે ખુબ ગુસ્સે થઇને તે મશરૂર મશરૂર એમ બરાડ મારવા લાગ્યો, અમીના તથા ઈસ્મીલ્ડા આમ તેમ ડોકયાં કરવા લાગી, અને પેલા બે ગુલામોના હાથ તો ચરવચર થતા હતા. કસો ઉતર નજ મળ્યો એટલે પાશાએ ગુલામોને હુકમ કીધો કે એકદમ તેને શોધી કાઢી રૂબરૂમાં ખડો કરવો. બંને ગુલામો ભોંયરાંનાં ભીતરમાં ધસ્યા અને તેઓએ તદન વિસ્મય થઈને આમ તેમ ફાંફાં મારતા જોઈ દોલતખાન પાશા હાથમાં તરવાર ખેંચી આગળ ધસ્યો, પણ જેવો નજદીક ગયો કે તે પણ જાણે ભયભીત થઈ ઉભો રહી ગયો. તરવાર તેના હાથમાંથી પડી ગઈ, મોઢું વકાસી ગયું અને તેની મોટી આંખો, ભોયરાને ખાલી જોઈ તેના ઉપરજ ઠરી ગઇ હોય તેમ જણાયું. આ મામલો જોઇ ઇસમીલડા તથા અમીના પણ અંદર દોડયાં અને તેઓ પણ તુરત ભયભીત સરખાં થઇ ગયાં. સઘળા એકઠાં થયાં પણ કોઈને કસું બોલવું કે શું કરવું તે સુજે નહી, ઘણેજવારે પાશાએ પેગંબરનું નામ મોઢે લઇ પોકાર કીધો કે આ મોહકાણ કયો કમબખત વાળી ગયો હશે? બીજો બોલ બોલવા વગરજ તે ભોંયરાંમાંથી નીચે ઉતર્યો, પણ ત્યાંનું બારણું તો આગળ તેણે જેમ બંધ કરેલું હતું તેમજ બંધ હતું. એટલે ત્યાંની તે પાછો વળ્યો, તેમજ અમીના અને ઇસમીલડાને પણ પાછાં વાળ્યાં અને તદન ચુપકીદી પકડવા જણાવ્યું. ત્યાંથી પાશા પોતાનો ખજાનો સલામત છે કે નહી તે તપાસવા ગયો, તે તપાસ્તાંજ તે બોલ્યો હા. ખજાનો તો સઘળો સલામત છે. પાશાને હવે કસું સુજ પડયું નહી. અંતે તેણે એક વિચાર દોડાવ્યો કે પેલા જુવાન પહરોણાઓને જે ઓરડામાં રાખ્યા છે, તે ઓરડાઓમાં થઇને મશ્રૂરના ઓરડામાં જઇ શકાય છે તો કાં નહી તેઓએ મશ્રૂરને ભગાડી દેવાને કાંઇ મોહોકાણ માંડી હોય. ઇસ્મીલડાને હવે ગભરાટ ઉપજવા માંડયો કે રખે આગળ જતાં કાંઇ સ્નાનના સમાચાર પાશાને મળી જાય અને ભેદ ખુલ્લો થાય, એટલે પાશાને સમજાવવા માંડયું કે મશ્રૂરને ભગાડવાને તેમને શું હેતુ હોય? એટલે બીજીજ પળે પાશાએ વિચાર ફેરવ્યો કે એ વાત ખરી છે, તે સઘળા ઘણા ગ્રહસ્થ લક્ષણના માણસો છે એટલુંજ નહી પણ હીમતવાન અને ઉંચા દીલના છે. આ જોઈ ઈસ્મીલડાએ તેને વધારે સમજાવી તેમના ઉપરનો શક બીલકુલજ દુર કરાવાનો પ્રયત્ન કીધો. દોલતખાન પાશા તો તેમ તેમ વધારે ને વધારે ગુચવાડામાં પડયો અને શું કરવું તે

તેને સુજ્યું નહી. ઇસ્મીલડાએ તેને શાંત કરવાને જુદા જુદા મોજ મજાહના ઉપાયો સુચવ્યા, અને તેમાં પેલા બંને ગ્રીકો તથા ખલીલને પણ સાથે સામેલ રાખવાનો આગ્રહ કર્યો, એવાજ હેતુથી કે તેમ થતાં તેને ખલીલ સાથે વાત કરવાની કાંઇક તક મળે. અંતે દરીયામાં સેહેલ કરવાનો ઠહારો ઉભો કીધો અને પાશાએ તે કબુલ કીધું. એક વિશ્વાસુ ગુલામને ખજાનાની રખવાલી સોંપી, કે જે ગુલામ આગળ ચાલતાં આપણે જોઇશું કે ઇસ્મીલડાના વિશ્વાસનો ન હતો.

# પ્રકરણ ૨૧ મું.

## બાસફરસમાં એક સેહેલ.

એક તરફથી દોલતખાન પાશા સઘળી સેહેલની ગોઠવણ તો કરી ચુકયો, અને બંને ગ્રીકો તથા ખલીલને તેમના ઓરડામાંથી કાઢયા. છતાં મશરૂર ગુલામના ગુમ થવાથી દોલતખાન પાશા એટલે બધો અંદેશામાં પડયો હતો કે તે કસો વિચાર કરી શકયો નહી. પાશાએ વિચાર કીધો કે આ ત્રણે જણને જો હું મારી સાથે એકી વખતે બોટમાં બેસાડી લઇશ તો લોકમાં વસવસો ઉત્પન્ન થશે કે તે ત્રણે જણા પાશાને ત્યાં કેટલુંકના રહેતા હશે, અને હું તો હજુ તેમને છુપા રાખવા ઈચ્છું છું. એવા વિચારથી તેમને એવી યુકતી બતાવી કે ત્રણે જણે દરિયા કીનારાથી થોડેક દુર જઇ ઉભા રહેવું, અને ત્યાંથી જ્યારે બોટો પસાર થશે ત્યારે જાણે તેમના સાથે કોઈ આ-ગલા વખતનું ઓળખાણ હોય તે પ્રમાણે છેટેથી તેમને તેડીને બોટમાં બેસાડવા. આ ગોઠવણ ત્રણે જણે સ્વિકારી અને સવારનો નાસ્તો લઇ તેઓ બાહેર નીકળી ગયા. અધવચે આવી ખલીલે પોતાના બે સોબતીઓ-થી સેહજ છુટા પડવાની રજા માંગી. તેઓએ તેનું કારણ જાણવા માંગ્યું, પણ તે છુપું રાખવાને કારણ છે અને વખત જતાં આપમેલે જણાઇ આવશે એવી તેમની ખાતરી કરી, અને પોતે જલદીથી આવી તેમને પકડી પાડવાની ધીરજ આપી ખલીલ છુટો પડયો. લુકાસ તેમજ જુલીયન બંને ખલીલના આજ્ઞાંકીત સરખા થઇ ગયલા હતા એટલે ખલીલના બોલવા ઉપર તેઓએ સંપુર્ણ વિશ્વાસ બતાવ્યો. છુપાતો ખલીલ પાછો હઠી પેલી ઘટા આગળ આવ્યો, કે ઝાડોમાં ખણુખ-ણાટ થયો અને તેજ સમયે સાડક પોતાના શેઠ હજુર આવી ઉભો.

તેના ચેહેરા ઉપરથી ખલીલે જાણી લીધું કે કાંઇપણ વિલક્ષણ બનાવ તેના ઉપર બની ગયો છે, એટલે તેણે તુરતજ શું બન્યું છે તે જાણુવાને પ્રશ્ન કર્યો. સાદક ધ્રુજવા અને તપડપ થવા માંડયો એટલે ખલીલે તેને હીમત આપી ખરેખરૂં બોલવાને વિનવ્યો, એટલે તે બોલ્યો કે જે કાળા ગ્રહમાં મશરૂરને પુર્યો હતો ત્યાંથી તે પોબારા ગણી ગયો છે. આ બોલ સાંભળતાંજ ખલીલ તો ભવાં ચઢાવી સાદક ઉપર ધસ્યો, પણ સાદક સોગન લઇ કહેવા લાગ્યો કે મારા દયાળુ શેઠ મને માફ કર. મારા તરફની ગફલતીને કારણે તે નાહાસી ગયો નથી, એટલે લગાર શાંત પડી ખલીલે તે કેમ નાહાસી ગયો તેનું વૃતાંત તેના પાસે જાણવા માંગ્યું. સાદક બોલ્યો, હું તેમજ બીજા ગુલામે મશરૂરને બાંધીને લઇ જતા હતા તેવામાં તે મુજીબચાએ સ-વેંની અજાયેબી વચે પોતાના બંધ તોડી નાખ્યા અને છુટો થયો. હમોએ હમારી તરવાર ચમકાવી પણ ઓ અલ્લાહ, તે મુજી બચો તો હમારા સરખા હજારોને કાચા ગરપ કરી જવાને સમર્થવાન જ-ણાયો. મારી સાથના સઘળા ગુલામો તો તમર ખાઇ મશરૂરના પગ આગળ ધાયા, અને મને તો એવો એક મુકકો લગાવ્યો કે તે મારા માથા ઉપર હજુ ચમચમે છે. ત્યારે બાજા ગુલામો કયાં છે? ખલીલે પ્રશ્ન કર્યો. સાદક બોલ્યો કે જ્યારે હમો સુધીમાં આવ્યા ત્યારે હમો ઇસ્તંબોલ જઇ કોટવાળને હુકમ કરી આવ્યા કે તે નાપાક સેહતાનના બચાને શુંડી કાઢવો. ખલીલ ગુસ્સે થઇ બોલ્યો કે, તમોએ જે ના-મરદી બતાવી છે, તેને માટે હું તમોને કવચીતજ સીક્ષા કરવા વગર જવા દઇશ. શું, હથિયાર સાથે તાટ થયલા તમો ચાર માણસો વગર હથિયારના એક જંગલીને શરણ કરવાને અશક્ત હતા? કદી નહી: એમાં કંઇ પણ ભેદ છે. હું, સાદક તારા ઉપર દયા કરૂં છું, પણ તું જાણતો હશે કે મને તેં કેટલું નુકસાન કીધું છે. સાદક કરગરીને બોલ્યો, પ્યારા શેઠ હું શું કરી શકું. વળી તે મુજી બચાની શોધને માટે મેં જે પ્રયત્નો ચલાવ્યા છે તે સઘળા છુપા છે. ખલીલે આ પછી એક કાગજનો ટુકડો ખીસાંમાંથી કાઢી સાદકને કહ્યું કે એમાં જે જણસ લખેલી છે તે ઇસ્તંબોલ જઇ ગાંધીને ત્યાંથી જલદી લાવ.

આ હુકમ સાદકે માથે ચઢાવ્યો અને ખલીલ તુરત તે કામ કરી લઈ આગળ ચાલ્યો. ઉતાવળે પગલે ચાલી તેણે પોતાના બને સોબતીઓને પકડી પાડયા, અને તેટલાજ દોલતબાન પાશાની બોટ સડસડ કરતી આવી લાગી. ઈસ્મીલડા, ગુલનાર, તેહ-મીના અને ઝુલીખાં સર્વ તેમાં હતાં. તેઓએ બુરખાઓ નાખેલા

હતા. બોટ જ્યાં ત્રણે જણા ઉભા હતા ત્યાં આવી, એટલે તેઓ એક પછી એક તેમાં ચઢી બેઠા. કારા મશ્રૂર ક્યાં ગયો હશે તેની ચીંતા દોલતખાનને થતી હતી, પણ ઝ્રમીલડા તેને શાંત પાડયા કરતી હતી. એક કલાકમાં બોસફરસનો કીનારો આવ્યો. તેનો રમણિય દેખાવ આપણા આ ત્રણે મિત્રોએ કદી નીહાળ્યો ન હતો, એટલે તેઓ તે જોઇ બહુ સંતોષ પામ્યા. કીનારા ઉપર દાડમ, પેર, નારંગી વિગેરેનાં ઝાડોની ઝુંડ ઘટા લાગી રહી હતી. આ ઠેકાણે ખલાસી ગુલામોએ બોટને ઉભી કરી. તુરત ઝાડો ઉપરથી થોડોક તાજો મેવો આણવામાં આવ્યો, શરબતના સીસા ભરાયા અને મજાહ ઉડાવવામાં આવી. ત્રણે પહેરેગીરો તથા બાઈઓએ તો શરબત ઉપર સંતાપ પકડયો, પણ દોલતખાન પાશાએ તો લગાર વાઇન ઢાંસ્યો. આ સઘળી મઝા ઉડે છે તેટલાં ખલીલ એકાએક પોતાના હાથમાંનો સીસો ઉરાડી દઇ બોટમાંથી કુદકો મારી સઘળાંઓની અજાયબી વચે પસાર થઇ ગયો. ખલીલ તો હાથમાં તરવાર ઉઘાડી લઇ અંદર ઝાડીમાં ઘુસ્યો. જેમ જેમ ડોકયાં કરતો તે કેટલેક આગળ વધ્યો. આ ઝાડી લગભગ બસો વાર જેટલી ઘીચ હતી. તેમાં તરેહવાર જાતનાં ફુલો ઉગેલાં હતાં. પાણીના મીઠા ઝરાંઓ નીરમળ વહતા હતા. જલ કુકડાંઓ તેમાં લેહરથી બેહકી રહેલાં હતાં. આવા હલીયારી ભરેલા બાગની વગમાં સૌદર્યવાન સુંદરીઓનું એક ટોળું બેઠેલું ખલીલની દ્રષ્ટીએ પડયું. ખલીલને જોઈ પોતાના ચેહરા છુપાવવાને બદલે તેઓએ પોતાના બુરખા બાજુ મુકયા, અને તેમના ઉંચા પોશાકે જાહેર કીધું કે તેઓ કોઈ નીચકુળ ગોલામડીઓ નહી પણ કોઇ ઉંચ કુળવાન પુરૂષના જનાનાની બીબીઓ હતી. આ તમાસામાં વધારે વખત ગાળવાને બદલે ખલીલ તો ઉઘાડી તલવારે આગળ ઝાડીઓમાં ઘુસ્યો જ્યાં અંદર કાંઇ ખણુખણાટ તેને નજરે પડયો. હવેજ જણાયું કે ખલીલ નાગી તરવારે એક વગર હથિયારના પુરૂષની પાછળ ધસ્તો હતો. અને તે પુરૂષ તે આપણો કારા મશ્રૂર હતો. ખલીલે બોટમાંથીજ તેને ઝાડીઓમાંથી પસાર થતો જોવાથી તે આ પ્રમાણે સર્વને વમલમાં છોડી ઉતરી પડયો હતો. કારા મશ્રૂર આગળ દોડતો અને ખલીલ તેની પાછળ ધસ્મસ્તો. અને જેમ વખત જતો તેમ બંને પાસે આવી ગયા. ખલીલ તુરત તરવાર ઉગામી પોકાર્યો, સબુર કારા મશરૂર, એકદમ શરણ થા, નહી તો જાણ કે આજ સમયે તારૂં માથું છુટું થશે. કારા મશરૂરે તો કસો ઉતર આપ્યો નહી અને બોસફરસને કીનારે પોહોંચી જઇ ઉંધે મસ્તક દરિયામાં ઝોકાવી દીધું,

અને ખલીલે અંદર પડવાને તૈયારી કીધી, પણ કારા ગજારૂર કયે ચોકસ ઠેકાણે પડયો તે ન માલમ પડયાથી પાછો હટયો. ઉભો ઉભો વિચાર કરે છે તેટલા કેટલાક કાળા, કેટલાક ગોરા માણસોનું એક ટોળું તરવાર સાથે તેના તરફ આવતું દેખાયું. તેમની સંખ્યા વીસની હતી. ખલીલ ગંભિર ચેહેરે તેમના સામો ગયો. સઘળાઓ એકએકની મુલાકાતથી અજાયબ થઇને ઉભા, એટલે ખલીલે દમામમાંજ એ વીસની ટોળીના શેઠ સરખા જણાતા પુરૂષને તે કોણ છે અને શું કરવા માંગે છે તે જાણવાને પ્રશ્ન કર્યો. તે બોલ્યો 'મારૂં નામ રામી પાશા છે.' આ નામ સાંભળતાંજ ખલીલ વીહીલે મુખડે બોલ્યો, 'તમારૂં નામજ સ્પષ્ટ બતાવી આપે છે કે તમો સુલતાન સલીમના એક મહાન નીમકહલાલ નોકર છો. પેલે દુર મારા કેટલાક મિત્રો જેઓ મજાહને ખાતર પ્રવાસે આવ્યા છે તેઓ બેઠા છે. હું પણ તેઓમાં સામેલ હતો, તેટલાં રાજ સામેના એક ગુન્હેગારને આ તરફ ભમતો જોઈ હું તેને પકડવાને પાછળ પડયો, અને તેજ કારણે હું આ તમો નામવરના જનાનાની સ્ત્રીઓ રૂબરૂ આવ્યો છું; પણ હું મારાં પોતાનાં કામમાં એટલો તલીન થયલો હતો કે તેમની સૌંદર્યતાનું લેશ પણ ભાણુ કરવા જેટલો મને સમય મળ્યો નથી. તે ગુન્હેગાર નજરોનજર બોસફરસમાં ઉંધે મસ્તક ગરક થઇ ગયો છે, અને કદાચ તેમાંજ મરણ પામ્યો હોવો જોઇએ.' રામી પાશા બોલ્યો, તારી વાત મને સત્ય લાગે છે, કારણ કે હમોએ પોતે એક કાળા ગુલામને કાળા પોષાકમાં પલાયણ કરતો નીહાળ્યો હતો. હવે કહે, તરૂણ પુરૂષ, તું કોણ છે? રામી પાશા ખલીલનો દબદબો, તેની વાત કરવાની રીત ઇત્યાદીથી ભારે અસરવાન થઇ ગયો હતો, તે ખલીલને નમ્રતા અને પ્રેમપુર્વક પોતાના સઘળા ગુલામોથી દુર લઈ જઇ તેના સાથે વાત કરવા લાગ્યો. ખલીલ વિશેષ કશું બોલવા વગર રામી પાશાનાં કાનમાં કાંઈક હલુસથી કહ્યું, અને પોતાનાં આંગળાં ઉપરની તલેસમાતી વીટી કે જેની સહાયતાથી ખલીલે આપણે આગળ જોયું તેમ બે જણના જાન બચાવ્યા હતા, તે વીટી રામી પાશાને દ્રષ્ટીએ પાડી, એટલે તેનાં તેજ અને તલેસમાતીક બળથી રામી પાશા બીલકુલ અંજાઇ ગયો, તે તદન ચુપકીદો થવા સાથે તાબેદાર નોકર હોય તેવા દેખાવે ખલીલ સામો ઉભો. આ મામલો જોઇ ખલીલે તુરત તેને આજ્ઞા કરી કે, એકદમ તું તારા ગુલામો સાથે અત્રેથી ચાલ્યો જા, અને હું વગર જાણવે તારા જનાનામાં દાખલ થયો તે માટે મારા તરફની ક્ષમા કબુલ કર. આટલું બોલતોજ ખલીલ ચાલી ગયો. તે વેળા દોલતબાન પાશા કાંઇ બોલતો

હતો તેનો સાદ તેના કાન ઉપર આવવાથી તે કાન ધરી ઉભો. પાશા બોલ્યો કે આપણો એ જુવાન મિત્ર એકદમ આપણી આગળથી પલાયણ કરી ગયો તેનું કારણ તે શું હશે ? આ સાંભળતાંજ ખલીલ ઉતાવળે પગે ચાલ્યો અને તુરત ઉતારામાં દાખલ થયો. તેને જોતાંજ પાશાએ સવાલ કીધો એટલે ખલીલ બોલ્યો કે ઝાડીની પેલી બાજુએ એક કાળો નાગ મારી દ્રષ્ટીએ પડયો અને તેની પાછળ હું દોડયો. ખલીલનો આ ખુલાસો સાંભળતાંજ ઇસ્મીલડા ગુલનાર તથા તેહેમીનાએ ધ્રુજીને પોકાર પાડયા, પણ ઝુલીખાંએ ખલીલના ચેહેરા ઉપરથી તુરત પીછાણ્યું કે ખલીલના બોલામાં કાંઇપણ ભેદ સમાયલો છે. શું કાળો નાગ હતો ? પાશાએ આશ્ચર્ય સાથે પુછયું, અને ખલીલે ઉતર આપ્યો, હા સાહેબ, તે તરફ ઘણા રંગના સાપો અને નાગો ફરે છે. હું તે કાળા નાગની પાછળ બોસફરસ સુધી ગયો પણ કમબખ્ત પાણીમાં ડુબી ગયો અને તેમ કરી મને નીષ્ફળ કીધો. આવો મોટો નાગ મેં કદી જોયો ન હતો. છેવટે ખલીલે પોતાની વાત ફેરવી નાખી, એટલે પાશાએ બોટને ચલાવવાનો હુકમ કીધો અને આગળ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં પાશાએ ખલીલને બીજી એક રસીલી વાર્તા ચાલુ કરવાને ભલામણ કરી, અને તેને સઘળી બાઇઓએ મોટા હર્ષ સાથે ઉપાડી લીધી. ખલીલે તે માંગણી સ્વિકારી અને નીચે પ્રમાણે એક વારતા લંબાવી.

---

## પ્રકરણ ૨૨ મું.

### ખલીલની છઠી વારતા.

સઘળાંઓની અજાયબી વચ્ચે પોતાની વારતા ચાલુ કરતાં ખલીલ બોલ્યો કે,—મારી આ વારતાનો બનાવ સત્તરમી સદીની આખેરીએ સમજવો. એક રમણિય સંધ્યાકાળને સમયે ગ્રીસના એક અતિ સુંદર લીલોતરીવાળા સીયો નામના ટાપુના કીનારા ઉપર ૨૫ વર્ષનો એક જુવાન અને સ્વરૂપવાન ગ્રીક, પોતાનો એક હાથ બોટના એક પાટીયાં ઉપર મુકી બીજો હાથ કીનારાની જમીન ઉપર વિખરાયલે અને જુદા પડવાની દલગીરીમાં ગરકાવ થયલે ચેહેરે ઉભેલી અતિ કોમળ સુંદરીનાં ગળાંમાં નાખી ઉભો હતો. આ સુંદરીની વય ૧૯થી વધુ ન હતી, અને ખુબસુરતીમાં તો તે ઇંદ્રની અપસરાને કોરે બેસાડે તેવી હતી. આ બને પ્રિયાપ્રિતમનું જોડું ખુશી ભરેલી ગમતોમાં કેટલોક વખત કાઢી જુદાં

પડવાની તૈયારીમાં હતાં. તેનો મહા વિલાપ કરતી તે સુંદરી કીનારે ઉભી હતી, અને તેને શાંત પાડવાના હેતુથી તે ફક્કડ જવાન તેનાં ગળાંમાં હાથ ભેરવી ઉભો હતો. કેટલોક વખત સુધી અરસપરસ એક બીજાના ચેહેરાઓ ટીકીયા પછી અંતે પુરૂષે પ્રશ્ન કર્યો, પ્યારી ઇરીન, શા માટે તું આટલી ઉદાસીન થાય છે? શું તને મારા પ્રેમ ઉપર શક છે? તું એમ માને છે કે હું જે દુરના મુલક ઉપર જાઉં છું ત્યાં તારા કરતાં કોઇ વધારે સ્વરૂપવાન સુંદરી મને લલચાવી તારા પ્રત્યે બેવફા થવા ઉશ્કેરશે? આહા માન્યુઅલ, ઇરીન બોલી, મારા પ્રત્યેના તારા પ્રેમને માટે હું લેશપણ શકમંદ નથી, હું જે બીહું છું અને જેણે મને ઉદાસીન થવાને કારણ આપ્યું છે તે માત્ર તારી થનારી જુદાઇ છે. દરિયો આ સમયે બહુ તોફાની રહે છે, અને તેવા તોફાનના વખતમાં હું, મારા જાન તને કેમ કરી જવા દેવાની હીમત કરીશ. માન્યુઅલ હીમત આપી બોલ્યો, મારી પ્યારી, દરિયાનો હું મછી સરખો છું; ઘણાં ભયંકર તોફાનોમાં હું સલામત તરી જાઉંછું; ઘણા મોટા ખડકોનો મને અનુભવ છે, અને મને એવાં તોફાનો સામે જરા પણ ડર નથી. હું મારા વેપારની સફરેથી ધનવાન થઈ પાછો ફરતાંજ મારી મોટી પૂંજીના બળથી તારા ધનના લાલચુ પીતાને તારો હાથ મેળવવાને હું લલચાવીશ. આશાનાં આં કારણોથી ઇરીનનાં દીલમાં સર્વત્ર ખુશાળી વ્યાપી રહી. બાળક પોતાની વર્ષગાંઠના પાસે આવી પુગેલા દીવસની ગણતરીમાં નવાં નવાં કપડાં પહેરવાની કે નવું નવું મીષટાન જમવાની આશામાં ખુશી ને ખુશી રહે છે, તેવી ખુશાલી ઇરીનને પેદા થઇ, અને તે સુખી થઇ કયારે આવે તેનું ને તેનું સ્મરણ કરતી રહી. એટલાં તુરતજ તેનો ચેહેરો પાછો બદલાઇ ગયો અને ગમગીન ચેહેરે પાછું, પોતાના આશકનો હાથ પોતાના ગળાંમાં ચાંપીને, બોલી, પ્યારા માન્યુઅલ દરિયાના તોફાન સિવાય બીજાં જે ભય સામે તારે ટકર લડવી છે તેનું સ્મરણ તો મને હમણાંજ થાય છે. તું જાણતો હશે કે પેલા ચાંચીયાઓ જેઓ આખો દિવસ ગમે ત્યાં સંતાઇ રહી રાત થતાંજ બારકસો ઉપર તુટી પડી મારફાડ અને લુટફાટ ચલાવે છે, એટલુંજ નહી પણ ગુલામો તરીકે વેચવાને હાથ લાગતાં સ્ત્રી પુરૂષોને સુધાં તેઓ ઉપાડી જઇ ટીયુનીસ અને ત્રીપોલીનાં બજારમાં વેચે છે. આ ચાંચીયાઓનું ભય એટલું બધું છે કે નાનાં બાળકોને તેમનાં નામ આપી રડતાં છાનાં રાખવામાં આવે છે. માન્યુઅલને જલદી જવું હતું, અને બીજું કોઇ જોય તેની ધાસ્તી હતી, એટલે ઇરીનને હીમત આપવાને બોલ્યો કે તે ચાંચીયા

સરકાર પાસે મારા સરખાં હથિયારો નથી, મારાં બારકસ સરખું તેનું બારકસ મજબુત નથી, મારી કળા અને નૌકા યુકતીઓ આગળ તે પાણી ભરે છે, માટે હીમત પકડ પ્યારી ઈરીન અને હવે તારાં દીલમાંની શંકાઓ દુર કરી, મારી છેલ્લી સલામ લઈ લે, અને આંખોમાં રેલાતાં આંશુ લુછ નાખ. હું જેમ બને તેમ જલદીથી મારૂં કામ બજાવી પાછો ફરીશ. સલામ મારા પ્યારા માન્યુઅલ સલામ, ગદગદીત કંઠે ઇરીન બોલી, હું તને જોઈશ નહી ત્યાં સુધી મારે મનથી સઘળું બળી ગયું સમજીશ. જવાન ગ્રીકે ઇરીનના રતાશ ભરેલા ગાળોને પ્રેમ ભરેલું ચુંબન કીધું અને હવે પોતાની બોટમાં બેઠો, અને બોટ જ્યાં સુધી દેખાઈ ત્યાં સુધી ઇરીન કીનારે ઉભી રહી રૂમાલથી પોતાના પ્રિતમને સલામ કરતી રહી.

એક મહીનો આ બનાવને પસાર થઇ ગયો, અને તે દરમ્યાન ચાંચીયાઓ તરફથી લુટફાટ ચાલવાની નવી નવી અનેક ખબરો મળતી ચાલી. ઇરીનનો પીતા ગ્રીક એવેડીક જે આરમીનીયન કેથોલીકો અને જીસુતોના કાવાદાવાઓથી કંટાળીને આ ટાપુ ઉપર વસ્વાત કરી રહેલો હતો, તે ચાંચીયા સરદારનાં ભયથી ડર્યો ખરો, તોપણ તેણે તેને હંફાવવાને કાંઇક યુકતીઓ શોધવા માંડી. અને ભાગ્યે તેને યારી આપી. ઘરડો એવેડીક એક દિવસે વિચારના વમળમાં બેઠો છે તેટલાં ચાંચીયા વહાણ ઉપરનો એક ખલાસી વાહાણ છોડી તેના આશ્રય હેઠળ આવી ઉભો. કરગરીને તે એવેડીકને કહેવા લાગો, પીતાજી, મારો ચાંચીયા સરદાર ગુલામો વેચવાનો જે ધંધો ચલાવે છે તેથી હું કંટાલ્યો છું, મને ક્ષમા કરી તમારાં રક્ષણમાં લ્યો. એવેડીકને જોઇતું મળ્યું. તે તેને ધીમો પાડી પુછવા લાગ્યો, બાપુ, તને તારાં ભુતકાળનાં પાપની મુકતી પરમેશ્વર આપશે, પણ હવે તું તારા તે સરદારને હમારા હાથમાં આણી આપવાના ઉપાય બતાવ. હું તને વચન આપું છું કે તોજ તારો જાન સલામત રહેવા ઉપરાંત જાણ કે જે દિવસે એવેડીક મારા હાથમાં આવ્યો તે દિવસે તારાં ખીસાંઓ સોનાના સીકાથી ભરપુર કરી દઊં. સોગંદ લઇ તે ખલાસી કહેવા લાગ્યો કે ઘરડા પીતાજી આજથી છ દિવસ પછી તે સરદાર આ ટાપુના પશ્ચિમ કોસ્ટા તરફ ઉતરનાર છે ત્યાંના અનાજના ભંડારો અને ધનવાન ખેડુતો ઉપર તેનું લોભી મન લલચાયું છે. એવેડીકે આ ઉપરથી તૈયારી કરવા માડી. જે દિવસે તે લુટારો ઉતરનાર હતો, તેની એક દિવસ આગમજથી તેણે તે જગા ઉપર કેટલુંક લશ્કર આણી તૈયારી કરી. જે ઘર ઉપર ચાંચી-

ચાઓનો મુળ ડોળો હતો, તે ઘરમાં કેટલાકોને સંતાડ્યા. એવેડીકે આખા કસ્બાને ચેતવણી આપી રાખી, અને તેમને પોતપોતાના સાવધપણાંમાં રહેવાને વિનંતી કરી. એજ દિવસે પરોઢીયાંમાંથી, ઇરીન પોતાનાં ઘરની બારીએ બેસી દરિયામાં ડોકયા કરે છે તો તેને એક સફેદ વાવટાનું બારકસ જણાયું, કે જે બારકસ માન્યુઅળનું છે એમ તેણીને લાગ્યું, કારણ તેણે જતી વેળા નીશાની આપી હતી, તેને તે મળતું આવતું હતું. આખો દિવસ તો તે બારકસ લંગર કરી રહેલુ હતું, પણ રાતની વેળાએ જોય છે તો માન્યુઅલની નીશાની આપેલી બતી તે બારકસ ઉપર બળતી જણાઇ, એટલે ઇરીનને નવી ખુશાલી પેદા થઈ. બે કલાક થયા નહી તેટલાં તો ખરેખર માન્યુઅલ આવ્યો અને થોડાજ વખતમાં ઇરીન કીનારે જઇ તેના ખોલામાં પડી. ઘણે દિવસે તેમના વચે મુલાકાત થઇ એટલે બંનેએ પેટ પુરતી વાત કરવા માંડી. ઇરીનને એવી ખાતરી હતી કે હવે માન્યુઅલ પોતાનું ધારેલું કામ કરી આવ્યો છે અને પાછો જનાર નથી; તો પણ તેણીએ તેને પ્રશ્ન કરી ખાતરી કરવા માંડી. ઘણાજ ઉદાસી કરે માન્યુઅલે તેણીને નીરાશ કીધી કે જે ઘડીની આપણે વકી રાખ્યે છીયે તે હજુ આવી પુગી નથી. અને તે આવતાં હજુ બે ત્રણ અઠવાડિયાંની વેળા છે, તેટલે મારે બીજી તરફ જવું થવાને કારણે આ તરફ આવવું પડયું છે. ઇરીન આથી અસંત ખેદ પામી, પણ નીરાશ થઇ રહેવા સિવાય તેનો બીજો ચારો ન હતો. પોતાના પીતાએ ચાંચીયા સરદારને પકડવાને માંડેલાં છટકાંની સઘળી હકીકત તેણીએ માન્યુઅલને વિદિત કરી, અને તેને મુબારકબાદી આપી કે દરિયાની સફરનાં જે ભયો હતાં, તેમાંનું એક તે સરદાર પકડાઇ જવાથી ટળી જશે. આટલી વાતચીત પછી, માન્યુઅલે પાછી રજા માંગી, અને ફરીને એક વાર આશામાં ને આશામાં બંને આસુક માસુક પ્રેમાંલિંગન કરી છુટાં પડયાં.

હવે આપણે આ ટાપુના પશ્ચીમ કીનારા ઉપર આવેલાં જે ઘરમાં ચાંચીયાઓનો ઘસારો થનાર છે ત્યાં તપાસ્યે. એ ઘરમાં લશ્કરની એક ટુકડીને સંતાડવામાં આવી હતી, અને તે ઉપરાંત સર્વેને શાંત રહેવા જણાવ્યું હતું. ચાંચીયાઓને જીવતા ને જીવતા પકડી પોતાની વડી તુરકી સરકાર ઉપર મોકલી આપી મોટાં ઇનામની લાલચ તેઓ રાખતા હતા. એવેડીક તો પોતાનાં ઘરમાં રહ્યો હતો. સમય ચાલ્યો જાય છે. મધ્યાન થવા આવી છે, તેટલાં એક કંગાળ ખ્રીસ્તી ભીખારી પેલા ખેડુતનાં ઘર આગળ આવી લાગ્યો. તેનાથી હીંડાતું ન હતું અને

હજુ તો ઘરમાં રહેલા સીપાઈઓ તપાસ કરે છે તેટલાં તો તે બાપડો લાંબો થઇ ઉંબરા ઉપર મુએલો પડયો. એ ત્રણ જણ તેને ઉઠાવી અંદર લઇ ગયા, પણ તેને ખ્રીસ્તી જાણી તેના ઉપર જુલમાત ગુજારવાનો હુકમ કેપટન સાહેબે કર્યો, કે તેનાં પગનાં તળ્યાં ઉપર એક સો ડાહામ દેવો કે જો તેથી એ જીવતો હોય તો ઠીક છે. આ હુકમ અમલમાં આવે તે પેહેલાં એક સીપાઇએ હીમત કરી કે આપણે એને લગાર દારૂ પાઇ હુશિયાર કરી ખબરઅંતર પુછીયે. કેપટન સાહેબે સ્વિકાર્યું. દારૂનો એક મોટો સાંસો આણવામાં આવ્યો, તેમાંથી કેપટન સાહેબે ચુસ્ત મુસલમાન છતાં પોતે પણ એક કટોરો લગાવ્યો, અને તે પછી પેલા બાપડાનાં ગળાંમાં જેમ તેમ રેડવા માંડયો એટલે તે લગાર હુશિયાર થયો અને પોતાનો હેવાલ કહેવા જેટલી સુધીમાં આવ્યો. તે બોલ્યો, હું વિજયી સુલતાન અમદ ત્રીજાનો ગ્રીક પ્રજા છું. થોડાક દિવસ ઉપર જે કંગાળ જુપડાંમાં હું રહેતો હતો તેને ચાંચીયાઓએ ઘેરી લીધું અને બોલ બોલતાંમાં તેઓ મારી માલ મીલકત ઉપાડી ચાલતા થયા, એટલુંજ કરીને ધરાયા નહી પણ તેઓએ મારાં ઘરને આગ લગાડી બાળી નાખ્યું. છ દિવસ થયાં હું આસપાસ રખડયો છું. આ સઘળા ચાંચીયાઓ જાતે ગ્રીક હતા. આ વાત સાંભળી કેપટન સાહેબે દાંતમાં કચકચાવ્યાં, અને તેને હીમત આપી કે એ કમબખ્તો જે વખત જાય છે તેમાં હમારા હાથમાં પકડાવાની તૈયારી ઉપર છે, અને તે વેલા તું તારે ગમતું વેર તેમના ઉપર વાળજે. ગ્રીક બોલ્યો, નામદાર કેપટન મારે કીનો લેવો નથી, મને માત્ર આસાએસ જોઇયે છે, કે જે પછી હું મારો એક સગો જે દુર રહે છે ત્યાં ચાલ્યો જઇશ. કેપટન સાહેબે તેની માંગણી સ્વિકારી. આ સઘળું થઇ રહેવા પછી સાંજ પડી, સર્વ કોઇએ પોતપોતાની નીમાજો કરી લીધી અને ખાણું બીછાવ્યું. આપણો આ નવો પહરોણો તો પોતાની ઉપર થયલા ઉપકારનો બદલો વાળવાને કેપટનનો નોકર થઇ રહ્યો. તેનું ખાણું લાવ્યો, હુકો ભર્યો, અને સર્વ હુકમ બજા લાવ્યો. સઘળા ખાઇ પી મસ્ત બની ગયા, કોઇએ લગાર આરામ કર્યો, કોઇ અફીણની ગોટી ચઢાવવા બેઠું, એ પ્રમાણેનો મામલો ચાલી રહ્યો છે, તેટલાં એક લેઝતદાર કાફીનું કપ બનાવીને કેપટન સાહેબને માટે તે લાવ્યો, જે પીતાંજ તેઓ ખુશ કેફમાં મદ થઇને પડયા. આ તક જોઈ આ ગ્રીક પહરોણો એકદમ ઘરમાંથી બાહેર પડયો, અને ત્યાંથી પસાર થઇ ગયો. ઘણો ગયો નહી તેટલાં તેને સામા આવતાં માણસનાં પગલાં સંભળાયાં. તેમને મળવાને

તે ઉભો તેટલાં પચાસ માણસોનું એક ટોળું ભારે ખજાના સાથે તેને મળ્યું. તેમાં જે વડો હતો તેને તે ગ્રીકે તેમની હકીકત પુછી. આપણ આગળ ચાલતાં જાણીશું કે આ ઢોંગ કરી આવેલો ગ્રીક કોઇજ નહી પણ લુટારૂજ હતો અને તે આવો ઢોંગ કરી બાતમી મેળવવાને આવ્યો અને તેમાં તે ફતેહ પામ્યો. જે ગામ ઉપર હુમલો થવાની ખુમ હતી, તે ગામના લોકોએ આગળથી તૈયારી કરી સઘળું બીજા એક ગામમાં સંતાડયું હતું, અને ત્યાં તો કસા ચોકી પેહેરા હતાજ નહી. એટલે આ લુટારૂઓ તેજ ગામ ઉપર ધસ્યા અને બીન હરકતે સઘળું લુટી આવ્યા હતા, જેની વિગત તેઓએ આ ગ્રીક લુટારૂને આપી. તે સાંભળી તેણે પોતે કેવો ઢોંગ કર્યો અને સઘળી હકીકતનો પતો મેળવ્યો હતો તે તેમને જણાવ્યું. આ પછી તેઓએ હીમત બાંધી કે આપણે તે શુરા અને કેફમાં ચકચુર થઇ પડેલા કેપટન સાહેબને બંધવો કરી આણવો. લુટારૂઓનો કેપટન તુરત તરવાર બાંધી કેટલાક માણસો સાથે ખેડુતના ઘર તરફ આવ્યો. જુએ છે તો મુસલમાનો તદન નચીંતથકા પડેલા હતા, તેઓ આ દરોડો જોઇને ગભરાયા. ગમે તે થાય પણ તેમને તૈયારી કરવાનો વખત મળ્યો નહી, એટલે લુટારૂઓએ ઘણાકોને ઠાર કીધા અને કેટલાકોને કેદ પકડી મુસ્કે ટાટ કરી લીધા. કેપટન સાહેબ તો મદમાં ચકચુર પડેલા હતા તેમને પણ બાંધે મારી લીધા, અને લુટાય તેટલું લુટી ચાલવા માંડયું. ગ્રીક એવેડીકે જ્યારે જાણ્યું કે તેની યુકતી નીષ્ફળ થઇ છે ત્યારે તેના ગુસ્સાનો કસો પાર રહ્યો નહી. તેમનો સઘળો ભેદ કેવી રીતે ખુલ્લો થયો તે તે સમજી શકયો નહી. ઇરીન પોતે પણ કસો મર્મ સમજી શકી નહી. આજ લુટફાટની બીજે દિવસે સાંજે ગોઠવણ પ્રમાણે માન્યુઅલ પાછો કીનારે આવ્યો, અને ઇરીન તેને મળવા ગઇ. સઘળી પ્રેમની વાતો થયા પછી માન્યુઅલે પાછું છુટા પડવાનો ઇરાદો જણાવ્યો. ઇરીને તેને ઘણો પણ સમજાવ્યો છતાં તે પોતાના ઇરાદાથી લેશપણ ચળ્યો નહી. ઇરીને તેને વાર્યો કે તું મારા પીતા પાસે જઇ મારી માંગણી કર અને તે તે સ્વિકારશે, પણ માન્યુઅલે તે ના પાડી કે જ્યાં સુધી હું ધારેલી પુજી મેળવું નહી ત્યાં સુધી કદી પણ મારે એ માંગણી કરવી નહી. આ પછી ઇરીને તેને લુટારૂઓની ફતેહને લગતી સઘળી હકીકત જણાવી, અને વિશેષમાં ખુલાસો કીધો કે કેપટન સાહેબને છોડવાને લુટારાઓ ૨૦ હજાર ડયુકેટ માંગે છે, અને વળી આ યુકતી નીષ્ફળ જવા માટે એવેડીક ઉપર તુરકી સરકાર બહુ ગુસે થઇ છે, એટલે લુટારાઓને

સઘળો દંડ એવેડીકને પોતાને આપવા સિવાય છુટક નથી. છતાં તેણે એ રકમ કેવી રીતે તેને મોકલી આપવી તે માટે નવું છટકું ગોઠવ્યું છે. અને તેમાં ખાતરી છે કે લુટારૂઓનો પરાજય થવા વગર રહેનાર નથી. માન્યુઅલે સઘળું ધ્યાનથી સાંભળ્યું, અને ધારેલાં કામમાં એવેડીક પાર પડે એવી આશીષ માંગી તેણે ઈરીનથી છુટો પડવાની ફરીને રજા લીધી. એવેડીકે ચાંચીઆ સરદારને પકડવાને જે યુક્તિ રચી હતી તે આ પ્રમાણે હતી. ૨૦ હજાર ડયુકેટ લઇને એક બોટને દરિયા કીનારાથી સેહજ દુર મોકલવી, તેના ઉપર દેખીતાં માત્ર બે માણસો રાખવાં પણ અંદર એક છુપું ભોંયરૂં કરી વીસ માણસોને હથિયારબંધ રાખવાં. ચાંચીઆ સરદારના બે માણસ કેદ પકડેલા તુરકી સરદારને આપી દેશે. એવેડીકે ગોઠવણ કરી કે, જેવી આ આપ લે થાય તેવાજ બોટમાં છુપેલા માણસોએ ચાંચીઆ બોટ ઉપર હુમલો કરી પકડી લેવી. ઠરાવેલો દિવસ આવી લાગ્યો અને ગોઠવણ પ્રમાણે તે બોટને તૈયાર કરવામાં આવી. એવેડીક પોતે પોતાની યોજના કેમ પાર પાડે છે તે નજરોનજર જોવાને થોડેક દુર એક ઉંચી ટેકડી ઉપર ચઢી બેઠો. થોડેક દુર ચાંચીઆઓનું બારકસ લાંગર કરી પડેલું હતું, અને એવેડીકની બોટ ધીમે ધીમે ઠરાવેલી જગાએ જઇ પોહોંચી. બોટમાંના એક માણસે ગોઠવણ પ્રમાણે ડયુકેટથી ભરેલી ઠેલીઓ ચાંચીઆ વાહાણ ઉપર ફેંકી અને તે પછી તેણે કેદ પકડેલા સરદારને છુટો કરી દેવાની માંગણી કરી, અને તેમ કરતો તે માણસ ચાંચીઆ બારકસની અંદર કુદી પડયો. જોય શું કે જેવો તેમાં તેણે પગ મુકયો કે તે બારકસમાંથી એક મોટો ભારી પથર યાંત્રીક કપીઓથી ઉચકાયો અને તે પુરેપુરાં બળથી જોત જોતાંમાં એવેડીકવાળાં બારકસ ઉપર પડયો, અને તે સામેત તે બારકસ એમને એમ દરિયાનાં તળ્યામાં પેઠું તે પાછું ઉઠવા પામ્યું નહી. જે માણસ ચાંચીઆઓનાં વાહાણ ઉપર ગયો હતો, તેને તે પછી તેઓએ ગળામાં ફાંસો ઘાલી પ્રાણ લીધો, અને એ સઘળું કામ થઇ રહેતાંજ ચાંચીઆઓએ પોતાની ફતેહનો પોકારો કર્યો, અને તે એટલો મોટેથી કે એવેડીક બેઠો બેઠો સાંભળતો હતો. તુરતજ તેઓએ પોતાનાં વાહાણ ઉપર લાલ રંગનો વાવટો ચઢાવ્યો, અને ચાલવા માંડયું તે થોડીજ પળમાં ગુમ થઇ ગયું. એવેડીકને આથી બહુ માઠું લાગ્યું. સઘળા સમાચાર તુરકી સરકારના વડા અમીર ઉપર લખી વાળવામાં આવ્યા. ગ્રીકો સઘળા આશ્ચર્ય પામ્યા, ઇજીયન સમુદ્રનો સફરી વેપાર પડી ભાગ્યો અને કોઇપણ બારકસ વગર લુટાવે સફરે જવાને હીમત કરતું નહી.

આ ફતેહથી ચાંચીયા સરદાર એટલો બધો ફુલાઇ ગયો અને ગર્વીષ્ટ થઇ ગયો કે તે હવે પોતાને અજીત યોધોજ સમજવા લાગ્યો. એટલો બધો કુદવા લાગ્યો કે તુરકી સરકારના કેપટન પાશા યાને વડા નૌકા સેનાધીપતીના કાફલાની વચોવચ ઘુસીને કાંઇક ચમત્કાર કરી બતાવવાની પ્રતિજ્ઞા લેવા લાગ્યો. સદરહુ કાફલાના અમલદારો આ ચાંચીયા બારકસે કોસ્ટા તરફ વાળેલાં નસંતાનથી માહીતગાર હતા, અને તેઓ તેથી બહુ ડોલો તો તેના ઉપર રાખતાજ હતા, તેવામાં ચાંચીયા સરદારની ગરૂરીથી તે એ કાફલાની વચોવચ ઘેરાઇ આવ્યો. કાફલાએ તેના બારકસ ઉપર ચારે દીશાએથી ભારે હુમલો ચલાવ્યો, અને કેટલોક વખત સુધી તો ચાંચીયા સરદાર ભારે બળતવારીથી સામો થયો પણ મોટા કાફલા આગળ તેનું કસું ચાલે તેવું ન હતું. તેથી તે તદન હાર પામ્યો. તેમાંના ઘણાક લુટારાઓ માર્યા ગયા અને જે જીવતા રહ્યા તે કાફલાના હાથમાં કેદ પ-પડાયા, અને તેમાં ચાંચીયા સરદાર પોતે પણ હતો, જે સઘળાઓને લઈને નૌકા સેનાધિપતિ ગોલીપોલી ગયો, જ્યાંથી પોતાના બંદીવાનોને તેણે ઇનામની લાલચે કાન્સ્તાંટીનોપલ ખાતે મોકલાવી દીધા. સઘળા બંદીવાનોનેસખત કીલાઓનાં બંદીખાનામાં પુરવામાં આવ્યા, અને તેમનાં બારકસમાંથી મળી આવેલી તમામ લુટ સુલતાનના ચરણ હજુર કરવામાં આવી. તેમના પાસે હજુ વધારે ખજાનો દાટેલો હોવો જોઇયે એવા ઇરાદાથી વડા વઝીરે જાહેર કર્યું કે જો બે માસની મુદતમાં તેઓ એક લાખ ડયુકેટ આપે તો તેમને છુટકારો બખશવામાં આવે, પણ બે મહીનામાં જો તે દંડ ન આપે તો તેમને ફાંસી દેવાનું જાહેરનામું કાઢવામાં આવ્યું હતું. જે સખતકીલાઓનાં કેદખાનામાં આ ચાંચીયા સરદારને પુરવામાં આવેલો હતો, ત્યાં તે પોતાના સઘળા ખલાસીઓ અને સાથીઓ સાથે ભારે અફસોસ કરતો દિવસ ગુજારતો હતો, અને ઠરાવેલા દિવસની રાહા ઇંતેજારી સાથે જોતો હતો. એમ કરતે કરતે બે મહીના પુરા થવા આવ્યા, માત્ર છેલ્લો એકજ દિવસ બાકી રહેલો હતો, કે જે પછી તે સઘળાઓને ઠાર કરી તેમનાં ડોકાંઓને સુલતાનના મેહેલના સ્થંભો ઉપર મહાભારત જયચીન્હો તરીકે ભાલાની નોક ઉપર લટકાવવામાં આવનાર હતાં. સરકાર તરફથી એકેક બેપીઓ દરરોજ આવી તેમની ખબર લેતો હતો અને તેઓ દંડ આપવાને તૈયાર છે કે નહી તે ખબર પુછતો હતો. આ પ્રમાણે એક દિવસ બાકી રહ્યો છે, તેની સાંજે એકાએક એક ભપકા ભરેલા પોષાકના પણ દેખાવે જુદા દેખાતા પુરૂષે ચાંચીયા સરદારની રૂબરૂ

જઇ વાત કરવાની ખાહેશ જણાવી. તુરંગના દરબાને પરવાનગી આપવાથી તે આગળ ગયો અને જાતે ફ્રેંચમેન છતાં તે ગ્રીક ચાંચીયાઓની બોલી ઘણી સફાઈથી બોલતો હતો. ચાંચીયા સરદારની હજુર રજુ થઇ તેણે મોટા અફસોસ સાથે તેના પરાક્રમની વાત યાદ કરાવી અને કહ્યું કે 'તને ખબર હશે કે ફ્રચ એલચી મારકુઈસ આફ આરજેંતલ તુરકી શેહેનશાહતમાં ગ્રીક ધરમગુરૂઓનું જે મહાબળ વધી ગયું છે તેની સામા ભારે લડત ચલાવે છે. એવેડીક ધર્મગુરૂને ઓધે ચઢ્યો છે, તે જીસુતોની મંડળીના મેંબરો આગળ તેણે પ્રતિજ્ઞા લીધી છે કે કાથોલીક પંથીઓ તરફ તે બની શકતી મેહેરબાની દેખાડશે. આ વચન તેણે ભંગ કર્યું છે. તેમના ઉપર મેહરબાની દેખાડવાને બદલે તે બાપડાઓને અત્યંત જુલમાતની જુસરીમાં રગડોળે છે, અને આરજેંતલનો એલચી ફેરીઓલ તેના સામા જેટલી બાઠમબાઠ કરે છે તે સર્વ મીથ્યા છે. વડા વજીરને પણ તેણે અરજ કરી, પણ તે પુખ્ત એવેડીકની સતાને દાબી દેવાને રાજી નથી. ઇજીયન સમુદ્રના કીનારા ઉપર વસ્તા ફ્રેંચ કુટંબો ધીમે ધીમે મથક છોડી જતા રહે છે, અને હવે ફેરીઓલને માટે જે રહ્યું છે તે એ કે એવેડીકના દાર તોડવાને કાંઇ ચાંપતા ઉપાયો લેવા કે, કાં તો પોતાની પ્રજાને ગ્રીકોના જુલમાતમાંથી બચાવવાને અશકત છે એમ પોતાની સરકારને લખી વાળવું. હવે જે રહ્યું છે તે એ કે એવેડીકને તેની જગા ઉપરથી ખસેડવો. એ કામને માટે એક બહુ હીમતવાન પુરૂષની જરૂર છે કે જેને એવેડીક ઉપર સખત તીરસ્કાર હોય. અને ફેરીઓલ વિચારે છે કે તે કામ તારાથી બનશે. તું જો તે બનાવવાને સોગંદ સાથે માથે લે તો, મારો શેઠ તારા છુટકારા માટેની રકમ ઉપરાંત તને બીજી જોઇતી સઘળી મદદ આપવાને તૈયાર છે, માટે હવે આજનોજ દિવસ તારા હાથમાં છે, તો બોલ ઓ હીમતવાન શુરવીર યોદ્ધા કે તારે તુરકીઓને હાથે તારો શીરછેદ કરાવવો છે કે એકવાર મોંઘી કીમતે તને તારો પ્રાણ પાછો મળે છે તે લઈ લેવાની તારી ઇચ્છા છે. ચાંચીયા સરદાર આ સઘળી વાત સાંભળી લઇ બોલ્યો કે તું જેમ જણાવે છે તેમ એવેડીકને તોડવાનું કામ કોઇપણ રીતે કઠણ નથી. પ્રત્યેક રવિવારને દિવસે તે પોતાના એક ભાઇની કબર આગળ એકાંત ચીતે પ્રભુ પ્રાર્થના કરવાને જાય છે, અને ત્યાં તેને હું શું કરી શકું તે હું સારી પેઠે સમજું છું, કારણ તેની સઘળી હીલચાલ મને ખબર છે. આ પ્રમાણે ચાંચીયા સરદારે પોતાનો છુટકારો મેળવવાને કબુલ કીધાથી પેલો ફ્રેંચમેન તુરત પાછો ફરવાનું વચન આપી ગયો.

હવે પેલી તરફ ઈરીન શું કરે છે તે તપાસ્યે. પોતાના પ્રિતમની વાટ જોતી તે સુંદરી ઈતેજારીમાં બેઠેલી હતી. હવે તેને ખબર મળી ચુકી છે કે જે મુજી લુટારો તોબા પડાવી રહ્યો હતો તે તો પકડા ઈને કેદ પડયો છે, એટલે તેની કેટલીક ધાસ્તી ઓછી થઇ હતી. છતાં પણ દિવસ પછી દિવસ ગબડી જવા લાગ્યા અને માન્યુયલના તો કસા સમાચાર મળ્યા નહી. છ અઠવાડિયાં પછી પાછો ફરવાનું વચન આપી તે ગયો હતો એટલે ઇરીન તે બધી મુદ્દત પુરી થતાં સુધી લગાર શાંતી પકડી બેઠી, છતાં તેની ધીરજનો છેડો આવ્યો. અઠવાડિયાંને બદલે હવે મહીનાઓ પસાર થવા લાગ્યા પણ માન્યુયલ પાછો ફર્યો નહી, અને ઇંતેજારીમાં ને ઇંતેજારીમાં છ અઠવાડિયાંને બદલે છ માસ પસાર થઈ ગયા. હવે તે નાઉમેદ બની અને તેનાં અંતઃકરણમાં શોકે ઘર કર્યું. તે શોકે તેણીનો ચેહેરો કુમળાવા લાગ્યો, અને તેવો તેનામાં ફેરફાર થવાથી તેના ઘરડા પીતા સમાન કાકા એવેડીકનું તુરત ધ્યાન ખેંચાયું. તે જે કાંઇ પુછતો તેના ઉતર તુરત આપતી હતી પણ તેમાં તેણીએ પોતાના આશકની વાત તેનાથી સદંતર છુપાવી રાખી હતી. માન્યુઅલની નીમકહલાલી ઉપર તે બાપડીને શંકા ન હતી, પણ તે બીહતી હતી કે રખેને તેના ઉપર કાંઇ આફ્ત આવી હોય અને તેમાં તે મરણ પામ્યો હોય. આવી આવી અનેક કલ્પનાઓ છતાં તે તેને પાછો ફરવા માટે રાત દિવસ પ્રભુ પ્રાર્થના કરતી હતી. આ પ્રાર્થના ઉપર ઈશ્વરે લક્ષ આપ્યું, અને એક શીતળ રમણિય સાંજે ઇરીન પોતાના પ્રિયનું સ્મરણ કરતી દરિયા કીનારે ઉભી હતી, તેવામાં માન્યુઅલ એક બોટમાં બેસી આવતો દ્રષ્ટીએ પડયો. તેને જોતાંજ તે બોલી 'આહા! માન્યુઅલ વાહાલા, તું હવે પાછો આવ્યો ખરો; આટલો વખત સુધી તું ક્યાં ભરાઇ રહ્યો હતો અને શા કારણથી?' માન્યુઅલ અફસોસ કરી બોલ્યો, 'ભારે કમનસીબે મારા ઉપર હુમલો કર્યો. હું છેલ્લો તારાથી છુટો પડયો કે તુરતજ એક લુટારાએ મને બીજા કેટલાક સાથીઓ સાથે કેદ પકડયો. મારી સઘળી માયા પુજી લુટી લીધી, અને મહાભારત મુકતીથીજ હું અત્રે મારા સાથીઓ સાથે છટકી આવવા પામ્યો. ખરું છે કે મારી પાસે બીજું એક વાહાણ તૈયાર છે અને કેટલાક બાહાદુર ખલાસીઓનો હું એકવાર ફરીથી કેપટન બન્યો છું, પણ પ્યારી ઇરીન, પૈસાના લાલચુ એવેડીક પાસેથી તારો હાથ મેળવવાને જે ધન મેળવવાની લાલચ હું ધરાવું છું તે લાલચમાં અદ્યાપિ હું પાર પડયો નથી, એટલે એક વાર ફરીને તેનાજ પ્રયત્નને

ખાતર મારે તારાથી વિખુટાં પડવું પડશે. માન્યુઅલનું આ બોલવું સાંભળી ઇરીનની આંખોમાંથી અશ્રુપાત થવા માંડયો અને હજુ પાછો તે છોડી જનાર છે એમ જાણી તેનું અંતઃકરણ ખામોશ થયું નહી. ઘણેજ વારે હીમત એકઠી કરી તે બોલી; માન્યુઅલ, માન્યુઅલ, તું એમ બોલીશ નહી, તું હવે મારો હાથ મેળવવાને આવીજ સ્થિતિમાં મારા પીતાને માંગણી કર, અને મારી ખાતરી છે કે તે ના પાડશે નહી. હાલ તે પોતાના ભાઇની કબર આગળ ગયો છે. આ બોલવું પુરૂં થયું નથી તેટલાં સમુદ્ર તરફથી પીસ્ટોલના બાહાર્નો અવાજ સંભળાયો, અને એક બાણ ફુટતો દેખાયો. તે જોઇને માન્યુઅલ બોલ્યો, વાહલી, વાહલી ઇરીન હું એ ચીન્હો શાનાં છે તે સારી પેઠે સમજું છું અને હવે હું જાઉં છું, મારે જવુંજ જોઇયે; કદાચ હંમેશને માટે. ઇરીન માન્યુઅલના આ છેલા શબ્દો સાંભળી મુર્છાગત થઇને તેના હાથમાં પડી અને બોલી, માન્યુઅલ, શું એક સ્ત્રી જે અમુક પુરૂષને ખાતર પોતાનાં ગામ, ઠામ, માત પિતા, ગાડી, વાડી ને બગીચા કે ધન દોલત ને ભાઇ બેન સર્વ કાંઈ તજવાને તૈયાર છે, તે સ્ત્રીનો પ્યાર શું હજુ તે પુરૂષને મા… થોડો છે? માન્યુઅલ લગાર ઉતાવળમાંજ બોલ્યો, ઇરીન, ઇરીન, તુરતવેળા મારાથી કશું થઇ શકતું નથી, જે થાય છે તે એજ કે તું મારા સાથે ચાલ; મારૂં બારકસ મોરીયા જશે અને ત્યાં જતાં જે પેહેલું શેહેર આપણને મળશે, ત્યાં આપણે આપણો લગ્નગાંઠ જોડીશું. ઈરીને આ માંગણીનો કસો ખુલાસો કર્યો નહી, નહી અને હા વચે ગોટાં ખાઇ અંતે તેણીએ તેના સાથે જવાને સ્વિકાર્યું કે તુરતજ માન્યુઅલે તેણીને કમરમાંથી પકડીને બોટમાં બેસાડી, અને પોતે પણ બેઠો કે તુરત બોટ હંકારી લઇ ગયો. બારકસ આગળ તેઓ જઇ પુગ્યાં. બારકસમાં કેબીનમાં તેને માટે જગા કરી ત્યાં રાખી અને બારકસ મોરીયા જવાને હંકાર્યું. માર્ગમાં પેહેલું શેહેર તેઓને કોરોનનું મળ્યું જ્યાં માન્યુયલે આપેલાં વચન પ્રમાણે ઇરીન અને માન્યુયલનાં ધર્મવિધિ પ્રમાણે લગ્ન થયાં. વાહણની નવી સફરે તેઓ નીકળ્યાં. ઇરીન જ્યા સુધી અજાણી હતી ત્યાં સુધી તો સઘળું ઠીક હતું, પણ હવે વાહણમાં શું છે, કોણ છે તેની તેણીને ખબર પડવા માંડી. એક છુપો ઓરડો જેમાં જુના વખતની એક તોપ રાખેલી હતી તે ઓરડા ઉપર ઈરીનને કાંઇક વેહેમ ગયો. માન્યુયલ તેને બીલકુલ વીહીલો મુકતો ન હતો; રાત્રે સેહજ પણ ખલભલાટ થતાં તે પોતે નજરોનજર જોઇ આવી તે સલામત છે કે નહી તેની ખાતરી કરતો ત્યાં સુધી નિશ્ચિંત થતો

ન હતો. આ સઘળું જોઇને ઇરીનને વેહેમ પડવા માંડયો. ઇરીન સાથે એક સ્ત્રી દાસી હતી, જે પણ અજાણીજ હતી. કોરેનથી નીકળવાને ઘણા દિવસ ગયા છતાં કીનારો તેમને મળ્યો નહી. આવી આવી વીમાસણમાં એક દિવસે લાગ જોઇને તેણે પોતાની મનશંકલના દુર કરવાને માન્યુઅલ સાથે વાત છેડી. માન્યુયલ પણ લાગ જોતો હતો, છતાં પણ પોતે કોણ છે અને આ સઘળું શા કારણે છે તેનો ખુલાસો કરવા પેહેલાં તેણે ઇરીનને પ્રશ્ન કર્યો કે, કદાચ તેનો ભરથાર જેવો દેખાય છે તેવો નહી, ને કોઇ ઉતરતા ધંધાનો કે પદવીનો નીકલ્યો તો તે પોતાનો પ્યાર તેને આવશે કે કેમ? ઈરીને તુરત હા પાડવાથી માન્યુયલે તેણીનો હાથ પોતાનાં ગળાંમાં લઇ બોલ્યો સાંભળ ઇરીન, જે ચાંચીયા લુટારાઓનો સરદાર કેદ પકડાયો હતો અને જે સરદાર ઈજીપ્યન સમુદ્રમાં સફર કરતાં બારકસોને ત્રાસ સરખો થઇ પડયો હતો, તે સરદાર તે તારી નજદીક ઉભેલો તારો ભરથારજ છે. આ સાંભળતાંજ ઇરીન મુર્છા પામી, પણ થોડીજવારે સુદ્ધી આણી બોલી કે ફીકર નહી, તે ગમે તેવો હોય તો પણ હું તેનીજ છું. એટલે માન્યુઅલ બોલ્યો, ત્યારે તો તું જાણ પ્યારી ઇરીન કે માન્યુયલ હવે ઝાઝોવાર લુટારો રહેનાર નથી, હવે પછી તે લુટારૂ સરદારના કલંકને ધોઇ નાખશે, અને આબરૂથી રહેશે; તુરતવેલા મારે એક વચન પાળવું છે કે જે વચને હું છુટો થવા પામી તુંને મળવા પામ્યો છું, અને તે વચન તે પેલાં છુપાં ભોંયરામાં રાખેલી એક છુપી મતા છે કે જેને મારે મારસેલીસ ખાતે ઉતારવી છે. તે જ્યારે હું તુંને જણાવીશ ત્યારે તું વિશેષ આશ્ચર્ય પામશે; માટે ચાલ વેહેલી થા. તુરત ઇરીન ઉઠી, તેને માન્યુયલ હાથ પકડી ભોંયરાં આગળ લઇ ગયો. પેહેરાગીરો સઘળા બાજુ થયા, તુરત બારણું ઉઘડયું અને ઇરીન અંદર ઉતરી. જોય શું કે પોતાનો કાકો એવેડીક. બંને એક બીજાને જોઈ વિસ્મય થયા. અંતે માન્યુયલે સઘળો ખુલાસો કર્યો, અને એવેડીકને કોણે પકડાવ્યો છે અને કેવી રીતે તે સઘળું તેને જણાવ્યું. પોતે ચાંચીયાનો ધંધો છોડી દેવા માંગે છે તે સુધાં તેને જણાવ્યું, અને સઘળાંઓ એક બીજા મોહો જોતાં ઉભાં તેટલાં પવન સારો મળવાથી તેમનું બારકસ મારસેલીસ પુગ્યું. અંતે એક દિવસ આવ્યો કે જ્યારે ત્યાંના સતાવાળાઓએ એવેડીકનો કબજો લીધો. તેને લોખંડનો બુરખો પેહડાવી પીગનીરોલના કીલામાં કેદ કરવામાં આવ્યો.

માન્યુઅલનું બારકસ આ કામ બનવી કાન્સ્તાંટીનોપલ ખાતે પાછું ફર્યું. ત્યાં આવી તેણે એવેડીકને ધોરેસે ઠેકાણે પોહોંચાડી દેવાના

સમાચાર મારકુઇસ આફ્ આરજેંટલને જણાવ્યા, અને તેની ખુશાલીમાં પુષ્કળ મોટી રકમનું ઇનામ માન્યુયલને આપવા માંડયું, પણ તે લેવાને તેણે નાપાડી, અને જણાવ્યું કે માત્ર જીવ બચાવવાના બદલામાંજ તેણે તે કામ બજાવ્યું હતું. માન્યુયલે સઘળો માલ હતો તે વેહેંચી આપ્યો, વાહાણ વેચી કાઢયું અને સીમોના ટાપુ ખાંતે ઇરીનને લઇને ગયો. ઇરીન લાંબો વખત સુખ જોવા પામી નહી. પોતાનો કાકો કેદ પકડાવાનો ગમ તેને ઘણો લાગ્યો અને તેમાંજ રીબીને તે મરણ પામી અને માન્યુયલ પોતે પણ થોડેજ દિવસે તેની પાછળ મરી ગયો. માન્યુયલ પોતાની પાછળ અખુટ ખજાનો અને એક દીકરો મુકી ગયો હતો. મરણ સમયે એવેડીકને લગતી સઘળી હકીકત તેણે પોતાના એકપુરા દીકરાને જાહેર કરી. આ પ્રમાણે આ વાર્તાનો અંત આવ્યો.

## પ્રકરણ ૨૩ મું.

### ભાગો બાહાર.

ખલીલની આ વાર્તા સઘળાંઓએ બહુ ધ્યાનથી સાંભળી. તેમાં આવેલા સ્ત્રી, પુરૂષો અને તેમનાં અદભુત પરાકરમ વિશે દરેક જણને જુદી જુદી જીજ્ઞાસાઓ થવા લાગી. કોઇએ એ ઉપરથી ઇતીહાસના ભંડોળનું ધ્યાન ધર્યું, કોઇએ એવેડીકને વાસ્તે પુછપરછ ચલાવી, અને એ પ્રમાણે દરેક જણ મનમાં આવેલી લેહેર પ્રમાણે વાતચીત કરવા લાગ્યાં. તેટલાં લુકાસ વસીલોએ એક પ્રશ્ન કીધો કે એવેડીકને માટે બીજા કેટલાક ઈતીહાસકર્ત્તાઓ જુદું જુદું લખી ગયા છે કે નહી. તે ઉપરથી ખલીલ બોલ્યો કે જુદા જુદા છ જણાઓનાં નામો તેમાં સંડોવવામાં આવે છે, પણ તેમાંના બે નામો તો તદન કલ્પીત છે. તે સઘળાં નામોને ખોટાં પાડી સાહદતો સાથે ખલીલે સાબેત કરી આપ્યું કે તે કોઇજ નહી પણ ગ્રીક ધર્મગુરૂ એવેડીક પોતેજ હતો. ખલીલે જે છટાથી પોતાનાં આ સિદ્ધાંતો ચલાવ્યાં તે સાંભળી સઘળું મીત્રમંડળ આશ્ચર્ય બની રહ્યું. આવા એક ધ્રકડ સાથ પોતાને પ્યાર બંધાયો તે માટે ઝુલીખાનો હર્ષ તો તેનાં અંતઃકરણમાં સમાયો જાય નહી. જ્યાં જ્યાં જુસ્સો બતાવવાનો આવતો ત્યાં ત્યાં તે પુર જુસ્સા સાથે, જ્યાં જ્યાં શોક દેખાડવાનો આવતો ત્યાં શોકાતુર ચેહેરે તે

પોતાની વાર્તા સર્વને સંભળાવી સાનંદાશ્ચર્યમાં નાખ્યાં. જેમ ઝુલીખા પોતાના અંતરમાં ખલીલ તરફ પ્રેમદ્રષ્ટીથી જોતી હતી, તેમ બીજી પણ એક બાનુ તેવાજ ઉભરાથી તેના તરફ જોતી હતી, અને તે આપણા દોલતબાન પાશાની સ્ત્રી ઇસ્મીલ્ડા હતી તે આ પણા ધ્યાનમાં છે. ઇસ્મીલડા બહુજ હવસવાલી સ્ત્રી હતી, અને પ્યાર સરખી નાજુક ચીજનું તો તેણીને સમુળું ભાન સુધાં નહતું. ખલીલ જેમ જેમ મોઢાંમાં રસ છુટે તેવી રીતે કસ ચઢાવીને પોતાની વાત લંબાવતો ગયો તેમ તેમ સઘળી સ્ત્રીઓએ ધીમે ધીમે પોતાનાં મોઢા ઉપરનો બુરખો કાઢવા માંડયો હતો, અને દોલતબાન પાશા જો કે તે સઘલું જોતો હતો, છતાં તેનો કસો અટકાવ કરી શકતો નહતો, અને તે ટકનો લાભ ઇસ્મીલ્ડાએ અછી રીતે લઇ લીધો હતો. વારંવાર તે બાઇ પોતાના ધણીરાજ દોલતબાન પાશાનો ચેહેરો અને ખલીલનું સુંદર સ્વરૂપની સરખામણી કરતી, અને જ્યારે તેના મનમાં નિશ્ચય થતું કે તે દોલતબાન સરખા એક કદરૂપા પુરૂષ જોડે સંધાઇ છે ત્યારે તે બાપડી અંદરખાનેથી બળી જળીને ખાખ થતી હતી. જેમ જેમ ખલીલ તરફ તેનો પ્યાર વધારે ને વધારે દોડતો ગયો તેમ તેમ તેણી દોલતબાન પાશાને વધારે ને વધારે ધીકારવા લાગી. અંતે આ સઘળા પ્રવાસીઓ મજબુત હલેસાંથી એક રમણિય બાગ આગળ આવી પોહોંચ્યાં. આ બાગમાં અગાસી ઉપર અગાસીઓ ચઢાવીને તેને કીનારાથી લગભગ એકસો ફીટ ઉંચો રાખ્યો હતો. તેના છેલા તબકકા ઉપર ગરમીની મોસમમાં રહેવાને માટેની સગવડ કરી રાખવામાં આવેલી હતી. દોલતબાત પાશાના એક દીલોજાન મીત્ર જે પણ પાશાજ હતો તેનો આ બાગ અને બંગલો હતો. બગીચો પણ ફળ ફુલાદીથી અચ્છો ભવ્ય અને રમ્ય થઇ રહેલો હતો. ઝાડપાનોની ઘટા ઝુકી રહેલી હતી, ફુલોનો બેહકબેહકાટ લઇ શકાતો ન હતો, અને મંદમંદ લેહર લાગી રહી હતી. ઠામ ઠામ ફુવારાઓમાંથી બીલોર સરખું નીતરૂં પાણી ઉડતું હતું. બંને ગ્રીકો તેમજ ખલીલ આ બાગ જોઈને ઠસ થઇ ગયા, અને લુકાસ વસીલોને તો તેમાં એક ફેરો મારી આવવાનો શોક થઇ આવ્યો. દોલતબાન પાશાએ સઘળાંને તેમાં ફેરવી લાવવાને કબુલાત આપી. તુરતજ મછવાવાળાને હુકમ આપતાં લંગર કરવામાં આવ્યું અને સઘળા કીનારે ઉતર્યા. દોલતબાન પાશા આગળ ચાલ્યો અને સર્વે તેની પાછળ પાછળ ચાલતાં હતાં. તેટલામાં પાશા તો એક સારી જગાએ બેસી હુકો ગગડાવા લાગ્યો અને સઘળાંને બાગીચામાં ફરી આવવાનો હુકમ આપ્યો. આ ગરબડનો લાભ

લઇ ખલીલે ઝુલીખાને કાનમાં પડીને કહ્યું કે પાશાની આગમજ રહી પડવાને કાંઈ તાલ લગાવી કાહાડ. ઝુલીખાં જેવી ખુબસુરત તેવીજ ચંચલ હતી. તુરત તેણે પાશા હજુર કર જોડી કહ્યું કે મેહેરબાને મન સુર્યના તેજથી હું અત્યારથીજ થાકી ગઇ છું માટે હું બગીચામાં ફરવા જઇ શકતી નથી. ઝુલીખાં એકલી પાશા આગળ રહી. અને બીજાં સઘળા અંદર ગયાં. જ્યાં સુધી પાશાની નજર તેમના ઉપર પડે ત્યાં સુધી તો તેઓ સઘળાં સાથે એક ટોલે ચાલ્યાં, પણ એક ઝાડીની ઘટા એવી આવી કે જે પછી પાશા તેમને બીલકુલ જોઇ શકે નહી, ત્યાંથી તેઓ સર્વે પોતપોતાનાં મોહબતનાં મંદીરો સાથે છુટાં પડવાની તૈયારીમાં પડયાં. ખલીલ ઇસ્મીલડા સાથે વાત કરવા માંગતો હતો, એટલે તેને પણ આ તો મનભાવતું થયું. તેમજ ઇસ્મીલડા પોતે પણ ખલીલ સાથે વાત કરવાને તાંપી રહેલી હતી. ગુલનાર અને તેહમીના પણ પોતપોતાના રશીકો સાથે મીઠાસ ભરેલા સખુનો બોલવા ચાહતી હતી. ઇસ્મીલડાએ વાત છેડી. તેણે ખલીલને પુછયું કે આ પ્યારવંતાં જોડાંઓ ઉપર જાપતો નાખવો એ શું ઘાતકી કામ નથી? ખલીલે તુરત તેનો શહરાગાત સાથે ઉતર આપ્યો કે બહુજ ઘાતકીપણું કહેવાય. તે જોઇ ઇસ્મીલડા બોલી કે, પાશા ગમે તેટલો ગુસ્સે કાં ન થાય, તો પણ તેનું પરિણામ મારે માથે લઇ હું એ જોડાંઓ વચેના એખલાસની વાત પાશાને જાહેર કરીશ અને તે માટે તેણીએ ગુલનાર તથા તેહમીનાની પરવાનગી પણ માંગી. જે તેઓએ આપી. આ થતાંજ જુલીયને તેહમીનાનાં ગળાંમાં અને લુકાસે ગુલનારનાં ગળાંમાં હાથ નાખ્યો, એટલે આ તરફ ઇસ્મીલડા અને ખલીલ એક બાજુ રહ્યાં. આ અચ્છી તકનો લાભ લઇ ઇસ્મીલડાએ પોતાનો બુરખો એક બાજુએ કહાડી નાખ્યો અને હેત ભરી રીતે ખલીલને કહ્યું કે મારી આશા ફલીભુત થઇ છે. આ પ્રવાસના શુરૂઆતે મેં વિચાર્યું હતું કે એ દરમ્યાન આપણને છુટાં પાડી સાથે મળવાની એક પણ ટક મળશે. ખલીલે પણ નમ્ર ચેહેરે ઇસ્મીલડાને મળતાજ વિચારો જણાવ્યા. તે સાંભળતાંજ ઇસ્મીલડા હર્ષભેર બોલી કે, ખચીત, ખચીત, પ્યારા ખલીલ, ત્યારે તું મને ચાહે છે, એમ કહી ખલીલને ગળે લપટાઇ પડી. પોતાના શબ્દોમાં બને તેટલો મીઠાસ વધારીને ખલીલ તો ઇસ્મીલડા જોડે વાત કરવા લાગ્યો, અને જાહેર કર્યું કે, ઇસ્મીલડા, તમારે ખાતર તો મેં ઝુલીખાને તજી દીધી છે. આ બોલો સાંભળતાં તો ઇસ્મીલડા જાણે દીવાની સરખી બની ગઇ, અને અણુહદ પ્યાર કરવા લાગી, અને કદી પણ

જુદાં નહી પડશું એવાં વચનો આપવા લાગી. તે જોઇ લગાર ઠાવકેપણે ખલીલ બોલ્યો કે, બાઇ સાહેબ, આ તમારાં વચનો મીથ્યા માત્રજ છે, આપણે કદી છુટાં નહી પડયે એ વાત બનવીજ અશકય છે. ઇસ્મીલડાનું મોઢું ફીકું પડી ગયું, અને તે વાત કાં અશાકય છે તેનો ખુલાસો માંગવા પડી, અને જ્યારે ખલીલે તેની ભુલ ભાંજી કે તેનો હકદાર ખાવીંદ તો દોલતબાન પાશા જીવતો બેઠેલો છે, ત્યારે ખુબ ઠસ્સાભેર ઈસ્મીલડા બોલી કે જેવી તું મને ધારતો હોય તેવી સખત લગનના ગાંઠમાં હું તેના જોડે ગુલામડી તરીકે જોડાયલી નથી. ખલીલ આ ભેદભરી વાત સમજી શકયો નહી, તે જોઇ ઇસ્મીલડા ગાંડું ઘેલું બકવા લાગી. ખલીલે આસ્તે રહી તેની ભુલ ભાંજી કે એ સઘળો બકવાદ મીથ્યા છે, અને તેનાં પરિણામ ઘણાં માઠાં છે. તે સાંભળી વળી ઈસ્મીલડા તો પ્યાર ઘેલી થઇ બોલી કે સ્ત્રીને ગમે તે પુરૂષને ચાહવાની સતા છે, અને પ્યાર આગળ સઘળું વ્યર્થજ છે. ખલીલ તો ધીમે સ્વરે પ્યારની વાત તો કબુલ કરતો જતો પણ તેનાથી નીપજનારાં માઠાં પરિણામો વિશે તેની સુધ ઉઘાડતો જતો હતો. ઇસ્મીલડાને જ્યારે દોલતબાન પાશાનાં નામનું સ્મરણ ખલીલે કરાવ્યું ત્યારે ફીકી પડી તે બોલી કે હાહા, અફસોસ, તે એક મોટાંમાં મોટી પીડા આપણા વચ્ચે નડી છે. છતાં પણ પાછી સુધબુધી ખોહી દઈ તે ખલીલ સાથે એકત્ર થવાને તેના પાસે વચન માંગવા લાગી. તે બોલી કે જો તું મન ઉપર લેશે તો આ સઘળું કામ તારે મનથી કુચ વીસાદમાં નથી. અંતે આ પ્યાર ઘેલી સ્ત્રીએ દોલતબાનપાશાની દોલત અને આગળ વધીને તેનો પ્રાણ પણ લેવાનો પોતાનો ઇરાદો જાહેર કીધો. ખલીલે જ્યારે તેને ચોંકાવી કે એ સઘળું કુકર્મ બાહેર જાહેરમાં આવશે ત્યારે શો ઉપાય ? પ્રીન્સ ડીજમ અને ફીલીપીના હેલીનાની જે વાત ખલીલે કરી હતી તે યાદ કરાવી તે ખલીલને પુછવા લાગી કે તે શું તું પોતે ભુલી ગયો ? અતે જીવ ઉપર આવી તેણીએ ઝેર દેઈ દોલતબાનપાશાને મારવાનો ઠરાવ કરવા લાગી; પણ ઝેર લાવે કયાંથી ? ખલીલે તુરતવેલા તેની ઢોલી બનાવવાને તેને સામેનાં એક ઝાડનાં ફુલો બતાવ્યાં કે તેમાં જોઈયે તેટલું ઝેર સમાયલું છે. છતાં પણ તેણે ચોંકાવી કે એ સઘળાંનું જે ભયંકર પરિણામ આવશે તેનું કેમ ? તે બોલી કે, ફીકર નહી, એ કામ એકદમ નહી પણ ધીમે ધીમે અમલમાં લાવીશ. તુરતવેલા ખલીલે સઘળું કબુલ કીધું પણ હવે પછી મુલાકાત કેવા પ્રકારે થશે તે વિશે પુછતાં તે બોલી કે હું દાસી અમીનાની મારફતે કાંઇક યુકતી લગાડીશ. જે ફુલો દેખાડયાં હતાં, તેનું ઝેર કેમ

કાહાડવું તેની ઇસ્મીલડાને ખબર ન હતી એટલે તે તેણે ખલીલને સોંપ્યું અને આજ્ઞા કરી જેમ બને તેમ જલદીથી તે તૈયાર કરી રાખવી. આ વાત થાય તેટલાં લુકાસ અને ગુલનાર તેમના તરફ આવી લાગ્યાં, અને તેમની પાછલ જુલીયન અને તેહેમીના પણ આવ્યાં. સઘળાં એકઠાં થયાં એટલે તેઓએ ફરીને દોલતખાન પાશા જ્યાં બેઠો હતો ત્યાં જવા માંડયું. ત્યાં જઈને જુવે છે તો પાશા ભર ઉંઘમાં ઘોરે છે અને જુલીખાં ત્યાં છે નહીં.

## પ્રકરણ ૨૪ મું

### ઝુલીખાંનું સાહસ.

સઘળાંઓની અજાયબીનો પાર રહ્યો નહી. તેઓ વિચાર કરવા લાગ્યાં કે કદાચ પાશાને ઉંઘતો મુકી તેણી બોટમાં ગઇ હશે, એટલે સર્વે ત્યાં આવ્યાં પણ જોય શું કે ત્યાં પણ કાંઇ મળે નહી. દરેક જણુ જુદી જુદી અટકળ કરવા લાગ્યાં. તુરત વિચાર કરી તેઓ પાશા આગળ આવ્યાં, જ્યાં પાશા સલામત જાગૃત થઇ આંખો ચોળતો હતા. સઘળાંઓએ તેમને ઝુલીખાંની ગેરહાજરી વિશે જણાવ્યું. તે જાણતાં જ દોલતખાન પાશા તો બેબાંકળો બની ગયો. તે બોલ્યો કે હું નીદ્રાવશ થયો તે પેહેલાં મારી માંગણીથી તેણીએ ગાયન ગાયું હતું અને પછી હું ભર ઉંઘમાં પડયો, અને તે કયાં ગઈ તે હું કહી શકતો નથી. ખલીલે દરેક જણને જુદે જુદે ઠેકાણે શોધમાં કહાડયાં, તેણે અટકળ લગાવી કે તે આપમેળે કદીપણ કંઠે જાય નહી, સિવાય કે તેના પ્રત્યે કાંઈપણ ચેડાં કહાડવામાં આવેલાં લાગે છે. ઝુલીખાની ગેરહાજરીએ ખલીલનાં મન ઉપર બહુ ઉંડી અસર કરેલી જોઈ ઇસ્મીલડાનાં દીલમાં અદેખાઇનો જુસ્સો ઉભરાઇ આવ્યો અને લગાર કરકરા કરીને બોલી કે, સર્વ જણ ખાતરી રાખો, ઝુલીખાં પોતાની મેળેજ આવશે. ખલીલ તે સઘળો ભેદ સમજ્યો, છતાં તુરતવેળા કસો ઉતર વાળવાને બદલે તે તો શોધ કરવા દોડયો, તેમજ જુલીયન અને લુકાસ બંને જુદે જુદે રસ્તે નીકળ્યા. પણ તેટલાં ચાલો હવે ઝુલીખાંને શું થયું હતું તે આપણે તપાસ્યે. દોલતખાન પાશાએ તેણીને ગાયન ગાવા ફરમાવ્યું તે ફરમાન બાહાલ રાખી તેણીએ એક મધુર ગાયન લલકાર્યું જેની લેહેરમાં પાશા સલામત ખુબ ઉંઘમાં પડયો. તેને નીદ્રા-

વશ થયલો જોઈ તેણીએ ગાયન બંધ કર્યું અને આજુબાજુ નજર કરી કાંઇક વિચાર કરે છે, તેટલાં સામેની ઝાડીમાં તેને કાંઇ ખખડાટ સંભળાયો. ક્ષણભર શાંત થઈ જુએ છે તો કસુંએ મળે નહી, એટલે ફરીને તેણીએ મન શાંત કરી વિચાર દોડાવ્યા, તેટલાં ફરીને ખખડાટ થયો, અને તેમાં વળી જાણે કોઇ મદદ માંગતું હોય તેવો આવાજ તેના કાને પડયો. હવે તો તેણી ચોકીને ઉભી થઇ. જેવી ઉભી થઈ તેવીજ એક લઠ પુરૂષે તેણીને બગલમાંથી ઉચકી અને જેવી ચીચીયારી પાડવા જાય છે તેવોજ તેણે બાપડીનું મોઢું દાબ્યું. આ ગરબડમાં ઝુલીખાં બેભાન બની ગઇ. પેલો લઠ પુરૂષ તો ફાવ્યું ગાડું એમ સમજી સુંદરીને બગલમાં મારી અંધારી ઝાડીમાં ઉઠાવી ગયો. ઝાડીની ઘટા એટલી બધી ધીચ હતી કે કોઇપણ તેને જોવા પામ્યું નહી. એ પ્રમાણે તે પુરૂષ તેને બગીચાની હદની બાહેર લઇ ગયો. ઘણેક દુર જવા પછી બેભાન થઇ ગયલી ઝુલીખાં તે પુરૂષની બગલમાં ને બગલમાંજ ભાનમાં આવી, અને જોય શું કે પોતે એક રાક્ષસ સરખા કાળા હબસીની બગલમાં પડી છે. તેણે તે બાપડીને નરમ ઘાસ ઉપર સુવાડી અને સેહેજ છેટે ઉભો રહી તેણીનાં સૌંદર્ય ઉપર ટીકી ટીકીને નજર કરવા લાગ્યો. ઝુલીખાં પુર હોશીયારીમાં આવી અને ઉગરવાનો કસો ઉપાય ન જોતાં તેણીએ દયામણું મોહો કરી તે કાળા હબસી પાસે દયા માંગી. તેના દીલમાં સફેદ કપડાં હતાં, જે તમામ તુરતના ભીજી ગયલાં હોય તેવાં દીસતાં હતાં. વાંચનાર આ હબસી કોણ છે તેની ઓળખ આપવી જોઇએ. એ કંગાલ રાક્ષસ બીજો કોઈજ નહી પણ કાળા મશરૂર હતો, પણ ઝુલીખાં તેને પીછાણી શકી નહી. ઝુલીખાંએ પુછવાથી તે હબસીએ ઉતર આપ્યો કે હું કાલા મશરૂર છું અને હું આગળ તારા કાકા તે દોલતખાન પારાના ખજાનાનો નેગેહબાન હતો. હમણાં મારો જીવ લેવાને તાંપવામાં આવેછે, પણ હું મારો કીનો લેવા વીના રહેનાર નથી. હવે તું મુજ સરખા ઇથીયોપીઅન હબસીની કન્યા થવા માટે શું વિચાર ધરાવે છે, હે ખુબસુરતીની પુતલી? ઝુલીખાના મોઢા ઉપર કાલા મશરૂરના આ બોલોથી રતાશ ફરી વળ્યો; તે બહુ ચોંકી અને જાણે નાહાસ્વાના સરખો આવભાવ દેખાડવા લાગી. તે જોઇ તે હબસીએ તેને ટાણો માર્યો કે આ હબસીની લઠ સરખી બાજુમાંથી તુંજ સ-રખી પુતલી છટકી જવા પામે એ તો અસંભવિતજ છે. જાણ એ પુતલી કે, એક ક્ષણભર પણ નાહાસી જવાનો વિચાર સુધાં મનમાં લીધો તો એક બોલ બોલતામાં તુને હું ચગડી નાખીશ. ઝુલીખાં હીમત આણી બોલી, એ કંગાળ હબસી, મારા માથાના એક નજીવામાં

નજીવા નીમાળાને પણ ઇજા પોહોંચાડવાથી તુંને શું શીક્ષા થશે તેનો કાંઈપણ તુંને ખ્યાલ છે ખરો? મશરૂરે તોરમાંજ તેનો ઉતર વાળ્યો અને જાણે કસાથી ડરતો ન હોય તેમજ બોલ્યો, જાણુ અરે મારી આંખોની કીકી, હું તુંને મારી પતરાણી કરવા ઈચ્છું છું, તારાં શરીર ઉપરનાં સઘળાં જર જહવેરાતની મદદથી આપણે ચાહે તેવી મોજ કરીશું. ચાલ, બોલ ઓ પુતલી, ઉતાવળ કર, હવે હું તને અહીં પાંચ મીનીટથી વધારે વાર ઉભી રહેવા દેનાર નથી, પણ ઓ મારા જીવનહાર, સર્વથી પેહેલાં મને તારા મધુર હોઠ ઉપર એક મીઠું ચુંબન કરવા દે. ખુબ દમામમાંજ ઝુલીખાંએ તેને દુર થવાને ફરમાવ્યું, અને મકમપણે બોલી, જાણુ ઓ કંગાળ અને ગંધ મારતાં શરીરના લેશપણ સ્પર્શ કરવા પેહેલાં હું મારો પોતાનો ઘાત કરીશ. આટલું બોલતાંજ ઝુલીખાં તો ખુબ જોરમાં પાછલે પગે નાહાડી, કારા મશરૂર તરેહવાર ધમકીઓ આપતો તેની પુઠે લાગો, પણ સારે ભાગ્યે લાંબાં ઘાંસમાં અણુદીઠ થઇ ગયલા એક ખાડામાં તે પડયો, અને તેટલાં ઝુલીખાંને નાહાસવાનો સારો લાગ મળ્યો. કયાં જાય છે તે જાણુવા વગરજ તે તો દોડી, અને જ્યારે જોયું કે હબસી ઘણો પાછળ રહી ગયો છે ત્યારે તેણીને સારી હીમત આવી.

એ પ્રમાણે દોડતાં દોડતાં તેણી એવે ઠેકાણે આવી લાગી કે જ્યાંથી બે જુદા જુદા રસ્તાઓના ફાંટા નીકળ્યા હતા. હવે તો કારા મશરૂર તેને નજરે પણ પડતો નહતો. બહુ ભટકતાં ભટકતાં તેની નજરે બીજો એક બગીચો પડયો, જ્યાંનાં સઘળાં ચીન્હો ઉપરથી ત્યાં માણુસ જાતનો વસ્વાત હોય એમ માની, કારા મશરૂર બીજે રસ્તે કદાચ આવી તેણીને હેરાન કરશે એમ માની તેનાથી બચવાને તે અંદર ગઇ. દરવાજે હાથ લાગ્યો, પણ ઠોકે છે તો કોઇએ ઉતર આપ્યો નહી, તો જોકે બારણું ઉઘાડુંજ હતું. હીમત કરી તે અંદર ગઇ, અને ફરીથી દરવાજો ઠોકયો તો તેણીને નમ્રપણે ઉતર આવતો સાંભળયો. આ આવાજ કોઈ નબળી દેહના પુરૂષનો હોય તેવો લાગ્યો, અને તે હીમતથી કહેવા લાગ્યો કે અય ખુબસુરત પુતળી તું બીહીશ નહી, મારાથી બાગીશ નહી; એવા બીજા ઘણાક આવાજ થયા પછી સઘળું શાંત થઇ ગયું. ઝુલીખાં આશ્ચર્ય થઈ જુએ છે, તેટલાં તેજ આવાજ ફરીને સંભળાવા લાગ્યો. આસપાસ ફરીને જોય છે તો માણુસનું તો કસું નામનીશાન નહી મળે, એટલે બાપડી ઝુલીખાં તો ગાભરી થઈને ઉભીજ રહી. એ સઘળું શું હશે તેને તેનો કસો ખ્યાલ વટીક આવી શકયો નહી. એ કોઇ તાવની ઝુમમાં પડેલા

માણુસનો આવાજ હશે, આકાશવાસી કોઇ ફરેસ્તો પોકારતો હશે કે વળી કોઇ બીજો હબસી તેના ઉપર ડોલો બગાડી આવેલો હશે. છતાં પણ પેલો કારા મશરૂર કદાચ પાછળ આવે તો તેણી ત્યાં સલામત રહી શકે કે કેમ તેનો પેહેલો વિચાર કરતી હતી. એવા વિચારથી એકાદ બે ડગલાં આગળ ચાલી એક ઓરડામાં દ્રષ્ટી કરે છે તો ત્યાં સઘળું શાંત હતું પણ ત્યાં બે પુરૂષ ગુલામો નજરે પડયા. ઉમર તેમની મધ્યમ હતી, અને ચામડીનો રંગ સફેદ હતો. પુતળાં પેઠે તેઓ થીર ઉભા હતા, અને તેમની બાજુએ પડેલા એક કોચ ઉપર એક ત્રીજો પુરૂષ પડેલો હતો. તેમને તદન ગતી વગરના જોઇ તેઓ ખરેખર જીવતા હશે કે કેમ તે વિશે ઝુલીખાંને શક પડયો, પણ તેટલાં તો એક ગુલામે તુરત જાણે ઝુલીખાંને ચુપ રહેવાની આગ્ના કરતો હોય તેમ પોતાની આંગલી લઈ હોઠ સાથે લગાડી. મુંગે મોઢે ઝુલીખાંએ ઓરડામાં નજર કરી. તેટલાં કોચ ઉપર પડેલા માણુસ ઉપર તેની નજર પડી એટલે તે ચોંકી. તપાસીને જોતાં તેની વય ૫૦ વરસની જેટલી લાગતી હતી, તો જો કે ખરેખર તે ૩૫થી ઉપર ગયો ન હતો. રાબેતા પ્રમાણે શરીર સઘળાં કપડાંથી ઢાંકેલું હતું, છતાં માત્ર ચામડાં અને હાડકાં સિવાય તેનામાં કસું ન હતું. આંખો તો મીચાયલીજ હતી, અને ખાડા પડી ગયલા હતા, અને કપાળ ઉપર ચામડીની કરચલી વલી ગયલી હતી. આ જોઇ ઝુલીખાંએ ઇસારાથીજ એક ગુલામને પોતાની બરોબર બોલાવી તેના પ્રત્યે વાત કરવાની ઇચ્છા દેખાડી. તે પ્રમાણે બંને જણ સેહજ છેટે આવેલા એક ઓરડામાં ગુપચુપ ગયાં. ઝુલીખાંના પુછવાથી તે ગુલામ બોલ્યો કે કોચ ઉપર પડેલો માણુસ હમારો શેઠ છે; તે મરવા સુતેલો નથી, કે નથી માંદો, પણ તે અફીણી છે, અને હમણાં પણ ગોટી ચઢાવી સુતો છે તે કદાચ કલાક બે કલાક પછી જાગૃત થશે. ઝુલીખાંએ એ સાંભળી તેને પોતાની ઓળખ આપી તેના પાસે મદદ માંગી, તેટલાં જોય શું કે સડસડાટ એક પેહેલવાની કદનો માણુસ સામેથી ચાલ્યો આવે છે. ઝુલીખાંને વળી ધાસ્તી પડી કે કારા મશરૂર આવી લાગો કે શું ? પણ શુકર તે કીરતારના કે, છેક આગળ આવતાં જોય શું કે તે આવનાર તો બીજો કોઈજ નહી પણ ખલીલ પોતેજ. બંનેની અજાયબીનો કસો પાર રહ્યો નહી, તેમ બંનેનો હર્ષ તેમનાં અંતકરણમાં સમાયો રહે નહી. પેહેલાં તો ઝુલીખાંએ પોતાના ઉપર વિતેલી સર્વે વાત ખલીલને કહી સંભળાવી, અને ખલીલે કારા મશરૂરનું નામ સાંભળતાંજ પોતાની તરવાર મ્યાનમાંથી કાડાડી તૈયારજ રાખી. ખલીલ માનતો

હતો કે આ નાપાક હબસી બાસફરસના સમુદ્રમાં ડુબી મુઓ છે, પણ આ ખુલાસા પછી તેની તે અટકળ ખોટી પડી. ખલીલ હવે અહીંથી ઝુલીખાંને લઇ નીકળ્યો. ઝુલીખાંને ખલીલ સાથે પાછી ફરતી જોઇ પાશા તથા બીજા સર્વે મિત્રમંડળને ભારે ખુશાલી ઉપજી રહી. પણ ઇસ્મીલડાનાં દીલમાં તો તેણીને જોતાંજ અદેખાઇનો આતશ બળવા માંડયો. ઝુલીખાંએ પોતાની વિતક ફરીને દોલતખાન પાશા હજુર કહી સંભળાવી, અને જ્યારે તેણે જાણ્યું કે તેની ભત્રીજીને હેરાન કરનાર બીજો કોઇ નહી પણ તેનો પોતાનો ગુલામ કારામશરૂર હતો ત્યારે તેના ગુસ્સાનો પારજ ન રહ્યો. હવે સઘળાંઓ મછવામાં પાછાં બેઠાં અને ઘર તરફનો રસ્તો પકડયો. કેટલોક વખત સુધી દરેક જણ તરેહવાર વાતોના ગપાટા ચલાવા લાગ્યાં, અને તે દરમ્યાન લુકાસે અદબ સાથે દોલતખાન પાશાને જણાવ્યું કે એક પ્રસિધ ફ્રેંચ મુસાફરને લગતી એક વાત મેં એક ફ્રેંચ પુસ્તકમાં વાંચી છે, તેના આગળ તો આ પ્રવાસમાં બનેલો બનાવ કુચ વીસાતમાં નથી, એટલે પાશાએ તો ખુશીના ઉભરા સાથે લુકાસને તે વાત કરવાને ફરમાશ કરી, જે બાહાલ રાખી લુકાસે ચલાવ્યું.

## પ્રકરણ ૨૫ મું.

### લુકાસ વસીલોએ કરેલી વાત.

લુકાસ બોલ્યો કે ઇ. સ. ૧૮૦૩ના સાલમાં આલવીયાર નામનો એક ફ્રેંચ મુસાફર પોતાની ગમતને ખાતર યુરોપના તુરકી દેશમાં મુસાફરી કરતો હતો. વયે ત્રીસ વરસનો હતો, બાહેરનો દેખાવ દબદબા ભરેલો, અને તુરકી ભાષા બહુ છટાથી બોલતો હતો. તેના સાથે એક જુવાન નોકર હતો. લીવેંટ, એશિયા માઇનર તથા એલેકઝાન્ડરીઆના ટાપુઓ તેમજ બીજી જોવા જોગ જાહેર જગાઓમાં ફરવાનો વિચાર હોવાથી લગભગ બે વરસ સુધી પોતાના સ્વદેશથી બાહેર રહેવાના ઠરાવે તે નીકળ્યો હતો. આગસ્ટ મહીનાની એક રમણિય સંધ્યાકાળને વખતે આ મુસાફર બાળકનના કીનારા ઉપર આવેલાં કીપરીલુ નામના ગામમાં જઇ લાગ્યો. ગામની ધર્મશાળાના એક ઓરડામાં બંને જણે ઉતારો લીધો, જેનો રખેવાળ એક બલગેરિયન ખ્રીસ્તી હતો. બંને મુસાફર ઉપરાંત એક ત્રીજો સખસ તેમના સાથે ખાણું લેવા બેઠો. આ ત્રીજો પહેરાણે

અને એક તુરકી હતો, અને જેમ મરદાનગીમાં તેમજ ખુબસુરતીમાં પણ નીપુણ હતો. પોશાક પણ ભભકાભેર હોવા સાથે હથિયારથી સજ થયલો હતો. ખાણું ખાઈ આલવીયાર તે તુરકી સાથે વાતચીત કરવા પડયો. આ વાતચીતને દરમ્યાન તે તુરકીએ જણાવ્યું કે હું વેપારી છું અને માલોના આરડરો લેવાને પ્રવાસ કરું છુ. હમણાં કેટ-લોક વખત થયો કાળા નામનો એક અઠંગ લુટારો ત્યાં મોટી ટોળી સાથે પેદા થયો છે, તેથી મને હથિયારો સાથે રાખી ફરવું પડે છે. આટલી વાતચીત પછી આલવીયાર તેનો ઉપકાર માની છુટો પડયો, અને મુસાફરી-ની થાક ચઢેલી હોવાથી સલામ આલેકુમ કરી સુવા ગયો. તુરકીએ આપે-લી ખબર ખરી છે કે ખોટી તે વિશે તેણે તે ધર્મશાળાના રખેવાલથી પુછપરછ કરી તો તેમાં સચાઈ જણાઈ. આલવીયારે મોટી ખુશી સાથે તે રખેવાલના ત્રણ છોકરાઓને ભોમીયા તરીકે પોતાની સાથે લેવાને કબુલ કીધું. પરોઢીયું થતાંજ આલવીયારે રખેવાળના ત્રણે છોકરાઓ સાથે પ્રવાસ ચાલુ કરવાની તૈયારી કરી. ત્રણે તરૂણ અને સઠ હતા. હથિયારોથી સજ થયલા હતા. આલવીયારે તેમજ તેના નોકરે પણ હથિયારો લઇ લીધા અને મુસાફરીએ નીકળ્યા. ચાલતાં ચાલતાં એક ધીચ જંગલમાં આવ્યા, જે રસ્તો લગભગ ચાર મૈલ જેટલો હતો. તે જંગલ પસાર કર્યું એટલે બાલ્કનના પાહાડોની હાર લાગી. સઘળું ઉજડ અને વેરાન હોવાથી ભયજનક લાગતું હતું. એક વાત આ ઠેકાણે જણાવવી જોઈયે કે આલવીયારને ધર્મશાળામાં જે તુરકી વેપારી તરીકે ભેગો થયો હતો, તે પણ આ મુસાફરીમાં સામેલ હતો. જંગલની વચોવચ એક ઝાડના છાયા હેઠલ તેઓ ખરે બપોરે આસાએસથી લગાર ખાણુ લેવાની તૈયારી કરે છે, તેટલાં તે તુરકીએ આલવાયાર સાથે વાત છેડી કે એમ સમજો કે કાલો લુટારો તમારી સામે આવી ઉભો છે તો તમો બચાવ કરવાને સમર્થ છો ખરા ? આલવીયારે તેમજ પેલા ત્રણે તરૂણોએ છાતી ઠોકી એટલે તે તુરકીએ તુરત એક બાહાર કીધું તો જંગલની ચારે દશાએથી હથિ-યારબંધ માણસોનાં ટોળેટોળાં નીકલી આવ્યાં. તેમાંનાં એકે તુરત આલવીયાર તથા તેના સાથીઓને હથિયાર છોડી દેવાનો હુકમ કીધો. આલવીયાર હવે સઘળો ભેદ સમજ્યો, એટલે ખુબ જુસ્સાથીજ તે તુરકીને કહેવા લાગ્યો કે જે કાળો લુટારૂ કહેવાય છે તે કદાચ તું પોતેજ હશે ! હજુ તો આ શબ્દો પુરા કરી નથી રહ્યો તેટલાં આ-લવીયાર તેના નોકર તથા પેલા ત્રણ સાથીઓને ઘેરી લઇ હથિયાર છોડાવ્યાં. તે તુરકી [અથવા કાળા લુટારૂની ઇસારત રૂપી આજ્ઞાને

તાબે થઇને હાજર થયલા લગભગ હદીસો માહેલા ૨૦ લુટારૂઓ બંધવાઓને પોતાનાં મકાને લઇ ચાલ્યા. ઘણેક દુર એક છાવણુ ઉભી કરી હતી, જ્યાં તેઓ જઈ લાગ્યા. સઘળો દેખાવ એક લશ્કરી છાવણીના જેવો લાગતો હતો. આલવીયાર અને તેના નોકરને એક બાજુએ અને પેલા ત્રણે ભાઈઓને બીજી બાજુએ લઇ જવામાં આવ્યા. ઘણાજ નમ્ર શબ્દથી પેલા કાળા લુટારૂએ આલવીયારને એક કોચ ઉપર બેસવાને ફરમાવ્યું. તુરત તે લુટારૂ સરદારે તાલીઓ પાડી કે એક ખુબસુરત નાર રૂપેરી થાળની અંદર શરબત અને શરાબ લઇ આવી. આ સ્ત્રી એટલી બધી ખુબસુરત હતી કે તેને જોતાં આલવીયાર તુરત પોતાની ઉપરનું આફત વીસરીજ ગયો. આ સ્ત્રી જેનું નામ જોબીડા હતું અને જેને આ લુટારૂ સરદાર દીકરી સમાન ગણુતો હતો તેણે ઘણીજ સભ્યતા સાથે આ શરાબ અને શરબત આલવીયાર આગળ ધર્યો. જોબીડાની વય સતરથી અઢાર વરસની લાગતી હતી, અને તેને નાઉમેદ નહી કરવાને કારણેજ આ-લવીયારે થોડુંક શરબત લઈ પીધું, જે પછી જોબીડા ત્યાંથી વિદાય થઇ. તે જતાંજ તુરકી, લુટારૂ સરદારે આલવીયારને પુછ્યું કે હવે તારે શું કરવું છે? તેણે કહ્યું કે જો તારે જીવતા જવું હોય તો એક હજાર પીયાસ્ટરનો દંડ આપી ચાલી જવું, કાં તો મોતને શરણુ થવું. આલવીયાર એક હજાર પીયાસ્ટર આપવાને કબુલ થયો, પણ તે રોકડા ન હોવાથી તેણે પોતાના નોકરને ચીઠી આપી એડ્રીયેનોપલના એક સાહુકારને ત્યાંથી તે રકમ મંગાવી, અને તે દંડ તરીકે ભરી ત્યાંથી લુટારૂ સરદારની રજા લઇ રૂખસદ લીધી. જતી વેળાએ આ-લવીયારને પોતાની સાથે આવેલા ત્રણુ ભાઇઓનું સ્મરણુ થયું, એટલે તેણે તેમને માટે પણ દંડ આપી છુટકો માંગ્યો; જે આપવાને તુરકી સરદારે સાફ નાપાડી; એવાં કારણે કે તેઓજ ફકત આખાં બલ્ગે-રિયામાં લુટારૂઓની ખીણોના રસ્તાઓથી માહીતગાર છે, અને તેટલાંજ માટે તેમને હાથમાં લેવાને તે પોતે કેટલો વખત થયો મથન કરતો હતો. વળી તેઓ તેના સાથે લુટારૂ ટોલીમાં જોડાવાને કબુલ થઈ ચુકયા છે. આ મામલો જોઈ આલવીયાર વધુ બોલ્યોજ નહી અને લુટારૂ સરદારના એક ભોમિયા સાથે ત્યાંથી નીકલ્યો. જતી વેળાએ સરદારે આલવીયારને પ્રતિજ્ઞા આપી કે આ બનાવનો ભેદ બીલકુલ કોઇપણુ આગળ ખુલો કરવો નહી, જે આલવીયારે કબુલ કીધું. આવી રીતે પ્રવાસ કરતાં કરતાં સાત વરસ થઇ ગયાં અને ૧૮૧૦ના સાલના ઉનાળામાં બલ્ગેરિયાનાં મેદાનમાંથી વીસ માણસોનો

એક સંઘ ચાલ્યો જતો હતો, જેમાં કેટલાક સરકારી કાસદો, વેપારીઓ અને ધંધાદારીઓ હતા, અને તે ઉપરાંત તેમાં યુરોપિયન ઢબનો પોષાક સાથનો એક ગ્રહસ્થ બીરાજેલો હતો, અને બીજા એક ઘોડા ઉપર તેનો નોકર હતો. આલવીયાર પોતાના નોકરને કહે છે કે હવે આપણે સાત વરસ સુધી જંગલે જંગલ ભટક્યા છીયે અને હવે આપણે જલદીથી તુરકીની હદ છોડી હંગેરીમાં જઇશું. તે નોકરે આલવીયારને ભલામણ કરી કે હવે જેમ જેમ બને તેમ જલદીથી ફ્રાન્સ પાછા વળવું. આ પ્રમાણે સઘળાઓ પરસ્પર વાતો કરતા જાય છે, તેટલાં સઘળાઓને એક ભયંકર દેખાવ નજરે પડયો બે લાંબી લાકડીઓ ઉપર બે માણસની લાસો લટકેલી જણાઇ. દરેક જણ તે જોવાને ધસ્યા. તેમના સાથના ભોમીયાએ જ્યારે તે લાસને જોઇ ત્યારે તેણે તે તુરત ઓળખી અને બોલ્યો કે એક લાસ લુટારા સરદાર કારા અલીની અને બીજી તેના વડા ચેલા કાઝીમાનની છે. આ ઉપરથી આલવીયારે તે ભોમીયાથી વિશેષ હકીકત જાણવા માંગી અને તેમાં જોબીડા કોણ હતી અને તેનું શું થયું તે પણ જાણવા માંગ્યું. તે ભોમીયો બોલ્યો કે રૂમીલીયાના પાશાએ આ લુટારૂઓને ઠાર કીધા તે પેહેલાં જોબીડાની કેટલીક હકીકત કારા અલીએ કરી હતી. તે બોલ્યો કે કારા અલીએ બાલકનના પાહાડોનો કબજો લીધો તેની પેહેલાં તેણે એનેટાલીયામાં એક લુટારૂઓની ટોલી ઉભી કરી હતી. પંદર વરસની વાત ઉપર તેણે એક વંજાર લુટી પુષ્કલ દ્રવ્ય મેળવ્યું હતું. જે મુસાફરો તેમાં માર્યા ગયા તેમાં એક ફ્રેંચ એલચી હતો, જે પોતાને મળેલો નવો ઓધો લેવાને પોતાની દીકરી અને એક ફ્રેંચ ચાકરડી સાથે નીકળ્યો હતો. સદરહુ એલચીને કારા અલીએ મારી નાખ્યો તે વેળાએ તેણે પોતાની દીકરીને બચાવવાની માંગણી કરી અને તે તેણે સ્વિકારી. જે ચાકરડી હતી તેને તે છોકરી જેનું નામ કારાઅલીએ જોબીડા રાખ્યું હતું તેની નોકરીમાં રાખી. જોબીડા પોતાના પીતાનાં મરણ પછી કારા અલીનેજ પીતા સમાન ગણતી હતી. કારાઅલીને ઠાર કરવા પછી પાશાએ તેણીને તેણીની દાસી સુધાં બેલગ્રેડ બોલાવી લીધી છે. આ વાત સાંભળી આલવીયારે બે ચાર દિવસ બેલગ્રેડમાં થોભવાનો નિશ્ચય કર્યો. બલગેરિયાની પેલીજ ધર્મશાળામાં આલવીયાર આવી પોહોંચ્યો, જ્યાં પેલા ત્રણે બાઇઓ પણ છુટી આવેલા હતા. ૧૮૧૦ ની આખેરીએ આલવીયાર ફ્રાન્સ જઇ પુગ્યો, અને કહેવું જોઇયે કે તે પોતાની સાથે લગભગ ૨૫ વરસની એક તરૂણીને સાથે લેતો આવ્યો, કે જે તરૂણી બીજી કાંઇ નહી પણ જોબીડા હતી, જેને મેળવવાને તે અંતે પણ ફતેહ પામ્યો હતો.

# પ્રકરણ ૨૬ મું.

## નવું રમખાણ.

લુકાસ વસીલેોની વાર્તા ઉપર સર્વ મિત્ર મંડળે તરેહવાર વિચારો આપવા માંડયા, પણ ઈસ્મીલડા જે ઝુલીખાં તરફ ભારે અદેખાઇ દેખાડતી હતી તેના દીલમાં તો તે જુસ્સો વધતોજ ગયો. આ વાતને દરમ્યાન ખલીલે બારીકીથી જોઇ લીધું કે ઇસ્મીલડા ઝુલીખાં તરફ ભારે બળતી હતી. પેલા અમીરણીના બાગમાં ઝુલીખાં અને ખલીલ એકલાં મળ્યાં હતાં એમ જ્યારે તેણીએ જાણ્યું ત્યારે તો તેનામાં અદેખાઇનો ધુંવો વધારે ને વધારે પજરયો હતો. ખલીલ તરફ ગુસ્સાની નજરથી, અને ઝુલીખાં તરફ ધીક્કારની નજરથી તેણી જોવા લાગી. સઘળી ગોફતેગો ચાલે છે તેટલાં વળી દોલતબાન પાશાએ તો કારા મસ્રૂરને નામનું મંડાણુ માંડયું, અને ઝુલીખાં તરફ ફરી તે બોલ્યો કે આપણા મેહેલમાં જતાંજ હું તારા પીતાને કહી મોકલીશ કે તે કમબખત કારા મસ્રૂરની શોધમાં માણસો મોકલે. આ સઘળાંને દરમ્યાન તેમને અજાયબીમાં ગરકાવ થવા જેવું જે જણાયું તે એ કે રૂશિયન વાવટાની એક ફ્રીગેટ પુર ઝડપથી તેમના તરફ આવતી જણાઈ. તુરકી અને રૂશિયા વચ્ચે કેટલોક વખત થયો રણસંગ્રામ ચાલેલું હતું, પણ આ વાર્તાના સમયે, સુલેહના કોલકરારો નક્કી કરવાના હેતુએ લડાઇ તુરતવેળા બંધ પાડવામાં આવેલી હતી. ઇંગ્લંડ એ લડાઇમાં તુરકી સામે રૂશિયા જોડે મળી ગયલું હતું અને ઇંગ્લંડની સમજુતીથીજ લડાઇ થોબાવવામાં આવી હતી. આ કારણને લીધેજ દોલતબાન પાશાએ રૂશિયન ફ્રીગેટને પોતાની સામે આવતી જોઇ ત્યારે તે ગભરાતમાં પડયો. સઘળાંઓ અજાયબી સાથે મુંજવા પડયાં. ઝુલીખાં આ સમયે ખલીલ તરફ પોતાની નજર ટાંકેલીજ રાખેલી હતી. ખુબ ધ્યાન પોહોંચાડી ખલીલે શોધી કહાડયું કે તે રૂશિયન બારકસ ઉપર સફેદ વાવટો હતો, એટલે તે બારકસ દુશ્મનીને કારણે નહી પણ માત્ર મિત્ર તરીકે નીકળેલું હોવું જોઇયે. સુલેહના કોલકરારો પ્રમાણે બંને રાજ્યોએ એક બીજાના કેદ પકડાયલા માણસોને પાછા આપવાની બોલી કરેલી છે. ખલીલની અટકળ ખરી હોય કે નહી, તોપણ એટલું તો ખરું હતું કે તે રૂશિયન બારકસ ઉપર સફેદ વાવટો હતો એટલે ધાસ્તી જેવું કસું ન હતું. દોલતબાન પાશાના મછવા ઉપરની ચારે સ્રીઓએ પોતાનાં મોહાં ઉપર બુરખા ઢાંકયા. હવે આ રૂશિયન

મનવારનો ભેદ ખુલ્લો પડયો, અને તે ખલીલે કરેલી અટકળને મળતોજ હતો. તેના ઉપર કેટલાક તુરકી બંધવાઓ હતા. આ મનવારનો કેપટન એક ઉંચા કુલનો રૂશિયન હતો. ૩૬ તોપોવાળાં બારકસોની સરદારી તેને અસ્તક હતી, અને તે જેમ હીમતવાન તેમજ સાહસીક પણ હતો. તુરકીઓને માટે તેને બચપણથીજ બહુ તીરસ્કાર હતો, અને પોતાના સઘળા ગુણો સાથે ફાંટાવાળો તો એટલો હતો કે જે ફાંટો પછી ગમે ખરાબ કે સારો તેના મગજમાં આવ્યો તે પ્રમાણે તે અમલ કરવા વગર રહેતો ન હતો. આ રૂશિયન મનવારનું નામ "ઈવાન ધી ટેરીબલ" અને તેના કેપટનનું નામ કોલોકોફ હતું. જેમ જેમ પાશાનો મછવો મનવારની સામા ગયો તેમ તેમ તેમાંની સ્ત્રીઓ ઉપર કોલોકોફની નજર પડવાથી તેઓ સઘળાએ દુરબીનો ચઢાવ્યાં અને તેઓ તરેહવાર વાતો કરવા લાગ્યા. મછવો તથા મનવાર એક બીજાની અડોઅડ આવ્યાં, અને મનવાર ઉપરના સઘળા અમલદારો તો દીવાના પેઠે તુરકી સ્ત્રીઓનેજ જોઇ રહ્યા હતા. કોલોકોફે ખુબ બારીકીથી જાણી લીધું કે અંદર જે બુઢો છે તે કોઇ પાશા છે અને બીજા બે ગ્રીકો અને એક તરૂણ તુરકી છે. કોલોકોફ જેવો આકળો ભુત અને ફાંટાવાળો હતો, એટલે તેણે તો મનવારને લાંગર કરી તુરકી મછવા ઉપર જવાને તૈયારી કરી. તે જોઇને મનવારના કમાન્ડરે સારી સભ્યતાથી તેને વારીને સમજાવ્યું કે, હમણાંજ મહા મુશ્કેલીથી બંને સરકારો વચેની લડાઇ બંધ થયલી છે, અને હજુ તો સુલેહના કરારો પુરેપુરા થયા નથી, તેટલાં કાંઇ સેહજ પણ બાહાનું ઉભું થતાં લડાઇ ઉભી થવાને વીલમ લાગશે નહી. વળી સીબાસ્ટોપોલના આડમીરલે પણ આપણને એજ પ્રમાણેની સમજુતી આપી છે. બહુજ અધિરાઇ સાથે કોલોકોફ બોલ્યો કે, આ સુંદરીઓને આપણું બારકસ દેખાડવાની અને લગાર ભોજન પ્રસાદી લેવાનો આગ્રહ માત્ર કરવામાં શું નુકશાન થઈ જવાનું છે? એ તો સામું એક સભ્યતા કહેવાશે. માથાનાં ગયલા કોલોકોફે તો તુરત મનવારને લાંગર કરાવી; બોટો ઉતારવામાં આવી અને કોલોકોફ તેમાં ઉતર્યો. તેટલાં દોલતખાન પાશાનો મછવો તો ઘરભણીનો માર્ગ લઇ ચુકયો હતો. તે કોલોકોફને ઉતરતો જોઇ બોલ્યો કે મનવારમાંથી કોઇ ઉતરી આવે છે. ખલીલ સમજ્યો હતો કે મનવાર એકદમ લાંગર કરી બોટો ઉતારવામાં આવી છે એટલે તેની કાંઇ પણ મતલબતો હોવીજ જોઈયે. કોલોકોફ એકલો છ ખલાસીઓ સાથે તેમના તરફ આવ્યો તે જોઇ તેમને ધીરજ આપવાને ખલીલ બોલ્યો કે ફીકર નહી આપણે દશ જણ છીયે. જેમ જેમ રૂશિયન

બોટ તેમના તરફ આવતી ગઇ તેમ તેમ તેમનામાં તરેહવાર સંકલ્પ વીકલ્પ થવા લાગ્યાં. અંતે ખલીલે સુચના કરી કે આપણો મછવો પણ લાંગર કરી આપણે હવે આવતા પહરોણાને આવકાર દેવામાંજ શોભા છે, અને પાશાએ તે સુચના સ્વિકારવાથી મછવો લાંગર કીધો. કોલોકોફ નજદીક આવી લાગ્યો અને બોટમાંથીજ તેણે સઘળાંઓને નમીને સલામ કીધી, અને દોલતખાન પાશાએ તેનો ઉતર વાળ્યો. બહુજ સભ્યતા સાથે કોલોકોફે રૂશિયન ભાષામાં વાત કરવા માંગી, પણ કમનસીબે દોલતખાન પાશાના રસાલામાં તો એક જણ પણ રૂશિયન ભાષા જાણતું નહતું. ફરીથી તે ફ્રેંચ ભાષામાં બોલ્યો. ખલીલ તેને ફ્રેંચ ભાષામાં ઉતર આપવા માંડયો. ઝુલીખા પોતે પણ તે ભાષા જાણતી હતી. ખલીલે કોલોકોફને ખુલાસો કીધો કે આ બોટ દોલતખાન પાશાની છે, આ સ્ત્રીઓ તેના કુટંબની છે, આ નાના બે છોકરા આંક છે અને હું તુરકી છું, તે દોલતખાન પાશાની પહરોણાગત માણીયે છીયે. કોલોકોફે સભ્યતા સાથે વિનંતી કરી કે સર્વે મિત્ર મંડળે મારી મનવાર ઉપર આવી મારી રૂશિયન પહરોણાગત સ્વિકારવી. ખલીલે દોલતખાન પાશાની પરવાનગી વગર કોલોકોફની માંગણી સ્વિકારવાને નાપાડી. દોલતખાન પાશાને કોલોકોફની માંગણી સમજાવ્યા પછી ખલીલે ઉતર વાળ્યો કે નામવર પાશાને પોતાને મકાને જવાની ઘણી ઉતાવળ છે, માટે ઉપકાર સાથે તે તારી માંગણી સ્વિકારી શકતો નથી. કોલોકોપ્ર અજાયબી સાથે ચુપ રહ્યો અને પોતે જે કાલું કઉતુક કરવા ધાર્યું હતું તેમાં નિષ્ફળ થવાથી વિચારમા પડયો. ખલીલ પણ કોલોકોફનો સઘળો ભરમ પામી ગયો, એટલે બની શકતી સભ્યતા સાથેજ તેણે સઘળા ઉતર વાળી તાહાડાં પાણીએ કાસળ કાઢવાની યુકતી ચાલુ રાખી. કોલોકોફે ફરીને ખલીલને જણાવ્યું કે દોલતખાન પાશાને એકવાર ફરીથી મારી માંગણી કરી જોવી, તે પ્રમાણે તેણે દોલતખાન પાશાને સમજાવ્યો. પાશાએ તો નાજ પાડી. એટલે ખલીલે ફરીને કોલોકોફનો તેની આવી સભ્યતા અને મેહેરબાનીને માટે ઉપકાર માન્યો, પણ તેની માંગણી ના કબુલ રાખવા માટે દલગીરી દેખાડી. હવે કોલોકોફે લગાર કરડાકી કરવા માંડી કે, મારી માંગણી સભ્યતા સાથની હોવા છતાં તેને આવી અસભ્યતા સાથે તુછકારવામાં આવેલી છે. તમારી તુરકીઓની રીતભાત તદન અસભ્ય છે; તમારા સાથની સ્ત્રીઓને એટલા બધા તાણીને બુરખા પેહેરાવવામાં આવ્યા છે કે જાણે તેઓ મુરદાં સરખી લાગે છે. હવે ચકમક બાઝી. ખલીલને તાણ ચઢયું અને તેણે પાશાને સમજાવી તુરત બોટનું લાંગર

ઉચક્યું. છતાં પણ રૂશિઅનો પુઠે લાગેલા રહેવાથી ખલીલે હથિયારબંધ થવા માંડયું. જે છ કાલા હબસીઓ હતા, તેમને પણે હલેસાં બાજુને બચાવને અર્થે આપ્યાં. તે છએ ગુલામોને સ્ત્રીઓની દેખરેખને માટે રાખ્યા અને ખલીલ પોતે, તથા બીજા બે ગ્રીક્ તથા દોલતબાન પાશા બોટને મોખડે હથિયાર સજી ઉભા.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### નાનકડું રણસંગ્રામ.

આ સઘળી ગોઠવણો બોલબોલતામાં થઇ ગઇ. કોલોકોફ્ ઉપર તેમનો સઘળો ડોલો લાગી રહ્યો હતો. કદાચ તેનો ચેહેરો ઘડીવાર એવો લાગતો કે જાણે તે પોતાનાં આ ઉતાવળાં અયોગ્ય પગલાં માટે પશ્ચાતાપ કરતો હોય; પણ હવે પાછું ફરવું એ તેને માટે અતિશય ભારે કામ થઇ પડયું હતું. તુરકી સ્ત્રીઓને ગમે તેમ કરીને પણ પોતાની મનવાર ઉપર લઇ આવવી, એવા સોગન તે પોતાના હાથ હેઠળના સરદાર પ્રત્યે લઇ ચુકયો હતો. ખલીલ તરફ તેનો ગુસ્સો એટલો બધો તો ઉશ્કેરાયલો હતો કે તે પાછો ફરતાં તેનાથી બીધો એમ કોઇના માનવામાં આવે એવી તેને વળી દેહેશત થતી હતી. દેખાવ જેમ ગંભિર તેમ રમણિય હતો. અરધા એક મૈલને છેટે રૂશિયન મનવાર લાંગર કરી પડેલી હતી અને તેમાંનાં માણસો પોતાના કેપટન સાહેબ કેવું સાહસ કરે છે તે ઇંતેજારી સાથે તેમાંથી નીહાલતા હતા. દોલતબાન પાશાવાળી બોટનો દેખાવ પણ લશ્કરી જેવો થઇ ગયો. છ ગુલામો હાથમાં હલેશાના ટુકડા લઇ તૈયાર થઇ ઉભા હતા. દોલતબાન પાશા પોતાની ચકચકીત નાગી તરવાર સાથે, ભવાં ઉપર ભવાં ચઢાવી ક્રોધાયમાન અને વિક્રાળ સ્વરૂપ કરી સજ થઈ ઉભો હતો. લડાઇને મોખડે ખલીલ, લુકાસ તથા જુલીયન પણ પોતપોતાનાં હથિયારો સાથે તૈયારજ ઉભા હતા. કોલોકોફ્ની હવે ખાતરી થઇ કે પોતે ગમે તેવાં મોટાં લશ્કરી બારકસનો કમાન્ડર છતાં સામે આવેલી બોટના માણસો સાથે લડાઈમાં ઉતરવું એ કાંઈ બચેબાલેકા ખેલ સરખું નજ હતું. તે પણ હથિયારબંધ હતો પણ હજુ તો તે સજ થયો ન હતો. મનમાં, આ રણસંગ્રામનાં પરિણામને માટે બહુ દેહશત સાથે સંકલ્પ વિકલ્પ કરતો હતો. અંતે લડાઇમાં

ઉતરવાનો તેણે નિશ્ચય કર્યો. પોતાના સેલરોને ઉતાવળમાંજ તૈયાર થવાનો હુકમ કીધો અને પોતે પણ મ્યાનમાંથી તરવાર ખેંચી ઉભો. તુરત બંને મછવાઓ વચ્ચે લડાઇ ચાલી. ખલીલે બહુ શુરાતન બતાવ્યું. કોલોકોફ ટાંકીને તેના ઉપરજ ઘા મારતો જે અચ્છી સીફતથી છટકાવી નાખી તે પોતાની તરવારથી એવો તો કારી ઘા મારતો કે તેને રક્ત વેહવડાવ્યા વગર રહેતો નહી. આ પ્રમાણે કેટલોક વખત સુધી પરસ્પર તરવારના કડાકા અને ચમકારા થવા લાગ્યા. અને કસું પરિણામ ન આવતાં દોલતખાન પાશાને મોખડે રાખી ખલીલ પોતે રૂશિયન બોટમાં કુદી પડયો. પડતાંની સાથેજ તેણે કોલોકોફ સાથે એવી તો મજબુત બાથ ભીડી કે ક્ષણભરમાં તેને ઘાયલ કરી ભોંયે પાડયો. તુરકી બોટમાં સ્ત્રીઓમાં ખલીલ પડયો જાણી તુરત ગભરાટ થયો, અને ઇસ્મીલડાએ તો ચીચોયારી પાડી, પણ તુરત દોલતખાન પાશાએ તેણીને ધમકાવી મુગી રાખી અને ખરી હકીકતથી વાકેફ કીધી. જુલીયન અને લુકાસના હાથ ઉપર બે રૂશિયન ખલાસીઓ ઠાર થયા, ત્રીજા—એકને દોલતખાન પાશાએ સખત જખમી કર્યો, અને બાકી રહેલા ત્રણ રૂશિયન સેલરો હવે હારી ખાઈ ગયા. ખલીલને તેમજ બીજા કોઈને સેહેજ ઘસા પડવા સિવાય કસું લાગ્યું ન હતું. બાકી રહેલા ત્રણે રૂશિયન સેલરોનાં હથિયાર પડાવી લઇ તેમને પરેહજ કીધા. કોલોકોફ જખમી થઇ નીચે પડયો હતો, તેને હવે ખલીલે ઉઠાડયો, અને નમ્રપણે તેના જખમ ઉપર પાટા વિગેરે બાંધવા માંગ્યો. શરમને મારે કોલોકોફ ખલીલ તરફ સીધી દ્રષ્ટી સુધાં કરી શકતો ન હતો. એ પ્રમાણે પેલા જખમી થયલા રૂશિયન સેલરને પણ લોહી અટકાવવાને પાટા બાંધવામાં આવ્યા. આટલું છતાં કોલોકોફનાં મનમાંનો કોફ તો સમ્યો ન હતો. ખલીલે જ્યારે તેને પુછયું કે હવે તે શું કરવા માંગે છે ત્યારે ખુબ દમમાંજ તેને ઉતર આપ્યો કે તુરકીઓ સરખા નાસ્તીક પાસે દયા માંગવાને મારૂં દીલ સેહજ પણ લલચાનાર નથી, માટે તમારે જે કરવું હોય તે કરવું. ખલીલ કાચો ન હતો; તેણે પણ તાણમાંજ તેને જણાવ્યું કે, સાંભળ ઓ રૂશિયન સરદાર, તારાં ભેજાંમાંથી ગરૂરીનો ખાલી પવન કાહાડી નાખ; પેહેલાં તો તું તુરકી અને રૂશિયન સરકાર વચ્ચે જે લડાઇ બંધ થવાના કોલકરાર થાય છે તે તોડવાનો ગુન્હેગાર છે; બીજો તારો અપરાધ, એક નિર્દોષ ગમતને અર્થે નીકળેલાં બારકસ ઉપર વગર કારણે છેડતી શોધી હુમલો કરવાનો છે, ત્રીજો અપરાધ તો નિર્દોષ પારકી સ્ત્રીઓ તરફ બદદયાનત કરવાનો છે. કોલોકોફનાં

ધ્યાનમાં કસું ઉતર્યું નહી, અને બોલ્યો કે એ સઘળાંનું ચાહે તે પરિણામ નીપજે તે હું ખમવાને તૈયાર છું, પણ તમ સરખા નીચ કુતરાઓની દયા તો બીલકુલ માંગનાર નથી, અને જે સાહાઠ તુરકી બંધવાઓને છોડી મુકવાને હું મારી મનવારમાં લાવ્યો છું તેમના ઉપર મારાં માણસો ચાહે તેવો જુલમાત ગુજારશે. ખલીલે જણાવ્યું કે એ બંધવાઓના બદલામાં રૂશિયન બંધવાઓને લઇને એક બારકસ સીબાસ્ટોપોલમાં પડયું છે. આ વાતચીત થાય છે તેટલાં રૂશિયન મનવાર ઉપરથી બીજી એક બોટ માણસોથી ખીચોખીચ ભરેલી તે તરફ આવતી જણાઇ. ખલીલે વિચાર્યું કે હવે વળી મામલો ફરી જશે, અને વળી રૂશિયન મનવાર ઉપર તોપો છે, જ્યારે તેની સામે થવાને તુરકીની એક પણ મનવાર હાલ તે તરફ તૈયાર નથી. ખલીલે જ્યારે આ સઘળી વાત દોલતબાન પાશાને સમજાવી ત્યારે તેણે તો ગુસ્સામાં આવી કોલોકોફનું ડોકું ઉરાડવાનો હુકમ કર્યો, પણ ખલીલે તેમ કરવાને ના પાડી, અને પેગંબરના સોગન લઇ, આવતી રૂશિયન બોટ સાથે પણ લડાઇમાં ઉતરવાની તૈયારી કરવા માંડી. છતાં પણ તેમને જે ધાસ્તી હતી તે એજ કે રૂશિયનો જો તોપ છોડશે તો માત્ર એકજ તોપમાં તેમની નાની બોટનાં છપન ટુકડા કરી નાખશે. ગમે તેવી ધાસ્તી તેઓ અંદરખાનેથી રાખતાં હતાં, છતાં પણ તે કોલોકોફ ન જાણે તેવો દેખાવ બાહેરથી રાખ્યો હતો. અંતે ખલીલે પાશાની સલાહ સાથે કોલોકોફ સાથે કાંઇક સમજુતી કરવાની માંગણી કરી. તે પ્રમાણે તેણે કોલોકોફને જણાવ્યું કે જો તારે તારૂં માથું બચાવવું હોય, તેમજ વધારે ખુનખારી થતી અટકાવવી હોય તો બેહતર છે કે આપણે કાંઇ સમજુતી કરવે. કોલોકોફનાં ધ્યાનમાં કાંઇક ઉતર્યું એટલે ખલીલ બોલ્યો કે, પેહેલાં તો જે તુરકી બંધવાઓ તારી મનવાર ઉપર છે, તેમને કીનારે ઉતારવા. ત્યાં સુધી હમે તુંને જામીન તરીકે કેદ રાખ્યે, વલી તારા તરફ સારી મમતાળુ આદરભાવ બતાવવાની જામીનગીરી તરીકે હું પોતે તારી મનવાર ઉપર જવાને તૈયાર છું. કોલોકોફ જો કે ગર્વથી આંધળો બની ગયો હતો, તે છતાં પણ જોયું કે આમ થવાથી માત્ર રકત વેહેતું અટકશે એવાજ ખ્યાલથી તેણે ખલીલની સમજુતી બાહાલ રાખી. દરમ્યાન રૂશિયન બોટ આવી લાગી. તેના ઉપર માણસો ખીચોખીચ એટલાં ભરેલાં હતાં કે જો લડાઇ થઇ પણ હોતે તો તેઓથી સારી ફરાગાતથી લડી શકાતે નહી. તે પાસે આવતાંજ કોલોકોફે તેને ઘટતો હુકમ આપ્યો. તુરત જામીનગીરીની સરત બજા લાવવાને ખલીલ તે બોટમાં

ગયો, જ્યાં તેની સારી આગતા સ્વાગતા કરવામાં આવી તે ઉપર જતાંજ તે બોટ ત્યાંથી હંકરાઈ ગઇ.

હવે આપણે કાંઈક પેલી તુરકી સ્ત્રીઓ તરફ ફરીયે. ઇસમીલડા તો આ આવી પડેલાં ભયથી અધમુઇ થઇ રહી હતી, તેમજ ત્રણે સુંદરીઓ પણ થોડી ઘણી ગભરાટમાં હતી. જ્યારે ખલીલે કાલોકાફ ઉપર ફતેહ મેળવી, ત્યારે ગુલનાર, તેહમીના તથા ઝુલીખાંએ સાથે મળી એક ઈશ્વર પ્રાર્થના કરી હતી. આટલે સુધી તો સઘળું ઠીકાઠીક ચાલ્યું પણ ખલીલ જ્યારે રૂશિયન બોટમાં ગયો ત્યારે સર્વને ધાસ્તી લાગવા માંડી, છતાં પણ ખલીલની યોજનાઓ કેટલી દુર અંદેશી ભરેલી હોય છે, અને હંમેશા તે તેમાં કેવો ફતેહમંદ ઉતરતો રહે છે તે જાણીને તેઓને સેહજ ધીરજ હતી. પાછલાપોહોરે ચાર વાગેલા હતા; હવા ખુશનુમા હતી, અને દેખાવ પણ રમણિય લાગતો હતો. રૂશિયન બોટ મનવાર ઉપર જઇ લાગી કે પેહેલા ખલીલ અને તે પછી સઘળાઓ મનવાર ઉપર ચઢયા. કાલોકાફનો લફ્તેનંટ તેને કેબીનમાં લઈ ગયો અને ત્યાં ખાણું મંગાવ્યું, પણ ખલીલે તે નાપાડી પેલા તુરકી બંધવાઓને જેમ બને તેમ જલદીથી કીનારે ઉતારવાની માંગણી કરી. લફ્તેનંટે તેમના નામો ખલીલને આપ્યાં જેની સંખ્યા સાહાઠની હતી. અંતે તે સઘળાઓને સહીસલામત ત્યાંથી બોટોમાં બેસાડી કીનારે ઉતાર્યા, અને ખલીલ પોતે પણ એક બોટમાં બેસી પાછો વળ્યો. તેને પોતાનું કામ મનમાનતી રીતે બજાવી આવેલો જેઇ તુરકી બોટમાં ભારે હર્ષ ઉપજયો. હવે કાલોકાફને તેઓએ હથિયાર સાથે મુક્તી આપી, અને પોતાની બોટમાં બેઠો. આ સમયે એક અકસ્માત થયો. ખલીલ જેવો પોતાની બોટમાં આવવા જાય છે, તેવીજ બોટ ચાલવા માંડયાથી તે દરિયામાં તુટી પડયો અને કેટલેક સુધી તણાઇ ગયો. તણાતો પેલી રૂશિયન બોટ તરફ ગયો, જેમાંના માણસોએ તેને ઉપાડી લીધો; પણ દોલતબાન પાશાનાં મિત્રમંડળમાં ગભરાટનું શું પુછવું ? તેઓએ તેને ઉપાડયો ખરો પણ કાલોકાફનો હુકમ થતાંજ તેને મુસ્કાટાટ કરી બંદીવાન કર્યો, અને તુરત બોટ હંકારી. દોલતબાન પાશાએ તે સઘળું જેયું એટલે ગુલામોને તાકીદ કરી બોટને જેમ બને તેમ જલદીથી તેની પાછળ મોકલી. ખલીલે જેયું કે સઘળાં ગભરાય છે એટલે તુરકી ભાષામાં તેમને હીમત આપવાને મોટેથી બુમો પાડી, એટલે ગુચવાડામાં ને ગુચવાડામાં બોટને ત્યાંજ થોભાવવામાં આવી.

# પ્રકરણ ૨૮ મું.

## બે ભયંકર ગોળા-ખલીલનો તલેસમાત.

ખલીલે પોતાને છોડવાને માટે કોલોકોફને ગમે તેટલી આજીજી કરી પણ વ્યર્થ; પણ અંતે તેણે બહુજ દીનતાથી માંગી લીધું કે મારા હાથ છુટા કરવા, એટલે કોલોકોફ તરવાર કાહાડી સામો ઉભો અને ખલીલને છુટો કરવામાં આવ્યો. જેવા પોતાના હાથ છુટા થયા કે તુરતજ ખલીલે પોતાનો જમણો હાથ ખીસામાં ઘાલી કાંઇક વસ્તુ કહાડી અને તેને ગફલતમાં વાહાણના એક ભાગ સાથે ઘસડી. તેવોજ તેનો મોટો ધડાકો થયો, અને બીજીજ પળે તેનો જબરજસ્ત ધુંવો આકાશમાં જમાવ થવા માંડયો. આ બનાવથી ખલાસીઓમાં બહુ આશ્ચર્ય ઉપજ્યું એટલુંજ નહી પણ કોલોકોફ પોતે વિસ્મય પામ્યો. તેને સંદેહ ગયો કે ખલીલે બોટને દુબાડી દેવાને કાંઈક પ્રપંચ કીધો છે, એટલે તેણે તરવાર ઉગામી ખલીલને કાપી નાખવા ધરયો, પણ ખલીલે દુર થઇ જઇ તેને કહ્યું કે એક વગર હથિયારના માણસ ઉપર હુમલો કરવો એ હીચકારૂં કામ છે. કોલોકોફથી સાંખી શકાયું નહી. જાતે એક તો તામસી અને તેમાં વળી ખલીલના શબ્દો તેનાં કલેજાંમાં તીરની પેઠે લાગા, એટલે તે તો લાલચોળ થઇ ગયો, અને કરડાકી સાથેજ ખલીલને પુછયું કે જે નીશાની તેં હમણાં કીધી તેનો ભેદ શું છે? ખલીલે તેનો ઉતર આપતાં પેહેલાં કોલોકોફથી જાણવા માંગ્યું કે તેને મનવાર ઉપર લઇ જવામાં આવનાર છે કે કેમ? કોલોકોફે છાતી ઠોકી હા પાડી, એટલે ખલીલ બોલ્યો કે ત્યારે તો હું આ મારાં ચીન્હનો ભેદ તે મનવાર ઉપર જઇનેજ ખુલ્લો કરીશ. એટલું બોલી ખલીલ નીડર ચેહેરે મુગો બેઠો. ખલીલને પકડવામાં પોતે જે હુલડાઇ ભરેલું કામ કીધું તે માટે કોલોકોફ મનમાં પશ્ચાતાપ કરતો હતો. અને વળી ખલીલે જે ધડાકો નીપજાવ્યો તેથી તેનું મન વિશેષ ચીંતામાં હતું, વળી તેનાં પોતાનાં માણસો પણ તેનાં આ કામથી ઉદાસ થયલાં લાગતાં હતાં. તેના મનમાં એવું થતું કે જો ખલીલ માંગણી કરે તો તેને એકદમ સહી સલામત છોડી દેવો, પણ ખલીલ હવે આજીજી કરવાનું છોડી બેઠો હતો. આપણે આ વારતાની સાંકળને લગાર તોડી પેલી તુરકી બોટ તરફ જઇશું. રૂશિયન બોટ ઉપર ખલીલે જે ધડાકો કરયો તે તેના ઉપર પણ

સમજાયો હતો, અને તેનો ભેદ બધાંઓ તો નહી પણ ઝુલીખાં સારી પેઠે સમજતી હતી. રૂશિયન બોટ ખલીલને લઇ મનવાર તરફ જઇ લાગી. મનવાર ઉપરના લફ્તેનંટે ખલીલને કેદમાં પકડેલો જોઇ આશ્ચર્ય ઉપજ્યું, અને તે તુરત સમજી ગયો કે કોલોકોફે કાંઇ પ્રપંચ કરેલું હોવું જોઈયે. તે ઘણો ઉદાસ થઇ ગયો અને કોલોકોફ પોતે પણ તુરત સમજી ગયો. કોલોકોફે ખલીલને મનવાર ઉપર ચઢી જવાને ઇસારત કરી અને મુગે મોઢે તે ઉપર ગયો. જતાં વાર લફ્તેનંટને નમીને સલામ કરી. સઘળા એક બીજાનાં મોહ ટીકતા હતા, તેટલાં ખલીલે પોતાના કપડાંમાંથી બીજી ગોલી કહાડી, તુટક સાથે તેને અફાલી એટલે મોટો અવાજ થયો અને તેના સાથેજ ધુંવાધાર થઇ રહ્યું. કોલોકોફે ફરીને ચીરડાઇને પોતાની તરવાર ખેંચી, પણ ખલીલે તેના તરફ એટલી તો નીડરતા અને તીરસ્કારથી જોયું કે કોલોકોફનો હાથજ ધ્રુજવા માંડયો અને તેના ચેહરા ઉપર શરમ ફરી વળી. છતાં પણ ગુસ્સાથી દીવાના બનેલાની પેઠે તેણે ખલીલને એકદમ પકડવાને માણસોને હુકમ કીધો, કે તુરતજ રૂશિયન સેલરોએ તેને પકડયો. ખલીલ જરાપણ સામો થયો નહી. લફ્તેનંટે ધીમે પણ મકમ અવાજે કોલોકોફને જણાવ્યું કે આ જવાન તુરકીને આવી હાલતમાં લઇ જઇ શકાશે નહી. કોલોકોફે તેનો કસો ઉત્તર આપ્યા વગરજ પેલા ધડાકાનો ખુલાસો ખુબ તોરમાંજ માંગ્યો, પણ ખલીલે તેવાજ જુસ્સાથી તે ખુલાસો કરવાને સાફ ના પાડી, અને બોલ્યો કે પેહલાં મને છુટો કર. કોલોકોફે તેને છુટો કરવાને હુકમ કીધા પછી ખલીલે પોતાનો ખુલાસો લફ્તેનંટને સાક્ષી રાખી ખાનગી રીતે કરવાને ઇચ્છા જણાવી. તુરત તેઓ ત્રણે તેની કેબીનમાં જઇ બેઠા, અને દરવાજા બંધ કર્યા. ખુલાસો કરવા પેહેલાં ખલીલે તો એક નાનું સરખું ભાષણ કર્યું અને કોલોકોફને સાફ જણાવ્યું કે હું તારા પાસે બીલકુલ દયા માંગતો નથી, તેં જે કામ કીધું છે તે માટે ઠપકો દેતો નથી, પણ મારા ખુલાસાથી તું જોશે કે તું તેમજ તારું બારકસ કઇ સ્થિતિમાં છે અને હું કઇ સ્થિતિમાં છું. ખલીલના આ છેલા બોલોથી તેમને બહુ અજાયબી પેદા થઇ.

હવે ખલીલે પોતાનો ખુલાસો ચલાવ્યો. સાંભળ ઓ, કોલોકોફ કે થોડુંક ઉપર એક બાહોશ ફ્રેંચ એન્જીનીયર કાન્સ્તાંટીનોપલ આવ્યો હતો. તુરકી સરકારને એક ભેદ ખુલવાના હેતુએ તેણે વજીરની મુલાકાત લીધી. તેની ખબર ઉપરથી હમારા વડા નૌકા સેનાપતીને પણ મુલાકાતે બોલવામાં આવ્યો. ઉપરાંત શેહેનશાહી ગોદીના બે પેહલા નંબ-

રના વાહાણુ બાંધનારાઓ તેમજ બે એન્જીનીયરોને પણ બોલવામાં આવ્યા. આ સઘળું શું થાય છે તે જાણવાની મને ઈછા થઇ અને તેમાં હું કાઇક ફતેહ પણ પામ્યો ખરો. આ ફ્રેંચ એન્જીનીયરની દેખરેખ હેઠલ એક અજાયબ તરેહનું બારકસ શેહેનશાહી ગોદીમાં જેટલી બને તેટલી છુપી રીતે બાંધવામાં આવ્યું છે. તે બારકસનો હેતુ એવો છે કે તે પાણીનાં ભીતરમાં રહીને સફર કરે છે. તે બારકસ લંબાઇમાં ત્રીસ ફીટ છે અને આકાર માછલી સરખો છે. માછલીની પેઠેજ તેને ભીંગડાં છે જે તરેહવાર રીતે બારકસને ફેરવે છે. તે કામમાં પુછડી તેમને મદદ કરે છે. આગલ ચલાવો કે ગમે પાછલ ચલાવો પણ તે એટલી ઝડપથી ચાલે છે કે તે બહુજ અદભુત છે. માછલીની જેમ આંખો તેમ એની આંખો છે તે બારી છે. આટલી વાત કરી ખલીલ અટક્યો અને પુછયું કે એ વાત તેમને સમજણ પડી કે નહી. તેઓએ હા પાડવાથી ખલીલ આગળ વધ્યો. તે બોલ્યો કે આ બારકસના ત્રણ ભાગ કરવામાં આવેલા છે, દરેક દશ ફીટ લાંબા છે; તેના જે ઓરડાઓ છે તેમાં પુષ્કળ આંધરાંઓ રાખેલાં છે. મધ્ય ઓરડામાં એક કારખાનું છે; તેમાં દરેક જાતનાં રસાયણી હથિયારો છે અને તેમાં ખુદ્રતી હવા એકઠી કરવા અથવા ખાલી કરવાનાં દરેક સાંધનો છે. આ હવાને લીધે અરધો ડજન માણુસ પાણીમાં કસીપણ અડચણ વગર છ કલાક સુધી રહી શકે છે. એજ ઓરડાને માથે એક છટકાંનો દરવાજો છે જેમાંથી આવજાવ થઇ શકે છે, તેમાંથી બીલકુલ પાણી આવ જા થઇ શકતું નથી. કોલોકોફ તો જાણે બધું સમજતો હોય તેમ બોલ્યો, પણ લફતેનંટ તો બોલ્યો કે જાણે સ્વપ્ના સરખું લાગે છે. ખલીલે મુછમાં ને મુછમાં હસીને આગળ ચલાવ્યું કે હવે એક એવા ઓરડાનું વર્ણન હું કરૂં છું કે જે ઓરડો તમામ ચુંબકનોજ બનાવેલો છે અને જેમ ચાહે તેમ તે લાંબો અને ટુંકો થઇ શકે છે, અને વળી મેં ઉપર કહ્યું તેમ તે દરેક બાજુએ જોઇયે આગળ ચલાવો ગમે પાછળ હટાવો, જોઇયે ઉપર ચઢાવો કે નીચે પાણીમાં ડુબાવો ત્યાં કામ કરે છે. બે ઓરડાઓમાં રોશની કરવામાં આવે છે, અને તેમાંના એક ઓરડામાં તો એવા પારદર્શક કાચો મેલવામાં આવેલા છે કે, બારકસને ગમે તેટલાં પાણીમાં ડુબાડયું હોય તો પણ તેમાંથી ગમે તેવી નાનામાં નાની કે બારિકમાં બારિક પદાર્થ જોવાઇ શકે છે. ખલીલે હવે જાણે તે તેમને વધારે સમજણ પાડવા માંગતો હોય તેમ કાગજના ટુકડા ઉપર સીસાપેનથી લીટીઓ દોડીને બતાવવા માંડયું કે, બારકસના ઉપલા ભાગ ઉપર, સલગી ઉઠે એવું એક

યંત્ર ગોઠવવામાં આવેલું છે. દોઢ ફુટ લાંબુ તે છે, આ યંત્રનું નામ ટારપીડો છે. તેને એક છેડે ભાલાની પેઠે અણી કહાડવામાં આવેલી છે. ગોલાની અંદર વળી અદભુત યંત્રીક કળા ગોઠવવામાં આવી છે. આ સઘળાંથી એક ઘડીમાં ગમે તેવાં મોટાં બારકસોના છપન્ન ટુકડા કરી નાખવામાં આવે છે. કોલોકોફ તો સાનંદાશ્ચર્ય પામી ગયો, અને બહુ વિસ્મય થવા લાગ્યો, પણ અંતે તેણે ખલીલને પ્રશ્ન પુછયો કે પણ એ વાત સાથે તેં ફોડેલા બે ગોલાઓનો ખુલાસો તો થયોજ નથી. ખલીલ બોલ્યો કે, ખચીત, એ બે ગોલીઓ જે મેં ફોડી તેનું કારણ તે ટારપીડો બોટ આ તારા મનવારને તળીયે લાગુ પાડવાના હુકમ તરીકે. કોલોકોફ તો બખારવા મંડયો, અને તુરત તરવાર ખેંચી ખલીલ ઉપર ઉગામવા જતો હતો, તેટલાં લફ્તેનંટ વચ્ચે પડયો, અને પોતાના ખીસ્સામાંથી એક મોહોર બંધ દસ્તાવેજ કહાડી કોલોકોફને જણાવ્યું કે હવે આ બારકસનો કેપટન હું પોતે છું, જુઓ આ દસ્તાવેજ. આ મનવાર "ઈવાન ધી ટેરીબલ"ના કેપટનનો ઓધો એકદમ લેવો એવો આ દસ્તાવેજ આપણા વડા નૌકા સેનાધિપતિ તરફથી મને આવ્યો છે. માટે કેપટન કોલોકોફ તું પોતાને પરેહજ કીધેલો સમજ અને એક બોલ પણ બોલીશ નહી. કમનસીબ કોલોકોફ તુરત સઘળું મીથ્યાભીમાન ભુલી ગયો અને કેપટનને પગે પડયો. બીજીજ પળે આ નવા થયલા કેપટને ખલીલને તુરત માહા આબરૂ સાથે પુછયું કે, તું જેમ જણાવે છે તેમ આ રૂશિયન બારકસ ખરેખર ધાસ્તીમાં છે ખરૂં કે? હું તને સર્વ પ્રકારનું છુટાપણું આપું છું, અને તને જે નુકસાન કરવામાં આવ્યું છે તેનો પુરેપુરો બદલો આપવાને સોગંદ લઉં છું. બસ, બસ, ખલીલ બોલી ઉઠયો; રૂશિયન કેપટન, ફીકર નહી કર, તારૂં બારકસ હું પોતે બચાવવાને શકતીવાન છું, અને તેમ કરી તે કેપટનને કેબીનમાંથી બાહેર તાણી ગયો અને તુટક ઉપર જઇ બીજી એક ગોળી ફોડી ધડાકો કીધો, અને કેપટનને જણાવ્યું કે આ ત્રીજી ગોળીથી, ટારપીડો લાગુ પાડવાનું કામ અરધો કલાક સુધી ઢીલમાં રાખવામાં આવશે. હવે હું ઇચ્છું છું કે તું તારો વચન પાળે અને મને અહીંથી જવા દે. કેપટને ખલીલને થયલાં નુકસાન માટે તેના પાસે ક્ષમા માંગી, જે ખલીલે ઉપકાર સાથે નાપાડી. તુરત બોટ ઉતારવામાં આવી; કેપટન પોતે ખલીલને સહીસલામત મુકી આવવાને તૈયાર થયો, તથા તેણે દોલતખાન પાશા પાસે આવી બનેલા બનાવ માટે ક્ષમા ચાહાવા માંગી. બંને બોટમાં ઉતર્યાં કે બોટે ચાલવા માંડયું. બોટમાં બેઠે બેઠે રૂશિયન

કેપટને ખલીલને પુછયું કે તેણે ટારપીડો બોટની જે વાત ખુલી કીધી છે તે રૂશિયન નૌકા ખાતાંને જાહેર કરૂં કે ખાનગીજ રાખું. ખલીલ, આનો શું ઉતર દેવો તે સમજી શકયો નહી. ઘણોક વિચાર કરી તેણે કેપટનને રજા આપી કે બેલાશક તે વિશે તેણે રૂશિયન સરકારને ખબર આપવી. કેપટને તેનો ઉપકાર માની ખલીલ પોતે કોણ છે તે જાણવા માંગ્યું, પણ ખલીલે તુરતવેળા તે કહેવાના આખાડા કીધા. તેટલાંમાં તેમની બોટ દોલતબાન પાશાની બોટ તરફ જઇ લાગી. ખલીલને જોઈ તેમને ભારે સંતોષ થયો, અને જે ત્રણ ગોળીઓ તેણે ફોડી હતી, તે શું કારણે હતી તે જાણવાને તેમને ભારે ઉત્કંઠા થઈ રહી. બોટ પાસે આવી લાગી. રૂશિયન કેપટને પોતાની તરફથી સઘળાંઓની માફ માંગવી એવી ઇચ્છા ખલીલને જણાવી, જે સ્વિકારી ખલીલ પોતાની બોટમાં કુદી પડયો. રૂશિયન કેપટનને ખલીલે ખાતરી આપી કે તારી મનવાર હવે સહી સલામત છે, અને તુરતજ એક ગોળી ફોડી પાછો ધડાકો કીધો.

## પ્રકરણ ૨૯ મું

### ખલીલનાં પરાકરમ તરફ અજાયબી.

ખલીલને પાછો સહી સલામત આવેલો જોઇ સઘળાંઓને ભારે હર્ષ ઉપજયો. ઝુલીખાંનો હર્ષ તો હૈડાંમાં સમાવ્યો જતો નહતો. રૂશિયન બોટ પાછી પોતાની મનવાર તરફ હંકારી ગઇ. બોટમાં આવતાંજ ખલીલને દરેક જણ તરફથી તરેહવાર સવાલો કરવામાં આવ્યા. તે સઘળાંનો ખુલાસો તેણે તુરત કર્યો. પોતે કેવી યુકતીથી બચાવ પામ્યો ટોરમીડોની વાતથી રૂશિયન કેપટન તથા લફતેનંટને કેવા ખાલી બીહવાડયા તે વિગેરે તેણે સમજાવ્યું. આ ઠેકાણે વાંચનારાઓને પણ કાંઇક ખુલાસો થવો જોઇયે. રૂશિયન મનવાર ઉપર ખલીલે ટોરપીડોની જે વાત કરી હતી તેમાં લેશ પણ સચાઇ નહતી. એક ફ્રેંચ એન્જીનીયરે એવી કલ્પના કરી હતી ખરી, પણ તે બીલકુલ અમલમાં આવી નહતી. તે વાત તેને યાદ હોવાથી તે પોતેજ જાણે તુરકી સરકારનો ટોરપીડોને લગતો હુકમ કરનાર અમલદાર હોય તેવો ઢોંગ ભજવ્યો, અને એવું બતાવ્યું કે ગોલીઓ જે ફોડી તે તે ટોરપીડોને તૈયાર કરવાને માટે હતી, અને તેમ કરી તેણે રૂશિયન કેપટન તથા

લફ્તેનંટને અચ્છી શીફ્તથી ગભરાવ્યા હતા. ખલીલને તો દોલતખાન પાશાની બોટનાં સર્વ માણુસો એક મોટા ફરેસ્તોજ સમજવા લાગ્યાં, દરેક જણ તેના તરફ ટીકી ટીકીને જોવા લાગ્યાં. ઝુલીખાં તો જેમ જેમ ખલીલનાં પરાક્રમો સાંભળતી જતી તેમ તેમ તેના દીલમાં ખલીલ તરફના પ્યારનો જુસ્સો વધતો ને વધતો જતો હતો. હવે બોટ દોલતખાન પાશાના મેહેલ તરફ આવવા માંડી એટલે ખલીલે પાશા પાસે રજા માંગી કે તે તેમજ તેના બંને ગ્રીક મિત્રો ત્યાંજ ઉતરી પડી કોઇ પારકાંઓની નજર ન પડે તેમ ચાલીને આવ્યો. દોલતખાન પાશાએ ખલીલની તે સમયસુચકતાને માટે ઉપકાર માની રજા આપી. તે પ્રમાણે જે ઠેકાણે ઉતરવાનું હતું ત્યાંથી અરધોક મૈલ દુર બોટ અટકાવી અને ત્યાં ત્રણે જણ ઉતર્યા. ત્રણે મિત્રો વાત કરતા ચાલ્યા. ચાલતાંને દરમ્યાન વળી બંને ગ્રીક મિત્રોથી છુટા પડવાની રજા ખલીલે માંગી, અને થોડાજ વખતમાં પાછો તેમને આવી મળવાની ઇચ્છા જણાવી. તુરત તે તેમની રજાથી છુટો પડયો, અને ઉતાવળે પગલે દોલતખાન પાશાના બગીચામાં પેલી ઘટામાં ઘુસ્યો કે જ્યાં તેનો વિશ્વાસુ ગુલામ સાદક મલ્યો. તેણે તેના પાસે મંગાવી રાખેલી વસ્તુ માંગી, જે સાદકે આપી. મસરૂર સંબંધી સમાચાર તેને પુછતાં તે કસા જાણતો નથી એવો ઉતર તેણે વાળ્યો. ખલીલે તેને મશરૂરે ઝુલીખાં ઉપર કરેલા હુમલાની ખબર આપી અને સાદકને જણાવ્યું કે જયાં સુધી તે પકડાય નહીં ત્યાં સુધી આપણે બેદરકાર રહેવું જોઈતુ નથી; માટે સાદક, તું થોડાક માણુસ લઇ તુરત જા અને જ્યાં સુધી કારા મશરૂરને પકડી લાવે નહી ત્યાં સુધી તું જંપીને બેસીશ નહી. તેને બીજો એ હુકમ આપ્યો કે તુરકીના પરદેશખાતાના પ્રધાન રીસ એફન્ડીને મળીને કહેવું કે રૂશિયા સાથે સમજુતી કરવાનું કામ લગાર ઢીલમાં રાખવું, કારણ કે એક બનાવ એવો બની ગયો છે કે રૂશિયન સરકાર સુલેહ કરવાને વધારે ખંટ બતાવશે. પોતાનું આ કામ થઇ રહેતાંજ ખલીલ પોતાના બંને ગ્રીક મિત્રોને જઇ મળ્યો. તે સઘળા સાથે મળીને પાશાના બગીચામાં દાખલ થયા, જ્યાં તેને માટે સારાં સારાં કપડાંઓ તૈયાર રાખવામાં આવેલાં હતાં. કપડાં બદલવા પછી સાદકે આપેલું પડીકું ખલીલે પાછું તપાસવા માંડયું તો કાગજની એક નાની બીંદડી વાળેલી તેને હાથ લાગી. તેના અક્ષર સ્ત્રીને હાથના હતા. ખલીલે તે તુરત ઓળખ્યા, અને ઘણો આશ્ચર્ય પામ્યો. તે વાંચીને વળી વધારે અજાયબ થયો. થોડીક મીનીટ સુધી તે પોતાના ઓરડામાં આમ તેમ ભટકીને અને જોય શું કે થોડેજ વારે

દોલતખાન પાશા તેના ઓરડામાં આવ્યો. ખલીલ તો જાણે કસું વિચિત્ર બન્યુંજ ન હોય એવો દેખાવ કરી સામો ગયો અને ખલીલને ભારે હર્ષ સાથે જાહેર કીધું કે તુરકીના સુલતાને મને વડા વજીરના મદદનીસ સલાહકાર તરીકે નીમ્યો છે. આ સાંભળતાંજ ખલીલે પાશાને મુબારકબાદી આપી અને તેના હાથ ઉપર ચુંબન કીધું. સઘળી મુબારકબાદી આપલે થઇ રહેવા પછી દોલતખાન પાશાએ ખલીલનાં ખભાં ઉપર બહુજ મિત્રતા ભરેલી રીતે હાથ નાખી ખલીલે જે સઘળાં પરાક્રમો બજાવ્યાં તેનો ખુલાસો તેનાથી ચાહ્યો અને તેનાં આંગળાં ઉપરની તલેસ્માતી વીંટી વિશેનો ભેદ ખુલો કરવાને જણાવ્યું.

ખલીલ બોલ્યો, પાશા સલામત, મેં પેહેલેજ તમને ન હોતું કહી દીધું કે એ મારી વીતી એક છુપી પદાર્થ છે. ખરૂં છે, પાશા સાહેબ કે હું એક ધનવાન માણસ છું, કુળવાન છું અને જ્યારે તમારી વાહાલી ભત્રીજીના હાથની માંગણી કરીશ ત્યારે હું તમારી નજરમાં કોઇપણ રીતે નાલાયક નજ ઠરીશ. પીરાનપીર પેગંબરના કસમ લઇને કહું છું, અય મિત્ર ખલીલ, દોલતખાન બોલ્યો, જો ઝુલીખાં મારી પોતાની દીકરી હતે તો હું કયારનો તે તારી માંગણી સ્વિકારી પણ દેતે, અને કાકા તરીકે મારી પરવાનગીની જેટલી જરૂર દેખાશે તેટલી હું આપીશ; પણ તું શું ભુલી ગયો છે કે તેના પીતા કેદીયાસ્કરના માથા ઉપર ગણગણતું ભય લટકેલું છે? ખલીલ બોલ્યો, પાશા સલામત, હું તે ભુલી ગયો નથી, પણ આપણે નઠારાં કરતાં સારાંનીજ આશા ભલે રાખવી. આગળ વધતા ખલીલે પાશા પાસે તુરતવેળા એ વાત ભુલાવાને જાણવા માંગ્યું કે બીજો પણ કાંઈ ઓધો સુલતાને તેને આપ્યો છે ખરો? પણ પાશાએ તે વાત કહેવાને આનાકાની કરી કે ખલીલ જ્યાં સુધી પોતાનો ભેદ નહી કહે ત્યાં સુધી ન કહેવું. એ ઉપરથી ખલીલે તેને ખાતરી આપી કે તે જેવો છે તેવોજ છે; જેવો દેખાય છે તેવોજ છે, અને ભેદ કે ભરમ કસો નથી. પાશા બોલ્યો કે ખલીલ, હાલ હું ચાર કારણથી તારા ઓરડામાં આવ્યો છું. પેહેલું તો એકે મને મળેલા વજીરના ઓધા વિશે જાણ કરવી; બીજું તો એ કે આજે રાત્રે ખુશાલીનાં ખાણાંમાં તુને તારા ગ્રીક મિત્રો સાથે આમંત્રણ ત્રીજું તો એકે તુને જાહેર કરવું કે જે જેનીઝારીઓનો બળવો કરવું, ફકત તારી મદદથી બેસાડી દેવામાં આવ્યો, તે માટે મને આ ઓધ્ધો મળ્યો છે, જે મારે સ્વિકારયા સિવાય બીજો માર્ગ નથી. રૂશિયનો સાથે આજે તેં જે દસ્તદરાજી કરી બચાવ કર્યો છે તે હું ભુલી ગયો નથી. સઘળાનો બદલો હું [illegible]ણું તેના વિચારમાં છું,

માટે કહે મિત્ર ખલીલ, કે તારો ઉપકાર હું શી પ્રકારે વાળું. ખલીલ આ મમતા ભરેલા શબ્દોને માટે પાશાનો ઉપકાર માની બોલ્યો કે પાશા સલામત, હું મોઢે માંગીને ઉપકાર લેતો નથી, પણ તારા સરખા ઉપકાર કરી શકે તેવા આસામીઓ મને નવાજે તો તે હું ના કબુલ પણ કરતો નથી, કારણ કે તે નવાજેશથી મારા જાતભાઇઓનું ભલું કરવાને અને આગળ વધારે સારો માર્ગ સુજે છે. એટલુંજ નહી પણ જેમને મોટા અને શકતીવાળાઓની મદદ જોઇતી હોય તેઓને પણ હું તેવી મદદ આપવાને તૈયાર છું. પાશા ખલીલનો આ છેલો વાકય ન સમજવાથી તેનો ભેદ જાણવા માંગ્યો, અને ખલીલે તે હવે પછીને માટે રાખ્યો. હવે બંને વચ્ચે રીકઝીક ચાલી. દોલતખાન પાશા ખલીલને પુછે કે તું જે માંગે તેવી રીતે તારા ઉપકારનો બદલો વાળું ત્યારે ખલીલ તે પોતાને મનભાવે તેવી રીતે વાળવાને પાશાને આગ્રહ કરતો. અંતે પાશાએ પોતાનો મમત છોડયો, અને તરેહવાર માંગણીઓ તેના હજુર મુકી, જેમાં પૈસા, ઝુલીખાં, અથવા પોતાની બે દીકરીઓને તેમના માનીતાઓ જોડે પરણાવી આપવાની પણ હતી, જે સઘળી તેણે ના કબુલ કરી. તેણે માંગ્યું કે, જે સ્ત્રી પછી કાં તે હોય ઉંચા દરજ્જાની કે કાં તો હોય હલકા દરજ્જાની, તે જે પહેલી માંગણી કરે તે પાશાએ પુરી પાડવી. પાશાએ તે માટે પ્રતિજ્ઞા લીધી, પણ ખોલાસો કીધો કે એવી માંગણીઓ કરનારી આમાંથી તેની પોતાની સ્ત્રી ઇરમીલડાને બાદ કરવી; કારણમાં પાશા બોલ્યો કે અમુક બાબતસર તેણી મારા પાસે હઠ લેશેજ એમ મારી ખાતરી છે. એમ માની તે બાબતમાં શું રસ્તો લેવો તેની સલાહ પાશા પોતે ખલીલ પાસે માંગવા લાગ્યો. પાશા બોલ્યો કે મિત્ર ખલીલ, સુલતાને મને માત્ર વજીરના ઓહદાથીજ નવાજયો નથી પણ પોતાની સૌદર્ય-વાન સુંદરી દીકરી ફેતીમાને પણ મારા સાથે પરણાવી આપવા જણાવ્યું છે. મિત્ર ખલીલ આ માંગણી મને મુંજાવે છે. અલબતાં સુલતાને આ બહુ મોટું માન મને આપ્યું છે; પણ આપણો રીવાજ તો એ છે કે, મનમોહન ફેતીમા મારા સાથ નેકામાં આવ્યા પછી, મારી ધન, દોલત, માથા પુજી, સ્ત્રી, છોકરી, સર્વે કોઈ ઉપર મુખત્યારી ભોગવનારી થશે, અને હાલની મારી સ્ત્રીનો સ્વભાવ તે શાંખી શકે તેવો નથી. તો જો કે હમણાં તો મારી સ્ત્રી ઇરમીલડા, મારાં છોકરાં કે મારા ગુલામો ઉપર મારી મરજી એ મારો કાયદો છે. અહીં પાશા લગાર અટકયો, એટલે ખલીલ બોલ્યો કે, પણ નામવર પાશા, એ બાબતમાં હું તુંને કેવા પ્રકારની મદદ કરૂં? પાશા બોલ્યો, હા

મિત્ર, તું ઝુલીખાં ઉપર પ્યાર ધરાવે છે, એ સત્ય છે, અને તું તેને પરણવા ઇચ્છે છે. એ પણ ખરૂં છે વિશે મેં તારીજ સલાહથી મારી સ્ત્રી ઇસ્મીલડાને કશું જણાવ્યું નથી. માટેજ મિત્ર તું ઇસ્મીલડાને જઇને એ સઘળી વાત વિશે વાકેફ કરી દે, પણ તે તારી હંમેશાની વાકચાતુરી પ્રમાણે એવી સીફત અને તાલતલાવટથી કે ઘરમાં તે કમબખ્ત બાઇ કસી પ્રકારનું રમખાણ મચાવે નહી.

ખલીલે દોલત ખાનપાશાએ સોંપેલું આ કામ બજાવવાનું મોટી ખુશી સાથે માથે લીધું. જતાં પેહેલાં ખલીલે સુચવ્યું કે મને ઇસ્મીલડાના ઓરડામાં લઇ જવાને અમીનાને સાથે આપવી એટલુંજ નહી પણ સઘળી વાતચીતને દરમ્યાન પણ અમીનાને ત્યાંજ ઉભી રહેવા દેવી, કે જેથી કોઇ પ્રકારની નાલેસી ઉભી થવાનું કારણ મળે નહી. પાશાએ તુરત અમીનાને બોલાવી ખલીલના કહેવા પ્રમાણે તેણીને હુકમ આપ્યો. તેમને વિદાય કરી દોલતખાન પાશા ખલીલના બેઉ થીક મિત્રોના ઓરડામાં તેમને પણ રાત્રે થનારાં ખાણાંમાં ભાગ લેવાનું આમંત્રણ કરવાને ગયો. અમીના ખલીલને ઇસ્મીલડાના ઓરડામાં લઈ ગઇ, જ્યાં ઇસ્મીલડા તોરમાંજ કોચ ઉપર અધેલીને આસાએસ લેતી હોય તેમ પડેલી હતી. ખલીલને જોઇને તેણીનાં અંતરમાં હર્ષનો ઉભરો આવ્યો અને તુરતજ અમીનાને ત્યાંથી રૂખસદ લેવાનો હુકમ કીધો, પણ ખલીલે તેમ કરવાને નાપાડી કે પાશાએ મને અહીં મોકલ્યો છે અને અમીનાને અહીંજ ઉભી રહેવાનો હુકમ કીધેલો છે. એમ કહી અમીનાને લગાર છેટેથી ઉભી રાખી, પછી પેલાં ઝેરની વાત છેડી અને બોલ્યો કે હું તે તમોને કેવી રીતે આપું તેની યુકતી શોધતો હતો, તેટલાં તો પાશાએ પોતે મને એક કામ સોંપ્યું છે. ઇસ્મીલડાએ તે માન્યું નહી, અને ખલીલે પોતેજ તેણીની મુલાકાત લેવાને ખાતર એ માત્ર એક બાહાનુ શોધ્યું હોય એમ કહેવા લાગી. ખલીલે હવે અસલ વાત છેડી. તેણે ઇસ્મીલડાને જાહેર કીધું કે પાશા દોલતખાનને તુરકીના સુલતાન તરફથી, 'નામવર'ના ખેતાબ સાથે વજીરાત મળી છે; તેની ખુશાલીમાં આજે રાત્રે મોટું ખાણું થનાર છે જેમાં મને તેમજ મારા બને થીક મિત્રોને પણ આમંત્રણ કરવામાં આવ્યાં છે. સુલતાને પાશાને એ પ્રમાણેની નવાજેશ કરવા ઉપરાંત બીજી એક નવાજેશ કરી છે, તે ઈસ્મીલડા બાનુ, કદાચ તમોને ખબર પડી હશે ખરી. અને જો ન હોય તો હું તમોને હર્ષભેર જણાઉં છું. નામવર સુલતાને પાશા દોલતખાનને પોતાની પ્યારી દીકરી ફેતીમા જોડે લગ્ન કરી આપવાની ઈચ્છા જણાવી છે. ઇસ્મીલડા લગાર દલગીર થઇ કે તેણીનાં

સુખમાં હવે જલદીથી કાતેલ ઝેર નખાયું છે. ખલીલે તુરત તેણીને ધીરજ આપી પેલી ઝેરી ભુકીનું પડીકું આપ્યું અને તે ધીમેથી ઉપયોગ કરવાને તેણીને સમજાવ્યું. ઇસ્મીલડાએ પુછ્યું કે જો એક અઠવાડિયાંના દરમ્યાનમાં પાશાનો અંત આણવો હોય તો દરરોજ કેટલો જથો ભેલતા જવું. ખલીલ બોલ્યો કે શરાબના એક આખા કટોરામાં એક લવંગપુર નાખ્યું તો બસ છે. આ સાંભળી ઇસ્મીલડા ખુશી થઇ કે એક અઠવાડિયું પછી તેણી પોતાના માનીતા ખલીલ જોડે વગર હરકતે સંસાર મઝા ભોગવવા પામશે. આ પ્રમાણે ખુશી થયલી જોઇ ખલીલે આગળ ચલાવ્યું કે પાશાએ મને એટલાંજ કારણસર મોકલ્યો નથી, પણ જણાવ્યું છે કે ખાણાં વખતે તમારે સેહજ પણ નાખુશ દેખાવું નહી. ઇસ્મીલડા જે પોતાના ખાવિંદનો અંત લાવી ખલીલ સાથે જોડાવાના હર્ષમાં આવેલી હતી, તેણીને કસું ભાન ન રહ્યું એટલે તેણીએ રાત્રે ખાણાં ઉપર હંમેશ કરતાં વધારે હર્ષીત અને આનંદ ભરેલી દેખાવાનું વચન આપ્યું. ખલીલ હવે પોતાનું કામ બજાવી ઉઠયો; તેટલાં વળી ફરીથી આ હર્ષઘેલી બનેલી સ્ત્રીએ ખલીલને પુછ્યું કે તું મારા એકલાના ઉપરજ પ્યાર કરે છે કે કેમ? ખલીલે તેને વિશ્વાસ રાખવાની હીમત આપી ત્યાંથી ચાલવા માંડયું જે વેળા અર્માના સાથે ગઇ. દોલતબાન પાશા તેની વાત જોતો ઉભો હતો એટલે તેને ખલીલે જણાવી દીધું કે તેની ઇચ્છા પ્રમાણે ઈસ્મીલડા ખુશ ખુશાલ દેખાવ રાખશે. પાશા બોલ્યો કે ત્યારે હવે હું તુરત કાન્સ્તાંટીનોપલ જાઉં છું, કારણ કે સુલતાને મને બીજીવાર તેડું મોકલ્યું છે. હું બે કલાકમાં ત્યાંથી પાછો ફરી, આજના ખુશાલી ભરેલા દિવસની સઘળી મઝા ઉડાવીશું. પાશા કાન્સ્તાંટીનોપલ ગયો અને ત્યાંથી રાત્રે નવ વાગાને સુમારે દલગીરી ભરેલે ચેહેરે પાછો ફર્યો. આવતાંને વાર તેણે ખલીલને પોતાના ઓરડામાં બોલાવ્યો, અને તેને સુલતાનને ત્યાં બનેલી સઘલી હકીકત કહી. પાશા બોલ્યો કે, સાંભળ મિત્ર ખલીલ, કે હું જ્યારે સુલતાનના મેહેલમાં ગયો કે સુલતાને મારા આગળ આવી નમીને સલામ કીધી. તે પછી જે કીમતી ભેટો હું લઇ ગયો હતો તે મેં ત્યાં રજુ કરી. તુરત તેણે ફેતીમાને બોલાવી જે ગુલામડીઓની સાથે પુર બુરખા સાથે હું હતો તે ઓરડામાં આવી. તુરત સુલતાન મને ઇસારત કરી રૂખસદ થયો. હવે મારો હર્ષ સમાયો નહી; પણ શું કહું મિત્ર, ફેતીમાને મોઢેથી જ્યારે મેં સાંભળ્યું કે તેણી મારા સિવાય કોઈ બીજાનેજ પોતાનું દીલ આપી ચુકી છે ત્યારે મારી ગમગીનીનો પાર ન રહ્યો. તે મને પવિત્ર પુસ્તકોના સોગંદ આપી

આજેજી સાથે કહેવા લાગી કે મારે આ કામથી હાથ ઉઠાવી સુલતાનને ના પાડવી. મારી હાલત સુડી વચે સોપારી સરખી થઈ ગઇ. સુલતાનની આજ્ઞા માથે ચઢાવવીજ જોઇયે; અને તે ધ્યાનમાં લઇ ફેતીમાની માંગણી હું નાકબુલ કરવા જતો હતો, તેટલાં મિત્ર ખલીલ તારા હજુર લીધેલી પ્રતિજ્ઞા મને યાદ આવી કે જે પેહેલી સ્ત્રી મારા પાસે કાંઇ માંગણી કરે તે સ્વિકારવી; એટલે બંને વચે મારી સ્થિતિ બહુ કઢંગી થઇ પડી. જેમ જેમ હું ઉંડો વિચાર કરતો ગયો તેમ તેમ ફેતીમાતો મારા પગ ઉપર પડી આજુજી કરવા લાગી કે મારે તેણી જોડે હાથ મેલવવાને સુલતાનને ના પાડવી. અંતે મને મારો વચન પાળવાની હીમત આવી, અને એક યુકતી કરી હું સુલતાન હજુર ગયો, અને ત્યાં મેં ખુબ સીફતથી ફેતીમા જોડે પરણવાને નાપાડયું. સુલતાને કબુલ કીધું, એટલે તે વાત ફેતીમાને જણાવી હું આ તરફ સુલતાનની રજા લઈ આવ્યો. હવે કહે મિત્ર કે મારૂં આ કામ તને કેમ પ્રસન છે. ખલીલે તુરત પાશાને સાબાસી આપી કે તેં તારો વચન યથાસ્થિત પાળ્યો છે, એ ઠીક કીધું છે. આ વાતનો એટલેથીજ અંત આવતાંજ હવે ખાણાની તૈયારી ચાલી. સઘળાઓ ખાણા ઉપર બીરાજ્યા, અને શરાબનો બાહાર ખુબ મચી રહ્યો, અને તે દરમ્યાન એક વાત લંબાવવાને પાશાએ ખલીલને ભલામણ કીધી. જે તેણે તુરત સ્વિકારી નીચે પ્રમાણે વાર્તા ચલાવી.

## પ્રકરણ ૩૦ મું.

### ખલીલની સાતમી વાર્તા.

પોતાની આ સાતમી વારતાનું મંડાણ કરતાં ખલીલ બોલ્યો કે, ૧૬૮૩ના સાલની શરૂઆતમાં લગભગ ચારસો ઉતારૂઓથી ભરેલું એક બારકસ એડ્રીયાટીક સમુદ્રમાં થયલાં ભારે તોફાનમાં સપડાઇને રાગુસાની નજદીકમાં કીનારે ઘસડાઇ ગયું હતું. આખો દિવસ સુધી ધાસ્તી ભરેલી સ્થિતિમાં પડી રહેવા પછી તોફાન નરમ પડયું, દરિયો શાંત થયો એટલે બારકસ ઉપરના વેનીશીયન સેલરોએ બારકસને તેરવી કહાડયું. આ ચારસો ઉતારૂઓમાં બે ઉતારૂઓની ઓળખાણ કરવાની આ વાર્તા આપણને જરૂર પાડશે. તે બેમાંનો એક જેની વય લગભગ ૪૦ વરસની હતી તે કદાવર, દબદબાવાળો અને તેજી પ્રકૃતીનો હતો.

પોશાક પણ ભપકાભેર હતો. તેની સાથનો બીજો ઉતારૂ માત્ર ૧૯ કે ૨૦ વરસનો વગર દાહાડી મુછનો એક ખુબસુરત, દેખાવે નાજુક પણ જાતે જોરાવર સરખો, ભપકા ભરેલા પોશાક સાથનો એક લઠો હતો. જે વેળાએ તોફાનનો પેહેલો સુસ્વાટો શુરૂ થયો તે વેળાએ આ છોકરો બચાવને માટે પોતાના સાથીનાં પડખાંમાં પડયો અને વાહાણ પાછું તરતું થયું ત્યારે બાહેર પડયો, પણ પોતાની નાહીમતને માટે શરમાવા લાગ્યો. આ ઉમરે પુગેલો સખસ તેને જે હુકમ કરતો તે તે નમ્રતા સાથે પાળતો હતો. આ જવાન છોકરાનું આખું નામ હેન્રી બસોવીજ હતું. તોફાન ખલાસ થવા પછી તેઓ પરસ્પર વાતચીત કરે છે તેટલાં બીજું તોફાન થઇ આવ્યું. આ બંને ઉતારૂઓ તુટક ઉપર એકબીજાને પકડીને બેઠા હતા. દરિયાના મોજા ઉછળીને વાહાણમાં આવ્યાથી તેઓ તમામ ભીજવાઇ ગયા. તોફાને ઘણુંક નુકસાન કર્યું અને તેમ જોઇ કેપટને હવે વાહાણને સીધું રાગુસા હંકારી જવાનું વાજબી વિચાર્યું નહી. પવને તો એટલું જોર પકડયું કે વાહાણોને જાણે આખાં ને આખાંજ ઉડાવી લઇ જવા માંડયાં એવા ખરાબામાં વાહાણ છેક ભુમધ્ય સમુદ્ર તરફ ઘસડાઇ ચાલ્યું. ખલાસીઓ પાણી કહાડી નાખવાને ભારી મેહનત કરતા રહ્યા હતા અને રાત વલી અંધારી થઇ ગઇ હતી. કેપટન ફરતો ફરતો ત્યાં આવી લાગ્યો, તેણે આ બંનેમાંના વડા ઉતારૂને સીનોર લીજીાયન્સ્કીનાં નામથી હાંક મારીને તુટક ઉપરથી નીચે જઇ સલામત બેસવાને ફરમાશ કરી, પણ તે તેણે સ્વિકારી નહી. તેટલાં દુર કાંઇક ચળકતું હોય તેવું જણાવ્યું. તરેહવાર અટકળો બાંધતાં તેઓએ એવું નક્કી કીધું કે એ એક તુરકી મનવાર છે, અને પરોઢીયું થતાંજ તેના જોડે આપણે હાથ મેળવવો પડશે, અને સલામતીનો સંભવ થોડાજ છે. લીજીયાન્સ્કીએ એક પીસ્ટોલ અને તરવાર કેપટન પાસે માંગી. કેપટન આકળો પડી લડાઇની સઘળી તૈયારી કરવા લાગ્યો. એમ કરતાં રાત વીટી ગઇ, સુર્યનારાયણે જોરમાં પ્રકાશવા માંડયું; તોફાનનું જોર પણ નરમ પડવા લાગ્યું. જ્યારથી તુરકી મનવાર "પ્રિન્સ આફ ધી.સી"નો દીવો નજરે પડયો હતો, ત્યારથી સઘળા ખલાસીઓની નજર ત્યાંજ લાગી રહી હતી. તુરકી મનવાર છેક નજદીક આવી. એટલે તેણે તોપનો ધડાકો ચલાવ્યો, જેનો ઉતર વેનીશીયન બારકસે પાછો વાલ્યો. વેનીશીયન વાવટો બારકસ ઉપર ચહાવવામાં આવ્યો, અને કેપટને સઘળા માણસોને એક ભાષણ કરી શુર ચહાવ્યું, તેમને હથિયારો આપ્યાં. સુર્યનાં કીરણો પુર પ્રકાશવા માંડયાં હતાં. સેલરો ખુબ જોરમાં આવી ગયા હતા. બારકસ ઉપર ભારે ધમચકડી ચાલી રહી હતી.

લડવાના હર્ષમાં આવેલા ખલાસીઓએ લડાઇનાં ગીતો ખુબ નાચતે પગલે લલકારવા માંડયાં, અને તેમાં સઘળા ઉતારૂઓ પણ શુરભેર સામેલ થયા. જો કોઈ પણ તેમાં ભાગ લેવા વગર રહ્યું હોય તો આપણા આ બે ઉતારૂઓ હતા. પણ તેઓ શાંત બેઠા ન હતા. તેઓ બંને સાથે મળી એક ખુણામાં ભરાઇ પ્રભુ પ્રાર્થના કરવાને દીલ લગાડી બેઠા હતા. સામેનું ટરકીશ બારકસ ધીમે ધીમે નજદીક આવવા માંડયું. જોવામાં આવ્યું કે તેઓ પણ સઘળી તૈયારી કરી ચુકેલા હતા. તેના ઉપર સોલ તોપોની ગંજાવર બેટરી ચઢાવેલી હતી. કોઇ પણ પ્રકારની હીલચાલ કરવા પેહેલાં તરકીશ મનવારના કેપટને પોતાના માણસોને ઇશ્વર સ્મરણ કરવાનો હુકમ કીધો. બાદ તેઓએ ધોલ ડફ સાથે ગાયન ગાઈ સુર ચઢાવવાને ત્રણ ગુલામોને તુટક ઉપર બેસાડયા. લા અલ્લાહ, ઇલલાહ એવા સુરૂઆતના ઇશ્વર સ્મરણના આકાશ ગર્જે તેવા પોકારો સાથે તુરકી મનવારના શુરવીરોનું ગાયણ સુરૂ થયું, જેમાં દરેકે દરેક જણે ભાગ લીધો હતો. ગાયન પુરૂં થતાંજ બંને બારકસો વચ્ચે તોપોના ગોળા ધમધમાવાની તૈયારી થઇ રહી. વેનીશીઅનોએ બે તોપોના બાહાર તુરકી મનવાર ઉપર ચલાવી લડાઇની શુરૂઆત કરવાનું જોખમ માથે ઉપાડયું. તુરકી મનવાર ઉપર જો કે ૧૬ તોપોનો જથો હતો, તો પણ તેનો મારો વેનીશીયન લોકોના મારા આગળ ઝાઝો ફાવી શકયો નહી. વેનીશીયનો જ્યારે થોડી તોપ અને બાકી બંદુકથી તુરકી મનવારને દમપર દમ ધ્રુજાવતા હતા, ત્યારે તુરકીઓ ૧૬ તોપ સાથે ઘણે ઘણે લાંબે વખતે તેનો પ્રત્યુતર વાળતા હતા. જ્યારે તુરકીઓને મારો ઘણો પડયો ત્યારે તેઓ ગભરાયા અને વધારે બળથી તોપો છોડવા માંડી. વેનીશીયન બારકસના કેપટનને પોતાની સલામતી માટે ચીંતા લાગી અને નજદીકની લડાઇ લડવાને તેણે પોતાનાં માણસોને હુકમ કીધો. લીજીઆન્સકી સઘળાંમાં પેહેલો તુરકી મનવારમાં કુધો, અને તેનો નાનકડો સાથી હેન્રી તુરત તેની પાછળ ગયો. થોડીજ મીનીટમાં વેનીશીયન બારકસ ઉપરના સઘળા સીપાહો તુરકી મનવાર ઉપર ચઢી ગયા અને હાથોહાથની ખુનખાર લડાઇ ચલાવી. તેટલાં એવો બનાવ બન્યો કે વેનીશીયન બારકસને જે સાંકલો વિગેરેથી તુરકીશ મનવાર સાથે બાંધેલું હતું, તે સઘળી છુટી ગઇ, એટલે તેમને આશ્રય લેવાનું કસું રહ્યુંજ નહી. એટલે તેઓ હતા તે કરતાં વધારે જીવ ઉપર આવીને લડયા. લીજીયાન્સકીએ જોત જોતાંમાં પોતાની તેજી તલવારે ઘણાક તુરકીઓનો કાળ આણ્યો, એટલુંજ નહી પણ નાનકડા હેન્રીએ પણ અચ્છી બજાવી દીધી હતી. પણ મામલો થો-

ટીજ પળે ફેરવાઇ ગયો. તુરકીઓએ નવું જોર આણી 'અલ્લાહ હો અકબર'નાં નામનું સ્મરણ કરી ખુબ જુસમાં આવી હથિયારો ચલાવ્યાં, અને સંખ્યા બંધ વેનીશીયનોનાં ધડ શરીરથી જુદાં કીધાં. વળી તેમનું બારકસ પણ વગર લંગરે ડોલાં ખાતું કેટલેક દૂર નીકળી ગયું હતું, તેમાં આગ લાગેલી માલમ પડી. તુરકીઓએ સળગી ઉઠે તેવું એકાદું યંત્ર તેમાં ફેંકયાથી વગર હોલવવે તે બારકસ બળવા માંડયું. વેનીશીયનોને હવે નાહાસવાને પણ કસો માર્ગ રહ્યો નહી. જ્યારે બચવાનો કસોજ ઉપાય વેનીશીયન કેપટન તથા લીજીઆન્સ્કીએ ન જોયો ત્યારે બંનેએ જેટલા જીવતા સેલરો તેમના હતા, તેમને હીમત આપી પાછો એક વાર તુરકીઓ ઉપર ધસારો કીધો. આ ધસારામાં તુરકી મનવારના સરદાર જેને પણ 'પ્રિન્સ આફ ધી સી' નાં નામથી પીછાણવામાં આવતો હતો અને જે અત્યાર સુધી તુટક ઉપર ચુપચુપ બેસી સઘળું જોતો હતો, તે વચ્ચે આવ્યો. તુરત તેણે લીજીયાન્સકી અને તેના સાથી હેન્રીને કેદી પકડયા. વેનીશીયન કેપટન જખમી થઇ ભોંયે પડયો. બાકી રહેલાં માણસોએ બને તેટલો બચાવ કર્યો, પણ તેઓનું કસું નજ ચાલ્યું અને એકેક પછી તેઓ તુરકી તરવારના ભોગ થતા ગયા. માત્ર પાંચ બાકી રહ્યા જેઓએ હથિયાર છોડી દીધાથી તેમને કેદી તરીકે પકડયા. આ પ્રમાણે આ ન ધારેલી ખુનખાર લડાઇનો અંત આવ્યો, અને તેજ પળે વેનીશીયન બારકસ પણ બળતું જળતું કોણ જાણે કયાં ને કયાં ગુમ થઇ ગયું.

# પ્રકરણ ૩૧ મું.

## ખલીલની સાતમી વાર્ત્તા ચાલુ.

સતરમી સદીની આખરીમાં આપણા આગળ આ સઘળા બનાવો બને છે, કે જે વેળાએ ચોથો મહમદ તુરકીની ગાદી ઉપર હતો. એ સમયની પેહેલાં તુરકીઓની જીતનો ડંકો પુર જોરમાં વાગી રહેવા પછી હવે તે ઉતરવા માંડયો હતો. ૨૩૦થી પણ વધુ વરસોની મુદત સુધી કાંન્સતાંટીનોપલ તેની રાજધાની હતી. ૧૬૮૩ના માર્ચ માસમાં ઉપર કહેલો લીજીયાન્સ્કી તેના નાના સાથી હેન્રીની સાથે તુરકીઓના હાથમાં કેદ પકડાયલો કાન્સતાંટીનોપલમાં દાખલ થયો. બારકસમ તેમના પ્રત્યે સારી વર્તનુક તુરકી કેપટને દેખાડી હતી. કીનારે ઉતારવા

પેહેલાં તેણે લીઝીયાન્સ્કીને પોતા હજુર બોલાવી એક ટુક ભાષણ કરી જણાવ્યું કે આ પાંચ વેનીશીયનોને ગુલામોનાં બજારમાં સર્વથી મોટી રકમ આપનારને વેચી નાખવામાં આવશે, પણ તુંને હું મારા વડા વજીર નામદાર કારા મુસ્તફાને ભેટ દાખલ આપવાનો ઇરાદો રાખું છું. કેપટન સાહેબે લીઝીયાન્સ્કીને ધમકી તથા સમજુતી સાથે જણાવ્યું કે તું વડા વજીરની મેહેરબાની મેળવવા પામશે. પણ કહેવત છે કે ખ્રીસ્તીઓ ઉપર જો મેહેરબાની દેખાડી તો તેઓ માથા ઉપર ચઢશે, તે કહેવત હું તારા સંબંધમાં માનતો નથી. તું કદાપી કારા મુસ્તફાની મેહેરબાની મેળવવાને ભાગ્યશાલી થાય તો આ નમ્ર સેવક વારડર અલીબેગનો ઉપકાર ભુલી જઇશ નહી. આ ભાષણ પુરૂં થતાંજ લીઝીયાન્સ્કી અને તેના નાના સાથીને મનવાર ઉપરથી ઉતારીને બોટમાં બેસાડવામાં આવ્યા, અને ડક્કા ઉપર તેમને ગુલામ તરીકે ઉતારવામાં આવ્યા. બંનેને પેલા પાંચ વેનીશીયનોથી તદ્દન જુદાજ વડા વજીર કારા મુસ્તફાને ત્યાં લઇ જવામાં આવ્યા. રસ્તે ચાલતાં હેન્રી અધીરો પડી આ દુખમાંથી કયારે છુટકો થશે તે વિશે લીઝીયાન્સકી હજુર ચીંતા બતાવવા લાગ્યો અને લીઝીયાન્સકી તેને હીમત આપતો હતો. તે તેને કેમ વર્તવું તે સમજાવતો જતો હતો. વળી તે તુરકીઓના હાથમાંથી જલદીથી છુટી જઇશું એવી ધીરજ આપતો હતો. અંતે શેહેરમાં દાખલ થતા ત્યાંની મોટી મોટી હવેલીઓ ઉપર વિસ્મયતાની દ્રષ્ટી કરી તેઓ ચાલવા લાગ્યા. જતાં જતાં તેઓ હવે કારા મુસ્તફાના મેહેલ આગળ આવી લાગ્યા. દરવાજા આગળ મજબુત ચોકી પેહેરામાં કસી કચાસ રાખવામાં આવેલી ન હતી. મેહેલ પણ બહુ સુંદર હતો. અંદરનો સીણગાર પણ કસી પ્રકારે કમી નહતો. હુનાલાની મોસમમાં જે ઓરડાઓમાં કારા મુસ્તફા રહેતો હતો તે ઓરડાની હવાને જેમ બને તેમ થંડી કરવાને કસી પાછા પાહાની કરવામાં આવી ન હતી. ઠામ ઠામ પાણીના ફુંવારાઓ રમણિય રીતે ઉડતા હતા. આજુબાજુ ઝાડપાનોનાં કુંડાંઓ તરેહવાર રંગનાં ઉગાડેલાં હતાં. ભોંય ઉપર ગાલીચા પણ જાણે લીલી ઘાસ ઉગી હોય તેવા પાંથરેલા હતા. રૂપેરી તસોમાં લીલી ફળ ફુલાદી ગોઠવીને મુકવામાં આવી હતી; સૌંદર્યવાન ગુલામડીઓ નાજુક પંખાઓથી વડા વજીર સાહેબને પંખાઓ નાખતી હતી. જનાનખાના સિવાય, કારા મુસ્તફાના ઘરમાં એક હજાર માણુસો પલાયાં જત હતાં. કારા મુસ્તફા આ વેલાએ પચાસ મોહરમ પસાર કરી ચુકેલો હતો. જાતે કદાવર અને ઉંચો હતો. આંખો તેની કાળી ભમર સરખી

અને ચકચક થતી હતી. તેનો ચેહેરો જાણે તે કોઇ પેહેલા નંબરનો અભ્યાસી હોય તેવો દેખાતો હતો; પણ મુસ્તફાનાં ભીતરનો ચીતાર તેના ચેહેરા ઉપરથી ઉપજાવવો મુશ્કેલ હતો. સઘળી તેની ખામીઓ તેના ઢોંગી ચેહેરામાં છુપાયલી હતી. વડા વજીર તરીકે તે અત્યંત ગર્વિષ્ટ અને તુમાખી હતો. તેના જનાનખાનામાં ઓછામાં ઓછી પંદરસો સ્ત્રીઓ હતી, જેમની રખેવાલી કરવાને સાતસો હીજડાઓ હતા. તેના તાબા હેઠળનું માણસ તેના કુતરા, તેનાં ગામ ઘોડા, તથા તેના પોશાકો હજારોથીજ ગણાતા હતા. વારડરઅલી બેગના માણસો લીજીયાન્સકી અને હેન્રીને કારા મુસ્તફાના ઓરડામાં લઇ ગયા. મુસ્તફા બીજી તરફ હતો. તેટલાં નોકરે પ્રશ્ન કર્યો કે એ બંને કુતરાઓ કોણના છે? લગાર તાણમાંજ વારડરઅલી બેગના વડા નોકરે તે નોકરને ઉતર આપ્યો કે હું વારડરઅલીબેગ તરફથી અગત્યની ફતેહના સમાચાર લઇ આવ્યો છું, અને આ બે ખ્રીસ્તી ગુલામોને ભેટ તરીકે લાવ્યો છું. તે નોકર સઘળાને કારા મુસ્તફાના ઓરડા ભણી લઇ ચાલ્યો. ઓરડામાં એક તરફ મુનશીઓ બેસીને લખતા હતા, ત્યાં બંનેનાં નામો લખાવ્યાં. તેમનાં તે નામો બદલી લીજી-યાન્સકીને હુસેન અને હેન્રીને લાઇક એવું નામ આપ્યું. પાસેના એક ઓરડામાં જતાં ત્યાં કારા મુસ્તફાનો વડો મુનશી બેઠો હતો, ત્યાં પેલો નોકર સઘળી હકીકત જાહેર કરી જતો રહ્યો જ્યાંથી તેમને કારા મુસ્તફાના ઓરડામાં લઇ જવામાં આવ્યા. સુંદર અને ચકચકતાં તખત ઉપર મુસ્તફા બેઠો હતો. આજુ બાજુ રૂપેરી કટેરા કરી લેવામાં આવેલા હતા. શરીરમાં ખુબ ભપકા ભરેલો પોશાક પહેરેલો હતો. ગળામાં તેમજ માંથાં ઉપર જહવેરોના તો લેપડા લગાડવામાં આવેલા હતા. કમરે તરવાર લટકતી હતી, જેની રૂપેરી મુઠ ચકચક થઇ રહેલી હતી. આજુબાજુ ભપકા ભરેલા પોશાકમાં નોકરો ઉભેલા હતા અને તેના તખતની હેઠળ તેના દીકરાઓ બેઠા હતા. કારા મુસ્તફાએ હુકમ કીધો કે વારડર અલી તરફથી આવેલા અમલદારને મારી સનમુખ ખડો કરવો. તેને ખડો કરવા પછી ત્રણવાર ભોંયે પડી નમસ્કાર કરવા પછી બનેલો બનાવ તેણે ખુબ મીઠું મરચું ભભરાવીને જણાવ્યો. કારા મુસ્તફા જેમ જેમ તે અમલદારને મોઢેથી વાતોના તડાકા સાંભળતો જતો તેમ તેમ તે તુરકી મનવારના કેપટન વારડર અલીની ખુબ સ્તુતી કરતો. સઘળી હકીકત જણાવ્યા પછી તે અમલદારે લીજીયાન્સ્કી અને હેન્રીને રજુ કીધા. આ જાણતાંજ કારા મુસ્તફાનો મીજાજ ગયો. તે તામસી થઇ તે અમલદારને

કહેવા લાગ્યો કે તારો શેઠ વારડર અલી શું ધુળ ફાકે છે? બારકસો ઉપરનો તમામ ખજાનો લુટી પોતે લઇ ગયો અને આં બે નાચીજ ગુલામોને ભેટ તરીકે મારા પાસે મોકલ્યા છે કેમ? આ તેના બોળવાથી ચુપચાપ થઇ રહ્યું. બાપડો પેલો અમલદાર તો ડાચું વકાસી ગુંઠણુ મંડીયે પડયો તે જાણે તેવોજ જન્મેલો હોય તેમ પડી રહ્યો. અંતે કારા મુસ્તફાએ લીજીયાન્સ્કી તરફ ફરી તેને હુકમ કીધો કે સઘળી તવારીખ તેણે કહી જવી. લીજીયાન્સ્કી તુરત નમ્રપણે ખડો થયો. તેણે ખુબ વાકચાતુરીથી વેનીશીયનો અને તુરકીઓ વચેની લડાઇની હકીકત જાહેર કરવા માંડી, પણ તે દરમ્યાન તુરકીઓની બાહાદુરીની તારીફ કરવાને જરાપણ ચુકતો ન હતો. લીજીયાન્સ્કી તો ધારેલી ઇચ્છામાં પાર પડયો. તેની વાત ઉપર મુસ્તફાએ વિશ્વાસ બતાવ્યો, અને તેને નીચ ગુલામ તરીકે નહી પણ આબરૂ ભરેલી રીતે રાખવાને કબુલાત આપી, અને જણાવ્યું કે તુરતવેળા તો તુને મારાજ મેહેલમાં એક સીંણગારેલો ઓરડો આપી તારી અચ્છી બરદાસ્ત મારી નજર હજુર કરવામાં આવશે. લીજીયાન્સ્કીએ કારા મુસ્તફાને પોતાની ઉપર મેહરબાન થયલો જોઈ તેની ખુબ તારીફ કીધી અને હેન્રીને પણ પોતાની સાથે રાખવાની માંગણી કીધી જે વગર અડચણે મુસ્તફાએ કબુલ રાખી. હવે તેમને રૂખસદ આપી, પેલા અમલદાર તરફ ફરી તેને ખુબ ખખડાવ્યો, અને તેના ગુન્હા માટે ગુલામને હુકમ કીધો કે તેનાં પગનાં તળયાંમાં એક સો ફટકા લગાવવા, પછી ઉંધે ગધેડે બેસાડી શેહેરમાં ફેરવવો. આ હુકમ તુરતજ અમલમાં લાવવામાં આવ્યો. બાપડાના પગમાંથી લોહીની નેહેરો ચાલી.

લીજીયાન્સકી તથા હેનરીને ફરિયાદ કરવાનું કસું કારણ ન હતું. અલબતાં મેહેલમાંથી તેમને બાહેર જવા દેવામાં આવતા ન હતા, તો પણ તેમને જે મકાનમાં રાખેલા હતા ત્યાં તેમને દરેક પ્રકારની ગમત આપવામાં આવતી હતી. તેમના ઉપર દેખરેખ રાખવાને બે ગુલામો રાખવામાં આવેલા હતા, અને મુસ્તફાને બદલે તેનો વડો કારભારી વારંવાર તેમની મુલાકાત લેતો હતો. અંતે વજીર મુસ્તફાએ લીજીયા-ન્સકીને પોતાના દુભાષીયા તરીકે નીમ્યો, અને હેન્રીને લીજીયાન્સકીના સેક્રેટરી તરીકે તેની સાથેજ રાખવાની પરવાનગી આપી, એટલુંજ નહી પણ લીજીયાન્સકીને જણાવવામાં આવ્યું કે જો બંને જણ ઉપર વિશ્વાસ બેસશે તો તેમને વગર અડચણે કાન્સ્તાંટીનોપલમાં ફરવાની પરવાનગી આપવામાં આવશે. તે કારભારીએ તેને જાહેર કીધું કે વજીર મુસ્તફા થોડા વખતમાં ફ્રાન્સના એલચીની મુલાકાત લેનાર છે તે વેળા દુભાષિયા

તરીકે તેનું કામ પડશે. કારભારીએ વલી પુછ્યું કે શું ફ્રેંચો જોરાવર છે? લીજીયાન્સકી જે હવે પાહવરદો બનેલો હતો, તેણે કાવકપણે ઉતર વાળ્યો કે તેઓ ગમે તેવા જોરાવર છે પણ તુરકીઓથી ઉતરતા છે તેજ પ્રમાણે આસ્ત્રીયનો પણ છે; રૂશિયનો તો તુરકીઓ આગળ ગુલામ સરખા છે; વળી શેહેનશાહના વચન ઉપર ભરૂસો રખાઈ શકતો નથી, અને તેના સરદારો માત્ર લુટારૂઓના સરદારો હોય તેવા છે. રૂશિયનો વિશે આ હલકું મત લીજીયાન્સકીને મોહડેથી સાંભળીને કારભારી બહુ ખુશ ખુશ થઇ ગયો. અંતે તેણે તેને જણાવ્યું કે ફ્રેંચ એલચીની મુલાકાત વેળા તુંને બોલાવવામાં આવશે, એમ કહી તે જતો રહ્યો. નવા આવેલા ફ્રેંચ એલચીની મુલાકાત માટે નજુમીઓએ સારો દિવસ ઠરાવ્યો, અને તે દિવસ લીજીયાન્સકીને જણાવવામાં આવ્યો, તે દિવસે આગળથી લીજીયાનસકીને મુલાકાતવાળા ઓરડામાં હાજર કરવામાં આવ્યો જ્યાં તે પોતાના સેક્રેટરી હેન્રી સાથે તૈયાર થઇ રહ્યો હતો. કારા મુસ્તફા પોતાના ઉંચા ગલીચા ઉપર બીરાજ્યો હતો, અને રૂપાના કઠેરાઓની આગળ ફ્રેંચ એલચીને માટે એક ટુલ મુકવામાં આવ્યું હતું. લીજીયાન્સકી તથા હેન્રીને તેમના ખ્રીસ્તી પોશાકમાં લાવવામાં આવ્યા હતા. કારા મુસ્તફાએ સફારેથી પોતાના કારભારીને બંદર ઉપર એલચીને લેવા મોકલ્યો હતો. કીનારે ઉતરતાંજ એલચી સાહેબને ઉમદા સાજ સાથના અરબી ઘોડાઓ ભેટ કર્યા હતા. એલચી સાથે પોતાના બે દુભાષીયાઓ હતા. પોતાના દેશના ઉમદા પોષાકમાં તે સજ થયો હતો. તેના સાથે ફ્રાન્સનાં રાજકુટંબને લગતા એકસો માણુસો હતા. કાન્સ્તાંટીનોપલમાં વસ્તા ઘણાક ફ્રેંચ વેપારીઓ એલચીને પધરાવવાને કીનારે એકઠા થયા હતા. કારા મુસ્તફાના મેહેલ આગળ પણ લશ્કર વિગેરેને ગોઠવીને ઉભું રાખવામાં આવ્યું હતું. એલચી સાહેબ સુલતાન જોગ જે ભેટો લાવ્યા હતા તે સાથે કારા મુસ્તફાના મેહેલમાં દાખલ થયા. આ ભેટમાં ઘડિયાલો, પ્લેટ, જવેરકામ, રેસમીકામ, આરસાઓ, પીસ્ટોલો તથા સોના રૂપાના વાસો હતા. તે સઘળી ભેટ ટીપ કરી વડા મુનશીએ તે વજીર ઉપર મોકલી આપી. એક નાકેથી બીજે નાકે સુધી જોઇ તપાસી એટલે જેમ તેમ કરતાં તેનાં ધ્યાનમાં ઉતર્યું કે આ ભેટો ઘણી કીમતી છે, એટલે તેઓએ એલચીને પોતાની હજુરમાં આવવાની રજા આપી. વજીર સાહેબ હજુર આવતાં એવો શીરસ્તો છે કે તરવાર છોડી દેવી જોઇયે અને તે પ્રમાણે એલચી પાસે જે તરવાર હતી તે છોડી દેવાને તેને સમજાવવામાં આવ્યો. પણ તેમ થયાથી તે પોતાને માઠું લાગેલું સમજવા લાગ્યો, અને ક્રમે કરતાં તે

છોડે નહી. અંતે બહુએ સમજાવ્યો ત્યારે તેણે તે તરવાર પોતાની સાથે ચાલતા વડા મુનશીના હાથમાં આપી. તેણે તે લઇને કારા મુસ્તફાની રૂબરૂ મુકી. હવે જગાની પંચાતી ચાલી. મુસ્તફાનાં તખતની બાજુએ એક ઉંચું તુલ મુકી તેના ઉપર એલચીને માટે જગા કરવામાં આવી હતી, પણ એલચી સાહેબે તો ત્યાં બેસવાને સાફ ના પાડી. પોતે ઘણાં ઉંચાં કુળનો છે, ઉંચી પદવીનો છે વિગેરે ઘણુંએ સમજાવ્યું પણ મુસ્તફા સાહેબ જેમ તે સિવાય બીજી જગા આપવાને નાથી હા ભણ્યા નહી તેમ એલચી સાહેબ પણ પોતાને માટે રાખેલાં તુલ ઉપર બેસવાને સાફ અડ લઇ બેઠા. પંચાતીતો વધવા લાગી; પરસ્પર લગાર કડવા સખુનો ચાલવા લાગ્યા અને જ્યારે ઘણુંજ થયું ત્યારે એલચીએ દુભાષીયાને કહ્યું કે હવે તે પોતે અહીંથી એકદમ ચાલી જશે એમ વજીર સાહેબને સમજાવવું. એક દુભાષીયાએ તેને ઘણો સમજાવ્યો કે તારી આગળ આવી ગયલા એલચીઓ જોડે પણ એજ પ્રમાણેનું વર્તન ચલાવવામાં આવ્યું હતું. જ્યારે વજીરને સમજાવવામાં આવ્યું કે એલચી સાહેબ આ તેમને માટે મુકરર કરેલી જગા ઉપર બેસતા નથી અને તે જગાએ બેસવામાં પોતાને અપમાન થયલું સમજે છે; તેવીજ મુસ્તફાએ તો ભવાં ચઢાવીને બરાડ મારી, અને એલચી તરફ ફરી બોલ્યા કે ઓ નાસ્તીક કુતરા, તારી આ તુંદાઇને માટે પાક કોરાનમાં તુને સખત સીક્ષા ફરમાવેલી છે તે તું જાણુતો ન હશે તો જાણીતો થા, અને એકદમ હમારી આજ્ઞાને તાબે થા. આ પછી મામલો વિશેષ બગાડવા લાગ્યો. તેટલાં તુરત નોકરોનાં ટોલાંમાંથી એક માણુસ દોડી આવ્યો અને વજીર સાહેબની ખુરશી આગળ લાંબો થઈ ભોંયે પડી બોલવા લાગ્યો કે, ઓ નામદાર વજીર, આ ફ્રેંચ એલચીને સમજાવી તેની સુધ ઠેકાણે આણુવાની મને રજા આપ; જો તે નહી સમજે તો અને તેનું જો કોઈ માઠું પરિણામ નીપજવા સરખો વખત આવે તો તેનો જોખમ મારે શીર છે. ઠીક ઠીક, કારા મુસ્તફા આ ભોંયે પડેલા સખસ તરફ ફરીને બોલ્યો, તારી માંગણી હું સ્વિકારૂં છું. આ માણુસ તે આપણો લીજીઆન્સ્કી હતો. તેને પરવાનગી મળતાંજ તે ઉભો થયો અને ફ્રેંચ એલચી ઉભો હતો ત્યાં ગયો. તેણે અદબ સાથે તે એલચીને સઘળી વાત સમજાવવા માંડી, અને પાંચ મીનીટમાં ફ્રેંચ એલચી સઘળું સમજી પોતાની હઠ છોડીને, તેને માટે તૈયાર રાખેલી જગા ઉપર બેસવાને રાજી થયો અને તેને જોઇ કારા મુસ્તફા મુછમાં હસ્યો. તેમની સાથે લીજીયાન્સ્કી પણ દુભાષીયાનું કામ કરવાને ગયો. બંને

વચ્ચે થયલી વાતચીત લીજીયાન્સ્કીએ તેમને સમજાવી. તે વાતનો ટુંક સાર એજ કે તુરકી તાબેના જંગલી કોરસેર લોકો ફ્રેંચ વેપારીઓ ઉપર ભારે હુમલાઓ કરે છે, તેને માટે ફ્રેંચ સરકાર તરફથી તેણે ફરિયાદ કરી અને તેના ઉતરમાં વજીર સાહેબે ઘટતો બંદોબસ્ત કરવાનું વચન આપ્યું. છેવટે કેટલાક પત્રો સુલતાનની પોતાની રૂબરૂ મુકવાને એલચીએ પરવાનગી માંગી અને વજીરે તે માટે સુલતાન સાથે મસલત કરી જવાબ દેવાને જણાવ્યું. એલચીએ જાણવા માંગ્યું કે તેને કેટલોક વખત લાગશે, એટલે વજીરે થોડા ને ઘણો ત્રણ મહીનાનો વખત જણાવ્યો, જે સાંભળીને એલચી તો ગભરાઇજ ગયો. હવે મુસ્તફાએ બીજી વાત ઉપર ધ્યાન ફેરવ્યું. તેણે એલચીને પુછ્યું કે ફ્રાન્સના રાજાની વારસીક ઉપજ શું છે? એલચી સાહેબ એ બાબતમાં તો પાકા પુરા હતા, એટલે આંધળા થઇને ઉતર વાળ્યો કે દશ કરોડ લીવર સાહેબ. આ ઉપજ સાંભળીને મુસ્તફા તો બીસ્મીલા, બીસ્મીલા કરવા પડયા; પણ પુછ્યું કે તેનું લશ્કર કેટલું છે? સવા બે લાખ માણસનું, નામદાર સાહેબ, એલચીએ ઉતર વાળ્યો; એટલે તો જાણે તુરકી લશ્કરની સંખ્યા આગળ તે કુચ બીસાદનું ન હોય તેમ તચાકડી વજાડવા પડયા. એલચી સાહેબ, મુસ્તફા બોલ્યો, એક પળની ચેતવણીમાં તમારો ફરમાબરદાર ચાર લાખ માણસનું લશ્કર એકઠું કરવાને શકતીવાન છે. કદાચ ફ્રાન્સનો રાજા મોટો હશે, પણ પાદશાહોનો પાદશાહ, સુલતાને આલમ તેમની સર્વની ઉપર છે. તે નામદારનાં લશ્કરની સપાટી ઉપર કોઇપણ ખ્રીસ્તી રાજા આવી શકનાર નથી. હવે એલચી સાહેબ મને જણાવશો કે આસ્ત્રીયા અને પોલાંડ લડાઇમાં ઉતરે તો તુરકી સરકાર કોની પક્ષ કરશે? હા, વજીર સાહેબ—હમારો રાજા બેશક સુલતાનની પક્ષે રહેશે, એલચી બોલ્યો. આ વાતચીત પછી એલચીને માટે શરબત મંગાવવામાં આવ્યું, જે સુલતાનની દરબારના રીવાજને અનુસરીને સેહજ પીધું. એજ વખતે બીજી તરફ સ્ત્રીઓનું ગાયન ચાલતું હતું. આ દિવસે સુલતાનને સાં દરબાર મળનાર હતી, અને વજીર કારા મુસ્તફા પણ ત્યાં જનાર હતો. વળી જવાનો વખત થવા આવ્યો હતો એટલે ઘોડાઓ વિગેરેની તૈયારી કરી રાખવામાં આવી હતી. દરબારમાં એ દિવસે અગત્યની તકરાર ચાલનાર હતી કે આસ્ત્રીયા અને પોલાંડ સામે લડાઇ ચલાવવી કે નહી, અને વજીર મુસ્તફા લડાઈની આગેવાની પોતે લેનાર હતો, એટલે લડાઇની તરફેણમાં વિચાર આપવાને તે પોતે તૈયાર થઈ રહેલો હતો. હવે સઘળું ગાયન બંધ થયું, ફ્રેંચ એલચી પોતાના રસાલા સાથે

છુટો પડયો અને તેને ઠરાવેલા ઉતારાની જગાએ લઇ જવામાં આવ્યો, તથા લીજીયાન્સ્કી પોતાના નાના સેક્રેટરી હેન્રીની સાથે પોતાના ઓરડામાં ગયો.

# પ્રકરણ ૩૨ મું.

## ખલીલની સાતમી વાર્તા ચાલુ.

આ બનાવને કેટલાક દિવસ ગુજરી ગયા બાદ એક શાંત વખત જોઈ કારા મુસ્તફાએ લીજીયાન્સકી અને હેન્રીને પોતાની રૂબરૂ બોલાવ્યા. સર્વ નોકરો વિગેરેને ઓરડામાંથી બાહેર કહાડવામાં આવ્યા હતા. બંને જણા મુસ્તફાની રૂબરૂ આવ્યા બાદ મુસ્તફાએ ભારે પ્રીતથી લીજીયાન્સકીને કહ્યું કે, જાણ ઓ ખ્રીસ્તી કે મેં તારા પ્રત્યે બની શકતી આબરૂ ભરેલી વર્તનુક ચલાવી છે. અને તે તું ના પાડી શકશે નહી. હવે તું મને સોગંદ લઈ જણાવ કે ફ્રેંચ એલચી જે આટલો બધો તામસી થઇ રહેલો હતો, અને જે મારા બરોબરની જગા મેળવવાનો ફાંકો રાખતો હતો, તેને તેં એકદમ કેવા પ્રકારે સમજાવીને ઠેકાણે આણ્યો? પણ મને નથી સમજણ પડતી કે તેં તેને પાંચ મીનીટમાં કેમ ઠેકાણે આણ્યો? શું તારા પાસે કાંઈ જાદુ છે કે કાંઇ તાવીજ છે કે તુંને કોઈ એવો ફીરોસ્તો મળી ગયો છે? ખ્રીસ્તી પહરોણા, આ વાતનો ભેદ જે સસ હોય તે બોલી દે. તું જાણતો હોવો જોઇયે કે આ તુરકી સરજમીન ઉપર ખ્રીસ્તીઓના કેવા હાલ કરવામાં આવે છે, પણ તેની નામોસીમાંથી મેં તુંને છોડાવ્યો છે, કારણ મને એમજ લાગે છે કે, તારૂં નસીબ બુલંદ છે અને તું કાંઇક મહાભારત કામો કરવાને આ જહાનમાં સરજાયલો છે. વજીરના દુભાષીયાને હંમેશાં દરબારના દુભાષીયાની જગા મળે છે, અને ત્યાંથી વધતાં તેને વાલેશીયા કીંવા માળડેવીયાની હાકમી મળે છે. પણ જાણ ઓ ખ્રીસ્તી કે મોટાં માણસોના દુશ્મનો ઘણા હોય છે. હવે તે બધું થયું, પણ હું તારાથી જાણવા માગું છું કે તું નીમકહલાલીથી રહેશે? લીજીયાન્સકી બોલ્યો, નામવર વજીર સાહેબ, હું તારૂં ભાષણ સમજ્યો છું, તું મને કયા ઓદ્ધા ઉપર ચઢાવવા માંગે છે તે પેહેલાં હું તારા પાસેથી જાણવાની તલબ ધરાઊં છું. હા. હા, મારા ખ્રીસ્તી પહેરોણા સાંભળ; મારા મેહેલમાં સેંકડો ગુલામો છે, સેંકડો નોકરો

છે, સેંકડો મેહતા મુનશીઓ છે, પણ મારી ખાનગી વાતો અને યોજનાઓનો પુર્ણ ભરૂસો મુકવા લાયક તેમાં એક પણ મુસલમાન મને દેખાતો નથી; તો સમજી જા, ઓ ખ્રીસ્તી કે તે કામ હું હવે ખ્રીસ્તીને સોંપવા માગું છું. નાપેકાર મારા ગુલામો મારા જાસુસ સરખા છે, મારા દુશ્મનો કાંઇ થોડા નથી માટે હું આ મારો ભેદ મારા જાતભાઇઓને છોડી તારા હજુર ખુલ્લો કરૂં છું કે મારે જે મોટું વેર વાલવું છે, તેમાં તુંજ, તુંજ, ઓ મારા ખ્રીસ્તી પહેરાણા તુંજ મને સહાય થશે. આ છેલ્લા વાકયો બોલતાં મુસ્તફાનાં મોઢાં ઉપર ગુસ્સાથી ફીણ ફીણ ચઢી આવ્યું અને જાણે હમણાંજ કોઈ શત્રુ આવે તો તેને દાંતોમાં પીસી નાખે એવો તેનો આવભાવ જણાવા લાગ્યો. વળી આગળ ચાલતાં મુસ્તફા બોલ્યો કે, મારા એક હડહડતા દુશ્મનની બેન જે એક ગુલામડી છે, અને જેની ખુબસુરતી જોઇ ફીરેસ્તાઓ પણ ફરી જાય તેણે જનાનાનું પતિવ્રત ભાંગ્યું છે. આ નાપેકાર તોંડીને મારી આ તેજી તલવારની ધારને શરણ કરવી જોઈયે છે; પણ કયાં છે એવો વિશ્વાસુ માણસ કે જે તે મુજીને બાસફરસના કાળા મોજાઓમાં લઇ જઈ ડુબાડી દે. આ સાંભળતાંજ લીજીયાન્સ્કીને કારા મુસ્તફા ઉપર કેટલોક ક્રોધ છુટયો, અને તેમાં તે કાંઇક બોલવા જતો હતો. તેટલાં સમજી મુંગો રહી ગયો. મુસ્તફા આગળ બોલ્યો, અને તેજ તેજ કામને માટે મેં મારો ભેદ તુંને ખુલ્લો કહી દીધો છે. આ કામ બજા લાવવા માટે હું મહાભારત ઈનામ આપવાનો કોલ આપું છું; સમજ્યો કે ઓ ખ્રીસ્તી. લીજીયાન્સ્કીએ ઉતર આપ્યો, નામદાર વજીર હું તારી સઘળી મતલબ સમજી ગયો છું. મુસ્તફાએ આગળ ચલાવ્યું કે, એ કામ હેન્રીએ પોતે બજાવવું, અને તેની જામીનગીરીમાં લીજીયાન્સ્કીએ મારે ત્યાં રહેવું. જો હેન્રી આ કામ બજાવી ઠરાવેલા વખતમાં પાછો ફરે તો તમો બંનેને હું નીહાલ કરી નાખું. જો લાંબો વખત સુધી હેન્રી ન આવે તો હું સમજું કે તમો નીમકહરામ બન્યા છે અને તારૂં માથું તેજ ઘડીએ છટકાવી નાખું. ચાલ બોલ હવે શું ઉતર આપે છે? હા કે ના? લીજીયાન્સ્કીએ આ સઘળું કબુલ કીધું, એટલે ખુશી થઇ મુસ્તફાએ યુકતી બતાવી કે, આજે રાત્રે જયારે ચંદ્રમા કાન્સ્તાંટીનોપલની મોટી મસજીદના માથાં ઉપર ચઢે ત્યારે, હેનરીએ મારા આ ઓરડામાં આવવું, અને તે વેળા તેંને કોઇપણ અટકાવનાર નથી. બાલકીસ, બાલકીસ નાપાક છોડી હવે તારાં લોહીમાં મારા હાથે ખરડી મારો ઉછળતો અને ઉકળતો સીનો

થંડો કરવાનો વખત પાસે આવ્યો છે. હવે કારા મુસ્તફાનું ભાષણ પુરૂં થયું અને લીઝીયાન્સ્કી તથા હેન્રી બંને છુટા પડયા. છુટા પડયા એટલે બંનેએ મનસુબો કર્યો કે ક્રુર મુસ્તફા આપણને પોતાનાં પાપનાં ગુન્હેગાર કરવા માંગે છે, પણ આપણે તેમ ન કરતાં તે બાપડી છોડીનો પ્રાણ બચાવી પુન્ય હોરીશું. લીઝીયાન્સ્કીએ હેન્રીને સમજાવ્યો કે તારે તે છોડીને લઇને આપણા ખ્રીસ્તી એલચીને ત્યાં જવું. કે જ્યાં તે બાપડીને સર્વ પ્રકારનું સુખ અને સંરક્ષણ આપવામાં આવશે. આ ગોઠવણ સંબંધી વાત ચાલે છે તેટલાં બાપડા જવાન હેન્રીને પોતાનાં વતનનું સ્મરણ થઇ આવ્યું અને ત્યાં કયારે જઇશું તે વિશે બંને જણ સાથે મળી વીલાપ કરતા થયા. લીઝીયાન્સકીએ હીમત પકડી અને અંતે બંને જણે તે વિચાર પોતાનાં મનમાંથી કહાડી નાખ્યો. તેઓ ચુપચુપ બેઠા છે તેટલાં તેમને માટે ભાતભાતનું પકવાન સાથનું ખાણું આવ્યું, જે ઉપર બંનેએ અચ્છો હાથ ચલાવ્યો. લીઝીયાન્સ્કી ઉપર પ્રસંન થઇ મુસ્તફાએ તેને એક પેરીસની બનાવટનું સુંદર ઘડિયાલ આપ્યું હતું, અને તેની મદદથી તેઓ બંને મધરાતે ઠરાવેલા વખતની ઇંતેજારી સાથે રાહ જોતા હતા. અંતે તે વખત આવ્યો એટલે લીઝીયાન્સ્કી તરફથી વધારે સમજુતી લઇને હેન્રી મુસ્તફાના ઓરડા ભણી ચાલ્યો. ઓરડામાં દાખલ થયો, જ્યાં મુસ્તફા એક કોચ ઉપર પડેલો હતો, તે બરાબર વખતસર હેન્રીને આવેલો જોઈ અત્યંત ખુશી થયો.

તુરત મુસ્તફા પોતાની બેઠક ઉપરથી ઉઠયો. ટેબલ ઉપરથી રૂપાનો એક મોટો પ્યાલો લઈ તેને સરાબથી ભર્યો અને બાપડા હેન્રીને તે પીવા આપ્યો. તેનાથી નાપાડવાની હીમત ચાલી નહી, એટલે હેન્રી તો દમ ઉપર રાખી આખો પ્યાલો ઠસાવી ગયો. તે ઠાંસતાંની સાથેજ તેનાં મોઢાં ઉપર લાલી આવી, અને શરીરમાં હીમત આવી હોય તેમ મુસ્તફાની સામો ઉભો. મુસ્તફા તેવી હાલતમાં તેને પાસેના એક ઓરડામાં લઇ ગયો. ઓરડામાં ઝાંખો દીવો બળતો હતો, અને સુંદર કોચની ઉપર એક રૂપસુંદરી આખા આંગ ઉપર બુરખા સાથે સુતેલી હતી. તેના ઉપર હેન્રીની નજર પડી. મુસ્તફાએ તુરત હેન્રીને કાનમાં પડી જણાવ્યું કે આ રહી આપણી ગુન્હેગાર, ખ્રીસ્તી પહરોણા, એ કમબખત પોતાની મીઠી નીદ્રાને વશ થયલી છે તેમાંથી તે જાગૃત થાય તે પેહેલાં તું તેને બાસફરસના ઝેરી દરિયાવમાં લઇ જઇને વેહતી કરી આવી તારૂં ઈનામ લઇ લે. ગમે તો ઓ હેન્રી લે આ ભાલો, તેના સીનામાં સુગે મોઢે આરપાર ફોડી કહાડ, અને પછી તેને અહીંથી

ઠેકાણે પાછી આવ અને કાં તો ત્યાં લઈ જઈ તેને ઠાર કરવાને ચુકતો ના. મુસ્તફાએ આપેલો ભાલો હેન્રીએ નમીને લીધો અને પોતાના કપડાંમાં ખોસ્યો. તે પછી બોટ વિગેરેની સામગ્રી કેવી રીતે કરી રાખવામાં આવી છે તેની ખબર હેન્રીને આપી, મુસ્તફાએ દીવો હેન્રીના હાથમાં આપ્યો, અને પોતે ઓરડામાંથી ઝડપથી નીકલી ગયો. આ બનાવ ભાગ્યે પાંચ મીનીતમાં બન્યો હશે. મુસ્તફા થોડોક ગયો હશે તેટલાં પેલી બાપડી છોડી પોતાના કોચ ઉપરથી ધીમે રહીને ઉઠી, અને તેણીને તેમ ઉઠતી જોઇ હેન્રી તો વિસ્મય પામ્યો અને તે વેળાએ શું કરવું તેનું તેને ભાન ન રહ્યું. તે છોડી તો જાગૃત થઈ હેન્રીની પાસે આવી.અને ધીરજથી જાણે પોતાના ઉપરની સઘળી યુકતીથી આગળથી જાણીતી થઈ રહેલી હોય તેમ પુછવા લાગી કે, કેમ ઓ જવાન તું તુરકી તો નથી ની? હેન્રીને હીમત આવી અને બોલ્યો, નહી ઓ રૂપસુંદરી, હુ તુરકી નથી, પણ ખ્રીસ્તી બચ્ચો છું. તે સાંભળતાંજ ખુશીના ઉભરા સાથે તે બાપડી બોલી ત્યારે તો એ ખ્રીસ્તી, કદાચ હું તારા સુધાં બીજા ખ્રીસ્તીના આભારતળે આવીશ. હેન્રીને શંકા લાગી કે કદાચ મુસ્તફા બાહેર ઉભો રહી ચાળા જોતો હશે, એટલે તેણે પેહેલાં લગાર જોરથી કહ્યું કે, ઓ સુંદરી, હવે આપણે અહીંથી એકદમ કુચ કરવી જોઈયે; પછી ધીમેથી તેના કાનમાં પડી કહ્યું કે હું તુંને ઘણીજ સલામતી ભરેલી જગાએ છોડી આવીશ, કે જ્યાં તારો એક બાળ પણ વાંકો થાય નહી, માટે તું બીહીશ નહી. છોડી બાપડી, તુરત તૈયાર થઈ, અને પાંચ મીનીતમાં તેઓ મુસ્તફાએ બતાવેલે રસ્તે મેહેલમાંથી બાહેર નીકળ્યાં. બંને ગુપચુપ ચાલ્યાં. અંતે છેક બોટ પાસે આવી પોહોંચ્યાં તે જોઈ હેન્રીએ વાત છેડી જણાવ્યું કે કીનારેથી સેહજ દુર ગયા પછી આપણે વિશેષ વાતચીત કરીશું, તેટલાં જાણી લે ઓ સુંદરી કે હું તુંને ઠરાવેલી જગાએ નહી પણ બીજીજ એક સલામત જગાએ ઉતારી તને સહી સલામત અને તારૂં રક્ષણ થાય તેવે ઠેકાણે રાખીશ. આ વાત બાઇએ સાંભળી તો લીધી પણ થોડો વખત સુધી તો તેણીને શક ગયો અને હેન્રી ઉપર ભરૂસો આવી શકયો નહી. બહુજ અધીરાઈ ભરેલા ચેહેરા સાથે તેણે હેન્રી ઉપર નજર કીધી, અને હેન્રી પણ તેના સામે તાકીને જોતો ઉભો. અંતે તેણીએ હેન્રીને પ્રશ્ન કીધો કે ઓ જવાન શું તું ખરેખર ખ્રીસ્તી છે? અને કયાંનો તું રહેનારો છે? હું ખરેખર ખ્રીસ્તી છું અને પોલાંડનો રહીશ છું, હેન્રી બોલ્યો. તે ઉપરથી તે ગુલાબડી બોલી ખચીત, નીશ્ચીંત રહે ખ્રીસ્તી જવાન કે ત્યારે તો હું બેલાશક

તારા સાથે આવવાને તૈયાર છું. તારા ઉપર મારો પુર્ણ વિશ્વાસ છે. મારી ખાતરી છે કે તું મને ઠગનાર તો નથીજ; માટે એ જવાન મારે માટે તુંને જે સારૂં સુઝે તે કર. આ વાતચીત પુરી થવા પછી બંને જણ તૈયાર થઈ રહેલી બોટમાં બેઠાં. હેન્રીએ હલેસું ચલાવ્યું. રાત ખુશનમા હતી. દરિયો શાંત હતો. ચંદ્રમાનાં રૂપેરી કીરણોએ દરિયાનાં પાણી ઉપર પડી દરિયાને રૂપેરી બનાવી દીધો હતો. થોડેક દુર ચાલ્યાં કે તેને મધુર ગાયનનો આવાજ સંભળાયો. હેન્રી તો વિચારમાંજ પડયો કે એ આવાજ કયાંથી આવે છે પણ થોડેજવારે જણાવ્યું કે જે સુંદરી તેના સાથે બોટમાં એક છેડે બેઠેલી હતી તેજ ગાનતાનમાં મશગુલ થઈ ગઈ હતી. બહુજ હરખથી હેન્રી તે ગાયન સાંભળવા લાગ્યો. આ ગાયનમાં તે સુંદરી પોતાની ઉપર આવી પડેલી જફાનું વર્ણન કરતી જતી અને હવે મરણની પાસે આવી હોય તે પ્રમાણેનો વીલાપ કરતી હતી. હેન્રીએ તે સાંભળી તેણીને દીલાસો આપ્યો કે એ પ્રમાણે વીલાપ કરવાનું કસું કારણ નથી. તેણે તે આપદીને ધીરજ આપવાને કાજે ખુલું કહી દીધું કે મારે તુંને પોલાંડનાં એલચીને ત્યાં લઈ જવાની ગોઠવણ કરી છે, જે એલચી ગેલેટામાં રહે છે, અને ત્યાં તને તારાં દુખો તથા વીપતીની સારી માવજત થઇ તારી અચ્છી બરદાસ્ત કરવામાં આવશે. માયાળુ ખ્રીસ્તી, સુંદરી બોલી, હું જાણું છું કે તારા સરખા જવાનના આધાર ઉપર રહેવામાં મને કસું નુકસાન થનાર નથી. જે રાક્ષસે આજે મારો પ્રાણ લેવાનું પ્રપંચ ચલાવ્યું છે, અને તે કીનાનું હથીયાર તુંને પોતાને બનાવ્યું છે, તેણે મને આગળથી કહી રાખ્યું હતું કે તે મને એક ખ્રીસ્તીના હાથે મરાવી નાખશે. આહા, તેજ પળે મારાં દીલમાં આશાનો ઉભરો આવ્યો, કે ખ્રીસ્તી બચો ગમે તેવો હશે તોપણ કદી એવાં નીચ કર્મનો ભોગ થનાર નથી. કદાચ એ ઉભરો હું તે મુજી રાક્ષસને ખુલો કરી દેતે તો તે પોતાનો વિચાર ફેરવી કોઈ મુસલમાનનેજ તે કામ સોંપતે. એવા વિચારથી મારાં મનમાં ને મનમાંજ સમજીને હું મુગી રહી.

હેન્રી આ વાત સાંભળી હસ્યો અને વધારે ધીરજ આપી બોલ્યો, કે એ રૂપવંતી તારી તે આશા ખરેખરી છે અને હવે મારો વખત આવ્યો છે કે ખ્રીસ્તીઓ પોતાની ઉપર મુકવામાં આવેલો વિશ્વાસ પાળવામાં કેવા એકકા છે તે મારે તુંને હવે સાબેત કરી આપવું. જેમ જેમ ઠરાવેલી જગા પાસે આવી તેમ તેમ તેઓએ હવે એક નવો માર્ગ યોજયો. સુંદરી

એક શેઠાણી બની અને હેન્રી ગુલામ થયો. કીનારો પાસે આવ્યો. બોટ કીનારે રખડતા એક મજુર જેઓનું કામજ બોટોની રખવાલી કરવાનું હતું તેને સોંપી, અને બને શેઠાણી અને ચાકર તરીકે કીનારે ઉતરી આગળ ચાલ્યાં. હેન્રીને રસ્તાની તો ખબર ન હતી, પણ સુંદરીને તે ખબર હતી એટલે તે દેખાડે તેમ તેની પાછળ તે ચાલતો હતો. અંતે ચાલતાં ચાલતાં તેઓ ખ્રીસ્તી રાજયોના એલચીઓવાળા મોહલામાં જઇ લાગ્યાં. પોલ વાવટાથી પોલીશ એલચીનું રહેઠાણ તુરત ઓલખાઇ આવ્યું. બંને ત્યાં ગયાં અને કેટલીક મુશ્કેલી પછી તેઓ દાખલ થયા. મેહેલના જે નોકરે તેમને લઇ જઇ એક ઓરડામાં આશ્રય આપ્યો તેને હેન્રીએ હુકમ કીધો કે એલચી સાહેબ જોડે મારે હમણાં ને હમણાં વાત કરવી છે માટે કાંઇ પણ કરી મને તેના સાથે મેળવવો. પેલો નોકર તો ગુસ્સે થઇ બોલ્યો કે, જા જા ઓ દીવાના આટલી મોડી રાત્રે અત્રે દાખલ થઇ વળી મને એવું કામ સોંપવા માંગે છે કે જે કદીપણ બની શકે નહી. આ વખતે એલચીને જગાડવા જવું એ સાપને છંછેરવા બરાબર છે. હેન્રીએ બહુ ગંભિર ચેહેરે તે નોકરને સમજાવ્યો કે આ બાઇને આશ્રયની અતિઘણી જરૂર છે. મારો વખત ઘણો કીમતી છે, મારૂં કામ મહાભારત છે, અને કદાચ જો એલચી સાહેબ ઉંઘમાંથી ઉઠવાને કારણે ગુસ્સે પણ થાય તો તે મારા એકજ ખુલાસાથી તુરત શાંત થશે, તેનું જોખમ મારે શીર છે. અંતે તે નોકર એલચીને ઉઠાડવા ગયો. તે ગયા પછી પેલી સુંદરી જે જાતે સીરીયન હતી તે નીશ્વાસ નાખી બોલી કે, ઓ કાળા અંતકરણના કારા મુસતફા, તેં મારા ઉપર જે અન્યાય ચઢાવ્યો છે, તે માટે હું તદન નિર્દોષજ છું, તેં મારા ઉપર આવો કાળો કલંક લગાડયા છતાં પણ ઓ રાક્ષસ હું તને આટલી બધી ચાહતી હતી, છતાં તેં મારા ઉપર જફા ગુજારી છે. હેન્રી પામી ગયો કે આ બાપડી કારા મુસતફા જોડે પ્યારમાં હશે, અને તેણે તેના ઉપર કાંઇક અઘટિત કલંક લગાડયું હશે. આ સંભાષણ ચાલે છે તેટલાં પેલો નોકર બાહેર આવ્યો, અને એલચી સાથે શું વાતચીત થઈ તે હેન્રીને સંભળાવે છે તેટલાં તો એલચી પોતેજ પાછળથી આવી લાગ્યો. આ એલચી વૃધાવસ્થાને પોહોંચેલો હતો અને બાલ તેના સફેદ થઇ ગયા હતા. હેન્રી તુરત ખડો થયો અને સજ થઈ જેવો એલચી આવ્યો કે હાથ જોડી બોલ્યો, નામદાર એલચી, હું એક બક્ષેસ તારા પાસે માંગું છું. ખુબ ગુસ્સાથી તેણે ઉતર વાળ્યો, બક્ષેસ, દરેક મારા જાતભાઇઓ આવી મારા પાસે બક્ષેસ માંગે છે. પણ પેહેલાં મને જણાવ કે

આ કોની દીકરી, કે જે ની જોડે તું અત્રે નીકળી આવ્યો છે? મુરબ્બી સાહેબ, હેન્રી બોલ્યો, એટલીજ બક્ષીસ કે મારી એક વાત કાનમાં સાંભળવી. તુરત એલચી પાસે ગયો, એટલે હેન્રીએ તેને કાનમાં કંઇ કહી સંભળાવ્યું. પોલીશ એલચીએ તે ધ્યાન દઇ સઘળું સાંભળ્યું અને જાણે તે બધું સ્વિકારતો હોય તેવો આવભાવ બતાવ્યો, જે સઘળું પેલી સીરીઅન બાઇ ગુપચુપ અને વિસ્મય થયેલે ચેહેરે જોયા કરતી હતી. આ વાત પુરી થતાંજ એલચીનો ચેહેરો બદલાઈ ગયો, તુરત તેણે પેલી બાઇને ઘટતો આવકાર આપ્યો અને તેણીની બાવજત કરવાને પોતાને ત્યાંની સ્ત્રી નોકરોને બોલાવી, એટલુંજ નહી પણ પુરેપુરો આવકાર આપવાને તે પોતાની દીકરીઓને ઉઠાડવા જતો હતો, પણ હેન્રીએ તુરત વેળા તેટલું બધું કરતાં એલચીને વાર્યો. પેલી સીરીઅન સુંદરી પોતે પોતાને મળેલાં આટલાં બધાં માન માટે બહુ વિસ્મય થઈ ગઇ, અને એકવાર ફરીથી પોતાનો બુરખો ખીસાડી નાખી ખુલે ચેહેરે હેન્રીનો તથા એલચીનો ઉપકાર માન્યો. અને બહુજ કરગરીને હેન્રીને કહેવા લાગી કે, ઓ ખ્રીસ્તી તારનાર, થોડાજ વખતમાં તું જે સ્ત્રીને આજે મોતના હાથમાંથી બચાવી લાવ્યો છે તેની હકીકત સાંભળવાને ભાગ્યશાલી થશે. મિત્ર મિત્ર, તે પેહેલાં આપણે એકવાર પાછા મળીશું કે? આ શબ્દો બહુજ ગદગદીત કંઠે બોલતાં બાપડીની આંખોમાં આંસુની ધારા ચાલી. હેન્રીએ તેણી દીલાસો આપવાને તેણીનો નાજુક હાથ પોતાના હાથમાં લઇ તેની ચકચકીત હથેલી ઉપર અસંખ્ય ચુમીઓ લીધી, પણ તેટલાં ઘણો વખત નીકલી ગયલો જાણી કારા મુસ્તફાને કવચીત વેહેમ પડી જશે એવો ખ્યાલ તેના ધ્યાનમાં આવી ગયાથી હવે ઉતાવળથી તે આ સું-દરીથી છુટો પડ્યો. જે બોટમાં તે બેસી આવ્યો હતો તે બોટમાં બેસી તે પાછો પોતાને ઠામે ગયો. બોટમાંથી ઉતરી મુસ્તફાના મેહેલમાં દાખલ થયો. ત્યાંથી ધીમે ધીમે મુસ્તફાના ઓરડામાં ગયો જ્યાં મુસ્તફા વાટ જોતો બેઠેલો હતો. તેને બેઠેલો જોતાંજ હેન્રીએ વિચાર્યું કે મુસ્તફા આજે રાત્રે બીલકુલ ઉંઘાયોજ નથી. હેન્રીને દાખલ થતો જોતાંજ મુસ્તફાની નજર તેના ઉપર ઇંતેજારી સાથે પડી, અને તુરત તેણે હેન્રીને પ્રશ્ન કીધો કે જે કામ કરવાને ઝાઝો વખત નહી થાય તે કરતાં તુંને ઘણા કલાક નીકળી ગયા છે. હેન્રીને ઉતર આપવો સુજે નહી; પણ અંતે સુધી આણી બોલ્યો કે નામવર મુસ્તફા, એક જલાદે જ્યારે તરૂણ રૂપસુંદરીની આજીજીઓ, તેના કાલાવાલા અને મીનતજારી ભરેલી માંગણીઓ અને હાય અફસોસની વચ્ચે પોતાનું

કામ કરવું હોય છે ત્યારે ખચીત ખચીતે કેટલોક વખત નીકળી જવો જોઇયે છે. હું સમજ્યો, સમજ્યો, મિત્ર હેન્રી, મુસ્તફા બોલ્યો; તારાં કામથી હું ખુશ થયો છું, તું મારા તરફનાં મોટાં ઇનામને લાયક થયો છે, જા હું તુંને રજા આપું છું. હેન્રી રજા માંગી છુટો પડયો. બીજી તરફ લીજીયાન્સ્કી હેન્રી શું કરી આવે છે તે જાણવાની ઇંતેજારીમાં બેઠલો હતો. બંને પોતાના ખાનગી ઓરડામાં સાથે મળ્યા, કે તુરત હેન્રી બોલી ઉઠયો, મેં તેણીને બચાવી છે. લીજીયાન્સ્કીએ તેની પીઠ ઠોકી સાબાસી આપી, મિત્ર તેં આજે એક બહુ ઉમદા કામ બજાવ્યું છે. હેન્રીએ સઘળું વૃતાંત માંડીને લીજીયાન્સકીને કહી સંભળાવ્યું, તે સાથે તે સીરીયન બાઇની ખુબ સુરતીથી પોતે કેવો છક થઇ ગયો હતો, અને તેનું ધ્યાન તેણીમાં કેવું લીન થઇ ગયું હતું તે સઘળું ખુલે ખુલ્લું લીજીયાન્સકીને કહી સંભળાવ્યું, તેમજ તેણીનું નામ બાલ્કીસ હતું, વય તેણીની ૨૦ વરસની હતી વિગેરે તેને ખુલાસો કીધો. અંતે હવે ઉંઘે ગલબો કરવા માંડયાથી બને જણ પોતપોતાનાં બીછાના ઉપર પડયા. હેન્રી સુતો ખરો, પણ ઉંઘમાં સુધાં તેને બાલ્કીસનો ચેહેરો દેખાયા કરે, જાણે બાલ્કીસ જોડે તે ઉભો હોય, તેના પ્રત્યે પ્રેમની વાતો કરતો હોય એવા દેખાવો તેને ઉંઘમાં દેખાયા. ઝાઝો વખત તેઓએ નચીંત થઇ ઉંઘ કહાડી નહી તેટલાં તેઓ ગરબડથી જાગી ઉઠયા અને જોય શુ કે વજીરના મેહેલમાં ભારે ગડબડ સરબડ ચાલી રહી છે. લીજીયાન્સ્કી તથા હેન્રી આ ગડબડનું કારણ શોધવાના પ્રયત્નો ચલાવે તેટલાં તો મુસ્તફા તરફથી તેમને આમંત્રણ આવ્યું. ત્યાં જતાં જતાં તેમને બીજાં માણસોથી ખબર પડી કે, નામદાર સુલતાને કારા મુસ્તફાને એકદમ પોતાની છાવણી જે રાજધાણીની બાહેર નાખેલી હતી ત્યાં બોલાવ્યો હતો. તા૦ ૧૭મી માર્ચ ૧૬૮૩ને દિવસે મુસ્તફાને સુલતાન તરફથી એક ખરીતો મલ્યો જેમાં તેને ઘોડેસ્વાર તથા પાયદલ લશ્કરનો સરદાર નીમવામાં આવ્યો હતો, અને આસ્ત્રીયા સામે જાહેર થયલી લડાઇમાં તેને મોકલવાને તૈયાર થવાનો હુકમ થયો હતો. કારા મુસ્તફા લાંબો વખત થયો તુરકી લશ્કરની સરદારી મેળવવાને આતુર હતો, અને હમણાં તે તેને મળવાથી, તે સુલતાનના હુકમને તાબે થવાને તત્પર થઇ રહેલો હતો. લીજીયાન્સ્કી તથા હેન્રીને પોતાની જોડે કાંપમાં આવવાને મુસ્તફાએ હુકમ કીધો, તે પ્રમાણે તેઓ બને ત્યાં સાથે ગયા. ત્યાં જોય શું કે તેમના ઉપર બહુ બારિક નજર રાખવામાં આવતી હતી, અને પાછળથી તેમને ખબર પણ પડી કે તેમના ઉપર

ખુબ તકેદારી રાખવાને મુસ્તફાએ હુકમ કરેલો હતો. સઘળું લશ્કર સુલતાનની કાંપમાં ભેગું થયું, અને તે પછી કાજીઓ તથા મુલ્લાંઓ વિગેરેની નીમાજો, તથા મેંઢાં બકરાંઓના ભોગો વગેરે આપી, સઘળું લશ્કર ત્યાંથી ચાલવા માંડયું. લડાઇની સઘળી તૈયારીઓ ચાલી રહી છે. બીજીજ સવારે આખ્રીયન લશ્કર ઉપર ગોલો ધુમાવવાનો હુકમ સુલતાન તરફથી થઇ ચુકયો છે, સઘળું લશ્કર શુરમાં પ્રગટી રહ્યું છે. એમ કરતાં રાત પડી, અને સઘળાઓ સાવચેતીથી લશ્કરની રીતી પ્રમાણે આરામ કરવાની તૈયારી કરે છે, તેટલાં બહુ મોટી ભીડની વચેથી એક કાસદ દોડતો આવી લીજીયાન્સ્કીના હાથમાં બે દસ્તાવેજો મુકયાં. લીજીયાન્સ્કી તુરત બાજુએ થયો, અને એક દસ્તાવેજ ખોલી વાંચ્યો તો તે પોલીશ એલચી તરફથી ગુપ્ત ભાશામાં લખાયલો હતો. તે પછી બીજો ઉઘેડયો, અને જોય શું કે તે બાલ્કીસનું વૃતાંત હતું.

# પ્રકરણ ૩૩ મું.

## રૂપસુંદરી બાલ્કીસનો હેવાલ.

રૂપસુંદરી બાલ્કીસે લીજીયાન્સ્કી અને હેન્રી જોગાં પત્રમાં પોતાનો હેવાલ નીચે પ્રમાણે લખ્યો હતો. મારો પીતા ડમાસ્કસના બેગલરબેગનો કારભારી હતો. લગભગ ૪૫ વરસની વયે તે ડેમાસના રાજાની એક પુરી સુંદર દીકરી જોડે પ્યારમાં પડયો, અને ઘણીક કોશેશ પછી તે તેના સાથે પરણવાને ભાગ્યશાલી થયો. આ સુંદરી મારી માતા થવાને ભાગ્યશાલી થઇ તે પેહેલાં પાંચ વરસ અગાઉ તેણે એક પુત્રને જન્મ આપ્યો હતો, જે મારા ભાઇને હસન અલી હજીબનું નામ આપવામાં આવ્યું હતું. હમોને બાલવયમાં મુકીને મારા માતપીતા થોડે થોડે વખતને અંતરે મરણ પામ્યાં. મારો પીતા એકાએક મરણ પામવાથી તેણે પોતાનું કસું વસીયતનામું કીધું ન હતું, એટલે ખુલી રીતે તેની મોટી મીલકતનાં હમો બંને ભાઇ બેહેન એકલાં માલેક હતાં. હમો બંનેને એક કાકાના આશ્રયમાં મુકવામાં આવ્યાં જે કાકાની સ્ત્રી પણ મરણ પામેલી હતી, અને કાકો ડમાસ્કસમાં એક મોટા ધનાઢય અને આબરૂદાર વેપારીમાં નામ ખપાવતો હતો. મારો ભાઇ ૧૮ વરસની વયે પુગ્યો ત્યારે ડમાસ્કસના બેગલર-

બેગની નોકરીમાં દાખલ થયો, અને થોડાજ મહીનામાં તે હાકમનો વિશ્વાસ મેળવવા પામ્યાથી એક મોટો હોદ્દો પામ્યો. તેને કાંઇ એવુંજ સુજ પડયું કે એક સમે તેણે મારી ખુબસુરતીનાં વખાણ પોતાના શેઠ હજુર કર્યાં. હસન અલીની કહેલી વાત ખરી છે કે નહી તેની ખાતરી કરવાને બેગલરબેગે બીજેજ દિવસે મને પોતાની રૂબરૂ તેડાવી અને પરિણામ તેનું એ આવ્યું કે મને જોઇ તે હાકમ તો મારા ઉપર પ્યારમાં પડયો, અને મક્કમપણે પોતાની બીબી કરવાને મને સમજાવવા લાગ્યો. મેં તેની માંગણી માન સાથે ના પાડી અને હું તો મારે ઘેર ગઈ. આ બનાવને ઝાઝા દિવસ ગયા નહી તેટલાં એક દિવસે એકાએક જોઉં શું કે મારાં રહેવાનાં ઘરને સરકારી લશ્કરી માણસોએ ઘેરી લીધું હતું. હું તુરત પામી ગઇ કે પાશાનો હાથ લેવાને મેં ના પાડી છે તેની આ સઘળી મોહોકાણ મંડાઈ છે. જે ઓરડામાં હું બેઠી હતી તે ઓરડામાં હથિયારબંધ માણસો ધસારો કરી આવ્યાં. અને મારી આજીજી, બુમ બરાડા તથા મારાં માણસોએ મને છોડવવાને કરેલા પ્રયત્ન છતાં તેઓ મને ત્યાંથી ઉપાડી પાશાના જનાનામાં ઘસડીલઇ ગયા. આ બનાવની અસર મારા મન ઉપર એટલી બધી થઈ કે હું તુરતજ માંદી પડી ગઇ, અને દિવસે દિવસે એટલી નખાતી ચાલી કે જાણે થોડાજ દિવસમાં કબરવાસ કરવો પડે, અને મને પણ તેજ ગમતું હતું કારણ કે તુરત વેળા ડમાસ્કસના આ જુલમી હાકમ કરીમ અલીના ઘાતકી હાથમાંથી છુટવાનો તે સિવાય મારા પાસે બીજો કસો ઉપાય પણ ન હતો. મેહેલમાં કે મારી આગળ શું થાય છે તેનાં કસાં પણ ભાણ કે ખબર વગર હું બીછાના ઉપર પડી રહેલી હતી, તે દરમ્યાન મારા ભાઈ હસન અલીએ કરીમ અલીને ઘટતી સીક્ષા કરી વેર વાળવાનો ઠરાવ કર્યો. તે વેળાએ ડમાસ્કસની આસપાસ લુટારુઓની એક મોટી ટોલી પ્રજાને ત્રાહય ત્રાહય પોકરાવતી હતી, તેના સરદાર શબેદીન અલાલ જોડે મારો ભાઇ મળી ગયો, અને હાકમ કરીમ અલીનો સઘળો ખજાનો તેને બતાવી દેવાની કબુલાતે તેના પાસે હસને મદદ માંગી. મહીનાઓ સુધી ભય ભરેલી માંદગી ભોગવ્યા પછી હું ધીમે ધીમે સાજી થતી ચાલતી હતી, અને જુલમગાર પાશા મારે માટે હરઘડીએ ખબર કહડાવતો રહેતો હતો. આ પ્રમાણે ચાલ્યું જાય છે તેટલાં એક રાત્રે એકાએક મેહેલમાં ભારે ગરબડાટ ચાલતો જણાયો, અને થોડાજ વખતમાં મારો ઓરડો તો બળતાં અને ધુમાડાથી ભરાઇ ગયો. આ ગરબડ ચાલે છે તેટલાં એકાએક એક શુરવીર મારા ઓરડા ભણી

ધસી આવ્યો અને મને પોતાની બગલમાં ઉઠાવી તે એક અમીરનાં ઘરમાં લઇ ગયો, કે જે અમીર જોડે પણ મારો ભાઈ મળી ગયલો હતો અને તેને પાશાની ગાદીએ બેસાડવાનો કોલ આપ્યો હતો. જ્યારે હું આ પોતાને સલામત જગાએ આવેલી જોવા લાગી તો જોઉં છું કે મને ઉપાડી લાવનાર બીજો કોઈ નહી પણ મારો પ્યારો ભાઇ હસન અલી પોતે હતો. બીજી સવારે આગલી રાતનાં તે મહા પરાક્રમનું વૃતાંત મને સંભળાવવામાં આવ્યું. મારો ભાઈ હસન અલી સદરહુ અમીર અને પેલા લુટારૂ સરદાર શમ્મેદીન અલાલની મદદથી પાશાના મેહેલ ઉપર ધસી ગયો, ચોકીખાનો જેઓ સામે થયા તેમને ઠાર કર્યા અને કરીમ અલીને કેદ પકડયો. મધ્યાને શેહેરના સઘળા રહેવાસીઓ બજારમા ભેગા થયા અને બળવો બેસાડી દેવાને અને તુરકી સરકારનો ઉતર આવતાં સુધી બીજા કોઈ સખસને હાકમ નીમવાને વિચાર કરવા લાગ્યા. હસન અલીએ આ બળવામાં એટલો તો મોટો ભાગ લીધો હતો કે, પેલા લુટારૂ સરદારે એકદમ તેને ખાલી ગાદી ઉપર બેસાડયો. આ બનાવની સઘળી ખબર કાન્સ્તાંટીનોપલ ખાતે કહેવડાવવામાં આવી, અને તુરત વેળા જુલમગાર કરીમ અલીને કેદમાં પુરવામાં આવ્યો અને હસન અલી ડમાસ્કસનું રાજ કરવા લાગ્યો.

પેલો અમીર કે જેના ઘરમાં મારા ભાઈએ મને લઈ જઈ રાખી હતી તે અમીરને ડમાસ્કસની ગાદી આપવાને કબુલાત આપી હતી, જેમ ન થવાથી અમીર નારાજ થયો હતો. તે નારાજ દીલે પોતાને ઘર ગયો, કે જ્યાં હજુ હું પણ હતી. તેના મનમાં એવો ફાંટો આવ્યો કે મને પોતાની મેહબુબ બનાવી લેવી. તેવાજ ઇરાદાથી તે દોડતો મારા ઓરડામાં આવ્યો અને મારા પ્રત્યે અણહદ પ્યાર દેખાડવા લાગ્યો. મેં જ્યારે થંડેપણે તેનાં ભાષણો સાંભળી ઇનકાર બતાવ્યો ત્યારે તે મારા ઉપર જુલમાત વાપરવાને વિચાર કરવા લાગ્યો. મેં જ્યારે પોતાને નાચાર થયલી જોઇ ત્યારે તેની કમરે ખોસેલી કટારી ઝડપથી મારા હાથમાં લઇ, આપઘાત કરવાની તૈયારી બતાવી, એટલે તે બલાત્કાર વાપરવાનો વિચાર છોડી દઈ પાછો આજુજી અને કાલાવાલા કરવા પડયો, પણ મેં જ્યારે ધસડીને નાજ પાડી કે મારો પ્યાર કાંઇ ધમકી કે આજીજીથી મેળવવાનો નથી, ત્યારે બીજી સવારે મારી મુલાકાત લેવાનો ઇરાદો મને જણાવી તે તુરતવેળા ત્યાંથી વિદાય થયો. હવે મારા માટે બહુજ તોફા ખાણું આવ્યું, તે પછી ૭ સુંદર ગાયનકાર ઓઓ આવી,

પણ મને તે સઘળું અકારૂં થઈ પડયું હતું અને હું તો આ જુલમમાંથી છોડવી લઇ જવાને મારો ભાઇ કયારે આવશે તેની રાહ જોતી રહી હતી. ખાણું તથા ગાયન ખલાસ થયું, અને દિવસ સઘળો પસાર થઈ ગયો પણ હજુ મારો ભાઈ તો આવ્યોજ નહી. રાજ્યાભિષેકની ક્રીયાને લીધે તેને ધારવા કરતાં વધારે વખત રોકાઇ રહેવું પડયું. રાત પડી, અંધારૂં થયું, અને મારે માટે નવી ફીકર પેદા થઇ. એકાએક મારામારી, અને જખમી થયલાઓના રડવાના આવાજો મને સંભળાવવા લાગ્યા. થોડેજ વારે મારા ઓરડાનાં બારણાં ઉઘડયાં અને હસનઅલી શફેદીન અલાલની જોડે અંદર દાખલ થયો. મને મારા ભાઇના નવા રાજમેહેલમાં લઇ જવામાં આવી. હસનઅલી ડમારકસની ગાદીએ આવ્યો તે માટેની પરવાનગી એક વરસ લગભગ થઈ ગયા છતાં તુરકીના સુલતાન તરફથી ફરી વળી ન હતી, કારણ કે વડો વજીર અમદ કીપરીલુ આસ્ત્રીયા સામે લડાઈમાં રોકાયલો હતો. અંતે ધારેલી પરવાનગી આવી લાગી, અને તેમાં મારા ભાઇને ડમાસ્કસના હાકમ તરીકે કબુલ રાખવા ઉપરાંત તેને પાશાનો ખેતાબ પણ આપવામાં આવ્યો હતો. આ સંદેસો લઈ આવનાર સખસ તે સુલતાનનો એક અધીકારી અને તેજ આ મુજી કારા મુસ્તફા હતો. તેની ચાલ ચલણ, રીતભાત, તેનું સ્વરૂપ તથા વાકચાતુરી સઘળાં એવાં હતાં કે મારો પ્યાર કુદ્રતી તેના અંદર ભરાયો અને તે પણ મને ચાહાવા લાગ્યો. મારો ભાઈ પણ હમારા વચેના આ પ્યારથી રાજી થયો, અને એટલે સુધી કે તેણે તો કારા મુસ્તફા જોડે મારાં લગ્ન કરી આપવાની માંગણી કરી, અને તે પ્રમાણે લગ્ન પણ એક અઠવાડિયું પછી કરવા ઠરાવ્યાં. આ મામલો ચાલે છે તેટલાં પેલો લુટારૂ સરદાર શફેદીન અલાલ એકાએક મારા ભાઇની મુલાકાતે આવ્યો, અને ધમકી તેમજ કાલાવાલા સાથે તેણે તો મારા સાથે લગ્ન કરવાની માંગણી ભાઇને કરી. મારાં ભાઈના ગુસ્સાનો પાર રહ્યો નહી; તે તો પોતાની બેઠક ઉપરથી ગજ ગજ કુદયો અને સાફ નાપાડી તેને જણાવ્યું કે તારા સરખા લુટારા, પ્રજાના લોકોનાં લોહીમાં ગરકાવ થયલા એક નીચને મારી બેન આપી મારાં કુળને હું લાંછન લગાડનાર નથી, છતાં પણ શફેદીન અલાલને તેણે કરેલી મદદના બદલામાં જે નાણું આપવા કબુલાત આપી હતી, તેથી બેવડું આપવાની હસનઅલીએ કબુલાત આપી, પણ તે તો કસી પ્રકારે રીઝ્યો નહી, અને તે જોઇ હસને તુરત પોતાના માણસોને બોલાવી તેને પકડાવ્યો. શફેદીન અલાલ એક રણસીંગડું કહાડી બતાવી બોલ્યો કે, સમજ હસનઅલી કે આ રણસીંગડું

ત્રણવાર ફુકતાંજ તારી હાલત તદન ફેરવાઇ જશે, અને પછી તુંને તારાં દીવાનાપણાનો ભારે પશ્ચાતાપ કરવો પડશે. હસનઅલી લેશપણ ડર્યો નહી, તેણે તો તેને ગમે તેમ કરી લેવા જણાવ્યું, એટલે શપેદીને ત્રણવાર રણસીંગડું ફુકયું કે ખુદ પાશાનાજ લશ્કરીઓ પાશાની સામે હથિયાર ભીડી તૈયાર થઇ ઉભા. હસન અલી ગભરાયો, અને હવે શું કરવું તે વિચારે છે તેટલાં શપેદીન ફરીથી મુસ્તાક થઈ બોલ્યો કે, હસન અલી હવે એમાંનો એક જેતે રસ્તો લે, યા તો હું તુંને ગાદીએથી આ ઘડી ઉઠાડી મુકી કરીમ અલીને પાછો બેસાડું છું ને નહી તો બાલ્કીસ મને સોંપ. અંતે હસન અલી પીગળ્યો અને માંગી લીધું કે મને ત્રણ દિવસની મુદત વિચાર કરવાને આપ, તે કબુલ કરી શપેદીન અલાલ ત્યાંથી ગયો. હવે મારા ગભરાટ અને ચીંતાનું શું પુછવું? આ ગરબડ સાંભળીને કારા મુસ્તફાતો બાપડો જતો રહ્યો હતો. અંતે ત્રણ દિવસ પુરા થાય અને શપેદીન અલાલ પોતાના સરદારો સાથે આવી પોહોંચ્યો. મારો ભાઈ તો અંતે મને તેના સાથે પરણાવવાને કબુલ થયો. દિવસ ઠરાવ્યો, અને મેહેલમાંજ ભારે ધામધુમ કરવામાં આવી. રાતે ઉમદા ખાણું અને શરાબ પીરસવ્યો. શપેદીન તથા તેની સાથવાળાઓએ પુષ્કળ ઢાંસ્યો, હસન અલી હુશિયારીમાં હતો. તેણે એક ઝેરી ભુકો તૈયાર રાખી એક ગુલામને શીખવી રાખ્યું હતું કે સઘળું ખલાસ થવા પછી જે છેલી સલામતી લેવાડવામાં આવે તે વેલા શપેદીન તથા તેની સાથવાળાઓનાં ગ્લાસોમાં તે ભુકો નાખવો. તે પ્રમાણેજ નકી થયું. ખાણું થઇ રહેવા પછી સઘળા ઉઠવાની તૈયારી કરે છે, તેટલાં કરેલી ગોઠવણ પ્રમાણે હસન અલીએ છેલી સલામતી લેવાડી, જે વેલાએ પેલો ઝેરી ભુકો શપેદીન તથા તેની સાથવાળાઓના ગ્લાસમાં નાખ્યો. સલામતી લેવાની સાથેજ દગો દગો એવા શબ્દો શપેદીનના મોહમાંથી નીકળ્યા, અને દગાનો બદલો લેવાને બેભાનીમાં સઘળાએ કમર કટારી કાહડતાં કાહાડતાં એકેક ઉપર લોથ થઇ પડયા. મારો ભાઈ આ ખુશ ખબર કહેવાને મારા ઓરડામાં આવ્યો કે આ પીડા હવે પટી છે, અને હવે એક મોટાં લશ્કર સાથે બાકી રહેલા લુટારૂઓનો ઘાણ કહાડી નાખવાનું સેહેલું થઈ પડશે, અને તે પછી મુસ્તફાને શોધી કહાડી લગનની ધામધુમ પાછી ચલાવીશું.

શપેદીન અલાલના સંબંધના આ બનાવને ઝાઝો વખત ગયો નહી, તેટલાં તો સઘળા હૈયાત રહેલા લુટારૂઓ હસન અલી ઉપર ખુબ ગુસ્સે થયા. તેઓએ એકદમ માજીપાશા કરીમ અલીને કેદમાંથી

છોડવ્યો, અને પોતાનાં લશ્કરની સરદારી આપી, હસન અલી ઉપર ધસારો લાવવાને તૈયારી કીધી. હસન અલી ગભરાયો. તેનું લશ્કર હમણાં નહી સરખું થઇ ગયું હતું; ખજાનો બધો ખુટી ગયો હતો, અને કસો ઉપાય ન સુજ્યો, ત્યારે તેણે શેહેરના તમામ પુરૂષો, પછી તેમાં કેટલાક તો હથિયારનું નામ સાંભળીને બીહે તેવા હતા તેઓને પણ હથિયારો આપ્યાં, અને શુર ચઢાવ્યું. જેમ તેમ ઘાંચી, મોચી, ઝવેરી વેપારી, સઘળું મલી પંદર હજાર માણસ ભેગું કીધું. તેની ખાતરી હતી કે આ લોકો હીમતથી લડી શકે તેવા નથી, એટલે રાતોરાત દુશમનોનો ઘાણ કાઢવાનું પ્રપંચ રચી રાખ્યું હતું. હસન અલીતો આ સઘલી ગોઠવણમાં મંડગો હતો, તેટલાં મારે શું કરવું તેની મને ધાસ્તી પેઠી. મારો એક બુઢો ગુલામ મને ધીરજ આપવા લાગો કે જે કાંઈ તમામ માલમતા હોય તે બાંધીને તૈયાર કરીને રાખવી અને હસન અલીની હારના જો સમાચાર મળે તો બીજીજ પલે કોઇ તરફ પલાયન કરી જવું. મને પણ આ રસ્તો ઠીક લાગ્યો અને જે કંઈ હતું તે સઘળું તૈયાર કીધું. હસને હવે લડાઇનું નગારૂં ઠોકાવ્યું. દુશ્મનના માણસ ઘણાં થોડાં હતાં, પણ શુર ઉપર આવેલાં અને લડાએક હતાં, જયારે હસનનું લશકર તો નકામું હતું. હસન તેને લઇ આગળ ગયો. હું બેઠી બેઠી વિચાર કરૂં છું, તેટલાં જેમ તેમ ચાર કલાક નીકલી ગયા, અને ખબર કાઢવા મોકલેલો એક સવાર તો સ્તાનના સમાચાર લાવ્યો કે હસન હાર્યો છે, અને દુશમનોના હાથમાં કેદ પકડાયો છે. આ ખબર સાંભળતાંજ મેં તો પેલા મારા બુઢા ગુલામ સાથે મારો અસ્બાબ ઉઠાવ્યો અને ઝડપથી સ્વારી કરતાં સહી સલામત શેહેરની હદ કુદાવી ગયાં. જ્યારે મેં જોયું કે હવે જોખમમાંથી દુર થયાં છીયે, ત્યારે મેં વિચાર પુગાડયો કે વગર વિચારે ભટકતાં ભટકતાં ગમે ત્યાં જવું તેના કરતાં બેહેતર કે કાન્સ્તાંટીનોપલમાં જઈ મુસ્તફાને શોધી કહાડી તેના સાથે મુલાકાત કરવી. મારા બુઢા ગુલામ બાબાને પણ તે વિચાર પસંદ પડયો, અને રખડતાં રખડતાં ચાર અઠવાડિયે હમો કાન્સ્તાંટીનોપલ પોહોંચ્યાં. ત્યાં એક બુઢી સ્ત્રી જે વિધવા હતી અને જેનું નામ આયાશા હતું તેના ઘરમાં ઉતારો લીધો. આ ડોસી પણ મારો થોડો ઘણો હેવાલ જાણી મારા તરફ ખેંચાઇ અને બને તેટલી સહાય કરવાને કબુલાત આપી. કાન્સ્તાંટીનોપલમાં મેં કારા મુસ્તફાની ખબર કઢાવી તો મને માલમ પડયું કે તે હમણાં વડા વજીર અહમદ કીપરીલુના અસ્તકમાં છે, અને સુલતાનની સવારી એદ્રીયેનોપલ શેહેરમાં હોવાથી અહમદ કી

પરીલુ પણ ત્યાં ગયો છે, એટલે મુસ્તફા પણ ત્યાંજ હોવો જોઇએ. મારી નાસીપાસીનો પાર રહ્યો નહી; છતાં પણ મારા બુઢા ગુલામ બાબા અને પેલી ડોસીની હીમતથી હમો તો એદ્રીયેનોપલ જવાની તૈયારી કરી. ઘણેક દિવસે શેહેરમાં દાખલ થઇ એક મકાનમાં ઉતારો લીધો. શેહેરમાં ખબર કાહડતાં માલમ પડયું કે થોડાજ દિવસમાં તુરકી લશકર રૂશિયાના લશકર સામે જંગમાં ઉતરવાની તૈયારી ચાલી રહી છે, અને તે પેહેલાં તુરકી લશકરની એક મોટી કવાયદ લેવાની ઠરાવી હતી. આ કવાયદ જોવી એવા વિચારે હું પણ મેદાન તરફ ગઇ. વિચાર કરતી હતી કે મારો જાની જો હોય તો આ લશકરમાં હોવોજ જોઇએ. બહુ ધ્યાનથી હું લશકરની સઘળી ટુકડીઓને તપાસ્તી હતી, અને યા અલ્લાહ શું જોઉં કે મોખડેની એક ટુકડીમાં મેં મારા દીલોજાન કારા મુસ્તફાને નીહાળ્યો તેને જોતાંજ હું મારી પેલી બુઢી ઘરવાલીના ખોલામાં બેભાન થઇ પડી. મને ત્યાંથી ઘરે લઇ જઈ હુશિયાર કરી, તુરત એક પેગામ લખી મુસ્તફાને મોકલ્યો, જે જતાંજ મારો પ્યારો મને આવી મળ્યો. પણ નસીબ, નસીબ, શું જોઉં કે તેની વાતચીતમાં પ્યારનો કે મોહબતનો તો એક શબ્દજ નહી નીકળે, તે તો બસ વાત કરે કરે ને પોતાના ઓહ્દાની ને લડાઇની. અંતે ઘણોજ રીઝવતે રીઝવતે તે લગારેક પ્યાર ઉપર આવ્યો, પણ બીજે દિવસે આવવાનું વચન આપી, મારી ઘણીક વાતોના તથા લગ્ન કરવા સંબંધી વિચારના પ્રશ્નોના ઉતરો આપ્યા વગર જતો રહ્યો. જતી વેળા ફકત તેણે મારા હાથ ઉપર સેહજ ચુંબન કર્યું. બીજે દિવસે પરોઢીયેથી હું મારા મોહબતનાં મંદિરની વાત જોતી બેઠી. તે દિવસે તેને રાજી કરવાને, તેની આંખમાં ખેંચાણ કરવાને બને તેટલો ઉંચો પોષાક મેં સજ્યો હતો. કલાકના કલાક નીકળી ગયા પણ મારો દિલજાન આવ્યો નહી. અંતે ઘણું મોડું થયું ત્યારે દરવાજો ઠોકાયો, અને ઉઘાડીને જોઉં શું કે એક ખ્રીસ્તી અંદર દાખલ થયો. તુરકી ભાષા તેને અચ્છી આવડતી હતી. તેણે મને ધીરજ આપી જણાવ્યું કે મુસ્તફા આગલે દિવસે એક હરિફ સાથે લડતાં સખ્ત જખમી થયો છે, તેથી વચન પ્રમાણે આવી શકયો નથી, પણ પોતાની તરફની મોહબતના ચીન્હ દાખલ આ વીટી મોકલી છે, અને કસો પણ સંદેશો કહેવાડવો હોય તો કહેવાડવો. મેં તે વીટી લીધી, અને તેને વિદાય કર્યો, અને પેલી મારી ઘરવાલી ડોસી પાસે ચીઠી મોકલી.

આ પ્રમાણે હમારા વચ્ચે કેટલાક દિવસ સુધી ચીઠીઓ આવજા થતી રહી. ઘણે દિવસે મુસ્તફા પોતાને થયલા જખમમાંથી સાજો

થઇ મારા કને આવ્યો. આ હા હા, તે શુભ દિવસ, પણ ઓ અલ્લાહ શું જોઉં, તેનો ચેહેરો ગંભીર, ઉદાસ અને ફીકો પડી ગયલો હતો. જાણે તે કાંઇ શોકાતુર સમાચાર કહેવા આવ્યો હોય તેમ જણાતું હતું. આવતાં વાર પરસ્પર પ્રિતભરી મુલાકાત થયા પછી મુસ્તફા બોલ્યો, બાલ્કીસ, પ્યારી બાલ્કીસ, હવે મારે તુંને છોડવી પડશે. અફસોસ, મને હવે લડાઇમાં જવાનો હુકમ મળ્યો છે. આવતી કાલે તુરકી લશ્કર અત્રેથી કુચ કરનાર છે અને તેમાં મારે સાથે જવું છે. મારી ગમગીનીનો કસો પાર રહ્યો નહી. ઘણો વાર સુધી સ્તબ્ધ રહેવા પછી અંતે મેં તેને લડાઇમાં જતાં પેહેલાં એક બીજી મુલાકાત કરી જવાનો આગ્રહ કર્યો અને તે ઉપરથી મધરાત્રે મળવાનું વચન આપી તે છુટો પડયો. મધરાતની વાત જોતી ઉદાસ થઈ હું બારીએ ડોકીઆં કરતી બેઠી. એકેકો કલાક મને અકેકી રાત જેટલો લાંબો લાગ્યો, જો કોઇનાં પગલાં વાગે તો તુરત ડોક બાહેર કહાડી જોઉં કે એ મારો વાહાલો આવી લાગ્યો, અને કોઈ છે એમ જાણી નીરાશ થાઉં. મોડી રાત્રે અંતે હાંફતો હાંફતો મારો જાની આવી પોહોંચ્યો. પ્યાર ભરી રીતે મેં તેને આગ્રહ કર્યો કે તું મને તારા સાથે લઇ જા, તારા સુખદુખની મને ભાગીયણ કર, ત્યારે ઘણીજ આનાકાની સાથે તેણે તે કબુલ કીધું અને મને તૈયાર થવાનો હુકમ આપ્યો. મારા બુઢા ગુલામ બાબાને પણ સાથે લઇ જવાનો ઠરાવ કર્યો. મારૂં જે કીમતી જવેરાત હતું તે મેં મારા પોશાકમાં છુપાવ્યું અને સઘળી તૈયારી કરવા માંડી, તેટલાં મુસ્તફા પોતાને મકાને ગયો. મારી ઘરવાલી ડોસી મારો ઠરાવ જાણી પોકેપોક રડી, પણ જ્યારે મેં તેને ખુલાસો કીધો કે હું મુસ્તફા સાથે પરણનાર છું અને તેમ કરવાની છેલી વેળાએ મુસ્તફાએ મને ખરે-ખર કબુલાત પણ આપી હતી, ત્યારે તે ડોસીને લગાર દીલાસો આવ્યો હતો. ઠરાવેલા વખતની અંદર મેં મારી તૈયારી કરી રાખી, અને મુસ્તફા પ્યારાની ઇંતેજારી સાથે રાહ જોતી બેઠી. બે તેજી ઘોડાઓ લઇને મારો વાહાલો ઠરાવેલા વખતે આવી પોહોંચ્યો. હસી ખુશી સાથે હમો બને જુદા જુદા ઘોડા ઉપર સવાર થયાં. બાબા ગુલામને સાથે લેવાનું માંડી વાળ્યું, અને હમો બંને ઘણા જલદીથી તુરકી હદ ઓલાંગી ગયાં. ઘણો વખત સુધી ભટકવા પછી એક કીલો નજરે પડયો. ત્યાં હમો જઇ લાગાં. મુસ્તફા પોતે પણ ઘોડેથી ઉતર્યો અને મને પણ ઉતારી. ઘોડા બાહેર રાખી હમો અંદર દાખલ થયાં તો મારી અજાયબીનો કસો પાર રહ્યો નહી. કીલ્લો બહુ ગંજાવર હતો, અંદર ફરનીચર ઘણું ઉમદા હતું, પણ માણસનો વાસો તેમાં

બીલકુલ ન હતો, એટલુંજ નહી પણ દીવાલોમાં તોપના ગોળાઓથી બગાડાં પડેલાં જણાતાં હતાં. હું તો લાંબી મજલની મુસાફરીથી થાકી હતી, એટલે એક સુંદર ગાલીચાવાળા કોચ ઉપર અલેટાઈ, અને મુસ્તફા થોડો વખતમાં પાછો આવવાનું બહાનું કહાડી બાહેર ગયો. ઘણો વખત નીકળી ગયો પણ મુસ્તફા પાછો ફર્યો નહી, એટલે હવે મને મારી સ્થિતિ બહુ વિપરીત દીસવા લાગી. મને ઉગરવાનો એકે ઉપાય રહ્યો નહી. શું કરૂં અને કયાં જાઉં એવા વિચારમાં ને વિ-ચારમાં લીન થઇ બેઠી. કોઇ જાનવર સુધાંનો વાસો ન જણાયો તો માણસ તો હોયજ કયાંથી ? તરેહવાર સંકલ્પવિકલ્પમાં મુસ્તફા મુસ્તફા અને મુસ્તફાના નામનું સ્મરણ કરતી બેઠી છું તેટલાં દરવાજો ઠોકાયો. મને અત્યંત ખુશાલી પેદા થઈ કે મુસ્તફા આવી પોહોચ્યો. સાવધ થઈ કોચ ઉપર તેને આવતાં વાર પ્રેમભરી મુલાકાત કરવાના ઉમંગે સજ થઈ બેઠી. તો ઓ નસીબ, મુસ્તફાને બદલે કોઇ બીજોજ આ-સામી, વયે પોહોંચેલો પણ પોશાકે ઠીક એવો મારા સનમુખ આવ્યો અને કસી પણ તાઝીમ તવાજો કે મલાહજા વગર કોચ ઉપર મારાં પડખાંમાં આવી બેઠો. બેસતાની સાથે તેણે મારાં રૂપનાં વખાણ કરવા માંડયાં, અને એક લંબાણ ભાષણ ચલાવ્યું, જેનો ટુંક સાર એજ કે તે મુસ્તફાને મોઢેથી મારી ખુબસુરતીનાં વખાણ સાંભળી લલચાઈને મારા ઉપર આશક થઇ મને પોતાના જનાનામાં લઈ જવાની ખાહેશથી આવ્યો હતો. આ તેનું ભાષણ સાંભળતાંજ, મેં તો ઇશ્વરની સહાયતા માંગી, અને હવે તો મોતજ મહા મુદ્દનું એમ ગણી મરવાનુંજ ઇચ્છયું. પણ એમ બેસી રહેતાં તો આગરના કાંકરા થવા સરખું પરિણામ આવવાની વકી હતી, એટલે મેં હીમત પકડી, તે પુરૂષને તદન ધીકારી કહાડયો, વગર મલાહજે એક પરસ્ત્રી જોડે આવી બેસી, આવાં આવાં ભાષણો ચલાવવા માટે મેં તેને સખત ટોણાઓ માર્યા. એટલે તે મગરૂબ બુઢો તો લેશ પણ ચળ્યો નહી. તે તો સાફ કહેવા લાગ્યો કે મુસ્તફાએ મને વેચી છે, અને હવે તે મને લઈ જવા વગર રહેશે નહી. અને તેની ખાતરીમાં તેણે કેટલીક નીશાની સુધાં મને આપી. ઓ કરીમે કારસાજ, વલી આ નવી શું મોહકાણ. મેં તો તે બુઢાને ખુબ ભાઈબાપુથી સમજાવવા માંડયું, પણ તે તો દેખાવે બુઢો પણ જોરમાં સીંહ સરખો, પોશાકે મુસલમાન બીલકુલ સમજ્યો નહી. મેં તેના પાસે ઘણીપણ દયા માંગી તો તે સાફ દયાને બદલે ખ્યા-રજ દેખાડવા લાગ્યો. ઘણીક વખતે તે જબરીથી મારા હાથ પોતાના હાથમાં લઇ ચુંબન કરવા જતો હતો, પણ મારાંથી બની શકે તેટલાં બળથી

હું મારો હાથ તેના હાથમાંથી તરછોડી નાખતી હતી. આ બનાવ ચાલે છે તેટલાં પરમેશ્વરે મારે માટે વલી એક ફરેસ્તો મોકલ્યો. એક ખ્રીસ્તી સરદાર અજબ તેજદાર ઘોડા ઉપર સ્વાર થઈ કેટલાક શુરવીર લડવઇઆઓની સાથે કીલામાં આવી પોહોંચ્યો. મેં તે સરદારને તુરત ઓળખ્યો, જે એક વાર મુસ્તફા તરફથી સંદેસો તથા વીટી લઇ આવ્યો હતો, તેજ આ સરદાર હતો, તેને જોતાંજ હું તેને પગે પડી અને મારા ઉપર ગુજરતી મુસીબતનું વર્ણન તેને સંભળાવ્યું. તે સાંભળતાંજ તેણે પેલા બુઢા મુસલમાનને મારાથી દુર ખસી જવાનો હુકમ કીધો, પણ તે મુસલમાન તો સામો થયો, એટલે ખ્રીસ્તી સરદારે પોતાના માણસોને હુકમ કર્યો કે તે મુસલમાનને પકડી મુસ્કેટાટ કરે. ખબરદાર ઓ ખ્રીસ્તી સરદાર, તારા હુકમથી પાછો ફર, જાણ કે તારૂં એ કામ હમણાં તુરકી અને ખ્રીસ્તીઓ વચ્ચે સુલેહ કરવાને કારણે જે લડાઈ બંધ કરવામાં આવેલી છે, તેમાં ભંગાણ પાડશે; અલબતાં મેં એક કામ એવું કર્યું છે કે, જેને માટે હું હમણાં મારા દીલમાં ખેદ પામું છું અને તે માટે હું તુરકી લશ્કરનો સરદાર અને તુરકી સલતનતનો વડો વજીર અહમદ કીપરીલુ આ બાઇની ક્ષમા ચાહું છું. આવા બોલો પેલા મુસલમાનના મોઢામાંથી નીકળતાંજ જણાવ્યું કે તે તો વડો વજીર પોતે હતો. તે જાણીને પેલો ખ્રીસ્તી સરદાર અંદાજાસર દુર થઇ ગયો. થોડીકવાર સઘળાં સ્તબ્ધ થઇને ઉભાં, એટલે વડા વજીરે મારેથી જાણવા માંગ્યું કે કેવા પ્રકારે મારી માફી તે માંગે. તેના પાસે માફીની બીલકુલ આશા રાખી નહી પણ જે માંગ્યું તે એજ કે મને તુરકી લશ્કરની છાવણીમાં સહી સલામત જ્યાં મુસ્તફા હોય ત્યાં મોકલી આપે એટલે બસ. વજીરે તુરત તે કબુલ રાખ્યું, અને પોતાના કેટલાક સ્વારો જેને કીલામાં દાખલ થતાં થોડેક દુર મુકી આવેલો હતો, તેમને બોલાવી, તેમની સાથે મને તુરકી છાવણીમાં મુસ્તફાના મુકામે મોકલાવી. મુસ્તફા તંબુમાં ન હતો. પણ હું તેને અજાયબ કરવાને તંબુમાં એક તરફ ગાદી ઉપર અઢેલી બેઠી. મને વજીરે ખુલ્લું જણાવ્યું હતું કે મેહેરબાની મેળવવાને મુસ્તફાએ મને તેણીને વેચી દીધી હતી. આ ખુલાસાએ મારા દીલમાં મુસ્તફા ઉપર ભારે ક્રોધ ઉપજાવ્યો હતો, અને મનમાં તો એવી ઇચ્છા થતી હતી કે મુજીને હવે ઠાર કરી મારો કીનો લેઉ, કેમકે તેણે મારા ઉપર સીતમ ગુજરવામાં કસી બાકી રાખી ન હતી. સંકલ્પ વિકલ્પ કરતી બેઠી હું તેટલાં કેટલાક માણસો મુસ્તફાને જખમી થયલો રકત વેહતો, બેભાન સ્થિતિમાં ઝોલીમાં ઘાલી તંબુમાં લાવ્યા અને હું

તેની સ્ત્રી હોઉં એટલે તેની સારવાર કરીશ, એમ માની તેઓ સઘળા ચાલી ગયા. મુસ્તફાને સખત જખમ થયલા હતા, જગેજગથી લોહી વેહતું હતું, તે જોતાંજ મને ભારે દલગીરી પેદા થઈ, અને તેજ પલે મારો કીનો લઈ લેવાને તેને ખંજર ભોંકી સ્મશાને મોકલાવીજ દેત, પણ નહી, દયા અને મોહબતનો જુસ્સો એકવાર ફરીથી મારાં જીગરમાં ઉશકેરાયો અને તેને લીધે મેં એકવાર ફરીને તેનો પ્રાણ ઉગારવાના પ્રયત્ન કર્યા. તુરત પટાઓ બાંધી લોહી બંધ કીધું, ખરડાયલું શરીર સાફ કર્યું, અને સુધીમાં આણવાને બની શકયા અને હાજર હતા તેટલા ઉપાયો અજમાવી તેને સુધીમાં આવવાની રાહ જોતી બેઠી. લગભગ પાંચ દિવસ સુધી મુસ્તફા બેસુધીમાં રહ્યો, અને છઠે દિવસથી લગાર સુધી આણી આંખ ઉઘાડી જોવા લાગ્યો. હજુ તેને કમશકતી તો ઘણીજ હતી છતાં પણ મને પોતાની ચાકરીમાં જોઇ તે અજાયબી સાથે જોવા લાગ્યો.

અંતે જયારે નજ ખમાયું ત્યારે તે બોલ્યો બાલ્કીસ, બાલ્કીસ, દુખી થયલી છોડી, શું તું હજુ મારા જખમો રૂઝાવવાને અને મારા જીગરમાં થંડક બખશવાને મારી રૂબરૂ હાજર છે! શરમ શરમ, ધીકાર ધીકાર છે મને, કે મેં તારા ઉપર જફા ગુજારી છે; પણ જાણ ઓ પ્યારી બાલ્કીસ કે તેમાં મારો કસો વાંક નહતો, અને જયારે મારે મોઢેથી સઘળો ખુલાસો તુંને કરીશ ત્યારે તું પોતેજ જોશે કે હું તારા ધીકારને લાયક નથી. સાંભળ, મોહેની, જયારે હું તુંને છોડીને ગયો ત્યારે મને વડા વજીર આહમદ કીપરીલુ સાથે વાતચીત થતાં મેં તારી ખુબસુરતીનાં વખાણ કર્યા, તે સાંભળી તે તારા ઉપર તુરત દીવાનો થઇ ગયો. તુંને મેળવવાનો તેણે પ્રયત્ન રચ્યો. મારા ઉપર સરકારી તીજોરીનું કેટલું નાણું લેહણું નીકળે છે, કે જે આપવાને હું તો શું પણ ભલો પાશા પણ અશકત છે. તે મારા પાસે તુરત માંગ્યું, અને જો તે ન અદા કરૂં તો તારી માંગણી કરી. હવે મને કસો રસ્તો સુજયો નહી. વડો વજીર ગમે તેવો આબરૂદાર જણાયા છતાં તેના મુખમાંથી આ વચનો સાંભળી અલબતાં મને કોફ ચઢયો, પણ મારે તુંને સ્વાધીન કરવા સીવાય બીજો માર્ગજ નહતો, અને ખરેજ અભાગ્યે ચોઘડીયે મેં તારે માટે હા પાડી. તે પછી શું થયું તે તો, પ્યારી બાલકીસ તું જાણેજ છે, પણ હવે મને તું જણાવ કે તેના હાથમાંથી મુકતી મેળવી તુ હયાં આવવા કેમ પામી? ઘણાજ થોડા શબ્દોમાં મેં મારૂં વૃતાંત કારા મુસ્તફાને કહી સંભળાવ્યું, પણ જયારે પેલા ખ્રીસ્તી સ્વારનું નામ દીધું

ત્યારે તે એકદમ બોલી ઉઠયો, હા હા, તેજ તેજ સરદાર આ મને જખમો કરી ગયો અને તેજ દિવસે વળી આ બનાવ બન્યો. મેં જ્યારે વળી તેને યાદ દેવાડી કે એજ ખીસ્તી સવાર એડ્રીયેનોપલમાં તારા તરફથી સંદેસો અને વીટી લાવ્યો હતો ત્યારે આ અજાયબ સંજોગથી તે વિસ્મય થયો. તે સઘળું થયું. મને જે કારણે મુસ્તફાએ વડા વજીરને વેચી હતી, તે જાણી હવે મુસ્તફા ઉપરનો મારો કીનો સેહજ નરમ પડયો, અને વળી તે જેમ જેમ સાજો થતો ગયો તેમ તેમ તેની વર્તણુકમાં એવો ફેરફાર થતો ગયો કે, તેને નુકસાન કરવાના તમામ વિચારો નીકલી ગયા. થોડાજ દિવસમાં લડાઇ બંધ પડી અને સુલેહ નો પાયો મજબુત થયો. બંને તરફના લશકરો પોતપોતાની છાવણીઓ માં પાછાં ફર્યાં અને સઘલું સમાધાન થઈ ગયું. કારા મુસ્તફાને પાશા નો ઉંચો ખેતાબ અને સાથે પુષકળ જર જવેરાત મલ્યું. આ ખેતાબ અને સુલતાનની દીકરી મેળવવાને મુસ્તફા લાંબો અમલ થયો ગણુ તરી કરી રહેલો હતો એવું મને હવે માલમ પડયું, અને તેજ કારણે તે મારા સાથે લગ્ન કરવાની વાતના અખાડા કર્યા કરતો હતો. સુલતાને પોતાની એક દીકરીને પણ મુસ્તફા સાથે પરણાવી એટલે હવે મુસ્તફાની પરણેતર થવાનો મારો હક ખસુસ બાજુએ મુકાયો, અને હવે તે વિચાર પણ મનમાંથી કહાડી નાંખી તેની રાખેલી તરીકે રહેવા માંડયું, તો જો કે સુલતાનની દીકરી કરતાં તેની ઓહદદાર થવાને હું ઉપર કહેલાં કારણોને લીધે વધારે હક અને દાવો ધરાવતી હતી. બની તે બની. વલી વડો વજીર અહમદ કીપરીલુ પણ મરણ પામ્યો એટલે તેની ખાલી પડેલી જગા મુસ્તફાને મળી, હવે તેની ખુશાલીનો કસો પાર રહ્યો નહી. તેને આવી સતા ઉપર આવેલો જાણી મેં મારા ભાઈ હસનઅલીની શોધ કરાવાને તેને મીનતજારી કીધી. અને તે પ્રમાણે ગામે ગામે માણસો મોકલવામાં પણ આવ્યાં પણ અફસોસ કસો પતો મળી શકયો નહી. હવે હું મારૂં વૃતાંત પુરૂં કરવા આવી છું. હેન્રી જોડે મને કેવા પ્રકારે મુલાકાત થઇ તે વિગત ઉપર હું આવું છું. એક પખવાડીયુ ઉપર એક બુઢો ખોજેસરા કાગજનું એક મોટું બંડલ લઈ જતો હતો. તે બંડલ મેં ઉખેડયું અને વાંચું છું તો તેમાં મારા ભાઈના અક્ષર હતા અને તે પત્ર નીચે પ્રમાણે હતો:—

મારી પ્યારી બેન—ઘણાંક વિઘનો વીતાલવા પછી હું હાલ કાસ્તાંટીનોપલ આવ્યો છું. અજાયબ સરખી રીતે મોટી દોલતનો હું માલેક થયો છું પણ તે તારા વિના એકલી ઉડાવવી મને ભાવતી નથી.

કરીમઅલી સામે લડવાને હું ગયો તે તો તું જાણે છે. તે લડાઇ આ- જો વખત ચાલી નહી તેટલાં મારૂં લશકર ભાગી ગયું અને મને કેદ પકડયો. સભા ભરી મને ઠાર કરવાનો ઠરાવ થયો. તે પ્રમાણે માંચડો ઉભો કરવામાં આવ્યો, અને સઘલી તૈયારી કરી મને પણ ઉપર ચઢા વ્યો. માત્ર હુકમ આપવાની ખોટી હતી. તેટલાં એકવાર ફરીને મેં મારો પ્રાણ બચાવવાને અજમાયસ કરી. લોકોનાં ટોલાંની અંદરથી વી- જલીને પેઠે પસાર થઈ કુદકા સમેત કરીમઅલીની આગલ આવ્યો. તે મને બરાબર જોવા પામે તે પેહેલાં તેને એક ઠપડાક લગાવી, તેના ઘોડા ઉપર ચઢી બેઠો, અને ઘોડાને એડ મારતોજ કે નાઠો. નાહાસ્તો હું ડમાસ્કસમાં આવ્યો, જયાં લોકોની લાગણી મારા તરફ હોવાથી હું ફરીને તેમની સર- દારીએ બેઠો. ડમાસકસ આવતાં પેહેલી મેં તારી ખબર કહાડી તો જણા- યું કે તું મારી હારની ખબર સાંભલી નાહાસી ગઇ છે અને કાનસ્તાંટીનો- પલમાં મુસ્તફાને ત્યાં જવાનો ઇરાદો કીધો છે. ડમાસ્કસના લોકો કરી- મઅલી સામે લાંબો વખત સુધી ટકાવ કરી શકતે પણ ભુખમરાએ અંતે તેમને શરણ થવાની ફરજ પાડી. હું રાતોરાઇ રાજપાટ છોડી સી- રીઆ તરફ પલાયન કરી ગયો અને પ્રજા કરીમ અલી ને શરણ થઇ. કમભાગ્યે કરીમઅલીનાં માણસોના હાથમાં હું એકવાર પાછો સપડાયો અને ફરી એકવાર ફાંસીને લાકડે લટકાવવાની તૈયારી ચાલી. પણ પરમેશ્વરની મરજી તેમ ન હતી. ડમાસ્કસની પ્રજા કરીમ અલીના જુલમાત ભરેલા અમલથી કંટાલી હતી અને મારા અમલથી રાજી હતી, એટલે મને મરતો જોઇ તેઓએ કરીમ અલી સામે રમખાણ મચાવ્યું કે એને મારવો નહી. સમસ્ત પ્રજાને એકત્ર થયલી જોઇ કરીમ અલીથી મને મારવાની હીમત ચલી નહી, એટલે મને કેદમાં પુર્યો. કેદખાનાની હાલહવાલીનું શું લખું, કેટલીક વેળા તો ચાર ચાર દિવસ સુધી નહી અન કે નહી પાણી, અને મળે તે એવું કે બીલકુલ મોમાં ઘાલવા સુધાં નહીં ગમે. આવી રીતે એક વરસ મેં ગાળ્યું. એક દીવસે કરીમ અલી એકાએક મારાં કેદખાનામાં આવ્યો અને મને છોડી દઇ મારા સાથે મીત્રાચારી કરવાને જણાવ્યું. જયાં સુધી મને બેડીમાંથી છોડે નહી ત્યાં સુધી મેં તેના સાથે વાત કરવાને ધીકાર સાથે ના પાડી. એટલે તુરત તેણે મારી બેડીઓ કઢાવી નાખી. કરીમ અલી મને પોતાના ખાનગી ઓરડામાં લઇ જઇ પસરાવા લાગ્યો કે, હસનઅલી, મારૂં લસ્કર ભુખે મરે છે, પ્રજા ત્રાહ ત્રાહ પોકારે છે, ખજાનામાં એક પાઈ સીલક નથી, મારા પાસે કસું છે નહી, દુકાલથી ખેડુતો નીચોવાઇ ગયા છે, માટે આ સમયે

તું મને કામ લાગ. તારા પીતનો એક ગુલામ કહે છે કે તારા ફુઅનાં ઘરમ કેઈ તરફ છુપો ખજાનો દાટેલો છે. મેં બહુ શોધ કરી પણુ મને તેનો કસો પત્તો મળી શકતો નથી, માટે તે ખજાનો તું બતાવ. મને આ ખજાનાની બીલકુલ ખબર ન હતી, છતાં પણ મુજબચા કરીમઅલીના હાથમાંથી છુટવાને મેં તુરતવેળા કબુલ કીધું. રાત્રે બાર વાગે છ ચોકીઆનોની સાથે મને મારા બાપનાં ઘરમાં લઇ જવામાં આવ્યો. એક કોડાલી તથા પાવડો મને આપવામાં આવ્યો તે લઇ હું અંદર દાખલ થયો. જાણે ખજાનો કયાં છે તે જાણતો હોઉં તેમ ધમધોકાર આ ઓરડામાંથી પેલામાં ને પેલામાંથી આમાં એમ ભટકયો. અંતે એક ઓરડામાં મને એક લોખંડનું સરખું બારણું નજરે પડયું તેને ઉઘાડવાને બહુ ફાંફાં માર્યા પણ ન ઉઘડયું, અને કાંઇક અકસ્માત તે આડુંઅવળું ઉઘડયું તો નીચે ઉતરવાનું એક ભોંયરું જણાયું. મારા સાથવાળા પોહરેગીરો ઉપર હતા. તેમને ઉપર છેડી હું અંદર ઉતર્યો અને અંદરથી તે બારણું બંધ કરી દીધું. ભોંયરામાં ઉતર્યો પણુ ત્યાંથી કેઠે બાહેર નીકલી જવાનો માર્ગ છે કે નહી તેની તો કસી ખબર ન હતી. અંદર ઘુસ્યો અને આગળ જઈ જોઉં છું તો એક જુની પેટી હતી. બતી આગળ કરી જોઉં શું કે તેના ઉપર "મારા પ્યારા બાલકોને માટે" એવા શબ્દો લખેલા હતા. તે જોતાંજ મારી આંખમાંથી આંસુ પડયાં કે મારો પીતા હમારે માટે બંદોબસ્ત કરવા પેહેલાં આ પ્રમાણેની સ્થિતિમાં સઘળું મુકી મરણ પામ્યો છે. પેટી ઉઘાડી તો અંદર ભરેલા ખજાનાએ તો મારી આંખને ચીતરી આવી અને જોઇ પણુ શકાયું નહી. એક નાની કોઠલીમાં તમામ હીરા માણેક ભરેલાં હતાં. તે લઇ મેં મારી પાઘડીમાં સંતાડયાં. સઘળું બંધ કીધું અને આગળ વધ્યો. વધતાં વધતાં છેક નાકે એક દરવાજો હાથ લાગ્યો તેમાંથી બાહેર નીકળી ભાગ્યો, અને શેહેર બાહેર જઈ એક ઘોડો લીધો અને સુર્ય ઉગે તેટલાં તો ડમાસ્કસથી કેટલાક મૈલ દુર નીકળી ચાલ્યો. હજુ પણુ મારાં કમનસીબના દિવસોનો છેડો આવ્યો ન હતો. કાન્સ્તાંટીનોપલ ખાતે આવી મેં મારી પ્યારી બેન, તારી શોધમાં મંડવાનો ઠરાવ કર્યો હતો. પણુ માર્ગમાં હજુ તો કોનીઆ પુગો તેટલાં ભારે માંદગીએ મને ઘેર્યો, અને તે એટલે સુધી કે હું તદન ઘેલો બની ગયો. ચાર વરસ સુધી હું એવી સ્થિતિમાં રહ્યો, પણુ મેં ન જાણ્યું કે દુનિયામાં શું થાય છે. ચાર વરસ પછી હું મારી આ માંદગીમાંથી સાજો થયો એટલે એકવાર ફરીને ત્યાંથી કાન્સ્તાંટીનોપલનો રસ્તો પકડયો. લાંબા દિવસ ભટકવા પછી અંતે

હું કાન્સ્તાંટીનોપલમાં આવી પોહોંચ્યો. અહીં મારૂં કોઈ સગું વાહલું કે લાગતું વળગતું ન હોવાથી મેં એક ઘર ભાડે રાખ્યું, અને ગામ ચરચા સાંભળતાં મારા જાણવામાં આવ્યું કે કારા મુસ્તફા તો વડા વજીરના ઓધા ઉપર ચઢયો છે, એટલે તારી ખબર કદાચ તેનાથી મળશે એમ ધારી એક દિવસે તેની મુલાકાત કરવાનો ઠરાવ કરી નીકળ્યો. ચાલ્યો ચાલ્યો હું તેના મેહેલમાં ગયો, પણ મારૂં નામ સાંભળી તેણે મને મુલાકાત કરવાને નાપાડી પણ મારા ઉપર ઉપકાર કરી મને નીગ્રોપોંટની હાકમી આપવા માંગી. આ માંગણી જે મને તેણે પોતાના વડા મુનશી મારફતે જણાવી હતી, તેનો કસો ઉતર વાળવા વગરજ હું ગુપચુપ મારે ઉતારે આવ્યો, અને બે પત્રો તૈયાર કર્યા, જેમાંનો એક તુરકીના સુલતાન ઉપર અને બીજો ખુદ મુસ્તફા ઉપર લખ્યો હતો. સુલતાન ઉપર મેં ખુબ વિનંતી સાથે ડમાસ્કસની હાકમીમાં મારા ઉપર વિતેલાં વિપ્નોનો હેવાલ લખી, મેહેરબાની માંગી હતી અને તેજ પ્રમાણે મુસ્તફા ઉપર પણ લખી તેના પાસે મારી બેન બાલ્કીસની માહીતી હોય તો તે જાણવા માંગી હતી. આ બંને પત્રો કારા મુસ્તફાના હાથમાંજ ગયાં, કારણ કે સુલતાન ઉપર જતાં પત્રો ઉખેડનાર, મુસ્તફાનો અતલગ મિત્ર હોવાથી, સઘળાં જરૂરજોગાં પત્રો પેહેલાં તે મુસ્તફાને લાવી દેખાડતો હતો. તે પ્રમાણે બંને કાગળો મુસ્તફાના હાથમાંજ ગયાં. તે વાંચી તે ગભરાયો અને હવે મારી મુલાકાત કરવાને મને બોલાવ્યો. બંને પત્રો મને બતાવી તેણે મને ધમકી આપી અને પુછયું કે નીગ્રોપોંટની હાકમીનું શું થયું? આ હાકમી મને જોઈતી નથી એવો મકમ ઉતર હજુ તો હું આપું તેટલાં, હજુરમાં ઉભેલા જેનીઝારીઓના આગાએ મારી સ્તુતીઓ કરવા માંડી, અને જણાવ્યું કે નામવર સુલતાન સુધાં હસનઅલ્લી હજીબથી ખુશી છે અને તે નામવર તેનો ચેહેરો જોવાને ઇંતેજાર છે. સુલતાન મારા તરફ આટલો ચાહ રાખે છે એમ જાણીને મુસ્તફાને બહુ લાગ્યું, અને તેણે આગાના બહુ ચાળા પાડવા માંડયા, પણ આગા ડરી જાય તેવો ન હતો; તેણે તો મારી કાન્સ્તાંટીનોપલની પધરામણીથી સુલતાનને વાકેફ કરવાનું માથે લીધું. જેનીઝરીના આગા તરફથી મળેલા ઇસારા ઉપરથી હું પામી ગયો કે નાપાક મુસ્તફાએ મારી પ્યારી બેન, તારા ઉપર કાંઈ પણ અઘટિત લાભ લીધો હોવો જોઇયે અને વલી મને લાગ્યું કે તું કાન્સ્તાંટીનોપલમાંજ છે. મુસ્તફા આગાની વાતથી ગુસ્સે થયો, અને તેણે હમોને હજુરમાંથી હાંકી કાહાડયાં. આગા ગુપ્ત રીતે મને પોતાને ત્યાં તેડી ગયો, અને ત્યાં મેં મારૂં સઘળું

વૃતાંત તેને સંભળાવ્યું, જે સાંભળી આગાનું હૈડું મારા તરફ ખેંચાયું. તેણે બીજેજ દિવસે મારી સઘળી વાત સુલતાનને જણાવી એટલે સુલતાને મારી મુલાકાત લેવાનો એક દિવસ ઠરાવ્યો. મારાથી બની શકી તેટલી ભેટો તૈયાર કરી હું ઠરાવેલા દિવસે સુલતાન હજુર ગયો. આ પછી કારા મુસ્તફાએ એક કાસદથી મને જણાવ્યું કે સુલતાને મને પાશાનો ખેતાબ આપી હાલેમની હાકમી સોંપી છે, માટે મારે તુરત વિદાય થવું. મેં તુરતવેલા તો હા પાડી મારો રસાલો વિગેરે તૈયાર કરાવ્યું, અને હોકમને માન આપ્યું હોય તે પ્રમાણે હું કાન્સ્તાંટીનોપલ દિવસની વેલાએ છોડી ગયો, પણ રાત્રે છુપે વેષે પાછો ફરી પેલા આગાની મુલાકાતે ગયો. જ્યાં સુધી મારી પ્યારી બેન, તારો પતો મળે નહી ત્યાં સુધી કોઈપણ રીતે કાન્સ્તાંટીનોપલ છોડી જવાને મેં દરૂસ્ત વિચાર્યું નહી. આગાના ઘરમાં આવીને આ પત્ર મેં લખ્યો છે, અને તે તુંને પોહોંચાડવા માટે, મુસ્તફાના જનાનખાનાના ખાજેસરાને, આગાએ લાંચ આપવાને કસું બાકી રાખ્યું નથી.

લા. હસન અલી ક્હેમ.

આ પત્ર વાંચી મારા દીલમાં હર્ષનો જુસ્સો સમાયો નહી. તુરત મેં મારૂં સઘળું વૃતાંત લખી કહાડી પેલા ખાજેસરાને આપી વિદાય કર્યો. તે તેને મળવા પછી તેણે તો મારા સાથે મુલાકાત કરવાનો ઠરાવ જણાવ્યો. અલબતાં આ કામ બહુ જોખમ ભરેલું છતાં મને તે કરવું ઠીક લાગ્યું. એટલે મધરાતનો વખત ઠરાવી, તથા જગા મુકરર કરી તેને જણાવ્યું. રાતે મોડેથી મુસ્તફાના બાગમાં દીવાલ કુદાવી તે આવી પોહોંચ્યો અને આહા, તે હમારી મુલાકાત. કાંઈ વરસો પછી થયલી ભાઈ બેહન વચેની મુલાકાતે હમોને ઘેલા કરી નાખ્યાં. મારૂં વૃતાંત જાણી તેણે તો મુસ્તફા ઉપર કીનો બાંધ્યો. મુસ્તફાને માટે મેં કેટલી જેહમત ઉઠાવી તે છતાં તેણે મને પોતાની ગુલામડી જેવી કરી તે જાણીને પણ હસન અલીના ગુસ્સાનો કસો પાર રહ્યો નહી. હમો કેટલોક વખત સુધી બાગમાં ફર્યાં અને હવે છુટાં પાડવાની તૈયારી કર્યે છીયે તેટલાં કેટલાક ખાજેસરાઓ હમારી તરફ મશાળ સાથે આવી પોહોંચ્યા. હમો તો ગભરાયાં પણ મારા ભાઈએ મને હીમત આપી કે જે ખરી બની છે તે મુસ્તફાને કહેવી અને તે પછી પેલા આગાની મારફતે મારા ઉપર પત્ર લખી ખુલાસો કરવો. તે બોલ્યો કે હવે હું કાન્સ્તાટીનોપલ છોડી જઈશ. કાંકે હવે ત્યાં રહેવું સલામતી ભરેલું નથી. આટલું બોલતાંજ તે દીવાલ કુદાવી જતો

રહ્યો. ખાજેસરાઓએ સઘળી બીના મુસ્તફાને જણાવી તે સાંભળી તે બહુ ક્રોધામાન થયો. તેણે મને આગળ તેડી ખુબ ખખરાવી, પણ તે મુલાકાત કરી ગયલો સખસ મારો ભાઈ હતો એવો તેને બીલકુલ શક આવ્યો નહી. હું તો હાથ જોડી મુગી ઉભી રહી. તેમ તેમ તે વધારે ગુસ્સે થયો અને મને જણાવ્યું કે મને તે એક ખ્રીસ્તી પાસે બોસફરસમાં હોમાવી દેશે. જ્યારે મેં જાણ્યું કે મારો જલાદ એક ખ્રીસ્તી બચ્ચો મુકરર ઠર્યો છે ત્યારે મારા ઉગરવાની આશા બંધાઈ, કારણ કે ખ્રીસ્તી બચા હંમેશ દયાળુ લાગણીના હોય છે, અને તેમજ એ મારા ખ્રીસ્તી તારનારાઓ હું આજે પોલીશ એલચીના કુટુંબમાં સહી સલામત ઠસી પણ ઈંતેજારી કે ફીકર વગર આનંદમાં છું, અને મારા ભાઈ સાથે સઘળો પત્રવ્યવહાર ખુશાલ ચલાઉં છું, અને હવે ઈચ્છું છું કે હું મારા ભાઈને હાલેબમાં જઈ મળું. એકવાર ફરીને આ મુસલમાન બીબી, ખરાં અંતકરણથી તમો ખ્રીસ્તી બચાઓ જેઓએ દયાળુ લાગણીથી તેને ઊગારી છે તેમનો ભારે ઉપકાર માની આ લાંબો પત્ર બંધ કરે છે.

---

# પ્રકરણ ૩૪ મું

---

## ખલીલની ૭ મી વાર્તાનું સાંધન ચાલુ.

બાલકીસનું આ વૃતાંત વાંચી લીજીઆન્સકી તો દંગજ થઈ ગયો, અને મન સાથે તે હીમતવાન જુવાન બાલકીની સ્તુતી કરવા લાગ્યો. બીજી તરફથી કારા મુસ્તફા કેવી જાતનો મુજી માણસ છે તે સઘળું તેને પત્ર ઉપરથી ખુલ્લેખુલ્લું માલમ પડી આવ્યું કે જેવો ખુલાસો કારા મુસ્તફા સાથે વરસો ને વરસો સુધી તે રહ્યો હોત તો પણ મેળવવા પામતે નહી. તેણે જોઈ લીધું કે કારા મુસ્તફા મતલબીઓ, ઢોંગી, ગલાંફાંસુ, ઘાતકી અને ટુંકમાં જે પણ ભુંડાં વિશેષણો હોય તે સઘળાંને સંપુર્ણ રીતે લાયક હતો. આવા એક ક્રુર અને વગર હૈડાંના માણુસ સાથે બાલકીસ હજુ પડી રહેલી જાણી લીજીઆન્સકી તથા તેના સાથીને બહુજ લાગી આવ્યું. બાલકીસના ભાઈ હસન અલીની વર્તણુક, તેના ઊમદા ગુણો વિગેરે જાણીને બંનેને તેના તરફ પણ સારી લાગણી થઈ આવી. અને જેમ તેમની દીલસોજી બંને તરફ વધવા લાગી તેમ બીજી તરફથી કારા મુસ્તફા તરફ વધુ ને વધુ

તીરસ્કાર છુટવા માંડયો. દરમ્યાન વળી ઊઠલપાઠલનો એક મહાભારત બનાવ બન્યો. તુરકી લશ્કર અને તેના સરદારો હજુ લોહીની નીકો વેહવડાવી ધરાયા ન હોય તેમ તેઓએ આસ્ત્રીયા સામે પણ સંગ્રામ જગાડવાનો ઠરાવ કર્યો. તે ઠરાવ થતાંની સાથેજ તેઓએ લશ્કરની ચાલુ કવાયદો કરવા માંડી, હથિયારો ઘસવા માંડયાં અને સર્વ પ્રકારની ધામધુમ કરવા માંડી. આ લડાઈ કરવામાં સીપાઈઓ લગાર શુર ઉપર દેખાવાનું કારણ એજ હતું કે તેમને તેમના ચઢેલા પગારો આપવામાં આવ્યા હતા. સુલતાન પોતે પોતાના મોટા રથમાં સઘળા જનાના સાથે આવવાને તૈયાર થયો હતો. ગામે ગામ માણસો માટે ખોરાકી, તથા ઘોડા અને ઢોરને માટે ચારા વિગેરે-ની તૈયારી ચલાવી મુકવામાં આવી. સુલતાનનાં લશ્કરને પુરાં પાડવાને સંખ્યાબંધ ઢોરો આણી રાખવામાં આવ્યાં હતાં, અને એ-મ કરતાં નાનાં ગામો તો તદન ઉજડ વલી જવા લાગ્યાં. અંતે સુલતાની લશકરને કુચ કરવાનો હુકમ નીકળ્યો. રણુસંગડું ફુંકાયું અને સર્વ કોઈ જોસભેર પગલાં ઉપાડવા માંડયા. સુલતાની લશકરની ચાલ ચલણ તો ધ્યાનમાંજ છે. રસ્તે જતાં જે જે ગામોમાંથી તેમને પસાર થવું પડતું ત્યાં સઘળે તેઓ બેધડક લુટફાટ કરવામાં કસું બાકી રાખતા નહી. લુટફાટ, મારફાડ ઈત્યાદી તો જાણે તેઓના બાપદાદાનો ધંધેજ હોયની તેમ તેઓ જ્યાં ત્યાં પોતાનો દરોડો પાડતા અને શે-હેરોને શેહેરો બીઆબાન કરી દેતા હતા. આટલેથીજ તેમની આસ્મા-ની સુલતાનીનો અંત આવતો ન હતો. જો કોઈએ પોતાનું જર જેવર કે દોલત બતાવવાને આનાકાની કરી તો બેધડક તેનું ઘર સળગાવી મુકવામાં આવતું; કેટલાક બદમાસો તો બાપડી નિર્દોષ અબલાઓની કે નહી ઉમરમાં આવેલી પણ સ્ત્રીઓની લાજો લુટવામાં જાણે મોજ મેળવતા હોય તેમ જણાતા હતા. જ્યાં જ્યાં છાવણીઓ કરવામાં આ-વતી ત્યાં ભારે ધમાચકડી ચાલી રહેતી હતી. કોઇ તંબુમાં ગાયન, તો કોઇમાં નાચરંગ તો કોઈમાં વાજીત્ર, તો કોઇમાં ખાણી પીણી તો કોઇમાં વાતોના તડાકા ચાલતા હતા, અને ઠામે ઠામે "અલ્લાહુ અકબર" ના પોકારો સાંભળવામાં આવતા. આની રીતે કુચ કરતે કરતે તા૦ ૨૦મી એપ્રીલે તરકી લશકર ડાન્યુબ નદી ઓલંગી ગયું, અને બેલગ્રેડની તલેટીમાં આવી પોહોંચ્યું, જેની ઉતર બાજુ તરફ ડેરા ઉભા કરવામાં આવ્યા. સુલતાન પોતાના વડા વજીર અને તેના બે દીકરાઓ સાથે શેહેરમાં દાખલ થયો. ત્યાંના રાજા તથા એલચીએ તેમનું સન્માન કર્યું અને તેમનો પ્યાર મેળવવાને તેમને ઉશકેર્યા કે

બેશક આસ્ત્રીઆની મકરકુંદી તોડવાને સુલતાનનાં લશકરનો ફટકો તેને ચખાડવોજ જોઇયે છે. વડા વજીરે ઠરાવ કર્યો કે શેહેનશાહી નજુમી સારો શુભ દિવસ ઠરાવી આપે તે દિવસે હવે આસ્ત્રીઆ ઉપર ધસી જવું. હંગેરીના રાજા ટીકીલીને પણ આ લડાઇમાં જોડાવાનો હુકમ કરવામાં આવ્યો. બેલગ્રેડની તલેટીમાં છાવણી પડી હતી, તેટલાં વલી એક જાણવાજોગ બનાવ બન્યો. લીજીયાન્સકીના તંબુમાં ઉતાવળે પગલે એક સ્વાર દાખલ થયો, જે સ્વારને લીજીયાનસકીએ ઓલખ્યો, કે આગળ પણ તે બાલકીસ તરફનો સંદેસો લઇ આવ્યો હતો. તે સ્વાર હાંફતાં હાંફતાં દાખલ થઈ એક સીલબંધ ખરીતો લીજીયાનસકીના હાથમાં મુકયો. આ ખરીતો લઇ લીજીયાનસકી વાંચવા માંડયો. તેમાં નીચે પ્રમાણેની એક ખુશ ખબર બાલકીસે આ ખ્રીસ્તી ઉપર મોકલાવી હતી:-

"કુલીન ખ્રીસ્તી બીરાદરો જાણીને ખુશી થશે, કે મારા ભાઇ હસન અલી અજીએ વડા વજીરની સતા તોડી નાખી છે અને હાલેબ જવાનો વિચાર માંડી વાલ્યો છે. એશીયાના જે સરદારો ઉપર સરકયુલરો કહાડવામાં આવ્યાં છે તેમાં તેના ઉપર તે સરકયુલર કહાડવામાં આવ્યું નથી. આ સરકયુલર જેમના ઉપર મોકલીવામાં આવ્યું છે તેમને ફરજ પાડવામાં આવી છે કે તેઓએ તુરકી લશ્કર સાથે જોડાવું તથા પોતાના હાથ હેઠળનાં લશ્કરોને પણ તેમાં મોકલી આપવાં. વડા વજીરે મારા ભાઇ ઉપર સરકયુલર મોકલ્યો નથી તેનું તે કામ મારા ભાઇએ પોતાને અપમાન ભરેલું માન્યું છે, અને તેથી તેમજ વડા વજીર કારા મુસતફાએ મારા ઉપર જે જે જફા ગુજરી છે તે સઘળું જાણીને મારા ભાઇનો પીતો ઉશ્કેરાઇ આવ્યો છે અને ઠરાવ કર્યો છે કે હવે બીજું કસું નહી કરતાં વડા વજીરની સતા સામે બળવો ઉઠાવશે. વડા વજીર ઉપર કીનો લીધા વગર તે કદી પણ ઠરીને બેસનાર નથી એવો એક પત્ર તેણે મારા ઉપર મોકલ્યો છે. તેણે આ કીનો લેવા માટે કેવા ઉપાયો યોજવા છે તે તો અલ્લાહને ખબર."

લીજીયાન્સકીએ આ પત્ર વાંચી સંભળાવ્યો તે જાણતાંજ હેન્રીનું કલેજું પણ ઉશકેરાઇ આવ્યું અને બોલ્યો કે જો આ કમનસીબ સ્ત્રી મારી બેન હતે અને તેના ઉપર આ કમબખત માણસ તરફથી આ પ્રમાણેની વિપતીઓ પડી હતે તો હું પણ તેનો કીનો લીધા વગર રહેતે નહી. લીજીઆન્સ્કીએ તો હેન્રીથી જુદોજ વિચાર આણ્યો. તે બોલ્યો કે વડા વજીરની સતા સામે બળવો ઉઠાવી ફતેહ મેળવવાનું

ામ હુસનઅલી હજીઅને માટે ઘણું મુશ્કેલ છે. કારા મુસ્તફાની સત્તા હદ વિનાની છે, સુલતાન સરખો કેટલીક વેળા તેના સામે બોલવાની હીમત કરી શકતો નથી, અને તુરકી સલતનત જેટલી સુલતાનથી બીહતી નથી તેટલી કારા મુસ્તફાથી ડરે છે. લગભગ સાડી ત્રણસો વરસ થયાં આ તુરકી શેહેનશાહતનો પાયો નખાયો હતો અને ત્યારથી તે આજ સુધી વડા વજીરની જગા એવાજ એકાદ ઘાતકી માણસથી પુરાતી આવી છે. આ શેહેનશાહત હાલ જો કે પડતીમાં આવી પડયું છે, તો પણ તેનો વિસ્તાર અને મોટાઈ એટલાં બધાં છે કે લોકો હજુ તેને માટે ઉંચો મત ધરાવે છે. તેનાં બોહલાંપણાને લીધેજ ખ્રીસ્તીઓ ધાસ્તી ધરાવે છે, અને હાલ એ મુસલમાન રાજ્ય જે અસંખ્ય લસ્કર લઈ આસ્ત્રીયાનાં ખ્રીસ્તી રાજ સામે ધસી જાય છે તેનું પરિણામ શું આવશે તે જોવાનું રહ્યું છે. કારા મુસ્તફા વિશે મારો મત ગમે તેવો હોય છતાં આટલું તો ખરૂંજ છે કે જ્યારે તે ફતેહ ઉપર હોય છે ત્યારે તેનામાં હીમત એક વિકાળ પ્રાણીના સરખી આવે છે અને વધારે ને વધારે ફતેહ મેળવવાનો લોભ રાખે છે. આજ ઘણા વરસ થયાં આ દેશના આ મુસલમાન જંગલીઓનાં ટોલાં વારંવાર પાસેના ખ્રીસ્તી પરદેશ ઉપર ઉતરી પડી તેને હેરાન કરતાં રહે છે, અને તેમાં તેઓ જો ફાવતાં હોય તો માત્ર પોતાની મોટી સંખ્યાને લીધેજ છે એમાં કસોજ શક નથી. વિશેશ ચીંતા તો એ છે કે હંગેરી અને ત્રાનસીલવાની આનાં ખ્રીસ્તી ખંડીયાં રાજ્યો પોતાના વડા સુલતાનના હુકમને તાબે થઇ સુલતાનનાં લસ્કર સાથે મલી જઈ ખ્રીસ્તી રાજ સામે લડાઈ કરવાને તૈયાર થયાં છે અને હવે એ સઘળાંનું પરીણામ શું આવશે તે કહી શકાતું નથી. લીઝીયાન્સ્કી જાણે પોતેજ આસ્ત્રીયાનો રાજકર્તા હોય તેમ મુસલમાનોના આ ધસારાથી ફીકરમંદ બની જઈ આગલા પાછલા ઈતીહાસની વાત પોતાના સાથી હેન્રીને કહેવા લાગ્યો, તેટલામાં હેન્રીએ તેનું ધ્યાન તંબુના દરવાજા ઉપર ખેંચ્યું, જ્યાં કેટલાક મુસલમાનો લીઝીયાન્સ્કીની મુલાકાત લેવાની ઈચ્છાથી આવીને ઉભેલા હતા. તેમને જોતાંજ લીઝીયાન્સ્કી ચોંકયો. પણ સમય સુચકતા વાપરી તે તેમના તરફ ફરીને બોલ્યો કે કેમ મિત્રો, છેક મોડી રાત્રે તમોને આ તરફ આવવું પડયું છે?

"વડા વજીરનાં નામથી હમો આ તંબુમાં દાખલ થવાની માંગણી કર્યે છીયે," બાહેરવાળાઓએ ઉતર આપ્યો, અને તે કબુલ રાખી લીઝીયાન્સ્કી પોતે ઉઠી તંબુનો પરડો ખસેડવા ગયો કે એક કાસદ

અંદર દાખલ થયો. દાખલ થતાંને વાર, આટલી મોડી રાત્રે તસદી આપવા માટે ક્ષમા ચાહી તે કાસદે લીજીયાન્સ્કીને ખબર કરી કે વડો વજીર કારા મુસ્તફા અબઘડી તારી હાજરી માંગે છે. તેને એક એવાં કામમાં તારી સહાયતા જોઇયે છે કે જે કામ થતાં તને પોતાને પણ ઘણો લાભ કરનાર થઇ પડશે. લીજીયાન્સ્કી જેને ધાસ્તી હતી કે રખેને તેની વાત તેમનામાં કોઇએ સાંભળી હોય, તે આ ખબર સાંભળી કાંઈક શાંત થયો, અને કારા મુસ્તફાના હુકમને તુરત તાબે થવાની તૈયારી કરી. તે કાસદની ભલામણ મુજબ હેન્રીને તંબુમાંજ રહેવા દેવામાં આવ્યો. છેવટ સઘળી તૈયારી કરીને લીજીયાન્સ્કી તે કાસદોની સાથે વિદાય થયો. ઘણીક સાંકડી ગલીઓ તથા તંબુઓ ધીમે પગલે પસાર કરી તેઓ અંતે વડા વજીરના તંબુ આગળ જઇ પોહોંચ્યા. ત્યાં જતાંને વાર તેઓએ તંબુમાં દાખલ થવાની રજા સંત્રીઓ પાસે માંગી, જે તુરતજ આપવામાં આવી, એટલે સઘળાઓ બેધડક દાખલ થયા.

આ વખતે મધરાતના બાર વાગેલા હતા. કારા મુસ્તફા પોતાના બાદશાહી પોશાકમાંજ બેઠો હતો. તુરતનોજ તે સુલતાન જોડે ખાણું લઈ પરવાડેલો હોવાથી તેનાં મોટાં જડબાંઓ ગાયની પેઠે હજુ વાગોળ કર્યા કરતાં હતાં. ઝભા ઉપર મઢી લીધેલા હીરાઓ ઝકઝક થયા કરતા હતા. જેવો લીજીયાન્સ્કી કારા મુસ્તફાની હજુરમાં હાથબક્ષ કરી હાજર થયો કે તુરતજ કારા મુસ્તફાએ તેની સાથના પેલા કાસદોને માત્ર એક આંખના પલકારાથીજ પોતાનાં કામે વળગવાનો હુકમ કર્યો, એટલે તેઓ નમન કરી ત્યાંથી વિદાય થયા. લીજીયાન્સ્કી મનમાં તરેહવાર સંકલના કરતો ઉભો હતો, તેટલાં કારા મુસ્તફા બોલ્યો, સાંભળ ઓ ખ્રીસ્તી, હમારા તરફથી તારી જે પહરોણાગત થાય છે તેમાં કસી ખામીની તારે ફરિયાદ તો કરવાની નથી કે? માટે બોલ, બોલ, અલાહતાલાના હુકમથી હમો તારી ઈછા તૃપ્ત કરવાને શાકતીવાન છીએ.

લીજીયાન્સ્કી ધીરજ ધરી ભારે ગંભિરતા સાથે બોલ્યો, નામવર વજીર, એક ગુલામને છુટાપણું જેટલું વાહાલું લાગે તેટલાંજ છુટાંપણાથી હું રહું છું.

નહી, નહી, ખ્રીસ્તી, કારા મુસ્તફા બોલ્યો, તારી વાકચાતુરીથી હું બહું ખુશી છું મેં તને ઘણો અજમાવ્યો છે અને કસી જોયો છે, અને હજુ પણ તું જેવો ને તેવો તુરકી શોહેનશાહત તરફ નિમકહલાલ રહેશે તો તારૂં ઈનામ ઘણું મોટું છે એમ તું નકી માનજે. લીજીયાનસકી તુરત બોલી ઉઠયો, નામવર વજીર, હું જેવો નીમકહલાલ હતો તેવોજ છું અને રહીશ.

આ ઉત્તર સાંભળી વડો વજીર કારા મુસ્તફા લગાર ઉદાસી ભરેલે ચેહેરે બોલ્યો કે, સાંભળ ઓ ખ્રીસ્તીબચ્ચા, આજે મારા ઉપર એક મોટી આફત આવી પડી છે, અને તે આપતમાંથી હું તારા હાથે ઉગરી શકીશ એમ મને લાગે છે. આજે રાત્રે હું નામવર સુલતાનના ગુસ્સાનો ભોગ થઈ પડીયો છું, અને તે ગુસ્સામાં તેણે મને વીસ દિવસની મેહતલે ઉગરવાની તાકીદ કરીછે. આજે રાત્રે હું તેના સાથે પુર ખુશાલીમાં ખાનું લેતો હતો, તેટલાં વાલેશીયા અને માલદેવીઆના ખ્રીસ્તી હાકમો તરફના બે ખરીતા હમારા હાથમાં આવ્યા. તું જાણે છે તો ખરો, તુરકી સરકારે આસ્ત્રીયાની ખ્રીસ્તી સરકાર સામે લડાઈ ઉઠાવી છે, અને તેમાં સુલતાને, પોતાના તાબા હેઠળના સઘળા તુરકી પ્રાંતના ખ્રીસ્તી હાકમોને પણ પોતાનાં લશ્કરો સાથે જોડવાનાં કહેણ મોકલ્યાં હતાં. વાલેશીયા અને માલદેવીયા આ બંને પ્રાંતોના ખ્રીસ્તી હાકમોએ, આસ્ત્રીયાની ખ્રીસ્તી સરકાર સામે લડાઈમાં ઉતરવાને સાફ ના પાડી સુલતાનનાં લશ્કર સાથે જોડાવાની માંગણીને ના પાડી છે. આ ખરીતા તે આ બાબતના હતા, અને તે વાંચતાંવાર નામવર સુલતાન મારા ઉપર ખુબ રીસે ભરાયો કે મેં લડાઈ માટે જોઈયે તેવી તૈયારી કરી નથી, અને મને હુકમ કર્યો કે વીસ દિવસનાં દરમ્યાનમાં આ બંને પ્રાંતોના હાકમોને સમજાવી તેમને તુરકી શેહેનશાહતને તાબે કરવા, અને તુરકી લશ્કર સાથે મળી આસ્ત્રયન સરકાર સામે બળવો ઉઠાવવાને ઉશકેરવા. જો વીસ દિવસમાં આ કામ મારાથી ન બને તો મારે વડા વજીરનો ઓધો એકદમ છોડી દેવો એવો હુકમ તે નામદારે કર્યો છે. લીજીયાન્સકી સાથે આ વાત કરતાં કારા મુસ્તફાની આખોમાં આંશુ આવી ગયાં પણ તે છુપાવી તે બોલ્યો કે, લીજીયાનસકી હવે તારી મદદ મને એ કામમાં જોઈયે છે. કદાચ હું મારા માણસોને ખરીતા લખી બંને પ્રાંતોના હાકમો ઉપર મોકલું પણ તેમાં તેઓ ફતેહજ પામશે તેની કસી ખાતરી નથી, માટે મારો વિચાર એવો છે કે તું પોતે મારા તરફથી તે બંને દરબારોમાં જાય અને કંઈ પણ કરી તેમને સમજાવી સુલતાનની પક્ષમાં લઈ આવો. લીજીયાનસ્કી વિચારમાં પડયો અને કેટલેક વારે તે સુધી આણી બોલ્યો કે, કદાચ મારી ઘણી પણ સમજુતી છતાં તે બંને હાકમો નજ સમજે તો શું કરવું ? કારા મુસ્તફા પોતે પણ આ સાંભળી વિચારમાં પડયો, પણ યુકતી કરી બોલ્યો કે કોઇપણ પ્રકારે તુરત વેળા તેમના પાસેથી તુરકી લશ્કરમા જોડાવાની કબુલાત લઈ આવવી અને પાછળની વાત તો પાછળજ રહેશે. લીજીયાનસકીએ તે કબુલ કર્યું, પણ તેણે તે

કામ બજાવી આપતાં વડા વજીર સાથે એક સરત કરવા માંગી તે એવા પ્રકારની કે, મને તથા મારા સાથી હેન્રીને ઘટતા હકો આપવા.

ખચીત, ખચીત, મારા નેકનામ ખ્રીસ્તી, પેગંબરની પવિત્ર કબરના કસમ લઇ કહું છું કે, આ કામ તું પાર પાડી આવી મને સુલતાનના ગુસ્સામાંથી છોડવે તો તું માગે તેટલા હકો બખસવાને હું બંધાઉં છું; કારામુસ્તફા બોલ્યો; પણ તેમ મારા તરફની પણ એક સરત: કે તું પાછો આવે ત્યાં સુધી તારા એ સાથીને જામીનગીરી તરીકે મારે કેદ રાખવો, અને જો ૨૦ દિવસમાં પાછો નહી ફરે અને માલમ પડે કે તેં બેઈમાની કરી તો તેને ફાંસીને લાકડે લટકાવી દેવો. લીઝીયાનસ્કીએ મોટી ખુસીની સાથે આ સરત કબુલ રાખી. બંને વચે એટલી વાતચીત થઇ રહેવા પછી કારા મુસ્તફાએ તુરત ખડીઓ કલમ અને કાગળ મંગાવ્યાં, લીઝીયાનસ્કી જ્યાં જ્યાંથી પસાર થવાનો હતો ત્યાં ત્યાંના તપાદારો ઉપર તેને ઘોડા વીગેરેની સગવડો કરી આપવાનાં હુકમો લખ્યા. આ સઘળા દસ્તાવેજો લઈ લીઝીયાનસ્કી વડા વજીરને નમન કરી તંબુમાંથી બાહેર પડયો. આ કામ બજાવીને પોતાનું તથા પોતાના સાથી હેન્રીનું છુટાપણું પાછું મેલવી એકવાર ફરીને પોતાને વતન જવાની આશાએ તેનામાં ખુસાલી પેદા થઇ. ઘણેજ ઉતાવલે પગલે તે પોતાના તંબુમાં આવ્યો, જ્યાં હેન્રી ઇંતેજારી સાથે તેની રાહ જોતો બેઠો હતો. તેને વડા વજીર સાથે થયલી સઘલી વાતચીત જણાવી તેણે બીજીજ સવારે પોતાના કામ ઉપર કુચ કરવાની ગોઠવણ કરી. ગોઠવણ પ્રમાણે બીજીજ સવારે લીઝીયાનસકી પોતાના જાની મીત્ર અને સાથી હેન્રી બેસોવીજને મળી ભેટીને કુચ કરી નીકળ્યો. આગળ આપણે જોઇ ગયા છીયે કે આ બંને ખ્રીસ્તીઓ મુસલમાનોના આવા સખત જાપતામાં હોવા છતાં તેઓએ તેમનો એટલો બધો વિશ્વાસ મેળવ્યો હતો કે તેમના ઉપર કસા ચોકી પેહેરા રાખવામાં આવતા ન હતા. લીઝીયાનસકી પોતાના એલચી ખાતાંનાં કામ ઉપર કુચ કરી ગયા પછી હેન્રીએ પોતાને મળેલાં છુટાંપણાનો સારો ઉપયોગ કરવા માંડયો. અવારનવાર બીનદેહસ્તે તે પોતાના તંબુમાંથી બાહેર નીકલી છાવણીમાં ફરી આવતો અને ત્યાં જોવામાં આવતા તહેવાર બનાવો ઉપર વિચાર કરતો. આ પ્રમાણે સઘળું ચાલ્યું જાયછે. તેટલાં એક દિવસે એક અદ્દભુત બનાવ હેન્રીની નજરે પડયો. ચાલ્યો ચાલ્યો તે છેક તુરકી લશકરની દક્ષીણ છાવણીમાં જઇ પોંહચ્યો હતો. ત્યાં એક બાજુ ઉભો રહીને જોય છે તો તુરકી લસ્કરમાં કોઇ જાણવા જોગ સમાચારે ખુશાલી ફેલાવી હતી અને તે ખુસાલીમાં

એક મોટાં જમનની તઇયારી ચાલી રહી હતી. જ્યાં ત્યાં મોટી તબકો હારેહાર મુકી દેવામાં આવી હતી, અને રસોઇયાઓ તપીલાં ભરી ભરીને તહેવાર જાતના પકવાનો લાવી તેમાં ખાલી કરતા હતા. જ્યારે સઘલા પકવાનો પીરસાઇ રહ્યાં કે તુરતજ દરેક લશ્કરી તુકડીના સરદારોએ હાજર થઇ હુકમ આપ્યો કે એકેકે તબકમાં જેમ ફાવે તેમ પાંચ પાંચ સાત જણ બોહે ચઢાવી બીસ્મલા કરવા બેસી ગયા. હેનરીની અજાયબી વચ્ચે તેઓ સઘલા જેમ ગમે તેમ મોંમાં હાથ ધકેલી સરૂપા સરૂપ સરૂપા લેતા અને દબુસા મારતા હતા. બીજી તરફ પતરાંનાં મોટાં મોટાં પાણીના ટપો ભરી મુકવામાં આવ્યાં હતાં, જેમાંથી કેટલાકો જાણે પોતાના પેટમાં ગયલું પકવાન દબાવી દેવાને પીતા હોયની તેમ ઉપરથી ધસાધસ પાણી ધીચતા જણાતા હતા. ઘસતફરઅલા, બાપડાઓ દબાદબ દબુસા તો એવા મારવા પડ્યા કે જાણે કેટલાએક દિવસના અપવાશી હોય. વલી રખે ને એકાદ નવાલો ઓછો થઇ જાય એમ જાણી કોઇપણ ખાતાં ખાતાં શું કે ચા કરતો પણ સંભળાતો ન હતો. મોટી મોટી પખાલ સરખી પકવાનોથી ભરેલી તબકો થોડાજ વારમાં બાપડાઓએ ચાટી ચાટીને એવી તો સાપ સુફ કરી મુકી કે તેને સાફ કરવાની જરૂર પણ રહી નહીં. ખાતાં ખાતાં જો કોઇ ખરો માયનો પુત હશે નો તે એટલુંજ બોલતો સંભલાતો કે "યા અલ્લાહ". આ સઘલાં કોતકો જોઇને હેનરીથી તો હસવું થોબી શકાયું નહીં; પણ તે કરે શું? અહીં હસવું એ તે ભોજન પ્રસાદી લેવા બેઠેલા અલાહના બંદાઓની મશકરી કરવા સરખું હતું. એટલે જેમ તેમ ખામોસ કરી તે સઘલો રકાસ જોતો એક તરફ ઉભો રહ્યો. આ મેજમાનીનુ કામ ખલાસ થયલું જોઇ હેનરી તે પછી ત્યાંથી આગલ ચાલ્યો તો જોત જોતાંમાં તે પેલા પોલીશ તથા આસ્ત્રીયન એલચીઓના તંબુ આગલ જઇ લાગો. ત્યાં આવતાંજ તેને કાંઇક નવો જીવ આવ્યો કે જાણે પોતાના જાત ભાઇઓના સહવાસમાં આવી પુગો. આ તંબુઓ આગળ આવતાં તેને બીજી એક ખુસાલી લાગી તે પેલી તુરકી છોડી બાલકીસની જો કાંઇ સંજોગ બની જાય તો મુલાકાત લઇ લેવાની હતી. તેની ઉમેદમાં તે તંબુની આજુબાજુ ઉંચી નીચી નજર કરતો ફરતો હતો તેટલાં તંબુમાંથી એક સુંદર પોપટ ઉડી નીકલી આવ્યો. જેવો તે પોપટ તેની નજરે પડયો તેવોજ હેનરીએ તેને દોડીને પકડયો. હજુ તો તેને હાથમાં લઇને જોયછે તેટલાંજ તંબુના દરવાજા આગળ નાખેલો કેનવાસનો પરદો એકાએક ઉંચકાઇ ગયો, અને જોય શું કે ખ્રીસ્તી-

ઓના આ તંબુમાં તુરકી લેબાસની એક જુવાન ખુબસુરત છોકરી. બંનેની નજર એક થઈ પણ થોડોકવાર સુધી બંને એક બીજાને ઓળખી શકયાં નહીં, અને તે તુરકી છોડી તો એકાએક પોતાની સામે એક પારકા પુરૂષને જોઈને દંગ થઈ ગઇ અને પરડો પાછો ઢાંકી દેવાની તૈયારી કરતી હતી, તેટલાં હેનરીયે તેણીએ ઓળખીને બુમ મારી એટલે તે અચકી. હેનરી બુમ મારી ઉઠયો, " બાલકીસ " આ અદભુત મેલાપની ગરબડમાં હેનરીના હાથમાંનો પોપટ પાછો ભોંય ઉપર પડયો. બાલકીસ બાલકીસ એવું પોતાનું નામ સાંભળતાંજ તેણે હેનરીને પીછાણ્યો અને પોતાના તારનાર તરીકે તેનો ઉપકાર માનવા સાથે તેને અંદર દાખલ કરવાની હીમત કરી.

બાલકીશના ઈજનતે માન આપી હેનરી તંબુમાં દાખલ થઈ તેનાથી થોડેક દુર એક ખુરસી ઉપર બેઠો. આ વેળાએ નધારેલો એક બનાવ તંબુમાં બન્યો. બંને જણ જાણતાં હતાં કે આ તંબુમાં તુરત વેળા તેમના વચેની વાતચીત સાંભળવાને કોઇ માણસ નહતાં. બાલકીસને જે વેળાએ હેન્રીએ આ તંબુમાં દીઠી તે વેળા તેણીની ખુબસુરતી અજાયબ રીતે ખીલી રહી હતી. તે વેળાના તેણીના ચેહેરાનું વર્ણન કરવું એ કોઈ કવીની કમલને માટે પુરતો ખોરાક છે. અણધારેલો રતાસ તેનાં મોઢાં ઉપર ખીલી નીકલ્યો હતો, તેની આંખો બહુ ઝીની હોઇને બહુ ચપળ પણે ફડક ફડક થતી હતી, તેનાં ભવાં કમાન સરખાં હતાં, નાખ તો જાણે ગરૂડની ચાંચ જોઈ લેવી; બંને હોઠો રતાશથી સુંદર ખીલી રહેલા હતા, હડપચીમાં નાનો ખાડો તેનાં મોઢાંની ખુબસુરતીમાં અદભુત વધારો કરતો હતો, તેના બંને હાથો સફેદ ચાંદીના લાઠા સરખા હતા, અને તેનો મટકો અને નાજ સાથનાં નખરાં જાણે એવો ખ્યાલ આપતાં કે તે પોતાની ઉપરનું સઘળું આફત તદન ભુલી ગઈ છે. હેન્રીને જોવાથી તેની આંખમાંનો રતાશ વધી ગયો, અને તેનાં કંઠની નલી ખુબસુરતીની લેહેરમાં જાણે હમણાં કાંઇ મધુર શબ્દ બોલવાની તઈયારી કરતી હોય તેવી દેખાઇ. તેની આંખોમાં જે જાદુઈ ચમતકારીક અસર તે વેળા દેખાઇ તેને વર્ણવવી મહા મુશકેલ છે. બાલકીસ ખુબસુરત છે એમ હેન્રી જાણતો હતો, પણ તેને બરાબર પાકી રીતે નીહાલવાની તક મળી નહતી, એટલે આ વેળાએ તે તેનું રૂપ અને કાંતી જોઇને વીસ્મય થઈ ગયો. તેના દીલમાં એવું જોસ થયું કે જાણે તેજ ઘડીએ તે આ રૂપસુંદરીને પોતાની છાતી સાથે દાબે છે અને તે પછી જાણે ભારે હરખમાં બેભાન થઇ તુટી પડે છે. હેન્રી પોતે ખુબસુરતીમાં કોઇ રીતે કમી નહતો. તે જાતે પુરૂષ

છતાં જાણે નરાતાલ આના સરખોજ દીસતો હતો. તેના ગાલ જાણે ચીતારાઓ પોતાનો પુરેપુરો હુનર કર્યો હોય તેવા હદની અંદર ઉપસેલા અને સફેદી સાથે ભેલાયલા રતાસ ભરેલા હતા; આંખો તેની હાથીના સરખી જીની હતી; નાક અણીયાળું લાંબુ હતું; હોઠો નાના અને પુરતા રતાશવાળા હતા. આ પ્રમાણે આ બંને ખુબસુરતીનાં અદ્ભુત પુતલાંઓ એક બીજાને નીહાળતા થોડીક પળ મુગાં મંતર ઊભાં ખરાં પણ બંનેનાં અંતકરણમાં જાણે કોઈ છુપો આતશ ઉશ્કેરાયો હોય તેમ ખુલું દીસ્તું હતું અને તો પણ તે બંને તે છુપાવતાં હતાં. અંતે બાળકીસે ચુપકીદી તોડી બોલવાનું શરૂ કર્યું. ઘણી સાવધપણે તે હેન્રી તરફ જોઈ હસ્તે મુખડે બોલી કે અય ખ્રીસ્તી ભાઈબંધ, અંતે પણ એકવાર ફરીને આપણા વચ્ચે અલ્લાએ મીલાપ કરાવ્યો છે. ઓ ખ્રીસ્તી ભાઈબંધ, મને એવી ખબર મળી છે કે તું બીજા એક તારા ભલા શેઠની નોકરીમાં છે, જે માણસે પણ મારા છુટકારાને માટે ઘણી જંજાળ વેઠી છે તો તે તારા નેકનામ શેઠનો ઉપકાર મારા તરફથી જરૂર જરૂર માનવાને તું ભુલતો ના. આહા, એકજ વિચાર મને આ વેળાએ મારૂં રૂદય કંપાવે છે અને તે મારા વાહાલા ભાઈએ પેલા ચંડાલ કારા મુસ્તફા સામે ઉઠાવેલું જંગ છે. અલબતાં કારા મુસ્તફાએ મારા ઉપર જે આળ ચઢાવ્યું છે તેને માટે હું બીલકુલ ગુનેહગાર નથી. અકસ્માતે મને જે આ આશ્રમમાં લાવી નાખી છે ત્યાં બને તેટલા સંતોશથી રહેવાની મારી ખાહેશ છે. હું તદન નીર્દોષ છું એ વીચારથીજ હું પુરી સંતોશીત છું, પણ હું નીર્દોષ છું એમ તે કરપીણ પુરૂશ હજુર હું જાહેર કરી શકતી નથી. બાલકીસનું આ ભાશણ સાંભલી હેન્રી પણ શુધ ઠેકાણે લાવ્યો, અને સઘળું ભુલી જઈ બાલકીસને દીલાસો દેવા લાગ્યો કે, ઓ દુખી છોકરી, ખોદાના હુકમથી થોડાજ વખતમાં એવો પ્રસંગ આવશે કે જે વેળા તારી હૈયાતીની અને સાથે લાગી તારા નીરપરાધીપણાંની ખબરથી કારા મુસ્તફાને માહીગતગાર કરવામાં આવશેજ. ખરી વાત છે, બાલકીસ બોલી, પણ કંગાળ અને નીર્દય દુશ્મનના પગ આગળ રહેવું મને બહુ જોખમ ભરેલું લાગે છે. બાલકીસને હીમત આપવાને હેન્રી બોલ્યો કે, તારો ભાઈ હસન અલી અજીબ, જો લાગ ફાવ્યો તો કારા મુસ્તફા, કરીમ અલી કે બીજા તેના કોઈપણ સાથીને જીવતો છોડનાર નથી. આ વાતચીતને દરમ્યાન ઘણો વખત નીકલી ગયો અને હવે હેન્રીને વધુ વખત તંબુમાં થોભવાનું સલામતી ભરેલું લાગ્યું નહી. એટલે તેણે આ રૂપસુંદરીની રજા લીધી અને ચોકી

કરતા પોહરેગીરોની પ્રથમ માફક નજર ચોરાવી તે પોતાના તંબુ તરફ ચાલતો થયો. પોતાના તંબુમાં જઈ તે બેઠો ખરો પણ ખાલફી-સના તંબુમાં બનેલા બનાવો આખો દિવસ તેના મનમાં ઘોલાયા કીધા.

# પ્રકરણ ૩૫ મું

## ખલીલની સાતમી વારતા ચાલુ-લીજીયાન્સકીનું સાહસ.

લીજીયાન્સકીએ પોતાની મુસાફરી ખુશ મીજાજ અને આનંદથી સરૂ કીધી. તેના મનમાં આ કામથી બે કામ કરી લેવાની ઊમેદ બંધાઈ. એક તો એકે જતાં જતાં માર્ગમાંથી એક ખેપીઓ કહાડી પોતાને ઘરે મોકલાવી કહેવાડવું કે તે તેમજ તેનો મીત્ર હેન્રી બંને સલામત છે અને જે વખત જાય છે તેમાં છુટાપણું મેળવવાની તૈયારી છે. બીજું તો એ કે કારા મુસ્તફાનું આ કામ બજાવી, તેણે આપેલાં વચન પ્રમાણે તુરકી નજર કેદમાંથી છુટા થઈ પોતાના કુટંબને જઇ મળવું. આ ઉલટમાં ને ઊલટમાં તે પુરાફળ ચાલ્યો. માગમાં આવતા ઝરાઓ આગળ તે કદી કદી વીસામો લેતો હતો. જ્યાં સુધી તે વસ્તીવાળા ભાગોમાંથી પસાર થયો ત્યાં દરેક ઠેકાણે કારા મુસ્તફાનાં નામ તરફ તીરસ્કાર વરસ્તો તેના સાંભળવામાં આવતો હતો. સાંઝ પડતાં સુધી તો તે બહુ સેહલાઇથી પોતાની મુસાફરી ચાલુ રાખી શકયો, પણ જેમ જેમ હવે સુર્ય નારાયણે પોતાની રેશનીનો પ્રકાશ પાછો ખેંચવા માંડયો, તેમ તેમ તેને ઘણી ધાસ્તી લાગવા માંડી. હવે પછીનો રસ્તો પણ તમામ ઊજડ હતો; જ્યાં ત્યાં ઝાડીઓ અને મોટાં મોટાં ઝાડોની ઘટા લાગી રહી હતી, અને તેમાંથી પવનના સપાટા સાથે ગુંગવાટા ભરેલો આવાજ નીકળતાંજ જંગલ તદન ભયાનક લાગતું હતું. જ્યાં સુધી ઝઝકલું હતું ત્યાં સુધી તો લીજીયાન્સકી હીમત રાખીને ચાલ્યા કીધો. પછી જેમ જેમ ઝાડી ગીચ આવતી ગઈ તેમ તેમ તેને લાગ્યું કે તદન એકલા નીકળવામાં તેણે સારી અકલ વાપરી નહતી. જે થોડુંક છેલું ઝઝકલું રહ્યું હતું તેનો તેણે લાભ લીધો. તુરતજ એક ઠેકાણે તે બેઠો અને પોતાની પાસેનાં હથીયારો સાબેત અને કામ પડવે તુરત ઉપયોગમાં આવે એવી હાલતમાં છે કે નહી તે જોઇ લીધું. તે પછી પણ તેણે કેટલાક માઇલ સુધી પોતાની કુચ ચાલુજ

રાખી જે દરમ્યાન તેને કોઈ માણસનો ચેહરો સુધાં જણાયો નહી. લીઝીયાનસકી જાતે હીમતવાન હતો. અને વિચાર કરી રાત પડે તે પેહેલાં કોઈ ગામમાં પોહોંચી જવાની આશાએ તેણે ઘોડાને એડ મારી દપટાવ્યો. જેમ જેમ જંગલમાં દાખલ થતો ગયો તેમ તેમ તે વધારે ને વધારે ભયાનક દેખાવા માંડયું. કેટલેક ઠેકાણે તો ઝાડો એક બીજા સાથે એટલાં ફેલાઇને ગુંથાઇ રહેલાં કે ચાલવાનો પુરો રસ્તો સુધાં મળતો ન હતો. છતાં પણ હીમત રાખી તે વડા વજીરે આપેલી નીશાની પ્રમાણેજ રસ્તો કાપતો જતો. જ્યારે ઘણીજ થાક ચઢવા છતાં તેને કોઈ ગામની કે કસી વસ્તીનાં ચીન્હો માલમ ન પડયાં ત્યારે તેને ભય લાગો કે રાત આ ભયાનક જંગલમાં વગર ખોરાક પાણીએ ગુજારવી પડશે. આવા વિચાર સાથે હજુ પણ હીમત રાખી તે ઘોડાને દપટાવતો અને આજુબાજુ ઘણે દુર સુધી નજર નાખતો ચાલ્યો જાય છે તેવામાં ઘણેજ દુર તેને બતીનું અજવાલું નજરે પડયું. તેની નીશાની રાખી તેણે તે બાજુએ ઘોડાને દપટાવ્યો અને જેમ આગળ ગયો તેમ તેને લાગું કે કોઈ ગામડાંમાં આવી પોહોંચ્યો છે. આ જોડે બીજી પણ એક ઉમેદ તેના દીલમાં આવી. ચંદ્રમા પેલી તરફથી ધીમે ધીમે અંધકારને મારી હટાડતો હટાડતો આકાશમાં પ્રગટ થતો હતો.

થોડાજ વખતમાં લીઝીયાનસકી ગામમાં દાખલ થયો. દરવાજા આગળજ તેને એક ભરવાડ મલ્યો, જેનાથી ખબર મેળવીને તે એક ધરમશાલામાં દાખલ થયો. આ ધરમશાળાનો રખેવાલ તે ગામની પટેલાઈ પણ ચલાવતો હતો. સઘલી વાતથી માહીતગાર થઇ લીઝીયાનસકીએ સર્વેથી પેહેલાતો પોલંડના વડા વજીર ઉપર મોકલવા માટેનો એક ખરીતો તઈયાર કર્યો અને તે સહીસલામત લઇ જાય એવો એક માણસ તે પટેલ પાસે માંગ્યો. પટેલ જાતે તો મુસલમાન હતો, છતાં પણ તેણે તે કામ માટે બીજા કોઈને નહી પણ પોતાના દીકરાનેજ તઇયાર કર્યો. લીઝીયાનસકીએ તેને સહીસલામત જવા માટે પાસપોરટો યાને પરવાના આપી પેલો ખરીતો તથા મુસાફરીનો સામાન અને વાટખરચ આપી, તુરત વીદાય કર્યો. આ થઈ રહેતાંજ બીજું કામ તેણે પોતાની આંતરડીને સંતોષ આપવાનું કર્યું. તુરતજ તેણે ધરમશાલાના રખેવાલને ખાણું લાવવાનો હુકમ કર્યો. ખાણું ખાઈ તે પોતાની થાક ઉતારવાને એક કોચ ઉપર પડયો તે ઉંઘાઇ ગયો. પાછલી રાત થતાંજ લીઝીયાનસકી પોતાની ખુશ નીદ્રામાંથી જાગી ઉઠયો અને તરતજ પોતાનાં કામે વલગી જવાનો ઠરાવ કરી હથીઆ-

રબંધ થઇ ઘોડાને પણ તઇયાર કર્યો. ધરમશાળાના માલેકને તેની સેવાના બદલામાં ઘટતું દામ અને ઇનામ આપી, હજુ તો સુર્ય ઉગે તે પેહેલાં તેણે ચાલુ મુકયું. જંગલો અને ઝાડીઓમાંથી આ બાહાદુર ખ્રીસતી ધમધોકાર પસાર થતો હતો. તેવામાં તેને એક નવું વીઘન નડયું. જે બાજુએથી તે પોતાનો રસ્તો સીધો કાપ્યો જતો હતો, તેજ બાજુએથી હથીયાર સાથે ઘોડેસવાર થયલો એક તુરકડો તેની સામા આવ્યો. લીજીયાનસકી તેને જોઇ વીચારમાં પડયો કે આ નવું ઘરણુ કેમ છુટશે? અંતે ચુપકીદી તોડી બંનેએ પરસ્પર સલામ આલેકુમ કરી. લીજીયાનસકી અખાડા કરી ચાલવા જતો હતો, તેટલાં તે તુરકીએ તેના ઘોડાની લગામ પકડી તેને અટકાવ્યો, અને મુસલમાન તથા ખ્રીસ્તી રાજયો વચ્ચે લડાઇ ચાલતી હોવા છતાં તેવા ભયંકર સમયમાં તદન એકલો અને આવી હીમતથી મુસલમાન મુલકોમાંથી લીજીયાનસકી કયા હેતુથી અને કેવી રીતે મુસાફરી કરતો હતો તે તે મુસલમાને જાણવા માંગ્યું. લીજીયાનસકી કાંઇ ઓછો ન હતો. તેણે તોરમાંજ ઉતર આપ્યો કે હું એક મોટા સતાવાળાની તરફથી ઘણોજ અગત્યનો સંધેસો લઇ જાઉં છું. આ ખુલાસો માનવાને તે તુરકીએ ના પાડી એવો બંને વચ્ચે લગાર હોસાતોસી ચાલી. લીજીયાનસકીએ આ પીડાને પતાવવાને સમયસુચકતા વાપરી પોતાના ઘોડાને એડ મારી એવો દપટાવ્યો કે પેલો તુરકડો તો ત્યાં અજાયબ થઇને ઉભો. પણ તે જાહજોવાર તેમ ઉભો નહી. લીજીયાનસકી કેટલેક દુર જઇ હવે સલામતી ભરેલી હાલતમાં આવ્યો છે એમ માની પાછું ફરી જુએ છે તો જોતજોતાંમાં છ સાત સીપાહો ઘોડેસવાર થઇ તેનાં હજુર આવીને ઉભા. લીજીયાનસકી લગાર ચોંકયો, અને ઉભો. ચઢેલો હાંફો સેહજ નરમ પડતાંજ તે સીપાહોમાંના સરદાર સરખા દેખાતા સખસે લીજીયાનસકીને દમમાંજ જણાવયું કે, “હમે તુંને હમારા શેઠના હુકમથી ફરમાવ્યે છીયે કે કસીપણ ટકટક વગરજ તારે હમારા જોડે તેની હજુરમાં હાજર થવું; જો હુકમ પ્રમાણે તું આવશે તો જાણ એ ખ્રીસ્તી બચ્ચા, તારા એક બાલને પણ ઇજા પોંહોંચનાર નથી, પણ તું જો ચુંચાં કે ફૂં ફાં કરશે તો એમ જાણુ કે તારો જાન ભારે જોખમમાંજ છે.” લીજીયાનસકીએ જોયું કે તેનું એકલાનું આ હથીયાર બંધ થયલા આઠ માણુસો સાથે પરવડવાનું નથી. એટલે તેણે તુરતજ પેલા સરદારનો હુકમ માથે ચઢાવ્યો. તુરતજ આઠે જણા ઘોડેથી ઉતરયા અને લીજીયાનસકી પણ ઉતર્યો. સઘળાઓ ઘોડાની લગામ ધરી ચાલવા લાગ્યા. તેને દશેક મીનીટ ચલાવીને

એક તંબુમાં લઈ જવામાં આવ્યો; જ્યાં એક ઉંચી ગાદી ઉપર એક મુસલમાન બેઠો હતો. લીજીયાનસકીને તંબુમાં દાખલ કરી તે મુસલમાને તેને હાથની ઈસારતથી પોતાની પાસે બેસાડી તેને આ પ્રમાણે મુસાફરી કરવાનું કારણ પુછ્યું. લીજીયાનસકીએ તેને ટુંકમાં એવોજ ઉતર આપ્યો કે હું કારા મુસ્તફાના અગત્યના સંદેસા લઈ જાઉં છું. આ ખુલાસો સાંભલતાંજ તે મુસલમાન સરદારે તે દસતાવેજો તેના પાસે જોવા માંગ્યા, અને જો ન આપે તો જ્યાં તે ઉભો હતો તેના માથા ઉપર ઉઘાડી તલવાર સાથે તૈયાર રખેલા એક જલાદ ઉપર તેની નજર ખેંચી તેને ધમકી આપી. લીજીયાનસકી આ ધમકીથી બીલકુલ બીધો નહી, અને મકમપણે તે સરદારની માંગણી હીમતથી ના કબુલ રાખી મ્યાનમાંથી તે પણ તરવાર કહાડી ઉભો. બંને વચે સવાલ જવાબો ચાલ્યા. લીજીયાનસકીને ગમે તેટલો દમ ભરાવ્યો પણ તે તો જરાપણ ડર્યો નહી, અને સાફ જણાવ્યું કે જો તેમને તેના પાસેનું સોનું જોઈતું હોય તો તે આપવાને તૈયાર છે. જો તેના જાનની તલપ થતી હોય તો તેની કીમત વાલી આપવા તૈયાર છે, પણ દસ્તાવેજ તો કદી પણ બતાવનાર નથી. આટલું છતાં પણ લીજીયાનસકીને ધાસ્તી તો હતીજ કે હું એકલો છું અને એ ઘણા જણા છે એટલે જો મેળવવા માંગશે તો કોઈ પણ રીતે દસ્તાવેજ મારા પાસેથી લઈ શકશે. એટલે વધારે વીચાર કરી તેણે એટલું ડાહપણ વાપરયું કે આપ મેળે તે દસ્તાવેજો તેણે તે સરદારના હાથમાં આપ્યા. તે જોતાંજ જ્યારે તે સરદારની ખાતરી થઇ કે તે દસ્તાવેજો ખરેખર કારા મુસ્તફા તરફના હતા, ત્યારે તેની ખુશાલીનો પાર રહ્યો નહી. તેનાં મોઢાં ઉપર તે ખુશાલી ખુલી પ્રગટી આવી અને બોલ્યો કે "આહા, કારા મુસ્તફા મારો કટો વેરી, હવે બરાબર મારા સપાટામાં સપડાયો છે."

લીજીયાનસકીએ વીચાર્યું કે આ તુરકી સરદાર આ દસ્તાવેજોનો કાંઇ ગેરલાભ લેવાની તઈયારીમાં છે, એટલે તેમ નહી કરવાને તેણે તેને ઘણા પણ કાલાવાલા કર્યા પણ તે સઘલું ફોકટ. તેણે તો તેનો કશો ઉતર આપવા વગરજ પોતાના માણસોને હુકમ કીધો કે આ પારકા શખસને આપણે મકાને લાવવો. એમ કહી તે પોતે ચાલતો થયો. તેની પાછળ સઘળાઓ લીજીયાનસકીને પણ લઇ ચાલ્યા, અને મુગે મોઢે ચાલ્યા વગર તેનો છુટકો પણ ન હતો. ગલીકુચીઓમાંથી પસાર કરી લઈ જઇ લીજીયાનસકીને એક કોટડાંમાં ગોંધ્યો. ગરીબ બાપડો લીજીયાનસકી!

હવે આપણે બીજી તરફ ફરીયે. કારા મુસ્તફા, લીજીઆનસકી ગયા પછી કેટલાક દિવસ સુધી તે શું સંદેસો આવે છે તેની ઈંતેજારીમાં ને ઈંતેજારીમાં કસું પણ કામકાજ કરવા વગર પોતાના તંબુમાં પડયો રહેતો હતો. પણ એક દિવસે રાત્રે તેને લાગ્યું કે જરા આપણી છાવણીમાં લટાર મારવી. એવો નીશ્ચય કરી તેણે પોતાના કેટલાક હજુરીઆઓને રાત્રે હાજર રહેવાની ફરમાસ કરી. રાત લગાર ગયા પછી તેણે ઘણુંજ ધીમાં પગલાંથી છુપાછુપ છાવણીમાં ફરવા માંડયું. દરેક તંબુ આગળ આવતાં તે ત્યાં અંદરના માણુસ જાણુવા નહી પામે તેવી રીતે તેમાં થતી વાતચીત છુપા ઉભા રહી સાભળતા અને જો પોતાને તેમાં કસું લાગતું વલગતું ન જણાય તો તુરત ચાલ્યા જતા. એ પ્રમાણે ફરતો ફરતો કારા મુસ્તફા જનાનાના એક તંબુ આગળ આવી પોહોંચ્યો. તંબુની પીઠ પાછળ ગુપચુપ ઉભા રહી તેઓએ તેમાં ચાલતી ગોષ્ટગોષ્ટ સાંભળવા માંડી. તો તેમાં મુખ્ય વાતચીત અમીના, ખતીજા, આઇશા એવાં નામની સ્ત્રીઓ વચ્ચે થતી હતી. તેઓ દરેક જુદી જુદી સ્ત્રીઓએ પોતાના ધણીઓને છેતરી પારકા મરદો સાથે કેવો સંબંધ રાખ્યો હતો, અને કેવી કેવી મજાહ ભોગવી હતી તેની ગપાંસો ચાલતી હતી. એક કહે ફલાણી બાઇને ફલાણા બેગાના મરદ સાથે પુશકલ આડો વેહેવાર હતો, છતાં જયારે તેણે બીજા ઉપર દીલ દોડાવ્યું ત્યારે પેલા બાપડાને ખોટાં તોહમતો મુકી સજા કરાવી. આવી આવી વાતોના ગપાટા ચાલીયા જાય છે તે દરમ્યાન ભરમમાંજ ખતીજાએ બાલકીસની વાત છેડી. તે બોલી કે, હાલજ આપણી છાવણીમાં એક તુરકી છોડીને લાવવામાં આવેલી છે, જે પોલીશ એલચીના ઘરમાં રહે છે, અને જ્યાં એક ફકડ ખ્રીસ્તીને જા આવ કરતાં તથા વાતચીત કરતાં તેણીએ ઘણીકવાર જોયો છે. આ વાતચીત પછી તેઓ લગારકે ચુપ રહી એટલે મુસ્તફાએ કંટાલીને ત્યાંથી ચાલવા માંડયું. બાકી રહેલા દરેકે દરેક તંબુઓ આગળ નજર નાખી કાન ધરતો ધરતો તે પોતાના સઘળા હજુરીઆઓ સાથે ફરી રહીને પોતાના તંબુમાં પાછો આવ્યો. તંબુમાં આવતાંજ તેણે પોતાના સઘલા હજુરીઆઓને રજા આપી અને પોતે એક મોટા કોચ ઉપર પડયો, અને પોલીસ એલચીના તંબુમાં રહેલી એક તુરકીશ છોડીનો જે ઈસારો તેણે સાંભલ્યો, તે શું હશે તે ઉપર તે ખુબ વીચાર કરવા લાગ્યો. ત્રણે સ્ત્રીઓએ સ્ત્રીચરીત્રની જે જે વાતો તંબુમાં કરેલી તે જાણીને તેનું મન બહુ ઉચાત થવા માંડયું. ઘણાંક મહાપાપી કરમો સ્ત્રીઓ ભારી

હીમતથી બજાવી શકે છે એમ જાણી તેનાથી થોભી શકાયું નહી. જે તુરકી છોડીની વાત સાંભલી તે છોડી બાલકીસજ હોવી જોઇયે એમ તો તેના સ્વપ્નામાં પણ ન હતું, છતાં તેણે ગમે તે ઉપાયો વાપરીને તે છોડીને નજરેનજર જોવાનું ચોગઠું મનમાં ગોઠવવા માંડયું. ગરીબ બાપડો કારા મુસ્તફા; હજુ તો એક ખુબસુરત નાજનીનની સાંભલેલી ખુબસુરતી નજરો નજર જોવાની ગોઠવણ કરે છે તેટલાં સડસડાટ કરતો એક સવાર તંબુ આગળ આવ્યો. ચોપદારોએ કારા મુસ્તફાની રજા સાથે તેને અંદર દાખલ કર્યો. તેણે કારા મુસ્તફાની આગળ ભારે નમ્રતાઇ સાથે એક દસ્તાવેજ રજુ કર્યો, જે દસ્તાવેજ તે લીજીયાનસકી તરફથી લઇ આવ્યો હતો. આ દસ્તાવેજમાં લીજીયાનસકીએ કારા મુસ્તફાને ભલામણ કરી હતી કે, તેણે તેને આજાદજીનાં ગામ આગળ સામે આવી મલવું. આ દસ્તાવેજ ખરેખર તે કાસદ લીજીયાનસકી તરફથીજ લાવેલો છે કે નહી, તે જાણવા માટે મુસ્તફાએ તેના પાસે લીજીયાનસકીનું વર્ણન માંગ્યું તે તેણે આપ્યું અને તે બરાબર મલતું આવનાથી કારા મુસ્તફાના મનમાંનો શક દુર થયો. તુરત તે સંદેસો લાવનારને ઇનામ આપી રૂખસદ કર્યો અને બીજી તરફથી દમાસ્કસનો હાકમ કરીમઅલી જે પોતાનાં લશકર સાથે કારા મુસ્તફાના ઘર ખટલાના પોહોરેગીર સ્વારોના તંબુની જોડમાંજ પડાવ નાખી પડેલો હતો તેને એકદમ બોલાવી મંગાવ્યો. કરીમઅલી હાજર થયો. તે વજીર મુસ્તફાને કુરનસ બોલાવી ફરમાસ પુછવા લાગ્યો.

મુસ્તફા બોલ્યો, સાંભળ કરીમઅલી, આજે હું તારી નીમકહલાલીને કસોટી ઉપર મુકવા ઇછું છું, અને તેમાં જો તું ફતેહમંદ ઉતર્યો તો એમ જાણ કે મારા હાથે નેહાળ થશે. કરીમ અલીએ માથું નીચું નમાવી મુસ્તફાનો હોકમ માથે ચઢાવ્યો. એટલે મુસ્તફા બોલ્યો કે કરીમ અલી, મારો એવો રીવાજ છે કે, દરરોજ બામદાદ થવા આગમજ દુશ્મનોની આગળ વધી આવેલી ટુકડીની હીલચાલ તપાસવા નીકળવું. આજ રાત્રે મારો વીચાર તે મુસાફરીએ જવાનો છે, અને હું ઘણામાં ઘણું આસાદજી સુધી જઇશ, પણ જે રસ્તે હું જવા ઇછું છું તે રસ્તો તારે આગળથી જાણી લેવો એવી મારી ઇછા છે. માટે હું ધારૂં છું કે તારે પરોઢીયું થવા પેહેલાં તે તરફ લટાર મારવી, એટલે લગાર અંધારૂં હોવાથી જાણે હુંજ મારા સરેસ્તાની મુસાફરીએ નીકલ્યો છું એમ ચોકીબાનો જાણશે. બીજું એક ચીજ ધ્યાનમાં રાખવી કે તારે સાથે કોઇપણ માણસને રાખવું નહી. આ હુકમ

સાંભળતાંજ ફરીમ અલ્લી પાશા વડા વજીરના પગ ઉપર પડયો અને સોંપેલું કામ તાબરતોબ ખાતરી સાથે બજાવવાની કબુલાત આપી ત્યાંથી વીદાય થયો. તે ગયા પછી મુસ્તફાએ પોતાની કુચને માટે તૈયારી કરાવી. ત્રણ તેજી ઘોડા તઇયાર કરવાનો હુકમ આપ્યો, અને ત્રણ કાસદોને જવા દેવા એવી મોહોર સાથની એક પાસપોરટ લખી તે પોતાના એક વીશવાસુને આપી. પોતે એક ઘોડા ઉપર બેઠો અને વજીરના પોશાકને બદલે કાસદનોજ પોશાક લીધો. પોતાની સાથના બે જણને પણ તેવાજ પોશાકમાં સાથે લીધા, અને એવી ગોઠવણ કરી કે, ચોકીઓ ઉપરથી પસાર થતાં તેને ચોકીબાનો ઓળખવા પામે નહીં માટે પેલી પાસપોરટ પણ બીજો પોતાની સાથનો માણુસ દેખાડે તથા સઘળા સવાલ જવાબ પણ તેજ કરે આવી ગોઠવણ કરી તે બંનેને સાથે લઇ નીકલ્યો.

સુર્ય ઉગવાને ખાસો એક કલાક થયો તેટલાં તો મુસ્તફા પોતાના બંને સવારો સાથે આસાદજાનાં મેદાનમાં આવી પોહોંચ્યો. ઘડીકભર તે લીજીયાન્સ્કીની વાટ જોતો ઉભો છે તેટલાં હથીયારબંધ વીસ સવારો તેના ઉપર ધસારો કરતા આવ્યા, જેમને જોતાંજ "દગો" "દગો" એવા શબ્દો કારા મુસ્તફાના મોઢાંમાંથી નીકલ્યા, અને તુરત તેણે તથા તેની સાથના બંને સવારોએ તરવાલો કાઢી, પણ તે તેમની તઇયારી કસી કામ લાગી નહી. વીસ જણુ આગળ તેમનું કસું ચાલ્યું નહી. મુસ્તફાને તુરત તેઓએ ઘોડા ઉપરથી નીચે પાડયો અને મુસ્કેતાટ કીધો. તેની સાથના બંને સવારોના પણ હાથ પગ બાંધ્યા અને બંનેને પાસે આવેલી એક સુકી પણ ભયંકર ખાહીમાં ગબડાવી દીધા. તેમના ઘોડાઓને ઝાડો સાથે બાંધ્યા. આ કામ ઘડીના છઠા ભાગમાં બજાવીને પેલા વીસે જણા જે બાજુએથી આવ્યા હતા તે તરફ કારા મુસ્તફાને બંદીવાન કરેલો લઈને પાછા વલ્યા. લગાર શાંતી પકડી મુસ્તફાએ પોતાની જોડમાં ચાલનારા સવારને ગમે તેટલા સવાલો કીધા, પણ તેનો કસો ઉતર તે બાપડાને મલ્યો નહી. તે તો પુરેપુરો માનવા લાગ્યો કે કમબખત લીજીયાન્સ્કી ખ્રીસ્તીએ આ છળકપટ રચ્યું હોવું જોઇયે. મારતે ઘોડે છેક બપોર થયા ત્યાં સુધી સઘળાઓએ કુચ ચાલુ રાખી, પણ ઘણી થાક ચઢતાં તેઓ એક ઝાડના છાયા હેઠળ વીસામો લેવા બેઠા. ત્યાંજ તેઓએ કાંઇ રાંધ્યું અને તે જેમ પોતે ખાધું તેમ મુસ્તફાને પણ પેટ ભરીને જમાડયો. વીસે સવારો પોતાની તરફ ભારે માન મરતબાથી વરતતા જોઇને મુસ્તફાને કાંઇક વીસમય સરખું લાગું, અને વલી વીચારવા લાગ્યો કે

લીજીયાન્સ્કીએ આ માત્ર હેન્રીને છોડાવવાનું ઓગઠું ગોઠવ્યું હશે. ખાણું ખવાઈ રહ્યું કે તુરતજ તેઓએ પાછું ચાલવા માંડયું. રાત્રે પણ બપોરની પેઠેજ એક ઠેકાણે વીસામો લઇ ખાણું ખાધા પછી વારા ફરતી અરધા અરધા જણા સુતા અને અરધા જાગ્યા. પરોઢીયું થતાંજ તેઓએ પોતાની કુચ પાછી ચાલુ કરી. ગીઝ જંગલોમાંથી પસાર થતાં થતાં તેઓ અંતે એક જંગલમાં આવી પોહોંચ્યા જે બુકારેસ્ટનું હતું, અને તે પસાર કરી આગલ જતાંજ સંખ્યાબંધ તંબુઓ નજરે પડયા. કારા મુસ્તફાએ આણી તરપ પેલી તરફ નજર કરી કે લીજીયાન્સ્કી કેઠે દેખાય છે, પણ તે હોયજ કયાંથી કે નજરે પડે. અંતે તે સવારો તેને એક ખંડીયેરમાં લાવ્યા અને ત્યાં તેને ગોંધી જણાવ્યું કે વધુ હુકમ મલતાં સુધી તેને ત્યાં રહેવું પડશે. મુસ્તફાને હયાંજ છોડી હવે લગાર બીજી તરફજ વલણ લઇયે. મુસ્તફાએ કરીમ અલી પાશાને જે મથકની ભેટ લેવાને હુકમ કરેલો હતો તે જગા મુસ્તફાના મંડપથી બે મૈલને છેટે હતી. ત્યાં ચુનંદા તુરકી લશ્કરીઓનો મોટો પેહેરો હતો. આ પોહરેગીરોમાં કેટલાક અરધા જાગતા હતા તેમનામાં તરેહવાર ગપાંસપાં ચાલતી હતી. કોઇ તુરકી લશ્કરના સપેહેસાલારોની બાહાદુરીની તારીફ કરતો તો કોઇ ખ્રીસ્તી સરદારોની હથીયારબંધીની તારીપ કરતો હતો. બીજી તરફ કોઇક તુરકી સરકારના ઇનસાપની વખાણ ગાતો તો બીજી તરફ કોઇ ખ્રીસ્તી નીયાયની જાબજા તારીફ કરતો હતો. આ ગોફતેગોના દરમ્યાનમાં એક તુરકી પોહેરેગીરે પોતાના બીજા ભાઇબંધ આગળ એક બહુ રસ ભરીત વાત લંબાવી.

તે બોલ્યો કે એક દીવસે મારા ખીસા ખાલી હોવાથી હું આ જુબાજુ કોઇ બીલ્લુની શોધમાં પરતો હતો તેટલાં એક મીત્ર હાથ લાગ્યો. તે બાપડો પણ લુખો હતો. બંનેએ પરસપર એક બીજાનો હેતુ જાણી લઈ એક મોહલામાં ચાલવા માંડયું તેટલાં બીજો એક મુસલમાન મારગે જતો મલ્યો. મારા મીત્રે તેને અટકાવી તેના પાસે પૈસા માંગ્યા, પણ બીસ્મીલાહ, તે બાપડો હમારા કરતાં વધારે મુપલેસ જણાયો. મારા મીત્રની તો તેની ગરીબી વીશે કસી ખાતરી થઇ નહી એટલે તેણે તો મ્યાનમાંથી તરવાર કહાડી તે બાપડાનું ધડજ જુદું કરી નાંખ્યું. હું તો આ મામલો જોઇ ગભરાયો, પણ મારા મીત્રે તો મને લગાર સમયસુચકતા વાપરવાની હીમત આપી. તેના કહેવા પ્રમાણે હું એક કોઠલો લાવ્યો, અને પેલી લાસને તેમા બાંધી બોન્ને માથે ઉપાડી એક ધનવાન વેપારીના ઘરમાં ઘુસ્યા અને તે વેપારી ન જાણે

તેમ કોઠલો એક ખુણામાં નાખી હમો તે વેપારીની સામા રજુ થયા અને પઇસા માંગવા લાગ્યા. તેણે તે આપવાને નાપાડી કે બીજી તરફથી હમે પેલી લાસ બતાવી તેનું ખુન કરનાર તરીકે તેનેજ ઠોકી બેસાડી ગભરાવવા માંડયો. વેપારી પડયો આબરૂદાર એટલે બીધો કે આ નકામી પીડા કયાંથી આવી, એટલે પીઆસ્ટરની એક મોટી કોઠલી હમારા હાથમાં આપી માફ માંગી, એટલે હમો મુગે મોઢે પેલી લાસનો કોઠલો ઉચકીને તેજ પ્રમાણે એક બીજા ઘરમાં ઘુસ્યા અને ત્યાં પણ યા અલ્લાહ હમો તો ફતેહ પામ્યા. ત્રીજે ઠેકાણે દાખલ થયા તો તે બાપડો લગાર ધરપચ કરવા ગયો તો બીજેજ દીવસે તે ખુની ઠરી ફાંસીને લાકડે લટકયો અને તેની માલ-મીલકત સરકારી ખજાનામાં લઇ જવામાં આવી. આ પ્રમાણે ચોકી કરતા પેહેરેગીરો એક પછી એક પોતાના તડાકાઓ ચલાવ્યા જતા હતા, તેટલાં પગે ચાલતો એક માણુસ તેમની બેઠક આગળ આવી પોહોંચ્યો. તે વડા વજીર તરફથી આવેલો લાગતો હોવાથી તેઓએ તેને પોતાની હજુરમાં દાખલ કર્યો. થંડી પુશકલ પડતી હોવાથી સગડી સલગાવી સઘળા તાપતું કરતા બેઠા હતા, તેમની જોડમાં તે બેઠો. પુછપરછ કરતાં તેણે વાત લંબાવી કે હું આગલી રાત્રે વડા વજીરને માટે એક દસ્તાવેજ લઇ ગયો, અને તેના બદલામાં સારૂં ઇનામ લાવ્યો છું. ખલીફે અત્રે લગાર થોભી સમજ પાડી કે લીજીયાન્સકીને લુટીને જે દસ્તાવેજ લઇ લેવામાં આવ્યા હતા, તે દસ્તાવેજ ઉપરથી તાગડો ઘડીને આ કાસદ પાસે વડા વજીરને લાવી તેને કેદ પકડા-વામાં આવ્યો હતો. વાત આગળ ચલાવતાં તે બોલ્યો કે, પેહેરેગીરોમાં ઉપલી વાતચીત ચાલે છે તેટલાં ઘોડેસવાર આવતો હોય તેવાં પગલાં તેમના સાંભળવામાં આવ્યાં. તેઓ સમજ્યા કે સરેસ્તા પ્રમાણે વડો વજીર પોતાની તપાસની ફેરીએ આવતો હશે, એટલે તેઓ સર્વે કોઇ પોતાની જગાએ સાવધ થઇ બેઠા. આગળ આવતાં તો માલમ પડયું કે તે તો કરીમ અલી છે. તે ત્યાં આવ્યો, તેમને ખબર અંતર પુછી ગુપચુપ ચાલવા માંડયું. પેલા ઇનામ લઇ આવેલા કાસદે બીજા ભાઇબંધોની સમજુતી ઉપરથી દારૂ મંગાવ્યો હતો, અને જે કરીમ અલી આવી લાગ્યાથી તેઓએ છુપાવ્યો હતો તે હવે બાહેર કહાડી તેઓએ ઢસાવવા માંડયો. તેવી રીતે સઘળાઓ ઢાંસીને તઇયાર થતાંજ તે કાસદ પણ ગુપચુપ ત્યાંથી પોબારા ગણી ગયો. જ્યારે સુધીમાં આવી તેઓ જોવા ગયા તો તે ન મળે, એટલે તેના વીશે તેઓએ દરેક પોત પોતાને જેમ ફાવ્યું તેમ અટકલ કરવા માંડી, કોઇ કહે

કે તે કોઈ ચોર હતો, કોઇ કહે તે કોઈ લુચ્ચો ઠગ હતો. આ ગરબડ ચાલે છે તેટલાં કોઈ માણસની મરતી વખતની ચીચીયારીઓ તેમને સંભળાયાથી ચુપકીદી ફેલાઈ ગઈ. થોડાજ વખતમાં બહુ ઝડપ ચાલે દોડતો એક ઘોડો તેમના તરફ આવવા લાગ્યો. સઘળાઓ ભયભીત થઇ આસપાસ જોવા લાગ્યા તો ધડ તે ઘોડા ઉપર વગરની એક લાસ હાથ લાગી. તેના શરીર ઉપરના પોશાકથી તેઓએ એવું અનુમાન ચલાવ્યું તે લાસ કારા મુસ્તફાની હોવી જોઈયે. પણ ધડ કયાં છે? ઘણી પણ શોધ કરી પણ ધડ તો હાથ લાગ્યુંજ નહી. આ ખુન લુટના હેતુએ થયલું જણાતું ન હતું, કારણ કે લાસની કેડે સોનાના સીકાથી ભરેલી ઠેલી એમને એમ લટકતી હતી. આ લાસને ઠેઠ વડા વજીરના તંબુમાં લઇ જવામાં આવી. તંબુમાં કારા મુસ્તફા તો હતોજ નહી એટલે તો સર્વની ખાતરી થઇ કે આ લાસ તેનીજ છે. આ ખબરથી તુરકીના સુલતાનનો હુકમ થતાં સુધી લશકરની વડી સરદારી તુરતવેલા એનેરોળીવાના બરગલેરબેગે લીધી. કારા મુસ્તફા ઠાર થયો એવી ખબર જયારે સુલતાનને જણાવવામાં આવી ત્યારે તે બહુજ શોકાતુર થયો.

જેવી આ ખબર વડા વજીરના તંબુમાંથી હેન્રીને મળી કે તે તુરતજ તે ખબર બાલકીસને જણાવવા ગયો. આજુબાજુની બીજી કેટલીક વાતચીતો પછી તેણે બાલકીસને જણાવ્યું કે કારા મુસ્તફાનો હવે અંત આવ્યો છે. તેણે સઘલી વાત વીસ્તારીને બાલકીસને જણાવી, જે સાંભળી તેણીએ આંસુ નાંખ્યાં. તેણીને દીલાસો આપવાને હેનરીએ હીમત ચલાવીને બાલકીસનો હાથ લઇ પોતાની છાતી સાથ દાબ્યો. બાલકીસ બોલી કે હુ તેને ચાહતી હતી એવાં કારણથી દલગીર નથી, પણ હવે પછી બનવાના ગંભીર બનાવોની અટકલથી મારી છાતી ફાટી જાય છે. આ તકનો લાભ લઇને હેનરી બોલ્યો બાલકીસ, હું તારી સાથે મોહબતની વાત કરૂં કે નહી તે હું જાણી શકતો નથી, પણ એટલું તો ખરૂં છે કે મારી લાગણીઓ થોબી શકતી નથી. હું હમણાં પણ તને મારી બગલમાં ચાંપી શકું એવી હાલતમાં છું એમ કહેવાને મને માફ કરશે. હું તારીજ કાલી ભમર સરખી આંખોના તેજથી જીવુંછું અને એ જીવનદાનને સ્વર્ગના સુખસમાન માનું છું એમ કહેવામાં હવે મને કસી આનાકાની લાગતી નથી. આ મોહબતના સખુનો સાંભળતાંજ બાલકીસ લગાર રીબાસથી બોલી, હેનરી, હેનરી, આવા સંજોગોમાં આવી આવી વાતોથી તું મારૂં જીગર બાલવાની હીમત કરતો નહી. છતાં પણ તેણીને એટલું

તો લાગ્યું કે આ જુવાન ખ્રીસ્તી તેની ખુબસુરતીથી અંજાયો છે ખરો, એટલે વાત ઉડાવવાને હેતુએ તેણીએ ફુલનો એક તુરો હાથમાં લઈ તેના ઉપર વાત ચલાવી. જુદાં જુદાં ફુલોથી તુરકી સ્ત્રીઓ કેવા છુપા ઈસારાઓ સમજે છે તેનો ભેદ હેન્રી હજુર તેણે ખુલો કર્યો. આ વાત ચાલી છે તેટલાં બપોરની નીમાજનો વખત થયો એટલે બંનેને છુટાં પડવાનો વખત આવ્યો. જતાં જતાં બંનેની આંખો આંસુથી ભરાઈ અને હેનરીને અતયંત દીવાનો સરખો જોઈ બાલકીસે તેને ધીરજ આપી કે, હું તારા તરફ બેદરકાર છું એમ સમજીશ નહીં. હેનરી બહુજ હરખભેર બોલી ઉઠયો..આહા, બાલકીસ, બાલકીસ તારેજ ખાતર ફકત તારેજ ખાતર હું મારો દેશ, વેશ, ઘરબાર મા બાપને મીત્રો સર્વેને તજવાને તઇયાર છું. બાલકીસે કસો ઉતર તો ન આપ્યો, પણ હેનરીના આ છેલા જુસા ભરેલા શબ્દો સાંભલી તેના મોંહા ઉપર અજાયબ તરેહનો રંગ પ્રગટી નીકળ્યો.

હવે આપણે લીજીયાનસકી તરફ નજર કરીએ. તે બાપડો પોતાને સોંપવામાં આવેલું કામ બજાવીને પોતાનું છુટાપણું મેળવવાની તઇયારીમાં તરેહવાર વીચાર કરતો હતો તેટલાં તો આ પ્રમાણે કેદ પકડાયો. જે તુરકી સરદારે તેને પકડયો તેને 'કારા મુસ્તફા સાથે અદાવત હોવી જોઈએ એમ તેણે અનુમાન બાંધ્યું, પણ તેમ કરતાં તેને પોતાને આવી રીતે કેદ પકડાવું પડે એ તેને બહુ વીસ્મય લાગ્યું. જે ઓરડામાં તેને કેદ કરવામાં આવેલો હતો તેને જાડા લોખંડના સલીયાથી બંધ કરી દીધો હતો અને ઉપરાંત બાહેર સંત્રીઓનો મજબુત પેહેરો રાખવામાં આવેલો હતો. એટલે નહાસી જવાનો વીચાર તો એક ઘડી ભર પણ મનમાં થઈ શકવોજ મુશકેલ હતો. તે ઉપરાંત ઓરડાની દીવાલો એટલી બધી જાડી અને મજબુત હતી કે તેમાં ગાબરૂં પાડી નાહસી જવાનો મારગ કરવાનું પણ મુશ્કેલ હતું. કોટડીના દરવાજા એટલા મજબુત હતા કે તેના સરખા પાંચ પંદર લડો સાથે મલે તો પણ તે સેહેજ હીલી શકે નહીં. કોટડીના એક ખુણામાં એક ચટાઈ અને ફાટેલો તકીઓ માત્ર પડેલો હતો, અને મોહું ધોવા તથા પીવાના પાણીને માટેના વાસણો બીજા એક ખુણામાં મુકેલાં હતાં. અજવાળું આવવા માટે કેટલીક બારીઓ હતી પણ તેને બારીઓનું નામ આપી શકાય નહી. માત્ર નાનાં નાનાં અને તે પણ તીરકમાન સરખા ગબારાં પાડેલાં હતાં, એટલાં કે તેમાંથી હાથ પણ કદાચજ આરપાર જઈ શકે, એટલે તેમાંથી કશું દેખાઈ શકાતું કે સંભળાતું ન હતું.

ની સામા હડવાનો ફાંકોજ કયાંથી ધરાવી શકે ? માટેજ મુસ્તફા, હવે તારી સતા જતી રહી છે, અને તું એક નાચીજ ગુલામની હાલતે આ અંધારી કોટડીમાં મારો સોબતી થયો છે. આ કડવા બોલો તો મુસ્તફાને તીરની પેઠે લાગ્યા અને તેિખાસમાં બોલી ઉઠયો કે ખ્રીસ્તી કુતરા, તારી જીભલી એકદમ બંધ કર. સઘલી જાતના લોકોની કાલી ધોલી બાજુનો મને અછો અનુભવ મલ્યો છે. માણુસની પીછાણ તેના માથા ઉપરની ધોલી ટોપી કે પાઘડી ઉપરથી થતી નથી, પણ હું માણુસનું અંતકરણ વાંચી શકું છું. માટે ઓ મારા પગની ધુલ કરતાં પણ નાચીજ કુતરા, તું શું એમ ધારે છે કે જે વેલાએ મેં તુને કામે મોકલ્યો તે વેલાએ આગમજથી જોઇતી સાવચેતી મેં રાખી ન હતી ! છતાં જયારે આ બનાવ બનવા પામ્યો છે ત્યારે ખ્રીસ્તી કુતરા, એ બાબતની તુંને પોતાને કાંઈ પણ ખબર હોવીજ જોઇયે. એમ બોલી તે લીજીયાનસકીના આંગ ઉપર ધસી ગયો. તેને ગલચીમાંથી પકડી પછાડવા ગયો; દાત્યાં પીસી દીધાં અને ડોલા કકડાવ્યા. પણ લીજીયાનસકી કાંઇ હીચકારો અથવા કમજોર ન હતો. તે મુસલમાન સરદારના આવા જુસાની લેશ પણ પરવાહ કરવા વગર તેણે એકદમ હીમતથી મુસ્તફાને એક આંચકો મારી પોતાની આગલથી દુર હઠાવ્યો. તે તેજ સમયે નીચે પડયો અને ગુસામાં ને ગુસામા ઘડી ભર ચટાઇ ઉપર પડી દીવાનાની પેઠે ગરબડીયાં મારવા લાગ્યો. બંને હવે ચુપ થયા અને તેવીજ શાંતીમા આખો દીવસ પસાર થઇ ગયો. સાંજને વખતે એક સીપાઇ બંને કેદીઓને માટે ખાવાનું લઇ આવ્યો, અને જેમ લીજીયાનસકીએ કર્યું સતું તેમ આ વખતે મુસ્તફાએ તેને આડાઅવલા સવાલો કરવા માંડયા. તેને ઘણીક ધમકી, ઘણીક લાંચ આપવાની ફુસળવણી છતાં તે હજારો સવાલોમાંથી એકનો પણ કસો સંતોશકારક ઉતર આપવા વગરજ તે મુછમાં હસીને પોતાનું કામ કરી ચાલતો થયો. લીજીયાનસકી તથા મુસ્તફા કોટડીમાં એકલા હતા પણ એકબીજા સાથે બોલતા નહી. અંતે છેક રાતની વેલા થતાં પેલો સીપાઈ મુસ્તફા માટે બીછાનું લાવ્યો. આ સમયે એક વીચીતર સંદેશો તે લેતો આવ્યો હતો. તે શીપાઇ મુસ્તફા તરફ ફરી બોલ્યો "અય નવા કેદી, મારા શેઠના હુકમથી હું તુંને જણાવવા માંગું છું કે તારે હવે મરવાને માટે તૈયાર થઇ રહેવું. તારા અમલમાં તારી સતાના બળથી અણહદ માણસોનાં ડોકાં જેવી રીતે તેં છટકાવી કાહાડયાં છે તેવીજ રીતે આવતી કાલની સવારે તારું ધડ તારાં શરીરથી જુદું કરવામાં આવશે,

અને તેજ વેળા તારી આવી અવસ્થા કરનાર તારો કયો મુદઈ છે તે પણ તને જણાવવામાં આવશે." એ પછી તે પોહોરેગીરે લીઝ્યાનસકી તરફ ફરીને તેને જણાવ્યું, "અય ખ્રીસ્તી, તુંને પણ હું મારા શેઠના હુકમથી જાહેર કરૂં છું કે તેને તારા તરફ કસો દુશમનદાવો છે નહી; તુંને કેદ રાખવાનું કારણ એટલુંજ કે તેણે જે યોજના રચી રાખી હતી તે તું છુટો હોય તો કદાચ ભાંગી પાડે, માટે આવતી કાલે બામદાદે તારા સોબતી કેદીને ફાંસી જતો નજરે નજર જોવાની તુંને તક આપી છોડવામાં આવશે કે તું તે સમાચાર જઇને લશ્કરને કહે તો તેઓ અલ્લાહ તાલાના હજારો હજાર શુકરાના કરે કે તેઓ એ નાપાક સરખા જુલમીની જુહાકીમાંથી છુટવા પામ્યા છે. આ હુકમ સંભલાવી તે પોહેરેગીર કોટડીના મોટા દરવાજા બંધ કરી ચાલી ગયો. થોડા વખત સુધી કોટડીમાં તદન ચુપકીદી ફેલાઇ રહી. લીઝ્યાનસકી આવતી કાલે બનવાના બનાવ ઉપર ગોર કરતો બેઠો છે તેવામાં પોતાની તરફ કારા મુસ્તફાને આવતો તેના પગલાં સભલાયાં. મુસ્તફા ઢંઢોસ્તો ઢંઢોસ્તો તેના આગળ આવ્યો, અને ઘણીજ નમ્રતાથી અને દીનતાથી લીઝ્યાનસકીને હાંક મારી બોલ્યો, ખ્રીસ્તી બચા, હું તદન ભુલ્યો છું. ભુલમાંજ મેં તારા સાથે ખોટી હુજત અને તાનાજની કરી છે, પણ મારી ખાતરી થઇ છે કે મારી આ હાલત કરવામાં તારો કસો હાથ નથી. માટે જે બન્યું છે તેને માટે હું તારી દરગુજર ચાહું છું. પણ હવે મારી એક વાત સાંભલી મને કાંઇ ઉપાય બતાવ કે પરોઢીયું થતાં સુધીમાં આ અંધારી કોટડીમાંથી હું નાહાસી જવા પામું. મારી ખાતરી છે કે ખ્રીસ્તીઓ દુરઅંદેશ હોય છે, અને સાથે નીમકહલાલ હોય છે. માટે ધ્યાન રાખ કે જો આ એનની વેલાએ તું મારો મદદગાર થશે અને તારી મદદથી હું જીવતો રહેવા પામ્યો તો વાલેશીયાની હાકમી તુંને આપવા ઉપરાંત ભારે ઇનામોથી તુંને નેહાલ કરી નાખીશ. માટે વેગ વેગ, જલદી થા; હવે વખત રહ્યો નથી.

લીઝ્યાનસકી આ શબ્દો સાંભલી વિચારમાં પડયો કે શું રસ્તો બતાવવો. ઘણોજ વિચાર કરી અંતે તે બોલ્યો કે મુસ્તફા, નાહાસી જવાના સઘળા ઉપાયો મીથ્યા છે. બામદાદ થતાં મોતને આધીન થવા સીવાય કસો બીજો રસ્તો નથી. આપણા આ બંદીખાનાની ચોપાસે સંત્રીઓનો મજબુત ચોકી પેહેરો છે, અને કદાચ આ કોટડીના સલીઆ ભાંજીને કે દીવાલ તોડીને પણ જવા પામે તોપણ તે પોહોરેગીરોની બારીક નજર આગળથી પસાર થવાનું બહુ મુશ્કેલ છે. ભંગાણ પાડવાનો પણ બહુજ કફોડો અને મુશ્કેલ ઉપાય મને ધ્યાન આવે છે. આ એ-

રહામાં આવવાને જ્યારે હું દાદરા ઉપર ચઢયો ત્યારે નીચે મને એક ઓરડો નજરે પડયો હતો, તે તદન ખાલી છે અને તેમાં એક બારી છે, જે જંગલમાં પડે છે. તે ઓરડાને માથેનાં છાપડાની સીલીંગ પથ્થરથી જડી લેવામાં આવેલી છે અને તે સીલીંગ તથા આપણા ઓરડાની જમીન વચેનો તફાવત ઘણો મોટો છે, એટલે તેમના વચે જરૂર પોલાણ હશે, અને તેમાં મટોડું પુરી લેવામાં આવેલું હશે, અને તે ઉપરથી કદાચ બની શકે તો નીચેના ઓરડામાં જવાનો ત્યાંથી માર્ગ મલી શકે. આ યુકતી સાંભળતાંજ કારા મુસ્તફાની ખુશાલીનો કસો પાર ન રહ્યો. તે તેમજ લીજીયાનસકી તુરત કાંઇ હથીયાર સોધવા મંડયા. લીજીયાનસકીના પગમાં ઘોડાના કાંટા સુધાના બુટ હતાં, તે કાંટા તેણે બુટમાંથી કહાડયા અને બને તેટલી ફાવતી જગા શોધી તેઓએ ખોદવા માંડયું. ત્રણ કલાક સુધી બંનેએ મેહનત કરી પણ ભોગ બાપડાના કસું વલ્યું નહીં. તેટલાં એવું બન્યું કે ચંદ્રમાનો પ્રકાશ કોટડીમાં આવવા લાગ્યો, અને જાણે ફરેસ્તાઓ તેનનાં કામમાં મદદ કરવા ઈછતા હોય તેમ માની તેઓએ વધારે ઉલટ અને ખંતથી કામ કરવા માંડયુ. અંતે આશા અને નીરાશા વચે છેક મધરાત પછી બે કલાકે તેઓએ સીલીંગમાં એક માણસ સેહેલથી ઉતરી શકે તેવું બકોરું પાડયું. કારા મુસ્તફની ખુશાલીનો કસો પાર ન રહ્યો; તેણે તે હર્ષમાં ને હર્ષમાં લીજીયાનસકી ઉપર આશીરવાદના વરસાદ વરસાવ્યા. હવે બીજો વિચાર આવ્યો તે એક એ બગાડાંમાંથી નીચે કેવી રીતે ઉતરવું. કુદકો મારતાં તો આવાજ થાય અને ન જાણીતાંઓ જાણે; માટે તુરતજ પોતાને સુવાની ચટાઇઓ ફાડી તેના પલીટા બનાવી એક દોરડું લીજીયાનસકીએ બનાવ્યું. તેનો એક છેડો ઉપર એક પથર સાથે બાંધી બીજો લટકતો કીધો, અને તે પછી તે દોરડાંને વળગીને લીજીયાનસકી પેહેલો ભોંયતલીયે ઉતર્યો ઉતરીને જે બારી વીશે તેણે ઈસારો કીધો હતો તે જોવા ગયો તો તેને તો મજબુત સલીયા જડેલા માલમ પડયા એટલુંજ નહી પણ તે બારીની બરાબર બાહેર પોહોરો ભરતા સંત્રીનાં પગલાંનો અવાજ પણ કાને પડયો. હવે પછી શું તદબીર લડાવવી તે વીશે તેને કસું સુજ પડયું નહી. આ નીચલા ઓરડાનો દરવાજો પણ મજબુત અને મોટી સાંકલે બંધ કરેલો હતો. મુસ્તફા પણ તેટલાં નીચે ઉતર્યો અને હવે નાહાસવાનો કસો ઉપાય નથી એમ જાણી તેને પણ ભારે વીમાસણ થયું. અંતે એવું ઠરાવ્યું કે હીમત કરીને પણ હલવેથી આવાજ નહી થાય તેમ બારીનો સલીયો ભાંજવો અને પછી તેમાંથી બાહેર પડવું, અને સંત્રીઓ ગરબડ મચાવે તેનો લાભ

લઈ ઉભી પુછડીએ નાહાસવું. લીઝીયાનસકી બારી આગળ ગયો. તે બારી જમીનથી સાડાત્રણ ફીટ ઉંચાઈએ હતી, રાત તદન અંધારી હતી. હીમત કરી લીઝીયાનસકી પોતાનાં કામે લાગ્યો. તેણે સલીયાને જે હોલમાં જડેલા હતા તેમાંથી તેને ઉખેડવાનો પ્રયત્ન કર્યો. સંત્રી જ્યારે બારી આગળ આવતો ત્યારે તે અટકી જતો અને તે દુર થતો એટલે પાછો પોતાના કાંટાથી કામ ચાલુ કરતો.

અંતે લીઝીયાનસકી ફતેહ પામ્યો. એક સલીયો તેણે મહા મેહનતે વચેથી ઉપાડી નાખી બાસું બકોરૂં પાડયું. આ સખત મેહનતથી તે એટલો થાકી ગયો હતો કે મુસ્તફા આગળ જઈને થોડોક વાર વીસામો લીધો. પરોઢીયું થવાને કદાચજ કલાકેકનો વીલમ હશે, તે વેલા તેઓ આ પ્રમાણે ફતેહ પામ્યા. ડોકું બાહેર કાઢી જોય છે તો માત્ર એકજ સંત્રી હતો અને ચાલતાં ચાલતાં થાકી ગયાથી તે પણ થોડેક દુર પથરના એક ઢગલા ઉપર લગાર આરામએશ લેવા બેઠેલો. તુરતજ મુસ્તફાને પોતાની પાછળ હલવેથી ઉતરવા જણાવી લીઝીયાનસકી બાહેર નીકળ્યો. મુસ્તફા તેની પાછળ ઉતરવા ગયો, પણ ભારી આંગને લીધે મોટા અવાજ સાથે નીચે પડયો. લીઝીયાનસ્કી તુરત તેને બગલમાં ઉઠાવી દોડતે પગલે ગીચ ઝાડીમાં ભરાઈ ગયો. દરમ્યાન પેલા સંત્રીએ એટલું તો કીલીયાણ કરી મુકયું કે તેનો અવાજ તેમને દુર સુધી સંભળાતો. અફલાતા ઝીખાતા, ઠોકરાતા તેઓ નાહાસી ચાલ્યા. અંધારામાં શરીરમાં કાંટા પણ ભોકાતા કે કપડાં પણ ફાટી જતાં તેની પણ કસી દરકાર વગર તેઓ બસ આંખો મીચીને દોડયા. તેમની ગડબડથી ઝાડો ઉપરનાં પંખેરાઓ ચોંકીને કલોલ કરવા લાગ્યાં, જમીન ઉપરના જાનવરોએ પોકારા કરેવા માંડયા, છતાં પણ તેઓ કસી બીક વગર આગળ વધી ગયા. અંતે તેઓ થાકીને લોથ પોથ થયા એટલે એક બાજુએ તેઓ વીસામો લેવા પડયા. પડયા પડયા બંને પોતાની મુશ્કેલીઓની વાતો કરતા હતા; લીઝીયાનસ્કી છુટો થવાને મુસ્તફાએ આપેલા વચનની યાદ દેવાડતો અને મુસ્તફા તે બાપોકારથી સ્વીકારતો હતો. હવે પરોઢીયું થયું હતું એટલે બંનેએ ચાલવા માંડયું. તેઓ એમ ધારતા હતા કે કોઈ સલામતી ભરેલી જગાએ જઈ પોહોંચવું. આવો ખ્યાલ કરતા તેઓ ચાલે છે, તેટલાં ઘોડાની ખડીના અવાજો તેમને કાને પડયા. તેઓ એટલા તો નજદીક આવી પુંગા હતા કે હવે તેઓ ગમે તેટલા દોડે તો પણ વ્યર્થ. મુસ્તફા તો ગભરાયો અને માર્ગમાંજ અલ્લાહની બંદગી કરવા પડયો. લીઝીયાનસ્કી પણ હવે નાહાસવાનું મીથ્યા જાણી જે બને તે ખરી એમ કરી ત્યાંજ બેઠો.

થોડાજ વારમાં તે સવારો ત્યાં આવી ચઢ્યા અને બંનેને જોતાંજ ખુશી થયા કે અંતે તેઓ સપડાયા. પેહેલે મુસ્તફાને અને પછી લીજીયાનસ્કીને મુસ્કેતાટ કીધો. અને પાછું ફરી ચાલવા માંડયું. આ વેલાએ પણ જેટલી સખતાઈ મુસ્તફા ઉપર પાડવામાં આવી તેટલી લીજીયાનસ્કી ઉપર ન હતી. તેમને પાછા પેલાજ સરદારની હજુરમાં લઈ જવામાં આવ્યા જેણે લીજીયાનસ્કીને પેહેલો લુટીને કેદ પકડયો હતો. મુસ્તફાએ પણ હવે માન્યું કે તેનો અંત પાસે આવ્યો છે એટલે મોતથી ડરવાને બદલે હીંમતથી જે બને તેને શરણ થવાને તૈયાર થયો. તંબુના ડાબા હાથના એક ખુણાંમાં જોય શું કે એક મોટો બાંબુ ઉભો કરી તેના ઉપર શરીરથી છુટું કરેલું ધડ લટકાવેલું હતું. આ ધડ કરીમઅલીનું છે એમ મુસ્તફાએ તુરત પીછાણ્યુ.

આવી ધમાચકડી ચાલી રહી છે, તેટલાં પાસેના તંબુમાંથી એક સીપાઈ નીકલી આવ્યો. લીજીયાનસ્કી તથા મુસ્તફા તરફ ફરીને તેણે તેમને શાંત કરી સાંભળવા જણાવ્યું. પેહેલાં તે કારા મુસ્તફા તરફ ફરીને બોલ્યો, સાંભળ એ તુરકી બચા, મારા શેઠનો હુકમ હું તુંને કહી સંભળાવું છું. સામો તંબુ જેમાં મારો શેઠ પોતે બીરાજમાન થયલો છે ત્યાં હું તુને લઈ જવા માંગું છુ. ત્યાં તારી છેલી ઘડી, સજાનો અમલ થવાની સઘલી ગોઠવણ કરવામાં આવી છે. જો જો, અય મુસલમાન બચા, સામા ઝાડ ઉપર એક લઠ સરખો જલાદ હાથમાં નાગી તરવાર સાથે તૈયાર બેઠો છે. જો તેના હાથમાં એક મજબુત લાંબુ દોરડું પણ તૈયારજ છે, હવે તારે તારી છેલી બંદગી કરવી હોય તો જે અવકાસ છે તેટલા વખતમાં કરી લે અને તૈયાર થા. મુસ્તફા તો આ સાંભળીને દબાઇને ઉભો રહ્યો. પછી તે સીપાઈ લીજીયાનસ્કી તરફ ફરીને બોલ્યો, અને એ ખ્રીસ્તી બચા, તુંને મારા શેઠના હુકમથી કહી સંભળાઉં છું કે તારા ઉપર તેને કશું વેર કે કીનો લેવાની ખાહેશ નથી. તેનો બંદીવાન છતાં તેમાંથી નાહસી જવાની જે બાહોશી અને અકલ તેં દેખાડી છે તેને માટે તો મારો શેઠ ઓર તારા ઉપર પ્રસન છે, અને તારી હીમતને સાબાસી આપે છે. આજે આ તારા મુસલમાન સોબતીનું ધડ એક બોલ બોલતાં તેના શરીરથી છુટું કરવામાં આવશે, અને તે દેખાવ તું નજરો નજર જોઈ તા માર્ગે ચાલ્યો જા. તુંને તે વાટમાં મારા શેઠ તરફથી કસી પણ અ ચણ કરવામાં આવનાર નથી. આટલું બોલી બંનેને સામે તંબુમાં જયાં પેલો જંગળનો સરદાર બેઠો હતો ત્યાં લઈ જ

માં આવ્યા. લીજીયાનસ્કીને તો એક ખુણામાં ઉભો રાખવામાં આવ્યો અને મુસ્તફાને પેલા જલાદની આગલ ઉભો કરવામાં આવ્યો. સઘલી તૈયારી થઈ રહી હતી. એક તરફ કરીમ અલીનું ધડ બાંબુ ઉપર લટકેલું હતું. તે વખતનો દેખાવ ગમે તેવી કઠણ છાતીને પીગલાવવાને પુરતો હતો. જે જલાદ હાથમાં તરવાર સાથે ઉભો હતો, તે જાણે કેટલાક દિવસનો ભુખ્યો હોય અને શીકાર પોતાની સનમુખ આવી ઉભાથી ટાંપી રહેલો હોય તેમ ભોંહે ચડાવી, ડોળા કકડાવી મુસ્તફાના ધડ ઉપર નજર કરતો ઉભો રહ્યો હતો. તંબુમાં સઘલી ચુપાચુપ થઈ રહી હતી. ખોટી માત્ર તે જંગલના સરદારનાં મોંઢામાંથી હુકમ નીકલવાનીજ હતી. જલાદના હાથમાં લાંબાં જાડાં દોરડાંના છેડાએ બાંધીને મુસ્તફાને તૈયાર કરી રાખેલો હતો. એટલામાં થોડેક દુર ઘોડાના પગલાંનો આવાજ સંભળાયો. સઘળાનું મન તે તરફ લાગ્યું. મુસ્તફા તો બંદગી કરવા લાગ્યો કે યા અલ્લાહ કોઇ તારનાર આ સમયે આવી પોહોંચી તેને આ હાલતમાંથી ઉગારી જીવતદાન આપે. આ વિચાર કરે છે તેટલાંજ દેખાવે ખ્રીસ્તી સવારોની એક ટુકડી ત્યાં દાખલ થઈ. તે ટુકડીનો સરદાર જે તેના પોશાક ઉપરથી ખરેખર ખ્રીસ્તી માલમ પડયો તે સુલતાનનો ખંડીઓ હતો. એક માણસનું ધડ બાંબુ ઉપર લટકતું અને બીજાનું ધડ છુટું થવાની તૈયારી, ત્રીજો (લીજીયાનસ્કી) મુસ્કેટાટ એક ખુણામાં ઉભેલો તે જોઇ આ ખ્રીસ્તી સરદારને આશ્ચર્ય ઉપજયું અને બોલ્યો, આપણે માટે હંઇ કંઇ નવીન બનાવ છે. મુસ્તફાને તો તેમને જોઇને કાંઇક ખુશાલી ઉપજી અને બોલી ઉઠયો, ઓ ખ્રીસ્તી સરદાર મારૂં રક્ષણ કર, મને બચાવ, હું નામદાર સુલતાનનો વડો વજીર કારા મુસ્તફા છું. વડો વજીર એવો શબ્દ સાંભળતાંજ તે ખ્રીસ્તી સરદાર તેના પાસે ગયો અને જે દોરડાંથી તેને બાંધેલો હતો તે દોરડું પોતાની તરવાલના એકજ ઝટકાએ કાપી નાખ્યું અને તેને જલાદના હાથમાંથી છુટો કર્યો. છુટો થતાંને વાર તેણે તો તે સરદારને પોતાના તાબેદાર તરીકે હુકમ કીધો કે અબઘડી આ જંગલ અને તંબુની માલેકી લઈ નીકલેલા ઢોંગી સરદારની ખોલ કરવી અને તેનો તથા તેના માણસોને આ દુનીયાથી પેલી દુનીયામાં મોકલાવી દેવા. આ નવા બનાવથી તંબુમાં જુદીજ અસર થઈ ગઈ. લીજીયાનસ્કીને જે સીપાઇઓએ પકડેલો હતો તેઓએ તેને છોડી દીધો અને સામા તંબુમાં જયાં પોતાના બીજા સોબતીઓ હતા ત્યાં ભરાઈ ગયા. એક નવું રમખાણ ઉઠયું. તુરત વેલા પથરાયલી ચુપકીદીનો લાભ લઈ મુસ્તફાએ તે ખ્રીસ્તી સરદારને પોતાનો સઘલો હેવાલ કહી સંભલાવ્યો, તથા તે સરદાર

પોતે ત્યાં કેવી રીતે આવી પોહોંચ્યો તે તેને ટુકમાં જાહેર કીધું. હવે વખત ગુમાવવાનું ઠીક ન હતું. તુરતજ તે સરદારે તો એક સફેદ વાવટો ઉભો કરી સર્વ કોઇને પોતાને શરણે થવાની માંગણી કરી. તંબુનો સરદાર પોતે તે ઝુંડેદાર આગલ આવ્યો, અને ઘણીજ નરમાસ પણ દબદબા સાથે તેણે તેને જણાવયું કે હું આ સરદાર સાથે લડાઇ માંગતો નથી પણ કારા મુસ્તફાને તાબે થનાર નથી. ખોદા એક છે અને સુલતાન પણ એક છે જેમનો હુ તાબેદાર છું. તંબુના એટલે કહો કે તે જંગલના સરદારનો આ સંદેસો મુસ્તફા તથા તે ખ્રીસ્તી સરદારને પોહોંચતાંજ તેઓએ ઘડીભર મસલેહત ચલાવી. ખ્રીસ્તી સરદાર સુલેહથી કામ લેવા માંગતો હતો. પણ મુસ્તફાના દીલમાં તો કીનોજ ઉભરી આવ્યો હતો, એટલે તેણે લડાઇનું પજરણુ નાખ્યું. એકજ પલમાં લડાઈનો હુકમ થતાંજ એક નાનું સરખું જંગ મચ્યું. લીજીયાનસકીને આ લડાઈમાં લેવા દેવા ન હતી એટલે તે બાજુ થઇ ગયો, અને કારા મુસ્તફા પણ લડાઇનું શું પરીણામ આવે છે તેની રાહ જોતો ઉભો. જોત જોતામાં તે જંગલમાં ખ્રીસ્તી તથા મુસલમાન સીપાઈઓનાં ધડ છુટાં પડયાં, લોહીની તો નીકો ચાલવા લાગી અને જખમી થયલાઓની હાયપીટ કાને પડવા લાગી. જંગલના સરદારે બહુ બાહદુરી બતાવી હતી. તે પોતાના માણસોને હીમત ભરેલા શબદોથી ઉશકેરતો અને ભારે શુરાતનથી ખ્રીસ્તી સીપાઇઓની કતલ ચલાવ્યો જતો હતો. ઉપરાંત આ ભેદી સરદારે પોતાના જંગલમાંની પાહાડી ટોપોનો મારો ખ્રીસ્તીઓ ઉપર ચલાવ્યો એટલે તો તેમનામાં પુરેપુરોજ ગભરાટ ફેલાયો અને તેઓએ હવે નાહાસભાગ કરવા માંડી. કારા મુસ્તફાએ જોયું કે કીનો લેવાની વાત તો એક કોરે રહી ગઇ છે, એટલે તેણે પણ સર્વની ભેગાં પાછાં પગલાં ભરવા માંડયાં. આ તુરકી લશ્કરે ખ્રીસ્તીઓમાં તો કોઇને જીવતો રાખ્યો ન હતે જો તેટલાં તેમના સરદારે તેમને લડાઇ બંધ કરવાનો હુકમ આપયો ન હતે તો. ખ્રીસ્તી લશ્કરની આ એક આગલ વધી આવેલી ટોલી હતી. તે લશકરનું મુખ્ય મથક કેટલું દુર હતું ત્યાં બાકી રહેલાઓમાંના સઘળા જઇ મલ્યા અને તેમનાથી ખબર પુગતાંજ આખા લશ્કરમાં ગભરાટ ફેલાઈ રહ્યો. આ સઘલો વખત લીજીયાનસકી વડો વજીર ન જાણે તેમ લશકરમાં ભેલાઇને ચાલતો હતો. અંતે આ ખ્રીસ્તી લશ્કર જે વાલેશીયાન હતું તે એક દિવસની પાછલ કુચ કરી તુરકી લશકર સાથે જોડાઈ ગયું. લશ્કરમાં તો એવી ખબર પડી હતી કે મુસ્તફા માર્યો ગયો છે એટલે મુસ્તફાના એકાએક આવી પુગવાથી ભારે

ખુશાલી પેદા થઈ. તેઓને જયારે જણાયું કે કારા મુસ્તફા મોતના પંજામાંથી છુટો થઈને આવ્યો છે ત્યારે તેઓની અજાયબીનો પાર રહ્યો નહી. જયારે આખાં લશકરમાં મુસ્તફાની હૈયાતીના સમાચારે ખુશાલી પેદા કરી ત્યારે બાલકીસ અને હેન્રીના દીલમાં દીલગીરી પેદા થઈ. છતાં લીજીયાનસ્કી પાછો ફરવાથી હેનરીને ભારે ખુશાલી પેદા થઇ હતી. બને ઘણે વખતે સાથે મલ્યા, અને હવે પોતે કેવી રીતે છુટા થઇ શકે તે વિશે વિચાર કરવા માંડયો. હેનરીએ તો પોતાની સાથે બાલકીસને પણ નસાડી જવાની કાંઇક ગોઠવણ કરવાને લીજીયાનસકીને ઉશ્કેર્યો. કરીમ અલીનાં મરણથી હેનરીને વલી ખુશી ઉપજી કારણકે તેપણ બાપડી બાલકીસનો એક શત્રૂ સમાન હતો.

## પ્રકરણ ૩૬ મું.

## ખલીલની સાતમી વારતા ચાલુ-બાલકીસ ઉપર નવી જફા.

નામદાર પાદશાહ દોલતખાન તથા તેની માહતાબ સરખી પુતલીઓ, ખલીલ પોતાની વારતાનું આગલ સાધન ચલાવતાં બોલ્યો, હવે હું તમોને વધારે કરૂણામય ભાગ ઉપર લઇ જાઉં છું. તુરકીનો નામદાર સુલતાન ચોથો મહમદ, જેને સઘલી પ્રજા બાહેરથી, અલ્લાહના એક અંશ તરીકે માને છે, તે એક મુગું પુતલું હતો એમ કહીશ તો તેમાં ખોટું નથી. રાજકાજમાં તેનું ધ્યાન ઘણું જુજ હતું. તે બાબતનો સઘલો વિશ્વાસ તેણે માનિતા પ્રધાનો ઉપર રાખેલો હતો. પોતે તો દીવસના દીવસો સુધી શીકારમાં લપટાઇ રહેતો હતો. પણ તેમ છતાં સુલતાનનો દબદબો કાંઇ થોડો ન હતો. તેની દરબાર આગલ ૪૬૬ પોશાક સાથના છથી દશ હજાર હજુરીયાઓ તેનો નીકલેળો બોલ ઝીલવાને તતપર રહેતા હતા. સુલતાનનો મોભો એટલો બધો મોટો માનવામાં આવતો કે જયારે તેની સવારી નીકળતી ત્યારે તે પોતાનું મોહું હમેશાં ઢાંકીને નીકલતો, એટલાજ માટે કે લોકો તેનું મોંહું જોવાને પણ તદન નાલાયક ગણાતા; જયારે આવું હોય ત્યારે તો તેની દરબારમાં હાજર થનારાઓને કેટલો તાજીમતવાજો કરવો પડતો હશે! જે કોઇ તેની હાજરીમાં હાજર થાય તે બને હાથ છાતી ઉપર રાખી ગુઠણ સુધી મુઠી નીચી રાખી આગલ જતો, અને વાત ખલાસ થતા સુધી

તે તેવીજ હાલતમાં રહેતો; પછી કાં નહી વડો વઝીર હોય કે કાં તો સાધારણ માણસ પણ હોય. દરબારમાં હલકા માણસ કે વડા વઝીર સીવાય બીજા અમલદારો સાથે પણ બોલવું તેના દબદબાથી ઓછું ગણાતું, એટલે તેમના સાથે માત્ર ઈસારતથી કામ થતું. વડા વઝીર, હકીમ કે મુફ્તી સાથે તે વાતચીત કરતો. તેની આ ઈસારત સમજવાને દરબાર તરફથી ત્રણ મુગાઓ રાખવામાં આવેલા હતા, તેઓ સુલતાનની ઇસારત તરત સમજતા અને તે પછી તેઓ પેલા હાજર થયલાને વધુ ઓછાં ચીન્હોથી સમજાવતા હતા. શું ધાર્યું સુલતાનના રોપને માટે? આવી રીતનો મામલો જ્યાં ચાલતો હોય ત્યાં અંધેર સિવાય બીજું શું હોય? કારા મુસ્તફાએ કહ્યું તે અલ્લાતાલાએજ કહ્યા બરાબર ગણાતું. રાત હોય અને વઝીર કહે કે ના દીવસ છે તો સુલતાન કહેશે હા દીવસ છે; ટુકમાં પુરેપુરો ઇતબાર તે કારા મુસ્તફા ઉપર રાખતો. અલબતાં જેટલો તે દબદબો રાખતો હતો તેટલો પાછો તે દયાળુ પણ હતો, તોપણ મોટાંમાં મો. ઘાતકી અને પાતકી જે કામ તેણે કર્યું તે એ કે ગાદીએ આવતાં વા તેણે પોતાના સઘળા ભાઇઓને નિર્દયપણે કાપી નખાવ્યા હતા. કારા મુસ્તફા વડી છવણીમાં આવી પુગતાંજ પોતાનાં સાહસકરમોનું વર્ણન આપવાને સુલતાન હજુર ખડો થયો. ઘણાંજ માયા અને મોહબતથી સુલતાને મુસ્તફાની મુલાકાત લીધી. સુલતાન બોલ્યો, મારા લાલા,* ભલે પધાર્યો, વાલેશીયાનો ખ્રીસ્તી સરદાર જે આપણાથી માથું ફરવી બેઠો હતો તેનું શું કર્યું? મુસ્તફા બનેલા નાના બનાવોને પણ રંગ આપવામાં કોઇ રીતે કાચો નહતો, એટલે, બનેલી હકીકત કહેતાં બોલ્યો કે ઓ મારા પાલનાર નામદાર સુલતાન, તારી દુવાથી સઘળું કામ સરંજામ ઉતર્યું છે. તું નામદારનો હુકમ થતાંને વાર તું નામદારના દરજાથી તે કાફરને માહીતગાર કરી થથરાવીને એક પત્ર મેં લખ્યો હતો, અને તુરત જો તે માંગણી કબુલ ન રાખે તો એકદમ તેને આ જેહાનમાંથી પેલી જેહાનમાં મોકલી આપવાની ધમકી આપી હતી. ઇનશાળા, તું નામદારની મોહોરનો કાગજ જોતાંજ તે કાફર બચો તુરત ફીણ ફીણ થઇ ગયો અને ઠેકાણે આવી ગયો. પણ ત્યારે તું મરી ગયો છે એવો જે ગપાટો ઉડી રહ્યો હતો તેનો ભેદ શું છે? સુલતાન બોલ્યો. આહા, મુસ્તફા નમન કરી બોલ્યો, તે કાફર જ્યારે ઠેકાણે આવી આપણા તરફ આવે છે એમ મને ખબર મળી ત્યારે હું તેને માન આપવાને સામો ગયો. મારી તે ગેરહાજરીના

* સુલતાનો હંમેશાં પોતાના માનીતાઓને લાલાનાં નામથી બોલાવતા.

દરમ્યાનમાં એક પાદશાને છાવણીમાં ઠાર કરવામાં આવ્યો, અને તે ઉપરથી તું નામવરનો સેવક માર્યો ગયો એવો ખુમારો ઉડી રહ્યો. માર્ગમાં વલી એક બનાવ બન્યો હતો. જેવો હું જતો હતો તેવીજ લુટારૂઓની એક ટોલી હમારા ઉપર ધસી આવી, પણ સુલતાન, તુંજના પ્રતાપથી તે લુચ્ચાઓના મોટા ભાગના ધડ શરીરથી છુટાં પાડી તેમને તદન ખાક ચાટતા કરી દીધા. ઈનશાહઆલા આ રંગીન હેવાલ સાંભળતાંજ ખુશ થઈને સુલતાન બોલી ઉઠયો, નેક થયું, નેક થયું, મારા વજીર.

મુસ્તફાએ સુલતાનને ખરી વાત બીલકુલ ન જણાવતાં તદનજ ખોટી વાત ઉડાવી. તેને તેમ અંધારામાં રાખવાની મતલબ હતી, અને તે પાછળથી સમજાશે. અસલથી એવો એક રવઈયોજ છે કે વડા વજીરો ખરી બાબત તો સુલતાનને કદી કહેતાજ નહી, અને તેને અનુસરીને મુસ્તફાએ પણ અમલ કર્યો. એટલી વાતચીત પછી કારા મુસ્તફા શાંત મને સુલતાન આગલથી વિદાય થયો. પોતાના તંબુમાં આવી એક મોટા કોચ ઉપર બહેઠીને પડયો તેટલાં તેને પેલા તંબુમાં ચાલેલી સ્ત્રીઓની વાત યાદ આવી, જેમાં એક સ્ત્રીને મોઢેથી તેણે એક મુસલમાન ખુબસુરત છોડીનું બ્યાન સાંભલ્યું હતું. પોલીશ એલચીના તંબુમાં તે છોડી હતી એટલે કોઈ પણ રીતે તેને મેળવવાનો તેણે વિચાર ચલાવ્યો. ઘણીક યોજનાઓ કરવા પછી તેણે એવોજ ઠરાવ કર્યો કે ગુપચુપ તેણીને ઉચકી મંગાવ્યા સિવાય બીજો કસોજ રસ્તો નથી. પોતાના ત્રણ મુગા નોકરોને તે કામ તેણે સોપ્યું અને રાત પડયાની ઈંતેજારીમાં બેઠો. આખો દિવસ તેણે પોતાના ઓધાનું કામ બજાવવામાં ગુજાર્યો, અને રાત પડતાંજ સઘળા પોહોરેગીરો તથા ખાસગીઓને જગે વગે કરી દઈ, પેલા મુગાઓને ઈસારત કરી કે તેઓ મળેલી નીશાની પ્રમાણે પોલીશ એલચીના તંબુની શોધ કરતા નીકલ્યા. નીશાની પ્રમાણે તેઓ તંબુ આગળ આવી ખુણામાં ઉભા તો આહા, તેઓના કાન ઉપર કોઈનો ગીત ગાવાનો આવાજ આવ્યો. તેની મધુરતાથી છક થઈ તેઓ બાજુએ ઉભા રહ્યા; પણ તે સેહજ ટક્ષાં તેમને તેમનું સોંપેલું કામ યાદ આવ્યાથી ત્રણે જણા ધસારા ભેર તંબુમાં ઘુસ્યા, અને બુમ પાડવાની કે નાહાસી જવાની કસી પણ તક આપ્યા વગર તેઓએ તે ગાયન ગાનારી રૂપ સુંદરીને ઉપાડી ચાલવા માંડયું. આ ઓચીંતા બનાવથી તે સ્ત્રી–બાલકીસ–તદન બેભાન થઈ પડી, અને તેવીજ હાલતમાં તેઓએ તેને લઈ જઈને મુસ્તફાના તંબુમાં એક મોટા કોચ ઉપર સુવાડી. થોડકવારે તેણીને

સુધ્ધી આવી અને જોય શું કે, જે મુઝી માણુસથી તે દુર ભાગવાને ઇછિતી હતી તે તો પાછો તેની સામે આવી બેઠો હતો ! અફસોસ અફસોસ, મારાં ભાગ્ય, તારા ઊપર અફસોસ, બાલ્કીસ શુધ્ધીમાં આવીને બોલી. મુસ્તફા, તે બાલ્કીસ છે એમ જાણ્યા વગર તેણીને સાવધ થવાની ભલામણુ કરવા લાગ્યો. પોતાના આ કઠોર કામને માટે માફ માંગવાના હેતુએ તે બોલ્યો, અએ ખુબસુરતીની પુતલી–આ શબ્દો સાંભળતાંજ બાલ્કીસ પાછી બેભાન થઈ પડી, એટલે મુસ્તફા તેને ઉપાડવાને આગલ ગયો, પણ તે તેનાં શારીરને હાથ અડાવે તે પેહેલાં ભારે મહેનતથી તે ઉભી થઇ અને તેને પોતાની તરફ ધસતો જોઇ તરછોડી કહાડયો. મુસ્તફા અત્યાર સુધી બાલ્કીસનો ખુલ્લો ચેહેરો જોવા પામ્યો ન હતો, એટલે તેને હવે તે નીહાલવાની અધિરાઈ લાગવા માંડી. અને ખેંચતાણ કરતાં તેનાં મોઢાં ઉપરનો બુરખો ઉતરી ગયો અને જોય શું કે પોતાની હજુરમાં જે ખુબસુરત છોડીને લાવીને ઉભી કરવામાં આવી હતી તે તો બાલ્કીસ, કે જેને તેણે બોસ્ફરસની નદીમાં હોમાવી દેવાનો હુકમ કર્યો હતો.

ગરીબ બાપડી બાલ્કીસ. ભારે અજાયબી સાથે જોયું કે જેનાથી તે ડરતી હતી તેનાજ અખત્યારમાં પાછી તે આવી પડી છે. બેની તરફ મુસ્તફા તો જેમ જેમ તેને જોતો ગયો તેમ તેમ તેના માથામાં કીડા સલવળ થવા માંડયો. દાંતાં પીસવા માંડયાં, ચેહેરો તદન બીકણ બની ગયો, આંખોમાં ખુન ચઢયું, અને એક ઉંડી હાય મારી જોરમાં તાલી પાડી કે તે સાંભળતાં વાર પેલા ત્રણ મુગાઓ હાથબસ્ત કરી તેની સનમુખ આવી ઉભા. સાંભળ, મુસ્તફા તેમાંના એક તરફ જોઇ ઇસારતમાં બોલ્યો, આ નાપાક છોડીને એકદમ અહીંથી ઉઠાવી મારા જનાનખાનાના વડા હીજડાને અસ્તક સોંપ અને તેને કહે કે આ છોડી કોઇપણ પ્રકારે તારા હાથમાંથી છટકવા પામી તો કશું પણ સાભળવા વગર તારૂં ધડ શરીરથી છુટું કરી દેવામાં આવશે. આ હુકમ થતાંજ તે ત્રણે જણુ નમ્યા અને બાલ્કીસને પોતાની પાછળ આવવાની ઇસારત કરી ચાલવા માંડયું. બાલ્કીસ તેમની પાછળ ચાલી. તેઓ તેને પોતાના પાદશાહના હુકમ પ્રમાણે જનાનખાનાના ખોજાના અસ્તકમાં સોંપી પાછા આવી ઉભા. પાદશાહ તેમને જોઈ ગગડાટ કરતો બોલ્યો, જાઓ એકદમ અને પેલા બંને નાપેકાર ખ્રીસ્તી બચાઓને અબ ઘડી મારી હજુરમાં ઘસડી લાવો. તેઓ ત્યાંથી ચાલ્યા. મુસ્તફાના મનમાં એવો વેહેમ કે બાલ્કીસ જે પોતાની હેયાતી મેળવવા પામી છે તેમાં બીજો કોઇનોજ નહી પણ તેમનોજ હાથ

જોવો જોઈયે. થોડાજ વખતમાં હેનરી અને લીઝીયાનસ્કી મુસ્તફાની રૂબરૂ આવી ખડા થયા. તેમને જોતાંજ આંખનાં ભવાં તરવારની પેઠે વાંકાં ચઢાવી, તે બોલ્યો, સાંભળ ઓ ખ્રીસ્તી કે એકવાર હું કેહેલી ગોળી પાછી ફરતી નથી; થઇ તે થઇ છે, પણ હવે તમે મારા હાથથી સલામત જનાર નથી. તમે મારી સઘલી યોજના ફોડી દીધી મને ફસાવ્યો છે, તો તે તમારાં કામથી મારાં જીગરમાં જે તીર લાગ્યો છે તેના બદલામાં લોખંડના તીરથી તમારૂં કલેજું અબધડી વીંધી નાખવાનો હુકમ મારાં મોઢાંમાંથી નીકળવાનીજ ખોટી છે, અને હું, ઓ મુજી ખ્રીસ્તી (હેન્રી તરફ ફરીને) પેલી ખુબસુરત બાદ્દશાહની હાજરમાં મીઠાસ અને લેહજતની ગોષ્ટતેગો કરવાને દાખલ થવા પામ્યો હતો નહી? હેનરી બાપડો ગભરાયો કે સઘળું ભોપાળું ફુટી ગયું ખરૂં. ઉત્તર દેવાને કસો વખત મળે તે પેહેલાં મુસ્તફાએ ત્રણ તાલી પાડી કે તુરતજ છ લઠ ચોકીબાનો ત્યાં આવી ખડા થયા. મુસ્તફાએ તેમને તીર કમાન લાવી આ બંને ખ્રીસ્તીઓને તેજ ઘડી વીંધી નાખવાનો હુકમ કર્યો. છ જણને અને ત્રણ પેલા મુગાઓએ મલી બંનેને એવા બાંધ્યા કે તેઓથી નહી આમ કે નહી આમ ફરી શકાય, અને તે પછી છએ જણાને તીર લગાવવા જાય છે તેટલાં તબુનો પરડો ઉચકાયો અને વસારા સાથે એક માણસ આ ભયભીત દેખાવ આગલ હાજર થઇ ઉભો. આ સઘળાંને અત્રેજ છોડી, હવે લગાર બીજી તરફ આપની વાતની વળાણ લઇયે.

કારા મુસ્તફા સવારે સુલતાનની મુલાકાત લઈ પાછો ફરવા પછી તુરતજ એક ઘોડેસવાર સુલતાનને મળવા માટે આવ્યો. તે જાતે મુસલમાન હતો, અને શું કારણસર આવ્યો છે તે હઠ લઇને કહેવાની નાપાડવાથી ચોકીબાનોના વડાએ તેને એકદમ સુલતાનની હજુર જવા દીધો નહી. તે ઘોડેસવારે જ્યારે ઘણીજ તકરાર કરી ત્યારે તેને જવાની રજા મલી, પણ તે પેહલાં તે બાપડાની જડતી અછી રીતે લેવામાં આવી કે છુપી રીતે કાંઇ હથીયાર તો લાવ્યો નથી. આવી તપાસ પછી તે સુલતાનની હજુરમાં હાજર થતાંજ ગુઠણુમંદીએ પડયો, અને પોતે શું કારણસર આવ્યો તે ઘણું અગત્યનું હોવાથી સઘળાં માણસોને બાહેર ક્હાડવાની ભલામણ કરી. તે થતાંજ તે બોલ્યો, નામવર સુલતાન, તારો આ ગુલામ બુકારેસ્તની એક ધરમશાલાના રખેવાલનો દીકરો છે. થોડાક દિવસ ઉપર એક ખ્રીસ્તી મારા પીતાની ધરમશાલામાં આવી ઉતર્યો હતો અને પોલાંડ જવા માટે એક માણસ માંગ્યો, મેં આ કામ માથે લીધું. કેટલાંક કાગળ્યાં અને

નાણું મારા હાથમાં મુકવામાં આવ્યાં. કાગજો સઘળાં પોલાંડના વડા પ્રધાન જોગાં હતાં અને લાટીન ભાષામાં લખેલી મુસાફરીની એક પાસપોર્ટ હતી. મારી મુસાફરી ચાલુ કરી મહામેહનતે હું એક કીલેબંદીવાલી જગા ઉપર આવી પુગ્યો, જયાં મને કેદ પકડી ત્યાંના લશકરી વડા હજુર લઈ જવામાં આવ્યો. મારા પાસે જે લાટીન પાસપોર્ટ હતી તે મેં તેને બતાવી, એટલે તેણે મને છોડયો, અને જવા દીધો. પણ મેં જોયું કે તેણે મારી પછવાડે એક જાસુસ મુકયો હતો. ત્યાંથી કેટલોક આગળ ગયો પણ ત્યા મને વીચાર આવ્યો કે હાલ ખ્રીસ્તીઓ અને મુસલમાનો વચ્ચે લડાઇ જાગી છે, તેવા વખતમાં મારા સરખા મુસલમાને આવી રીતે એકલી મુસાફરી કરવી જોખમભરેલું છે, તેટલે મેં તો પાછો રસ્તો લીધો. માર્ગમાં મને ઘણી મુશકેલીઓ પડી પણ તે મારા મનથી કસી વીસાતમાં નથી એમ જાણી હું તું નામવરની હજુરમાં આવી પુગ્યો છું, તે એવી મતલબથી કે આ ભેદનો ખુલાસો તારી આગળ કરવો. મને જે દસ્તાવેજો લઇ જવા માટે આપ્યા હતા તે હું આ તું નામવરનાં તખત આગળ ધરૂં છું. આ ખુલાસો થઈ રહેતાંજ સુલતાને તેને એક ઇનામનો પોસાક આપી મેહલના એક ઓરડામાં રાખવાનો હુકમ કીધો. પેલા દસ્તાવેજો વાંચી સંભળાવવાને સુલતાને દુભાષીઆને બોલાવ્યો. તેણે સઘળા દસ્તાવેજો વાંચી સંભળાવ્યા, અને તે સાંભળી સુલતાનના મનમાં તો વધારે ને વધારે શક દાખલ થયો. તે ઉપરથી સુલતાને તપાસ કરાવી તો તેને માલમ પડયુ કે વડા વજીરનાં ખાતાંમાં ખરેખર બે ખ્રીસ્તીઓ છે. એટલે તે મોડી રાત્રે તેમની પાકી ખબર લેવાને કારા મુસ્તાફાના તંબુમાં આવ્યો, અને વાંચનારે જોશે કે લીઝીયાનસ્કી અને હેનરીને તીરથી વીંધી નાખવાની તેયારી ચાલતાં જે માણુસો દાખલ થયા તે સુલતાન પોતે અને પેલો કાસદ હતા. તેઓ ગમે તે હેતુએ આવ્યા તોપણ ઘણા તકસર આવ્યા, એટલે તે બંને ખ્રીસ્તીઓ તુરતવેળા મોતનાં મોઢાંમાંથી છુટયા.

સઘલો મામલો જોઈ સુલતાન હેરત થયો અને ગુસ્સામાંજ કારા મુસ્તફાને પુછ્યું કે વારડરઅલીએ જે બે ખ્રીસ્તીઓને પકડયા તે આંજ બંને કે ? હા નામવર ધ્રુજતા અને ધાસ્તી ભરેલા અવાજે મુસ્તફાએ ઉત્તર આપ્યો. અને બોલ્યો—એમાં એકનું નામ લીઝીયાનસ્કી અને બીજાનું હેનરી છે. ઘણાજ નરમ અને દયાલુ સ્વરે સુલતાને તે બંનેને એકદમ ઉભાં થવાનો હુકમ કીધો, અને શા માટે તેમના ઉપર આ સજા અમલમાં મુકવાની તેયારી થઈ રહી હતી

તેનું કારણ જાણવા માંગ્યું. લીઝીયાનસ્કી બોલવાનું શરૂ કરે તે આગમજ મુસ્તફા કાંઈ બોલવા જતો હતો તેને તુછકારી કહાડી સુલતાને ચુપ રાખ્યો, અને ગુસ્સામાંજ તેને તોણો માર્યો કે મુસ્તફા, તારાં મોઢામાંથી જુઠાણાં સિવાય બીજું કસું નીકળતું નથી. લીઝીયાનસ્કીને હવે હીમત આવી અને ઘણાજ દીન સ્વરે બોલવા માંડયું. તે બોલ્યો, વડો વજીર જ્યારે કાનસ્તાટીનોપલમાં હતો ત્યારે તેણે એક ખુબસુરત જવાન સ્ત્રીને ઠાર કરવા માટે આ મારા સાથીને હવાલે કરી; નામવર સુલતાન આવાં કામથી હમો ખ્રીસ્તીઓ બહુ કમકમાટ પામ્યે છીયે. એ મારા સાથીએ મારી સલાહ લીધી. મારી સલાહ પ્રમાણે તે તે બચાડીને ગુપચુપ પોલીશ એલચીને ત્યાં મુકી આવ્યો જ્યાં તે રહેલી હતી. પાછળથી મુસ્તફા પાશાને આ હમારી યુકતી માલમ પડી આવી, અને હમે એક જવાન સ્ત્રીનો જાન બચાવવાનું જે મહા દયાલુ કામ કર્યું તેના બદલામાં હમોને આ સજા કરવાનો હુકમ મુસ્તફા પાશાએ કહાડયો છે. આ ટુક હકીકત લીઝીયાનસ્કીએ એટલા તાજીમતવાળો અને ગદગદીત કંઠે અને વગર લથડવે કહી કે સુલતાનનાં તો રૂવે રૂવાં ખડાં થયાં. તુરત તે મુસ્તફા તરફ ફરીને બોલ્યો કે તે જવાન સ્ત્રી કયાં છે ? મારા હસ્તકમાં છે, નામવર, મુસ્તફાએ ધ્રુજતે સાદે ઉતર આપ્યો. બોલાવ એકદમ અય્યે કંગાલ, તે છોડીને અને છુટા કર આ બંને ખ્રીસ્તીઓને, કે એકદમ હું તે સઘલાંને બેલગ્રેડ લઇ જઇશ, સુલતાન બહુજ જુસ્સા ભેર બોલ્યો, અને વીશેશમાં પગ અફાલી બોલ્યો કે કમબખત, શું મારી રાંક પ્રજાનું રક્ષણ આ પ્રમાણે કરે છે કે ? મુસ્તફા તો સુલતાનના પગ ઉપર પડયો અને પોતાની આબરૂનો ખોટો બચાવ સુધાં કરવાની હીમત ચાલી નહી. લીઝીયાનસકી અને હેનરી તો આ ભેદથી બહુ અચંબામાં પડયા. સુલતાન એકદમ કેમ આવી લાગ્યો, અને તેને આવી રીતે વચે પડવાની કેમ જરૂર પડી તેની તેમને કસી સમજણ પડી નહી. વખત જતાં આ ભેદનો ખુલાસો થવાની વકી રાખી, થોડેક વારે સુલતાન બાહેર નીકળ્યો, તેના હુકમથી તેઓ તેમજ બાલકીસ તેની પાછળ ચાલયાં. ઘણીક મુસાફરી પછી તેઓ બેલગ્રેડના મેહેલમાં પોહોંચ્યાં. સુલતાને પોતાના ઓરડામાં જઈ વડા સીપેહારને બોલાવ્યો અને તેને હુકમ કર્યો કે તે પોતાની સાથે જે બે ખ્રીસ્તીઓને લાવ્યો છે તેમને કબજામાં રાખવા. તેમની દરેક આગતા સ્વાગતા કરવી. કસી વાતની તેમને અડચણ પાડવી નહી, પણ એટલું કે તેમના સાથ બીજી કસી વાત કોઇએ કરવી નહી

અથવા કોઇને તેમની હજુર દાખલ થવા દેવા નહી. સીલેદાર નમન કરી બંનેને લઈ હુકમ બજાવવા ચાલ્યો. પછી સુલતાને બાલકીસને પોતાની રૂબરૂ બોલાવી. તે પછી તેણે પોતાના જનાનખાનાના વડા ખાજેસરાને બોલાવી તેણીની સંભાળ લેવાનું તેને સોંપ્યું. તેની પણ દરેક આગતા સ્વાગતા કરવાનો હુકમ કર્યો. સુલતાને હવે નવુંજ રૂપ પકડયું. ઉપર પ્રમાણે પોતાના ત્રણે પહેરોણાઓને ઠેકાણે પાડયા પછી તેણે પોતાના વડા વજીર ઉપર એક દસ્તાવેજ મોકલ્યો. તેમાં સુલતાને તેને સઘલી સતા ઉપર કાયમ રાખ્યો હતો, સર્વે અમલદારોને તેના હુકમમાં રહેવાને ફરમાવ્યું હતું, તથા ત્રણ દિવસ પછી તુરકી લશ્કરને ખ્રીસ્તી લશ્કર સામે ધસી જવાની તાકીદ કરી હતી. સુલતાન પોતાની આગળથી ગયા પછી વજીર મુસ્તફા પોતાની હાલતને માટે બહુ પચુ-પચુ હતો, તે આ ખરીતો વાંચી બહુ ખુશી થયો. આજ ખરીતાની જોડે બીજો એક ખાનગી પત્ર હતો તે હવે કારા મુસ્તફાએ ઉઘેડી વાંચ્યો. તે વાંચતાંજ તેને તરેહવાર વિચારો આવવા લાગ્યા તેમાં તેને સુલતાને હુકમ કર્યો હતો કે પેલા બંને ખ્રીસ્તીઓના સંબંધમાં બનેલા બનાવની છુપી બાતમી મેળાવાને વડા વજીરે કસી પણ ખટપટ કરવી નહી. આસ્ત્રીઆ સામે લશ્કરને એકદમ મોકલવું, પોલાંડથી બીલકુલ બીહવું નહી, કારણ કે આસ્ત્રીઆ જો તુરકીના હાથમાં ગયું તો પછી પોલાંડ આપમેળે શરણ થશે. આ ખાનગી પત્રથી વડો વજીર બહુજ અચંબામાં પડયો, અને પોતાથી પેલા ખ્રીસ્તીઓની હકીકત છુપાવવાનો શું હેતુ હશે તે તે સમજી શકયો નહી. અંતે તેણે તે વિચાર પોતાનાં મનમાંથી કહાડી નાખ્યો અને તેને બદલે એક મોટી યોજના મનમાં રચી. તે વિચારવા લાગ્યો કે મને આસ્ત્રીઆ ઉપર ચઢાઈ લઇ જવાની તાકીદ તો થઈ ચુકી છે; તો હું અલ્લાતાલાના નામના શુક્રાના કરી ખ્રીસ્તીઓને મારા પગની હેઠળ લાવું, અને તે ખ્રીસ્તીરાજમાં તુરકી સલતનત સ્થાપી હુંજ ત્યાંનો સુલતાન બનું અને પછી મારૂં સ્વતંત્રપણું જાહેર કરૂં. આ વિચાર પાર પાડવાને તેણે જે ઉપાયો લીધા તે તદન ભુલ ભરેલા હતા. જેમ બને તેમ લશ્કરનો તથા પોતાનો અને પોતાના રસાલાનો ભપકો વધારવામાંજ તેણે ડાહપણ વાપર્યું કે જેથી સામેનું લશ્કર તેનો ભપકો અને દોરદમામ જોઇનેજ દંગ થઇ એકદમ તેને શરણે થઈ આવે. આ મહાભારત યોજના પાર પાડવાનો ખ્યાલ માત્ર તેનાં મનમાં રમી રહેવાથી બાલકીસ તથા લીજીયાનસકી અને હેનરી બેસોવીજની વાત તો તેના મનમાંથી નીકળીજ ગઈ.

૧૬૮૩ના મે મહીનાની એક રળિયામણી સવાર થતાંજ તુરકી લશ્કરની છાવણીમાંથી તોપોના બારે શરૂ કરી લડાઈનું રણુસીંગડું ફુંકવામાં આવ્યું અને તેની સાથેજ લશ્કરે એકદમ કુચ ચલાવી. કેટલીક કુચ પછી લશ્કર એસેક ખાતે આવ્યું તેને ત્યાં બાર દિવસનો વીસામો લેવાને કારા મુસ્તફાએ ઠેરાવ્યું, એવા ખ્યાલથી કે તે અરસામાં લશ્કરને પગાર આપવો તથા ટીકીલી સરદાર જેને તુરકી સરકારે અપર હંગેરીનો રાજા બનાવ્યો હતો તેની મુલાકાત પણ થઇ શકે. મુસ્તફા પાશાને લશ્કર સાથે વધી આવેલો જાણી ટીકીલીએ તેને એકદમ આસ્ત્રીયા ઉપર હુમલો લઇ જવાની ભલામણ સાથે સંદેસા મોકલ્યા. આ પછી ટીકીલી પોતેજ એસકેમાં વજીર મુસ્તફાની મુલાકાતે આવ્યો. તેની પદવીને છાજતાં માન અકરામ સાથે મુસ્તફાએ તેની મુલાકાત કરી અને સરેસતા પ્રમાણે તેને ઘણીક અમુલ્ય ભેટો કરી એટલુંજ નહી પણ અપર હંગેરીના રાજા તરીકે તેને જાહેર કરવાનું હુકમનામું પણ તેને આપ્યું. ટીકીલી સાથની મુલાકાતને દરમ્યાન મુસ્તફા પાશાએ તે ખ્રીસ્તી સરદારને પોતાને બની શકે તેટલો દબદબો દેખાડવાને પાછી પાની કરી ન હતી. લશકરનો પગાર વેહેંચાઇ રહ્યો, ટીકીલી સાથની મુલાકાત ખલાસ થઇ અને લડાઇનો પ્રોગ્રામ નકી કરવામાં આવતાંજ લશકરને પાછું કુચ કરવાનો હુકમ થયો. વેસપ્રીમનો પ્રાંત તુરકી લશકરે હાથ કર્યો અને સ્તુલવેસનબર્ગ આવતાંજ ક્રીમીયન તારતારનો ખાન મુરાદ ગીરાઇ અને તેના બે દીકરાઓ પોતાના લશકરને આવી મળી ગયા. એનેટોલીયા તથા રૂમાલીયાના હાકમો ક્રીમીઆના રાજાને મળવા આવ્યા અને તેને વડા વજીર તરફથી ઉમદા બક્ષેસો આપી. સ્તુલવેસનબર્ગ ખાતે લડાઇની એક મોટી કાઉન્સીલ ભરવામાં આવી જેમાં ટીકીલી, તારતારનો ખાન તથા તુરકી લશકરના સઘળા ચઢતી ઉતરતી પાયરીના પાશાઓ સામેલ હતા. પ્રમુખસ્થાને વજીર મુસ્તફા બીરાજયો અને તેણે નીચે પ્રમાણે એક ભાષણ ચલાવ્યું. તે બોલ્યો—મારા સુરા સપેહેસાલારો આસ્ત્રીયન કુતરાઓ ઉપર આપણે સેંકડો જાતનો કીનો લેવાનો છે અને તે કીનો લેવાનો વખત હવે નજદીક આવ્યો છે. મારા નામવર સુલતાનના હુકમને માન આપી ખુદ આસ્ત્રીયા ઉપર હું હલ્લો લઇ જનાર છું, એટલે તુરકી લશકર વાયના ઉપર કુચ કરી જશે. 'શોકર અલ્લાહ' એવો તારીફનો શબ્દ સર્વે પાશાઓનાં મોઢાંમાંથી નીકળ્યો. ઓફેનના પ્રાંતનો હાકમ બુઘો ઇબ્રાહીમ પાશા પોતાની લાંબી દાઢી ખજવાલતો બોલ્યો—નામવર વજીર, એકદમ આસ્ત્રીયા ઉપર હુમલો

જવા કરતાં બેહેતર કે પહેલે નાનાં નાનાં સઘળાં ગામોને એક પછી એક આપણે તાબે કરતા જઇયે, અને તેમ કરવા પછી ખુદ આસ્ત્રીયાને હાથ કરતાં વીલમ લાગશે નહી. બુધા ખલેરા, કારા મુસ્તફા લગાર ગુસ્સે થઈ બોલ્યો, તારી આંખ ઉપર બુઢાપાએ પડ વાળ્યું છે અને તેથી તને આવું આડું અવળું સુજ પડે છે. નહી નહી, મારા નામવર પાશા, તે બુધો હાકમ બોલ્યો, ઘડપણે મને ઘણા અનુભવ શીખાડયા છે અને તેના આધારેજ આ ખુલાસો મેં કર્યો છે. બીજી તરફથી બીજો એક પાશા, આ ઇબ્રાહીમ પાશાની સલાહને ટેકો આપવા લાગ્યો. આ ચકાચકી ચાલે છે તેટલાં ટીકીલી ઉભો થયો અને વાયના ઉપર એકદમ ધસી જવાની જરૂરીયાત સમજાવવા લાગ્યો. તેણે કહ્યું કે આસ્ત્રીયા અને પોલાંડે ગમે તેટલી એકસંપી કરેલી છે છતાં પણ પોલાંડના રાજા આસ્ત્રિયાને મદદ કરવાની કસી તૈયારી કરતો નથી, અને પોતાના એક સુંદર હવાવાળાં મકાનમાં એકાંત પડીને ગમત કરે છે. અને તેની મદદ વગર આસ્ત્રીયા, આપણાં આ મહાભારત લશકરની સામો થઇ શકનાર નથી. તારતારનો ખાન જે માત્ર લુટફાટનો શોકીન હતો, તેણે પણ કારા મુસ્તફાનો પલાન પસંદ કર્યો અને બે મત એક બાજુએ થતાંજ ઠરાવ થયો કે બને તેટલી ઉતાવળથી વાયના ઉપર ધસી જવું.

બીજી તરફ આસ્ત્રીયન લશકરની એક મોટી ટુકડી રેઆબ નામનાં ગામનાં મેદાનમાં પડાવ નાખી પડીછે એવી ખબર તુરકી લશકરમાં પડી, એટલે પેહેલો હુમલો તેજ લશકર ઉપર કરવાની કારા મુસ્તફાએ તૈયારી કરી. માલદેવીયા અને વાલેશીયાના સરદારોને રેઆબ નદી ઉપર પુલ નાખવાનું કામ સોંપ્યું. દરમ્યાન રેઆબની પાશેનો મોરીસીડાનો કીલ્લો તારતારીઓએ હાથ કરી લીધો, અને તે બનાવે તરકીઓને વધારે ઊલટથી ધસારો કરવાની હીમત આવી. ખ્રીસ્તીઓ ઉપર તેઓએ હલ્લો કર્યો અને તેમને ચો બાજુથી નહસાડી મુકયા. વડો વજીર મુસ્તફા ફુલાઈને સીધો આસ્ત્રીયાનાં રાજનગર ઉપર ધસ્યો અને રેઆબને આગ લગાડી ફુંકી મુકવામાં આવ્યું. રેઆબ નદી ઉપર જુદા જુદા પુલો નાખ્યા. પેપા અને તેટાના આસ્ત્રીયન કીલ્લાઓ તુરકીઓને શરણ થયા, અને ત્યાં સારી ચોકાસીઓ રાખવામાં આવી. આસ્ત્રીયન લશકર કાંઈ તદન ચુપ બેઠું ન હતું. કેપરારા અને મોનતેકુકુલી નામના બે ચુનંદા જેનરલોએ પીત્રોનલ નામની જગાએ મજબુત લશકર એકઠું કરી ભારે હીમતથી તુરકીઓ ઉપર ધસારો કરવાને લશકરને શુર ચઢાવ્યું હતું. મુસ્તફાને જયારે તે વિશેની ખબર પડી

ત્યારે તેણે વીશ હજાર તારતારીઓને તેની સામે મોકલ્યા. હવે બને લશકરો વચ્ચે ખુનખાર લડાઇ જાગી, જેમાં ઘણીક મરદાનગી છતાં આસ્ત્રીયન લશકરની ભારે ખુહારી સાથે હાર થઇ, તથા બાહાદુર સેવોયનો ડ્યુક, પોતાનાં લશકરને ઉશકેરવા જતાં એક તારતારીના હાથ ઉપર માર્યો ગયો. બાકી રહેલાં આસ્ત્રીયન લશકરે હીમત ખોઈ દઈને નાહાસવા માંડયું, અને તુરકી લશકરની આ ફતેહના સમાચાર વાયેના પુગતાંજ ત્યાં ભારે ગભરાટ ફેલાયો. રાજા પહેલા લીયોપોલ્ડે પોતાના રાજનગરનો બચાવ કરવાનું કામ કાઉંટ સ્તેઅનબર્ગ નામના શુરા સરદારને સોંપ્યું, અને તે દરબાર છોડી ગયો. અને લસ્કરની હરોલમાં રહી તેને શુર ઉપર ચઢાવવાનું કામ જે તેનું પોતાનું હતું તે તેના આ પ્રમાણે શેહેર છોડી ચાલ્યા જવાથી ખોલંબે પડયું. તુરકી લસ્કર બનતી ઝડપે વાયના તરફ ધસ્યું આવતું હતું, અને માર્ગમાં મલતાં ગામોનો આગથી નાશ કરતું હતું. તેના સમાચાર જેમ જેમ વાયનામાં આવતા ગયા તેમ તેમ ત્યાં ભારે ત્રાસ અને હાહાકાર વરતી રહ્યો. રાજા વગર લસ્કર તદન નાઉમેદ થઇ ગયું હતું, અને પોલાંડ વળી આસ્ત્રીઆથી અલગું થયુ હતું, તે જાણીને તેમનામાં ભારે નાસીપાસી ફેલાઇ રહી હતી. તુરકી લસ્કર તો એક પછી એક કીલ્લાઓ અને શેહેરો હાથ કરતું તથા લુટફાટ કરતું ધસ્યું આવતું હતું. પરશોલશડાર્ફ નામનાં એક ગામ ઉપર તુરકી લસ્કરે ઘેરો ઘાલ્યો હતો, અને તેમ જોઇ સઘળા રહેવાસીઓ દેવલમાં ભરાઇ બેઠા હતા. ચાર હજાર ફ્લોરીનનો દંડ આપવામાં આવે તો મુસ્તફાએ ત્યાંથી ઘેરો ઉઠાવી લેવાની કબુલાત આપી. તે પ્રમાણે તે નાણું બે રૂપેરી તબકોમાં મુકી ચાર હજાર આસ્ત્રીયનોનો એક મોટો સંઘ જેમાં સ્ત્રી તેમજ પુરૂષો પણ ભેગાં હતાં, અને જેની સરદારી એક અતી ખુબસુરત કુમારીકાએ લીધી હતી, તે પાશાની છાવણી તરફ ચાલ્યો. બાપડા આ વગર હથીઆરના સંઘ ઉપર તુરકી લસ્કરે દગો કરી ભારે ખુનામરકી ચલાવી અને નીર્દયપણે તે દરેકે દરેકને કાપી ટુકડા કરી નાખી, ત્યાં લોહીની નદી વેહતી કરી. આસ્ત્રીયન તથા સીરીયન સરહદ ઉપર લગભગ પચાસ હજાર માણસોને કેદ પકડવામાં આવ્યા હતા. ફીલાઓ અને દેવલો સલગાવી મુકયાં, અને તારતારોની એક ટુકડી કેલેનબર્ગની ટોચ ઉપર ચઢી ગઇ, જેને સરદાર મારસેલીનસે હરાવી હાંકી કહાડી. તેમ જોઇને મુસ્તફા પાશાએ વાયના ઉપર ચઢી જવાને પોતાનાં કુલે લશ્કરને એકઠું કર્યું.

---

# પ્રકરણ ૩૭ મું.

## ખલીલની સાતમી વારતા ચાલુ-બાલકીસ સુલતાનના મેહેલમાં.

લડાઇના આ ખુનખાર બનાવો ઉપર લાગેલું ધ્યાન હવે આપણે લગાર સુલતાનના મેહેલ તરફ લગાડીયે; ખલીલ પોતાની સાતમી વારતાનું સાંધન લંબાવતાં બોલ્યો., અને જોઇયે કે આપણી આ વારતાની મુખ નાયકીન બાલકીસ ત્યાં શું કરે છે? સુલતાન ચોથા મહમદના જનાનામાં એકેકથી સરસ કાંઇ અગણીત નાજનીનો હતી. જનાનાની સરદારી સુલતાન વાલીદાના હાથમાં હતી, ત્યારે સુલતાનની સુલતાના ગણાવાનો હક સુલતાના ખાસેકીને હતો. નોકરોમાં કાલા તથા ગોરા ગોલામો અને હીજડાઓ હતા, જેનો વડો કીસલારઆગા હતો. દરેક બીબીને માટે જુદા જુદા ઓરડાઓ હતા, પણ એક બે મોટાં દીવાનખાનાઓ દીવસની વેલાએ સઘલીઓને ગમતને માટે એલાહેદં રાખેલાં હતાં. તેમાંના એક ભપકાદાર ઓરડામાં સુલતાનને માટે તખત મુકેલું હતું. તે જ્યારે ત્યાં આવી બીરાજે ત્યારે સઘલી બીબીઓ ત્યાં આગળ ભેગી થઈ તરેહવાર રીતે તેને રીજવતી, અને તેમાંથી જેના ચેનચાલા કે જુબાંદરાજીથી સુલતાન હસ્તો તે સ્ત્રી પોતાને ભાગ્યાશાલી માનતી. બાલકીસને સુલતાના વાલીદાના ઓરડાની પાસેના ઓરડામાં રાખવામાં આવેલી હતી, જ્યાં તે જનાનાની બીબી તરીકે નહી, પણ એક પરોણા તરીકે માનપાન ભોગવતી હતી. બેલગ્રેડના મેહેલમાં આવ્યા પછી કેટલેક દીવસે સુલતાને તેણીને પોતાની હજુરમાં બોલાવી. તેણીની ખુબસુરતી અને નખરાં નીહાલી સુલતાન ઘડીભર હેરત થઇ રહ્યો. સુલતાને તેણીને એક કોચ ઉપર બેસવાનો હુકમ કરતાંજ તે બેઠી, એટલે તેણીને તેની સઘળી હકીકત કહેવાનો હુકમ કર્યો. બાલકીસે પેહેલેથી માંડીને સઘલી હકીકત સુલતાન હજુર બયાન કરી જે સુલતાન બહુ ઉંડાં ધ્યાનથી સાંભલી વિસ્મય થયો. આ હકીકતમાં બાલકીસે, પેલા હેનરી બેસોવીજે તેના તરફ ચલાવેલી લાયકી ભરેલી વર્તનુક વિશે પણ કહી જણાવ્યુ હતું, અને તે સાંભળી સુલતાનને પણ તે ખ્રીસ્તીની તેવી વર્તનુકને માટે સંતોષ પેદા થયો.' પોતાના જનાનાની બીજી સ્ત્રીઓ જનાના સીવાય બીજી કસી વાતોમાં ભાગ લઇ શકતી ન હતી, અને બાલકીસને તો તેથી ઉલટીજ જોઈ તે

બહુ આશ્ચર્ય પામ્યો. રાજદ્વારી, તેમજ લડાઈને લગતા ઘણાક બનાવો ઉપર બહુ અદા અને છટાથી તેણીને બોલતી સાંભળી સુલતાન છક થઈ ગયો. એટલુંજ નહી પણ આવી સર્વ પ્રકારે તેની બીબી થવાને લાયકના ઉંચા ગુણો તેનામાં જોઈ તેનાં જીગરમાં છુપો આતસ સલગ્યો. વાત પુરી થવા પછી ઘણી વેલા તે બીજાં કામ ઉપર વલગવા માટે ઉઠી જવાની કોશેશ કરતો પણ તેનું દીલ બાલકીસમાં લાગી રહેલું હોવાને લીધે તે ઉઠી ઊઠીને પાછો બેસતો. કારા મુસ્તફા તરફથી આવેલા ખરીતાઓ, ઈરાનના શાહ તરફથી આવેલી અમુલ્ય ભેટો તથા બીજાં રાજદ્વારી કામકાજો તપાસવાનો તેનો ઇરાદો છતાં તેને આ ખુબસુરત છોકરીને છોડીને જવા ગમતું નહી. અંતે ઘણોજ વખત જવાથી તે ઉઠયો, અને તે પેહેલાં ખુબસુરતીની તે પુતલીનો પડયો બોલ ઝીલવાનો હુકમ કીસ્લાર આગાને કરતો ગયો. હવે બાલકીસ પોતાના ઓરડામાં એકલી પડી. તેનાં મનમાં વળી આ બનાવે જુદાજ પ્રકારનો રંગ મચાવ્યો. પોતાની ખુબસુરતીથી સુલતાન રાંજી થયો તે બનાવ તેને નાપસંદ પડયો, કારણ તે પેહેલાંથી હેનરીને ચાહતી હતી અને તેમના વચ્ચે છુપો જુસ્સો ઉભરેલો હતો. આ વીચાર સાથે બાલકીસ વમલમાં છે તેટલાં દરવાજાનું બારણું ઉઘાડી ચૌદ વરસની એક અતી સુંદર છોકરી તેના આગલ આવી દાસીની પેઠે નમન કરી ઉભી. તેણીએ ખુલાસો કર્યો કે હું સીલીદારના વડાની દીકરી છું અને મારૂં નામ પરીજાદ છે, મને સુલતાને તારી સેવા ચાકરી બજાવવા માટે તારી હજુર મોકલી છે. મારો પીતા હાલ બે ખ્રીસ્તી બંધવાઓની દેખરેખારાખવાનું કામ બજાવે છે. બાલકીસની પહેરોણા ચાકરીનું તો પુછવુંજ શું ? ઘણુંજ ઉચી પ્રકારનું ભોજન, હાજરીમાં માંગે તેટલા ગુલામો તૈયાર, એ વિગેરે સઘલું જેમ ઇછે તેમ તેને પુરૂં પાડવામાં આવતું હતું. બાલકીસે હવે એક બાજી માંડી. તેણે જોયું કે પરીજાદનો પીતા, પેલા બંને ખ્રીસ્તીઓની દેખરેખ ઉપર છે, એટલે પરીજાદને તેણીએ દાસીને બદલે પોતાની સહી કરી લઈ અમુલ્ય ભેટો તથા મીઠાસ ભરેલી વાતો વિગેરેથી લલચાવી પોતાની તરફ ખેંચી લીધી, અને પોતાની એક સહી બનાવી દીધી. પરીજાદ પણ મીત્રાચારીને લાયક હતી, અને બાલકીસ તરફથી તેના તરફ આવું હેતુ બતાવવામાં આવતું જોઈ ત પણ તેના તરફ ખુબ પ્રીત કરવા લાગી.

આ મામલો ચાલ્યો જાય છે તે દરમ્યાન ફરી એકવાર બાલકીસની મુલાકાતે આવવાનો ઇરાદો સુલતાને કહેવાડયો. બાલકીસ તૈયાર થઇ રહી અને ઠરાવેલા વખતે સુલતાન બાલકીસના ઓરડામાં દાખલ

થયો. સુલતાન જોકે બાલકીસ તરફ પ્યારથી બહુ ખેંચાયો હતો, છતાં પણ તેના દીલમાં કેટલીક વેલા એમ પણ આવતું કે મેં આ નીરદોષ છોડીનું ભલું કરવાનો ઠરાવ કરેલો છે માટે તેના તરફ મારે આ રીત ચલાવવી નહી, તેટલું છતાં પણ તે સીરીયન નાજનીનની સાદી ખુબસુરતીએ તેને અત્યંત મોહ લગાડયો હતો. આ બીજી વારની મુલાકાતમાં સુલતાને તેને મોઢેનું ગાયન સાંભળવાની ખાહેશ જણાવી, અને તે પુરી પાડવાને બાલકીસે કાંઇપણ આનાકાની કરી નહી. તુરતજ એક ગીતાર મંગાવ્યામાં આવી અને તેના ઉપર પોતાનાં અકીક સરખાં સુંદર આંગળાં ચલાવી તેણીએ એક મધુર ગાયન લલકાર્યું સુલતાન આ મોહક સુંદરીથી ગમે તેટલો મોહમાં પડયા છતાં તેના તરફ કસીપણ બદદયાનતની નજર કરવાથી દુર રહેતો હતો, અને તેજ કારણે પોતાની આ બીજીવારની મુલાકાતમાં રજા લઇ જતી વેલા તેણે બાલકીસને નરમ શબ્દોમાં સવાલ કર્યો કે "મારી આ મુલાકાતથી તને કાંઈ હરકત તો નથી થતી કે?" બાલકીસે તેવીજ લાયકીથી પાછો ઉતર વાલ્યો કે, "ઓ નામવર સુલતાનોના સુલતાન, મુજ સરખી એક નાચીજ ગોલામડીની મુલાકાત લઇ જે અનહદ ઉપકાર તેં મારા ઉપર કર્યો છે તેની કદર નહી પીછાણનાર માણસ ખરેજ ઈનસાન નહી પણ જાનવર હોવું જોઇયે."

આ પ્રમાણે અવારનવાર સુલતાન બાલકીસની મુલાકાત લેતો રહેતો હતો, અને દરવેળાએ તે કાંઇ કાંઈ નવી નવી કીમતી ભેટ સોગાદો બાલકીસને માટે લેતો આવતો હતો. એક દીવસે સુલતાન બાલકીસની મુલાકાત લઇ ગયા પછી પરીજાદ અને તેના વચ્ચે જાણુવાજોગ વાત નીકલી. આ વાત બાલકીસે જાણીજોઇને છેડી, અને તેમ કરી પેલી પરીજાદથી જાણી લીધું કે લીઝીયાનસકી તથા હેનરી જો કે કેદી સરખા છે તોપણ તેઓ પુરતું સુખ ચેન પરીજાદના બાપ અને ભાઇના હાથથી ભોગવે છે. પરીજાદે આગળ વધી એવું પણ અનુમાન બાલકીસને જણાવ્યું કે કોઇ દીવસે તે સુલતાના થવા પામશે. બાલકીસે તે વેલાએ પણ પરીજાદને પોતાની સાથેજ રાખવાની કબુલાત આપવાથી તે ખુશ થઇ ગઇ. તેમ જોઇને બાલકીસે પરીજાદને જણાવ્યું કે આ બંને ખ્રીસ્તીઓએ મારા ઉપર ઘણા ઉપકારો કરેલા છે, અને તે ઉપકારનો બદલો કોઈપણ રીતે આ ઘડીએ હું વાળું એવી મારી ઇછા છે. પ્યારી પરીજાદ, તે બાપડાઓને નાણાંની બહુ તંગી પડતી હશે, તેથી મારો વીચાર એવો છે કે તેમને કાંઇક નાણાં હું મોકલી આપું, પણ તે તેઓને કોણ અને કેમ પો-

હોંચાડે તે હું સમજી શકતી નથી. પરીજાદ બોલી કે, એ કામ હું માથે લઇશ. મારા બાપની ગેરહાજરીમાં મારો ભાઇ મુરાદ તેમના ઉપર દેખરેખ રાખે છે, જે જોકે મુસલમાન છતાં તે બંને ખ્રીસ્તીઓ તરફ ઘણાં માન અને આબરૂથી વરતે છે. અને તેથી આ કામ હું તેની મારફતે કરીશ. પરીજાદનાં મોહમાંથી આ શબ્દો નીકળતાંજ બાલકીસ ખુશ થઇ ગઇ. તુરતજ તે ઉઠી, અને સુલતાન તરફથી આવેલી અમુલ્ય ભેટોનો જે સંગ્રહ વગર ઉપયોગે પડેલો હતો, તેમાંથી સુંદર ભરતકામનો એક મખમલનો ટુકડો લઇ તેની અંદર કીમતી હીરાની એક વીટી વીટાલી, તથા બીજી પણ કેટલીક ચીજો એક નાની પેટીમાં મુકી તે પરીજાદને આપી કે તે મુરાદની મારફતે તે બંને ખ્રીસ્તીઓને પોહોંચાડવી. પરીજાદ તે હુકમ માથે ચઢાવી નીકલી. રખે કાંઇ ભેદભરમ ખુલો થઇ જાય એવી બાલકીસને બહુ ધાસ્તી હતી, અને તેથી જતી વેલા પરીજાદને ચેતાવી હતી કે એ કામ મુરાદની મારફતેજ કરવું પણ તેના બાપની મારફતે નહી કરવું પરીજાદ તે કામ બને તેટલી સાવચેતીથી પાર પાડવાની કબુલાત આપી નીકળી, અને તે ફતેહ સાથે કામ બજાવી પાછી ફરે ત્યાં સુધી બાલકીસ ભારે ઇંતેજારીમાં પડી. અંતે પરીજાદ પાછી ફરી અને કામ પોતાના ભાઇની મારફતે કેમ બજાવ્યું તેની સઘળી હકીકત કહી સંભળાવી, અને બોલી કે જે પેટી આપી હતી તે બેમાં જે જવાન ખ્રીસ્તી હતો તેને આપી છે. શુકર ખુદા, ઇનશાઅલા, બાલકીસ ખુશી થતી બોલી, અને આ કામ ધારવા પ્રમાણે પાર પડયું તે માટે તે પરીજાદને પ્યારથી વલગી પડી.

બીજે દીવસે સુલતાન બાલકીસની મુલાકાતે આવ્યો. આ મુલાકાતને દરમ્યાન બાલકીસે પોતાની બાહોશીથી સુલતાનને વળી જુદીજ વળાણ ઉપર ચલાવ્યો. શુરૂઆત કેટલાંક ગાયનોથી કરવા પછી તે બોલી કે શું તમો નામવર તમારા નોકર ચાકરો અને તાબેદારો તરફથી રાજકાજ કે બીજા દરેક બાબતની ખબરો તેમનાથી સાચેસાચીજ જાણવાની સદા કાળજી ધરાવો છો ખરા ? સુલતાન ઘડીભર હેરત પામ્યો, અને પછી બોલ્યો, બાલકીસ તું ઘણી માહીતગાર લાગે છે. તું જાણતી હશે કે સુલતાન થવામાં સુખ હશે, પણ તે જેટલી ઇંતેજારી અને ચીંતાઓનો એક કીડો હોય છે તેટલો એક ફકીર પણ હોતો નથી. હું માનું છું કે મારા અધીકારીઓ સદા મને સાચી વાતથી જાણીતો રાખતા નથી, પણ ઘણી ખોટી બાબતોને પણ રંગરૂપ આપી મને સદા ખુશ રાખવાને જુઠી કહે છે. માટે હું કોણના ઉપર વિશ્વાસ

મુકું? દરેક કામમાં મારા એકલાથી કાંઈ પોહોંચી વળાતું નથી. બાલસેકી આ સુના સરખી તક હાથ કરી. સુલતાનને પોતાના બોલોથી બાંધી લેવાના હેતુએ બોલી કે, શું ત્યારે તમે નામવર તમારી આસપાસ જે કોઇ હોય તેને તમારી સઘળી બાબત વિશ્વાસ રાખીને કહો છો? બાલકીસ, સુલતાન બોલ્યો, તારો ભેદ હું સમજું છું, અને જેમ જેમ મને તેની ઉંડી સમજણ પડતી જાય છે તેમ તેમ તારા એકેક બોલ ઉપર મને પેગંબરના સરખો વિશ્વાસ બેસે છે, અને તેટલાજ માટે મારો ઈરાદો જે છે તે વગર ઢાંકી રાખવે કે શરમાવે હું તારા આગળ ખુલો કરૂં છું તે તું જાણી લે કે, હું દરેક બાબત, રાજદ્વારી કે ખાનગીમાં તારી સલાહ લઈ તુંને મારો સલાહકાર, દરબારી અને મને સાચો માર્ગ દેખાડનાર સોમીઓ બનાવવા માંગું છું. આહા, નામવર સુલતાન, તારા આ વિશ્વાસને નીમકહલાલીથી પાર પાડવાને આ તારી દાસી પોતાના કંઠમાં પ્રાણ છે ત્યાં સુધી સદા તત્પર રહેશે, બાલકીસ બોલી. સુલતાને પોતાનો વિશ્વાસ બતાવવાને, એજ દીવસે ઘણીક છુપી બાતમીઓથી બાલકીસને માહીતગાર કરી દઈ તે વીશે તેની સલાહ માંગી, અને દરેક બાબત વિશે ઘણી ઉંડી રીતે બાલકીસે તેને પોતાની સલાહ આપી, જેથી સુલતાન ઘણો વીસ્મય થઈ, વખત ઘણો થઇ ગયાંથી રજા લઇ પોતાના દીવાનખાનામાં ગયો. હવે લગાર આપણે લીઝીયાનસકી અને હેનરીનાં કેદખાના તરફ નજર કર્યે, ખલીલ બોલ્યો. લીઝીયાનસકી તથા હેનરી બીલકુલ સમજી ન શકયા કે સુલતાન તેમના તરફ આટલી બધી મમતા શા કારણે બતાવે છે. પોતાના રખેવાલ સીલેદારને તેમજ તેના દીકરાને તેઓએ તરેહવાર સવાલો કરી તે બાબતનો ખરો ભેદ જાણવા માંગ્યો પણ સઘળું વ્યર્થજ. લીઝીયાનસકી જયારે પોતાના ઓરડાની એક બારીએ ઉભો રહી ઘર, બઈરી, છોકરાં છૈયાં વિગેરેનો અફસોસ કરતો કલાકના કલાક કહાડી નાખતો ત્યારે બીજી તરફ જવાન હેનરી પોતાની પ્યારી બાલકીસનું ધ્યાન ધરી ખુશીમાં ને ખુશીમાં ગાયનો લલકારી પોતાનો વખત કાહડતો હતો. આવી રીતે બંને જણા દીવસ પછી દીવસ કહાડતા હતા, તેટલાં પોતાને કાંઈ યાદ આવી ગયું હોય તેમ લીઝીયાનસકી બોલી ઉઠયો. હા હા, સુલતાન આપણા તરફ આટલી બધી જે મમતા દેખાડે છે તેનું ખરૂં કારણ હવે હું સમજી ચુકયો. જે માણસને મેં પોલાંડ મોકલ્યો હતો તે માણસથી આ ભેદ બની ગયો છે, હમણાંજ તે માણસને સામેની ઈમારતના દરવાજામાંથી પસાર થતો મેં જોયો. કદાચ તમે ભુલતા તો ન હોય? હેનરી બોલ્યો. નહી નહી, હેનરી લીઝીયાન

સકીએ ઉતર આપ્યો, મેં તે માણસનો ચેહેરો બરાબર ઓળખ્યો. તેનો ચેહેરોજ દેખાડી આપે છે કે તે કોઇ પ્રમાણિક માણસ છે. આટલું બોલી લીઝીયાનસકી થોડોક વાર સુધી ચુપ થઇ ગયો, અને થોડાજ વખતમાં ચેહેરો ઉદાસ કરી બોલ્યો, હા હા, કદાચ હું ભુલતો-જ હોઇશ, કારણ આ દુનિયાજ એવી છે કે વિશ્વાસ કોઈના ઉપર રાખી શકાય નહી, અને તેજ પ્રમાણે આ બનાવમાં પણ બનવું જોઇયે. મને લાગે છે કે તે લુચાએ મારો ભેદ ઉઘાડો પાડી દીધો હોવો જોઇયે અને સુલતાન સઘલું જાણીતો થઇ ગયલો હોવો જોઇએ, અને તેની આપણા તરફની વર્તનુક એજ તેનો સંતોશકારક પુરાવો છે. આ સાંભલતાંજ હેનરીને અફસોસ લાગ્યો અને શોકાતુર ચેહેરો કરીને તે બોલ્યો ખરી વાત મારા શેઠ, આ વલી આપણે માટે એક નવું આફત આવ્યું છે. લીઝીયાનસકી ઉતર આપતાં બોલ્યો, મને મારી બીલકુલ પરવા નથી, પણ મને મારાં કુટંબની ભારે ચીંતા છે કે જેમને માટે સમાચાર લઇને તે મુઝી મુસલમાનને મેં મોકલ્યો હતો. હાય, હાય, હવે મારે ઢંઇથી નાહાસવુંજ જોઇએ, અથવા નહીતો આ તુરંગની હવાજ મને ગુંગલાવીને મારી નાખશે. પોતાના શેઠને આટલો બધો નીરાશ થયલો જાણી હેનરી બહુ દલગીર ચેહેરે કોચ ઉપર બેઠો. લીઝીયાનસકી તો જાણે બાવરો બની ગયો હોયે તેમ આખા ઓરડામાં આ નાકેથી પેલે નાકે અને પેલે નાકેથી આ નાકે પસાર કરવા લાગ્યો. શેઠ ચાકર વચે આ વાત થતી હતી તેટલાં તેમનો રખેવાલ સીલીદાર તેમના ઓરડામાં દાખલ થયો. અને બંનેને સુલતાનનાં નામથી પુછવા લાગ્યો કે તેમની સંતોષકારક રીતે માવજત થાય છે કે નહી. અફસોસ, લીઝીયાનસકી બોલ્યો, સીલીદાર સાહેબ, હમને અત્રે કસી વાતની ખામી નથી, પણ તમે જાણો છો તો ખરા કે કેદ કરેલું બાજ પક્ષી પણ ઉંચામાં ઉંચાં અનાજના દાણા તેના આગલ મુકયા હોય તોપણ સંતોષથી તે ખાતું નથી. સીલીદાર ઘણાજ કૃપાલુ સ્વરે ઉતર આપી બોલ્યો, ભાઇ ખ્રીસ્તી તું જાણે છે કે, હું તુંને આ ઠેકાણેથી છુટો કરી શકતો નથી. હું મારા સુલતાનના હુકમનો તાબેદાર છું. દરરોજ સવારે તે મેહેલની આસપાસના ચોકીબાનોના સરદારોને પાસપોરટ આપે છે, અને જેઓ તે પાસપોરટના શબ્દોથી માહીતગાર હોય છે તેમનેજ મેહેલના વચલા ભાગમાં જાઆવ કરવા દેવામાં આવે છે. આ ખુલાસો સાંભલી બંને અફસોસમાં બેઠા. હેનરીનાં મનમાં તો તેની બાલકીસ રમી રહેલી હતી, એટલે તેણે તેની વાત જાણવા માંગી. માથું હલાવી

તે સીલીદાર બોલ્યો, ખ્રીસ્તી મીત્ર તેના માટે હું એટલુંજ જાણું છું કે સુલતાનના મેહેલમાં તેની અતિ ઘણી આવજત કરવામાં આવે છે, તેનો બોલેલો બોલ બજા લાવવામાં આવે છે, અને ઈનશાઅલા, સુલતાન તેના તરફ એટલો બધો ખેંચાયો છે કે તેણે પોતાની વડી સુલતાના ખાસેકીને ભુલી જવા માંડી છે, અને આજ કેટલા દીવસ થયા તો તેને માટે કસી ભેટ સોગાદ પણ મોકલી નથી. સુલતાન કદાચ તેના સાથે લગન કરે તો તેમાં હું અજાયબ પણ થાઉં નહી, અને તેમ જો થયું અને તે રીરીચન છોડીને પેટે જો એકાદ પુત્ર થયો તો તે ખાસેકી કરતાં પણ બહુ બળવાન થઈ પડવા વીના રહે નહી. મારા સાંભળવા પ્રમાણે તે છોડી બહુ ચંચળ અને હુશીયાર છે. આટલું તો ખરૂં છે કે સુલતાન, પોતાના જનાનામાં એક ગુલામડી પેઠે આવેલી કોઈપણ સ્ત્રી પછી તે ઈંદ્રની અપસરા પણ કાં ન હોય તો પણ તેના તરફ એકદમ ઢળી જતો નથી. હેનરી કંઈક વધારે સવાલ કરવા જતો હતો, તેટલાં તે સીલેદાર બસ, બસ, હવે મને વધારે ખબર નથી એટલું બોલી દરવાજા બંધ કરી ત્યાંથી ચાલતો થયો. બાલકીસ તો સુલતાનની માનીતી થઇ પડી છે એમ જાણીને બાપડા હેનરીને તો શરીરમાં ધ્રુજરી છુટવા માંડી, અને સુલતાના થતાં જે દોલત, માનપાન દરજ્જો ઇત્યાદી મળે તે છોડી દઇ તે તેના સાથ દીલ બાંધવા હવે પછી તૈયાર થાય એમ તેને લાગ્યું નહી. આ ફીકર અને ઉદાસીએ તેનામાં ગભીર ઘર કર્યું અને દીલ ઉગે તે તવાતો ચાલ્યો. લીઝયાનસકી પોતાના અફસોસમાં પડેલો હતો એટલે તે હેનરીની ઝાઝી દરકાર કરી શક્યો નહી.

બીજે દીવસે સવારે તેમની ખબર લેવાને સીલીદારને બદલે તેનો દીકરો મુરાદ આવ્યો. તેણે ઇસારત કરી હેનરીને બારણાં આગળ તેડયો અને કાનમાં પડીને બોલ્યો, ખ્રીસ્તી જવાન, સુલતાનના જનાનામાં નવી આવેલી એક સ્ત્રી તારા તથા તારા સોબતીને માટે ઘણી કાળજી રાખે છે, અને તે તમારે માટે ઘણી ઇંતેજાર છે, અને આ ભેટ તેણે મોકલી છે તે તું લે અને એટલું ધ્યાન રાખ કે એ વીશેની કસી વાત તું મારા પીતાને કહીશ નહી. મુરાદ આટલું કહી ત્યાંથી ચાલતો થયો. તે ગયો કે હેનરી તો બહુજ ખુશ થતો કોચ ઉપર પડયો, અને બોલ્યો આહા, આજે મારા ભાગ્યના કાંઈ દીવસ ઉઘડયા છે. તુરત તેણે પેટી ઉઘાડી તો અંદરથી મખમલનાં કપડાંના કકડામાં હીરાની એક બેમુલ વીટી હાથ લાગી. તે તેણે ફેરવી ફેરવી જોઇ લીધી, અને અજાયબ થયો કે નથી કાંઈ કાગજ કે પતર. અંતે તેણે પેલો મખમલનો કટકો લીધો અને આમ તેમ ફેરવીને જોયું પણ તેનો કસો ભેદ

તે સમજ્યો નહી.આ કટકા ઉપર એકજાતનાં ફુળનો આકાર ચીતરેલો હતો. તે જોતાંજ હેનરીને ભાન આવ્યું કે હા, આ ફુલનો હેતુ એજ કે ભેટ આપનાર માણસ તેના તરફ જે વચને બંધાયું છે તેને તે હજુ પણ નીમકહલાલીથી વળગી રહે છે. આ ભેદ જ્યારે લીજીયાનસકી મુસ્તફાનો સંધેસો લઈને ગયો હતો તે વેલા તેને થયલી છુપી મુલાકાતો વેલા બાલકીસે શીખવ્યો હતો. આ ભેદ પામતાંજ હેનરીનો એવો તો હરખ પેદા થયો કે તે થોભી શકયો નહી. બીજે દીવસે વળી ફરીવાર મુરાદ તેની ઓરડીમાં આવ્યો અને વાત કહેવાને હેનરીને બોલાવ્યો. તુરતજ તે આવ્યો એટલે મુરાદે વલી એક પેટી તેના હાથમાં મુકી. હેનરી ખુશી થયો, અને મુરાદને ભલામણ કરી કે જે બાઈ તરફથી આ ભેટ લાવવામાં આવે છે તેને મારો ઉપકાર જાહેર કરવાનો ઉપકાર મારા ઉપર કરવો ? મુરાદે તે અશકય જણાવ્યું. પણ ઘણી ખોહોંસ કીધાથી મુરાદે જણાવ્યું કે મોઢેથી બોલવા કે લખવા કરતાં કાંઈ નીશાની તૈયાર કરવી. મુરાદે પોતેજ તે નીશાની લાવવાની કબુલાત આપી. તે ગયા પછી હેનરીએ પેટી ઉઘાડી તો અંદરથી પાંચ ડચુકેટ અને એક કોયલો હતો. તેનો અર્થ એકે "હું તારા માટે બળું છું." પાંચ ડચુકેટનો ભેદ એ કે, "મારી પાંચે ઇંદ્રીઓ તારા તરફજ ખેંચાઇ રહી છે." આ ખટપટ જે ચાલતી હતી તે લીજીયાનસકી બીલકુલ જાણતો ન હતો, કારણકે તે પોતાનીજ ચીંતામાં પડેલો હતો. હવે કયાં ચીન્હથી બાલકીસને ઉતર આપવો તે શોધી કહાડવા માટે હેનરી વિચારમાં પડયો. તુરત તેને સુજયું કે ખાલી પેટી મોકલવી. તેનો ભેદ એ કે, "મોકલનાર તેની આશુકની ગેરહાજરીમાં તદન શોકાતુર છે." આ પ્રમાણે પેટી તેણે મુરાદ પાસે મોકલાવી, અને તેનો ભેદ બાલકીસ પુરેપુરો સમજી. ઘણાક દીવસ સુધી આવી ભેદભરેલી વાતચીત તેમના વચે ચાલી, અને તેમાં બાલકીસે તેને ધીરજ આપી કે નાહાસી જવાની પુરેપુરી વકી છે." લીજીયાનસકીની હમણાં કાંઈક સુધ ઠેકાણે આવી હતી, અને તે જોતો કે મુરાદ અને હેનરી વચે કાંઈ વારંવાર ગોષ્ટગો ચાલે છે. એટલે તેણે હેનરીને સઘળી વાત પુછી. હેનરીએ પેહેલેથી માંડીને સઘલો ખુલાસો કર્યો, એટલે લીજીયાનસકીને આ બંદીખાનામાંથી છુટવાની આશા એકવાર ફરીથી આવી. તે જોઈ હેનરીએ માંગી લીધું કે જો તેની મેહેરબાનીથી આપણે છુટા થઇયે તો આપણે તેણીને છોડવવી, અને જો તે મને કબુલ રાખે તો—લીજીયાનસકી બોલી ઉઠયો, તો મને તારાં તે જોડાણની વચે આવવાને કસું કારણ તો નથીજ, પણ ઓર હું તેથી ખુશી થઇશ.

પેલી તરફ સુલતાન બાલકીસની દરરોજ મુલાકાત લેવા લાગ્યો, અને સુલતાના ખાસેકીને તો તે એટલો ભુલી ગયો કે જનાનામાં તો સર્વ કોઈ એમજ માનવા લાગ્યાં કે બાલકીસ હવે સુલતાના થવાની ખરી. સુલતાના ખાસેકી તેમજ વાલીદા બંનેને ફાળ પડી કે આ નવી સુલતાના મેહેલમાં આવ્યાથી તેમની જે સતા હાલ છે તે પડી ભાંગશે. જનાનખાનાના છળકપટો કાંઇ નાના સુનાં હોતાં નથી. તેમજ આ સુલતાનનો જનાનો તેના નામ પ્રમાણેનાં ભયંકર કામો પણ બજાવતો હતો. બાલકીસ તરફ સુલતાનનું ખેંચાણ દીન ઉગે વધતું જતું જાણી સુલતાના વાલીદાને તો અકરવકર થવા માંડી, અને વળી જ્યારે તેણીને ખબર પડી કે બાલકીસ બહુ પોહોંચેલી અને ચંચળ છે ત્યારે તો તેણીને હદ બાહેર ફીકર લાગવા માંડી અને તે ટાળવાને હવે તેણીએ મકમ ઉપાયો લેવા માંડયા. વાલીદાની નોકરીમાં તે વેળાએ ખાસ બાર કાળા ગુલામો હતા, જે એવા તો ભયંકર દેખાવના હતા કે તેમના તરફ નજર કરતાંજ કોઈ પણ કહી શકે કે તેઓ અંદરખાનેથી પણ કુવાએક કાળા હશે. અને હતું પણ તેમજ. વાલીદાના હુકમથી કંઇક કરપીણ કામો તેઓએ તડાકાબંધ કર્યાં હતાં. વાલીદા આ સમયે જેમ આખા જનાના ઉપર તેમજ આખા મેહેલમાં ભારે હુકમ ચલાવતી હતી. વળી એવો રીવાજ હતો કે જનાનખાનાની બીબીના હુકમથી તે કાળા ગુલામો જે કાળાં કામો કરતા તેને માટે તેમને મુદલ સીક્ષા પણ થતી ન હતી. વાલીદાએ ધાર્યું કે આપણે બાલકીસ તરફથી સુલતાનનું મન ફેરવવાના કાવાદાવા સુલતાના ખાસેકીના નામથી ચલાવવા. ખાસેકી વળી પોતાના મનમાં જુદાંજ કપટો રચ્યા કરતી હતી. ખાસેકી ખુબસુરત હતી પણ તેનામાં અકલનું ગોહર લગાર કમી હતું. જેવી તે ખુબસુરત હતી તેટલીજ તે કરપીણ અને મેલાં હેડાંની હતી. કીનો લેવામાં તો એકો હતી. તેણીએ બાપડી બાલકીસનો જાન લેવાનું એક ભયંકર કાવતરૂં રચ્યું. સુલતાનની એક નવી માનીતી તરફ સુલતાના તરીકે ભેટ સોગાદ મોકલવાને તેણે ઉમદામાં ઉમદા ભેટ તઇયાર કરી. નકર સોનાની બનાવેલી એક મોટી રકાબી મંગાવી તેને ગોળ ફરતી મોતીથી મઢી લીધી. તેના અંદર સોનાનાં છ પ્યાલાઓ ગોઠવ્યા. એક પ્યાલામાં મીઠાઈ, બીજામાં મધ, ત્રીજામાં સુકો મેવો, ચોથામાં શાકર, પાંચમામાં શરબત અને છઠામાં કાફીભરવામાં આવી. તેની આજુબાજુ સુંદર મઘમઘતાં ફુલો ગોઠવવામાં આવ્યાં. અને તેમ કરી તે ભેટ બે લોંડીઓ પાસે બાલકીસના ઓરડામાં મોકલી. જે વેળાએ આ બંને લોંડીઓ ભેટ લઇને બાલકીસના ઓરડામાં દાખલ

થઇ તે વેળા સુલતાન ત્યાં બેઠેલો હતો. તે ઉપરાંત જનાનખાનાનો વડો ખીસલાર આગા તથા પરીઝાદ પણ ત્યાં હાજર હતાં. પેલી બંને ગોલામડીઓ સુલતાના ખાસેકીની આ કીમતી પણ ભયંકર સોગાદ લઇ ઓરડામાં દાખલ થઇ ત્યારે સુલતાનને ત્યાં બેઠેલો જોઇ તેઓ ગભરાઇ ગઇ, અને ચોંકીને પાછે પગલે પાછી ફરવા જતી હતી તેટલાં સુલતાને તેમને આગળ બોલાવી, અને જે ભેટ પોતે સુલતાના ખાસેકીને કરેલી તે ભેટ અહીં લઇ આવવાનું શું કારણ છે તે જાણવા માંગ્યું. આ ભેટની રકાબી બંને લોંડીઓએ બાલકીસના પગ આગળ મુકી દીધી અને પછી બેઉ હાથ જોડી માથું નમાવી સુલતાનની હજુર ઉભી. તેમને મુગી ઉભી રહેલી જોઈ સુલતાને ગુસ્સામાંજ પુછ્યું કે "બોલો જલદી, આ બીનાનો ભેદ શું છે?" નામવર બાનુ બાલકીસને આ ચીજો ભેટ આપવા માટે સુલતાના ખાસેકીએ મોકલાવી છે, નામવર સુલતાન, તે લોંડીઓએ ઉતર આપ્યો. વલી સુલતાના ખાસેકીની ઇછા છે કે,—તેઓ નમીને બોલી,—આ કાફી જે સુલતાનાની પોતાની દેખરેખ હેઠળ બનાવવામાં આવેલી છે તે બાનુ બાલકીસે ચાખવી. બાલકીસનો જાન લેવાને સુલતાના ખાસેકીએ રચેલા કાવતરાંમાંથી છુટી થઈ જવાને બંને ગુલામડીઓએ સુલતાનની હજુરમાં ઉપર પ્રમાણેનો ખુલાસો કરી દીધો. સુલતાન બહુ પોહોંચેલો હતો; જનાનખાનાના કાવાદાવાઓ સમજવા ઉપરાંત સુલતાના ખાસેકીની અદેખી અને હસદ ભરેલી વરતનુકથી માહીતગાર હતો, વલી તેને લાગ્યું કે તેના જેવી એક અદેખી સ્ત્રી આવી એક અજાણી સ્ત્રી ઉપર હેતભરી સોગાદ મોકલે એ ન બની શકે તેવું છે; એટલે તેને પુરેપુરોજ શક ગયો. દરબારી કાયદા પ્રમાણે મોકલેલી કાફી બાલકીસે ચાખવી તો જોઇયેજ એટલે સુલતાને તે પ્યાલો પોતાના હાથમાં લીધો, અને જે લોંડીએ સુલતાનને ખુલાસો કર્યો તેનેજ તે પ્યાલો આપી હુકમ કર્યો કે એકદમ સઘળી કાફી પી જા, એકપણ ગોટ રાખતી ના. બાપડી લોંડી ગભરાઇ; તે અંદરખાનેનો ભરમ સઘળો જાણુતી હતી, એટલે હવે શું કરવું તેની તેને સમજણ પડી નહી. તેને ફીકી પડેલી અને આનાકાની કરતી જોઇને સુલતાનનો શક મજબુત થયો, એટલે તેણે તો ડોળા કકડાવીને હુકમ કીધો કે, ચાલ વેગ જલદી પી જા, અને તેમ તેમ તે બાપડી વગર મોતે મોત પાસે આવેલું જાણીને ધ્રુજવા લાગી. અંતે સુલતાને બુમ પાડવાથી તેઓ તેના પગ આગળ પડી કોઈ મોટા ગુનહાની માફી માંગતી હોય તેવો દેખાવ કરવા લાગી. સુલતાન ઉઠયો અને ખીસલાર આગાને તે બંને લોંડીને સ્વાધીન કરી તેને ફરમાવ્યું

કે મારો હુકમ થતાં સુધી તેમને પરેહજ રાખવી અને તેમના ઉપર કસી પ્રકારની આપદા પાડવી નહી. કીસલાર આગા તુરત તેમને ત્યાંથી લઈ ગયો.

સુલતાન હવે બાલકીસ આગળ બેઠો, અને જનાનખાનાના કાવાદાવાઓથી તેણીને માહીતગાર કરવા લાગ્યો, અને કાફીમાં બેશક ઝેર છે એમ તેણીની ખાતરી કરી આપી. પણ શેવટે બાલકીસને ફતેહ આપવાને તે પોતાની પાછળ તેડી ચાલ્યો. ઘણાક સીંગારેલા ઓરડાઓ અને દીવાનખાનામાં થઇ તે સુલતાના ખાસેકીનાં દીવાન-ખાનામાં દાખલ થયો. સુલતાના ખાસેકી, સુલતાનને બાલકીસ જોડે આવેલો જોઇ તુરત ઉભી થઇ. તેનું મોહું ઉતરી ગયું, અને તદન બેહોશ સરખી બની ગઈ. હજુ તો સુલતાન કાંઇ હુકમ કરે તે પેહેલાં કીસલાર આગા પોતાનું કામ બજાવી અંદર દાખલ થયો. તેને જોતાંજ સુલતાને તેને હુકમ કીધો કે જે ઓરડામાં બાલકીસ હતી, તે ઓરડામાં ખાસેકીને લઈ જઇ રાખવી, અને મારા હુકમ વગર તેને કસી જાતની છુટ આપવી નહી. એ સઘળું કામ વલી તેને છુપાછુપ બજાવવાનો હુકમ કર્યો હતો. કીસલારઆગા ખાસેકીને લઇ ગયો, એટલે બાલકીસને હસતે મુખડે સુલતાને જણાવ્યું કે આજથી આ તારી જગા છે બાલકીસ તેના પગ ઉપર પડી તેનો ઉપકાર માન્યો. તેને ભારે પ્યારથી ઉઠાડી, સુલતાન બોલ્યો, પ્યારી બાલકીસ, તારી ખુબસુરતીએ મારાં જીગર ઉપર ફતેહ મેળવી છે, એમ ખુલેખુલું તુંને જણાવી, હું તારી મરજી જાણવા રાહ જોઉ છું.

આ છેહલા શબ્દો હજુ તો પુરા થાય તેટલાં સુલતાન પાછી પીઠ ફેરવી, બાલકીસને ભારે વિચારમાં નાખી ચાલતો થયો. શું કરવું અને સુલતાનને શું જવાબ દેવો તેની તેને બીલકુલ સમજણ પડી નહી. તેની હાલત સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડી. જે રાત્રે આ બનાવ બનતો આપણી નજરે પડે છે, તેજ રાત્રે સુલતાના વાલીદાએ બાલ-કીસને ઠાર કરવાનું પ્રપંચ રચ્યું હતું. પેલા કાળા ગુલામોને બરાબર હુકમ મલી ચુકયો હતો, અને તે બજાવવાને તેઓ મધરાત થવાની વાટ જોતા હતા. અંતે ઠરાવેલો વખત આવી લાગ્યો. તૈયાર થઇ તેઓ પોતાનાં પગલાંનો આવાજ સંભળાય નહી તે માટે ગાલીચાઓ ઉપરથી ચાલીને જતા હતા, અને તેમ કરતાં અંતે તેઓ બાલકીસ પેહેલાં જે ઓરડામાં રહેતી હતી ત્યાં જઈ પુગ્યા. આ કાળા ગોલામો ધીમેથી ઓરડામાં દાખલ થયા. ઓરડામાં એક તરફથી કોઈ દમ લેતું હોય તેવો આવાજ તેમને કાને પડયો; તેના આધારે, ઓરડામાં અંધારૂં

હોવાથી તેઓ તે તરફ ગયા અને સુતેલી સ્ત્રીને બાલકીસ માનીને તેઓએ ગુપચુપ બગલમાં ઉઠાવી લીધી. તેણી બુમ ન પાડી શકે તેટલા માટે એકે તેણીનું મોઢું દાબીને પકડયું અને બીજા એકે તે બાપડીનાં હંસસરખા ગલામાં મજબુત અંગુઠો દાબી દીધો. થોડીકવાર ગલાંમાંથી સેહજ ગુંગળાતો નીકળ્યો, પણ તુરતજ તે બંધ પડયો અને અંતે અફસોસ, તે બાપડી મુરદું થઇ પડી. પોતાનું કામ બજાવી ગુલામો ત્યાથી ગુપચુપ બાહેર નીકલ્યા. તેઓ સુલતાના વાલીદાના ઓરડામાં ગયા અને સોંપેલું કામ બરાબર બજાવ્યું છે એવી ખુશી ભરેલી ખબર આપી. પેલી તરફ બાલકીસ હજુ પોતાનું મન શાંત પાડી શકી ન હતી. સુલતાને તેણીને સુલતાના બનાવવાની જે માંગણી કરી હતી, તેના ઉપરજ તે ગોર કરતી બેઠી હતી. પોતાના મનમાં આ ગરબડાટ ચાલતો હતો તેટલાં સુલતાના ખાસેકીની હાલત વીશે તેણીને દયા આવી. તેણીને લાગ્યું કે સુલતાન તેણી જોડે બહુ કઠોરપણે વર્તયો માટે તેણે મનમાં વિચાર્યું કે કાંઇ પણ તદબીર લગાડી સુલતાનનો ગુસ્સો નરમ કરી, તેને ખાસેકી સાથે પાછી સલાહ કરાવવી. વગર ઢીલે બાલકીસે ખાસેકીવાળા ઓરડા તરફ પગલાં ભર્યાં. ઓરડામાં પોહોંચી, બારણું ઉઘાડયું અને પોતાના હાથમાંના દીવાથી જોયું કે પેલી તરફ કોચ ઉપર ખાસેકી પડેલી હતી. તે આગલ જઇને જોયું કે તેણીનો ચેહરો તદન બીહામણો થઇ ગયલો હતો. હાથ વડે તેણીનું સઘળું શરીર તપાસ્યું તો લાગ્યું કે કોઇએ તેણીને ગુંગળાવીને મારી નાખી છે. અફસોસ ભેદના ગુચવાડો વલી નવે નામે ઉભો થયો. તે કેમ અને કોણે મારી નાખી હશે તેની કશી અટકળ તે કરી શકી નહી. મોટા જનાનખાનાઓમાં જે ભયંકર કાવતરાંઓ ચાલતાં તેની કાંઇક ખબર બાલકીસને હતી. એટલે તેણીએ એટલી તો અટકળ ચલાવી કે આ જયાં છે ત્યાં કાંઇ કાવતરાંનો ભોગ થઇ છે. હજુ તો આ વીચાર પુરો કીધો નથી તેટલાં દરવાજા આગલ કોઇનાં પગલાંનો આવાજ સંભળાયો. તુરત તે ચોંકી અને નજર કરી તો જનાનખાનાનો વડો કીસલાર આગા. મોડી રાત્રે બાલકીસની હજુરમાં પોતાને અચાનક આવી ગયલો તે તેણી પાસે માફ માંગવા લાગ્યો, પણ બાલકીસે તેની નજર પેલી મુરદુ થઇ પડેલી સુલતાના તરફ ફેરવી. તુરત તે ત્યાં ગયો અને જોતાંજ બોલી ઉઠયો, બીસ્મીલ્લાહ ! આ હું શું જોઉં છું ? કીસલારને લાગ્યું કે બાલકીસ હવે સુલતાના થવાની હોવાથી ખાસેકીની આ નડ વચેથી છુપાછુપ તેણે કાઢી નાખી છે. કાગનું બેસવું અને તાડનું પડવું, તેમ

બાલકીસ ત્યાં મધરાત્રે એકલી હતી ! મનમાં તો એ વીચાર કર્યો, પણ તેનાથી તે પ્રસીધ બોલાયું નહી, એટલે ભરમમાંજ ઇસારો કરી બોલ્યો કે, બાઇ સાહેબ, અલબતાં તમારી મરજી વીરૂધ એક હરફ સુધાં કહાડવાને કોઇની તાકાત તો નથીજ; પણ તમોએ સુલતાનની હજુરમાં તમારો ચેહેરો તો સફેદજ રાખવો જોઇયે. અલ્લાહ એક અને હું બીજો એટલાંજ તમારૂં આ છુપું કામ જાણ્યે છીયે.

કીસલાર આગાના આ ભરમ ભરેલા ઇસારા સાંભળી બાલકીસ લગાર તોરમાંજ બોલી શું ત્યારે આ ખુન મારા હાથે થયું છે એમ તું કહેવા માંગે છે? આ ગેરઈનસાફ તું મને કરીશ નહી. નામવર બાનુ, કીસલાર બોલ્યો, મારા ઉપરીઓની હજુરમાં હું તદન આંધળો, મુંગો અને બેહરો ભીત છું. બાલકીસ સુલતાના થવાની છે એમ ખ્યાલ કરી તેણે હવે કસું પણ બોલવાનું મોકુફ કીધું. બાલકીસે જ્યારે જોયું કે આગાની ખાતરી થતી નથી, ત્યારે તે મુંગી મુંગી ત્યાંથી ચાલી પોતાના ઓરડામાં ગઈ. રાત ઘણી ગઇ હતી એટલે ઉંઘવાનાં ફાંફાં તો ઘણાં માર્યાં પણ ફોકટ. નજર આગળ બનેલા આ ભયંકર બનાવે તેના મન ઉપર એટલી તો અસર કરી દીધી કે ઉંઘ બીલકુલ આવી નહી, અને તેવીજ વગર ઉંઘે સવાર પડી. સવાર થતાંજ કીસલાર આગા બે ગુલામડીઓને સાથે લઈ ખાસેકીવાળા ઓરડામાં ગયો. ખાસેકીને જોતાંજ તેણે અજાણ્યો થઇને ભારે ગભરાટ અને અચંબો બતાવ્યો, અને તુરતજ સુલતાનને પણ ખબર પોહોંચાડવામાં આવી કે સુલતાના ખાસેકીએ ફાંસો ખાઇ આપઘાત કર્યો છે. સુલતાન મહમદે તો કસી પણ અજાયબી કે અફસોસ દેખાડયા વગર તેની લાસને ઠેકાણે પાડવાનો હુકમ કીધો. સુલતાના વાલીદાને જ્યારે ખબર પડી કે તેણીનું ધારેલું કામ તો આ પ્રમાણે ઊંધું વલ્યું છે અને ન ધારેલું બની ગયું છે ત્યારે તે મનમાં બહુજ મુંજાઇ. તેણીએ ભારે નમ્રતા સાથે પોતાના દીકરા સુલતાન મહમદને તેની મુલાકાત લેવાને તેડું મોકલ્યું, પણ સુલતાને એમ અનુમાન કીધું કે બાલકીસ સાથ તેને જોડાયલો જોવાને તે રાજી નથી તેટલાંજ કારણે તે તેડાવતી હશે એટલે માતું તેડુ તેણે પાછું વાલ્યું, અને બાલકીસનો ઉતર મેળવવાનો વખત થાય તેટલાં સુધી તે બેલગ્રેડનાં જંગલમાં શીકારે નીકળી ચાલ્યો. બાલકીસની સાથે પરીજાદ હજુ પણ હોવાથી તે તેની અને તેના ભાઇ મુરાદની મારફતે હેનરી અને લીજીયાનસકી સાથે છુપા સબંધો ચલાવતી હતી, અને તેને છુપી રીતે છુટાં થવાની આશા આપ્યા કરતી હતી. બાલકીસને હવે કસી પ્રકારની ખુટ ન હતી, સુલતા-

નાની પેઠેજ તેનો બોલ ઉચકી લેવાતો હતો. હવે સુલતાનને હા યા નાનો ઉતર આપવાનો વખત નજદીક આવ્યો. સુલતાન પણ શીકારેથી પાછો ફર્યો. સુલતાન આગળથી કહેણ મોકલી બાલકીસને મળવા ગયો. જેવો તે ઓરડામાં દાખલ થયો તેવીજ બાલકીસ તેના પગ ઉપર પડી, એટલે સુલતાને તેણીને ઉઠાડી આબરૂ સાથે સોફા ઊપર લઈ ગયો. આજ દિવસની મુલાકાતમાં સુલતાને પરીજાદ અને કીસલારાઆગાને બાજુએ થઈ જવાને ઈસારત કરવાથી તેઓ બંને બાહેર જતાં રહ્યાં.

સર્વને વીદાય થયલાં જોયા પછી ઘણાજ ધીમા પણ ગંભીર આવાજે સુલતાન બાલકીસ તરફ નજર કરી બોલ્યો, બાલકીસ આજે તારે મોઢેનો હા યા નાનો ઉતર લઈ મારૂં ભવીશ ચલકતું કે સીહા કરવાને હું તારી હજુર ખડો થયો છું. મારા તરફની માત્ર તાબેદારી અને મારા ઉપકારના બદલા તરીકે તું જો મારી સુલતાના થવા તૈયાર થશે તો તેથી હું સંતોશ પામનાર નથી. પણ મને તારા માટે બહુ પ્રેમ છુટે છે, જે બીજી સઘળી ઈછાઓથી નીરાલીજ વસ્તુ છે. મારા તુરંગોને મેં સર્વ તરફ દોડાવી દીધા છે અને મારી ખાતરી થઇ ચુકી છે કે મારામાં જે સચાઇ છે તેનો સાક્ષી ખુદા છે.

સુલતાનના આ ગંભીર વચનો સાંભલીને બાલકીસ ઉંડા વીમાસણમાં પડી ગઈ અને તેને તેમ જોઇને સુલતાન વળી ઘણાજ ધીમા સ્વરે પાછો બોલ્યો કે યા અલ્લાહ, આજે હું સુલતાન કહેવાઉં છું તો આ સેંકડો ગુલામો અને ગુલામડીઓ મારા પડેલા બોલો ઉઠાવી લેવાને તતપર થઈ રહે છે. આવતીજ કાલે જો મને આ તખત ઉપરથી ગબડાવી પાડવામાં આવે તો એ દરેકે દરેક જણ મારા તરફ લેશ નજર સુધાં કરવાની કાલજી કરશે નહી. અને અફસોસ રાજા કહો કે સુલતાન કહો, સર્વની હાલત એજ પ્રમાણેની છે. મારાં જીગરમાં હાલ જે આતશ ઉભરાયો છે તે એજ કે, હું હવે મને પોતાને સદાકાળ ચાહતી રહે એવી એક સાથી મેળવવામાં ફતેહમંદ થયો છું. અહો, બાલકીસ જો તું મને ખરાં જીગરથી સુખી કરવાની ન હોય તો મને બીલકુલ ઠગતી ના, પણ તારાં અંતકરણનાં ઉડાણમાં જે કાંઈ સમાયલું હોય તે સાચેસાચુંજ મને કહી દેજે. જે ખોદાતાલાની હું ભકતી કરૂં છું અને જેનો હું બંદો છું તેના તેમજ જે પેગંબરના ધરમનો હું ચુસ્ત હીમાયતી છું તેના મકા અને મદીનાના પવીતર શેહેરોના સોગન લઇને હું કહું છું કે, પ્યારી બાલકીસ હું તારા ઉપર જબરજસતી કરવા માંગતો નથી. જો તું મને ચાહતી નજ હોય તો તું જયાં જવા ઇછે ત્યાં હું તુને ધનમાલ

અને આબરૂ સાથે વીદાય કરવાને તઇયાર છું; પણ જો તારૂં દીલ મને ચાહતું હોય તો હું તારોજ છું, અને હું તુંને મારી સમાન અને દુખ સુખની ભાગ્યણ ગણીને ચાલવાને તઇયાર છું. મેહેલના સર્વ ભેદો અને છુપી વાતો તારા હજુર જાહેર કરવામાં આ-વશે કે જે જાણવાને લીધે મારા ગુંચવાડાઓને સમયે તું મને યોગ્ય સલાહ આપવાને સામર્થવાન થાય. તારી મરજી ઉપર મારો બીલકુલ કાબુ ચાલશે નહી, પણ ઓર તેથી ઉલટુંજ જે છુપા અને ભેદભરેલા શબ્દથી આ મેહેલ કે ખજાના, રાજ કે તાજ, તુરંગ કે દારૂખાનાના દરવાજાઓ ખુલા મુકવામાં આવે છે તે શબ્દથી તુંને માહીતગાર કરી સઘળાંની મુખત્યાર બનાવ્યામાં આવશે. અને એ સ-ઘળું રૂપસુંદરી બાલકીસ, તારી પોતાની ખાતરી કરવાને માટેજ.

આ છેલા વાકયથી પોતાને કાંઇ સુધી આવી ગઇ હોય તેમ ડોળ ઘાલી બાલકીસ બોલી, કે એ છુપો શબ્દ જયાં ઘાતકી પણું વાપરેલું હોય ત્યાં દયાળુપણાનું કામ પણ કરી શકશે ખરો કે? અહો પ્યારવંતી, એ શબ્દ જો કોઈ ચઢી આવતાં ખ્રીસ્તી લશ્કરના મુખમાંથી નીકળશે તો પણ આ શેહેરના દરવાજા તેને માટે ખુલા મુકવામાં આવશે, સુલતાન મહમદ બોલ્યો. અને એ ખુલાસો સાંભલી બાલકીસ થોડો વખત વીચારમા પડી, અને તુરતજ તેના ચેહરા ઉપર ખુશાલી પંથરાઇ ગઇ,અને થોડાજ વખતમાં તે કોચ ઉપર ટટાર બેઠી થઇ, વીખરાઈ પડેલાં બાલોનાં જુલફાંઓને પેચમાં ને પેચમાં વલ ખવાડી બોલી ઉઠી, સુલતાન સુલતાન, “હું તુંને ચાહું છું.”

સુલતાનને તો જાણે આખાં શરીરમાં વીજલી પસાર થઈ ગઈ હોય તેમ લાગ્યું. તેની સઘલી શંકા દુર થઇ ગઇ. જે ઓરડામાં આ સમયે તે ઉભો હતો તે તો જાણે તેને બાગે બેહસ્ત લાગ્યું. બાલકીસનો એક હાથ પોતાના હાથમાં લઇ તે બોલ્યો, બાલકીસ, ત્યારે તું મને ચાહે છે અને તારૂં અંતકરણ ફકત મારાં તરફજ દોરાયલું છે કે? હા હા, નામવર સુલતાન, તારા એકલાનીજ તરફ બાલકીસ બોલી. સુલતાન તો ભારે દીવાનો સરખો થઇને બોલ્યો, ત્યારે તો જાણે સ્વર્ગના દરવાજા મારા સામે ખુલા થાય છે. બાલકીસ આજથી તું મારી સુલતાના થઈ છે. આજ સુધી કોઈ પણ સુલતાનાને નહી અપાયલી એટલી સતા હું તુંને આપીશ અને સાથે પેલો ભંયકર ભેદ ભરેલો છુપો શબ્દ પણ તારા તરફના વિશ્વાસ તરીકે હું તુંને જાહેર કરીશ. બાલકીસે સુલતાનને દીવાનો સરખો બની ગયલો જાણી તેને સકંજામાં લીધો અને ભે-દભરેલો શબ્દ શું છે તે જાણવા માંગ્યું. સુલતાનતો ભારે લીન

થઇ રહેલો હતો એટલે બીજા કોઈ ન સાંભળે તેમ તેણે તે શબ્દ બાલકીસને કહ્યો અને તે આ હતો. " આધાજકાવુની. " આ શબ્દ પોતાને મોઢે ગોખવાના ઈરાદાએ બેચારવાર બોલી લઈને બાલકીસે સુલતાનનો પોતા તરફના વિશ્વાસને માટે ભારે ઉપકાર માન્યો. હવે બહુ થઇ ગયલું જોઇ ચપલ બાલકીસે દીવાનાના સરખું ડોળ કરી સુલતાનને જણાવ્યું કે, નામવર આજે તું તેમજ હું બંને ભારે હરખમાં આવી ગયાં છીયે, માટે હવે થોડા વખતને માટે તું અત્રેથી વીદાયગીરી લઈ મને આસાએસ આપ, અને આવતી કાલથી આ તારી દાસીને તારી મેહબુબ બનાવજે. સુલતાન મહમદ તો બાલકીસ ઉપર અધીરો બની ગયલો હતો, છતાં પણ તેને નારાજ નહી કરવી એવા હેતુથી તેણે વીદાયગીરી લીધી અને બીજીજ પલે એક નરમ મખમલના તકીઆ ઉપર જઈને બાલકીસ તો આજના બનાવ ઉપર વીચાર કરતી સુતી.

બાલકીસે સુલતાન તરફ જે પ્યાર ધરાવ્યો તેમાં તે શું સાચી હતી? તેને સુલતાના થવાનું જે વચન આપ્યું તે શું ખરા જીગરનું હતું? અને પેલા જવાન ખ્રીસ્તીને જે વચન તેણે થોડાજ વખત આગમજ આપ્યું હતું તે શું તે ભુલી ગઈ હતી? આ સઘળાંનો ભેદ હવે નીચેની હકીકતથી જણાશે. સુલતાનને વીદાય થઈ ગયલો જાણી તે ઉઠી. પોતાના શરીર ઉપરના સઘળા દાગીના તેમજ સુલતાન તરફથી વારંવાર ભેટ આવેલાં જરજવેરાત કહાડી તેને તેણીએ એક સુંદર પેટીમાં બંધ કીધા. આવી રીતની તૈયારી કરી તેણે હળવેથી બારણું ઉઘાડયું અને બાહેર ડોકયું કર્યું. સઘળું ચુપાચુપ હતું એટલે તેણીના કાન ઉપર કસો આવાજ આવ્યોજ નહી. અંતે તેણી ઓરડામાંથી બાહેર પડી. ચાલતી ચાલતી એક ઓરડા હજુર પોહોંચી અને આજુબાજુ જોયા પછી તે ઓરડાનું બારણું ત્રણવાર ટકોરા મારીને ઠોકયું, જે પ્રમાણેની ગોઠવણ પરીજાદે આગળથી કરી રાખેલી હતી. ઓરડાનું બારણું તુરતજ ઉઘડયું અને બે ગુલામો ઉબર ઉપર સામા આવી ઉભા, જેઓએ તેણીને અટકાવી ઉભા. આ મામલો જોઈ બાલકીસે પેલા છુપા શબ્દ " આધાજકાવુની "નો ઉપયોગ કર્યો એટલે તે સાંભળતાંજ તે લઠ સરખા બંને ગુલામો રસ્તો છોડીને દુર થઈ ઉભા. પોતે કોણ છે તે બંને જોઇ નહી શકે એવી રીતે બુરખો છેક મોઢાં સુધી ખેંચી તથા શરીરે ઓઢેલી શાલને બરાબર વીટાલી તે એક દાદર ઉપરથી નીચે ઉતરી, જ્યાં વલી એક નવોજ દરવાજો તેને નડયો, કે જે દરવાજો પસાર કરવા પછી કીસલાર આગાના

ઓરડામાં જઈ શકાતું હતું. ત્રણ ટકોરા બારણા ઉપર તેણીએ લગાવ્યા કે કીસલાર આગા પોતેજ સામો આવી ખડો થયો, તેને જોતાંજ "આધાજકાવુની" એવો બોલ તે બોલી એટલે તે બોલનાર કોણ છે તેની કસી પણ તકેદારી કરવા વગરજ કીસલાર આગા બાજુએ થઈ ગયો. આગાના ઓરડામાં થઈ તે એક મોટા ચોકમાં જઇ પુગી, જેની એક બાજુ ઉપર સીલેદારોની બરાખ હતી. ધગધગતી છાતી સાથે બાલકીસે આ તરફ આવી સીલેદારના સરદારના ઓરડાનો રસ્તો જાણવા માંગ્યો. ત્યાંથી મળેલી ખબર પ્રમાણે તે કેટલીક આગળ ચાલી કે તે સરદારના ઓરડામાં જઈ પુગી. આ સરદાર બેઠો બેઠો પોતાનો હુકો ગગડાવતો હતો, તે બાલકીસને જોઇ અજાયબી સાથે જોવા લાગ્યો. તે હજુ તો મોઢામાંથી કાંઇ શબ્દ કહાડે તે પેહેલાંજ બાલકીસે હીમતભરેલી રીતે તેને કહ્યું કે, ઉઠ ઓ સરદાર અને તારા અસતકમાંના બંને કેદીઓને એકદમ છોડી દે. પોતાના હુકમનો શું ઉતર મળે છે તેની રાહ જોતી તે ઉભી છે તેટલાં તે સરદાર બોલ્યો, આ કામ બજાવવા માટે તારા કરતાં કાંઇ વધારે ચઢતા અમલદારના હુકમની મને જરૂર છે. આ ખુલાસો સાંભલતાંજ બાલકીસ ફરીથી પેલો ભેદ ભરેલો શબ્દ "આધાજકાવુની" બોલી, જે સાંભળતાંજ સરદાર ઉભો થયો, અને કેદીઓના ઓરડા આગળ દોડયો; ઓરડાના દરવાજા ઉઘાડી દીધા અને પોતાની બેઠકે આવી પાછો બેઠો.

ઓરડામાં દીવાનું ઝાંખું અજવાલું હતું અને બાલકીસ ઉબર ઉપરજ ઉભી હતી. પોતાના ઓરડામાં કોઈ સ્ત્રીને દાખલ થતી દુરથી જોઇને હેનરી ગભરાતો ઉઠયો, જે વેલા લીઝીયાનસકી તો બીજી તરફ બેપરવાહીથી પડેલો હતો. હેનરીને આવતો જોઇ બાલકીસ બોલી પેગંબરના હુકમથી તમો છુટા થયા છો, ગરબડ કરવી નહી અને મારી પાછળ બંને જણ ચુપચુપ ચાલ્યા આવો. બાલકીસ આગલ અને બંને પુરૂષો પાછળ એમ ચાલ્યા. ત્યાંથી આડે અવલે રસ્તે થઇ તેઓ મેહેલમાંથી બાહેર નીકલી મોહલામાં નીકલી પડયાં. ચાલતાં ચાલતાં એક કીલા આગલ આવી લાગ્યાં જયાંના પોહરેગીરોએ તેમને અટકાવ્યાં. થોડાજ વખત ઉપર છુટા થયલા બંને ખ્રીસ્તીઓને તો પાછા પકડાવાની ધાસ્તી લાગી, પણ પોહરેગીરો તેમને હાથ લગાડે તે પેહલાં બાલકીસે પેલા ભેદ ભરેલા શબ્દનો ઉપયોગ કર્યો કે તુરતજ કીલાના દરવાજા ઉઘાડી દઇ તેમને વગર હરકતે તેમાંથી પસાર થવા દેવામાં આવ્યાં. ચાલતાં ચાલતાં હવે તેઓ સહીસલામત

ખુલાં મેદાનમાં આવી પોહોંચ્યાં. અત્યાર સુધી ત્રણે જણ એક બીજા સાથે એક બોલ સુધાં બોલ્યાં ન હતાં, પણ હવે પોતાને સલામત નીકલી આવેલાં જાણી બાલકીસે તેમના સાથે વાત કરવા માંડી. તેણે જડપ ચાલના ઘોડાઓ મેલવવાની ભલામણ કરી. ઘોડા મલે ત્યાં સુધી ત્રણે જણ પગે ચાલતાં થયાં. બેલગ્રેડથી ઘણેક છેટે હવે તેઓ નીકલી આવ્યાં હતાં. તુરતનાં છુટાં થયલાં આ ત્રણ સ્ત્રી પુરૂષો હજુ તો કયાં જવું તે પણ નકી કરવા વગર ચાલતાં હતાં તેટલાં તેમને ઘોડાની ખરીના દોડ ધુપના આવાજો સંભળાયા, અને તેઓ તેમનાથી છટકવાને હજુતો ઉપાય શોધી કહાડે તેટલાં વીસ સવારોએ આવી તેમને ઘેરી લીધાં. પરસપર સવાલ જવાબ થતા તે વીસ જણ જોઇને અજાગબ થયા કે આ બે ખ્રીસ્તીઓ સાથે એક મુસલમાન ઓરત કેમ આવી ? તેઓએ તે વીશે ખુલાસો માંગતાં બાલકીસ બોલી કે આ બંને ખ્રીસ્તીઓ મોટા ધનવાન વેપારીઓ છે અને હું તેમની ગુલામડી છું. અલાહ અલાહ, ખ્રીસ્તી કાફરના હાથમાં મુસલમાન ગુલામડી એ કેવી જુલમની વાત છે ? તેઓનો મનસુબો એવો હતો કે બાલકીસને આ બંને ખ્રીસ્તીઓના હાથમાંથી છોડાવી લઇ જવી. હેનરી તથા લીજીયાનસકી પાસે હથીયારો ન હતાં એટલે બાલકીસને તો વલી નવે નામે ભય પેઠો. હજુ તો તેઓ કાંઈપણ વીચાર કરે તે પેહલાં હેનરી તથા લીજીયાનસકીના મુસ્કેતાટ કર્યા. તે પછી તેમનો નીકાલ કેમ કરવો તે વીશે તરેહવાર સુચનાઓ થવા માંડી તેઓએ તેમને જીવતા ને જીવતા ઝાડ સાથે બાંધ્યા અને બાલકીસને તેણીની આજીજી કાકલુદી કે રડણ ઉપર કશું પણ ધ્યાન આપવા વગર લઇને ચાલવા માંડયું. તેઓ ગયા પછી બંને જણ શાંત પડી છુટા થવાના ઉપાયો શોધવા લાગ્યા. લીજીયાનસકીએ ઘણીક મેહનતે પોતાનો એક હાથ છુટો કીધો એટલે તેની મદદથી થોડાજ વારમાં બંને જણા છુટા તો થઈ શકયા; પણ અફસોસ, આ બનાવે તેમનાં મગજ ઉપર જે અસર કરી હતી તે નબલાં મનનાં માણસોને દીવાના બનાવવાને પુરતી હતી. અંતે હવે તેઓએ એવો ઠરાવ કયો કે તુરકી સરહદ પસાર થાય ત્યાં સુધી કોઇનું પણ ધ્યાન નહી ખેંચાય એવી રીતે જેમ બને તેમ જલદીથી ચાલ્યા જવું, અને જે પેહેલું જુપડું મલી આવે ત્યાં દાખલ થઇ આપણા પોશાકો ત્યાં આપી ખેડુતના પોશાક આપણે લઇ લઇશું. હેનરી તો બાપડો લગભગ દીવાનો થઇ ગયો હતો, અને તેને હીમત આપવાને લીજીયાનસકીએ કસી કચાસ રાખી નહી.

બાપડા બંને જણા જેમ મનની તેમજ તનની થાકથી અધમુવા થઈ કોઇ નહી જાણે તેવી રીતે પોતાનો રસ્તો કાપ્યા જતા હતા, અને તેવામાં જો તેમને દુરથી કસોબી ખખડાટ થતો સંભળાતો જાણે ઓ કોઇ આવ્યું કે શું એમ બીહીને આજુબાજુ ફરીને જોતા હતા. અંતે તેઓ એક કંગાલ દેખાવનાં જુપડાં આગળ જઈ લાગ્યા જ્યાં ત્રણ ખેડુતો જોડાજોડ બેસી ભોજન લેતા હતા. પોતાના દીલમાં કરેલા ઠરાવ પ્રમાણે આ ઠેકાણે તેઓ ઉભા અને કેટલાક પૈસા આપી થોડું ઘણું ખાવાનું મેલવ્યું અને પોતાના પોશાકો તેમને આપી તેમના ખેડુતી પોશાકો તેઓએ પોતે લીધા, અને હવે તેઓ પોતાને સલામત સમજી પોતાની મુસાફરીએ પાછા નીકલ્યા. એમને હવે પડતા મુકી આપણે બેલગ્રેડમાં સુલતાનના મેહેલ તરફ દોડીયે. સુલતાન જેવાં હરખ ભરેલાં દીલથી બાલકીસથી છુટો પડયો હતો તેનું વર્ણન કરવું પણ મુશ્કેલ છે. તે એટલો તો હરખમાં આવી ગયો હતો કે પોતાનાં મન ઉપર સુધાં કસો કાબુ ધરાવી શકતો ન હતો. પોતાના મેહેલના એક ખાનગી ઓરડામાં સુલતાન મહમદ જાગતે સુતો અને પડયો પડયો તરેહવાર વીચારો કરવા લાગ્યો, અને તેમાં બાલકીસ અને બાલકીસ તેનાં મનમાં જયાં ત્યાં દોડતા ફરતી હતી. આવા ઢપમાં સુલતાન પડયો છે તેટલાં એક કાલા ગુલામે આવી દીવાનખાનામાંનું મોટું ઝુમર સલગાવ્યું અને તે સળગતાંજ મેહેલમાં અભુકદાર રોશની પ્રગટ થઈ રહી. થોડેજવારે છ ગાયન કરનારી સુંદરીઓ મેહેલમાં દાખલ થઇ. તેઓ સઘલી સરકેશીયન હતી: તેમના શરીર ઉપર ઉંચા મખમલી પોશાકો હતા, ઉંચા દાગીનાઓ પેહેર્યા હતા, અને ટુંકમાં તેઓ છએ ખુબસુરતીની પુતલીઓ હતી. સુલતાનને રીઝવવાને તેઓ તેના શમીપ હાજર થઈ તેઓએ મુજરો ચલાવ્યો, પણ બાલકીસના ખ્યાલમાં ગોટાં ખાતો બેઠેલો સુલતાન જાણે આંખે પરડા ફરી વળેલા હોય કે કસું બનતુંજ ન હોય તે પ્રમાણે તેમના મુજરા કે નાચ ઉપર જરાપણ ધ્યાન આપ્યા વગર ગુપચુપ પડી રહેલો હતો. જેમ જેમ સુલતાનને તેઓએ આજે બેદરકાર બેઠેલો જોયો તેમ તેમ તેઓએ પોતાની તરફ તેનું લક્ષ ખેંચવાને ઘણા એક પ્રયત્ન કર્યા પણ આજે તે સઘલા ફોકટ હતા. જ્યારે તેઓ થાકી ત્યારે નાચ તથા મુજરો બંધ કરી હારબંધ સુલતાનની સામે ખડી થઇ. આજ વખતે સુલતાન જાણે ભર ઉંઘમાંથી બીદાર થયો હોય તેમ ચોંકી ઉઠયો અને તેમને કસો પણ મોઢેનો હુકમ કરવા વગર માત્ર હાથની એક નાની સરખી ઈસારત કરી રૂખસદ લેવાને જણાવ્યું.

તેઓ તે હુકમ માથે ચહાવી ત્યાંથી ગઇ કે તેની પાછળ બીજી એ તેવીજ રૂપસુંદરી મુરીશ છોડીઓ સુલતાન સામે હાજર થઇ. આ બંને બીબીઓ સુલતાના વાલીદા તરફથી સુલતાનને તેડવા આવી હતી. પોતાની માતાને માટે સુલતાનને હજુ ઘણો ઉંચો વિચાર હતો અને તે ઉપરથી તેણીનાં તેડાંને માન આપી તે તેમના સાથે વાલીદાના ઓરડામાં તેને મળવા જવાને કારણે ઉઠયો. વાલીદા પોતાના આ માનવંતા પુત્રને મળવાને શા કારણે આતુર થઇ રહી હતી તે હવે પછી જણાશે, તેટલાં આટલું તો ખરૂં કે સુલતાનને રીઝવવામાં વાલીદાએ કસી મના રાખી ન હતી. જેવો તે પોતાના ઓરડામાં આવી પુગ્યો કે તુરત તેણે તેને અંદર દાખલ કીધો. તે બેઠો તેવામાં સુંદર ૫૦ લોંડીઓ જુદા જુદા ઉંચા નમુના અને કારીગરીની તબકોમાં ભાતભાતનું ખાણું અને શરાબ લઈને આવી. લોંડીઓ કાંઇ લોંડીઓ ન હતી, પણ જેવું ખાણું ભાતભાતનું સ્વાદીષ્ટ લેજતદાર હતું તેવી પચાસે લોંડીઓ પોતપોતાની તરેહવાર જાતની કુદરતી ખુબસુરતીને માટે મેહેલમાં સર્વ કોઇનું ધ્યાન ખેંચી રહેલી હતી, અને તેઓ જુદી જુદી જાતની હોવાથી, પોતપોતાના દેશી પોષાકો અને દાગીનાઓને લીધે અતી ઘણી બીરાજી રહી હતી. સુલતાનનું મન રંજન કરવાને વાલીદાએ સઘલીઓને ઉતમમાં ઉતમ પોશાકોમાં ત્યાં હાજર કરી હતી. આહા, પણ આજે સુલતાન મહમદ આ હુરીઓ તરફ તદન બેદરકારીથી જોતો હતો. બાલકીસની ખુબસુરતી આગળ આ પચાસે હુરીઓ કુચ બીસાદમાં ન હતી, અને બાલકીસના પ્યારમાંજ તે લીન થઇ ગયલો હોવાથી તેમના ઉપર તે પોતાનું ધ્યાન કયાંથીજ દોડાવી શકે ? વાલીદાએ સુલતાનનું મન બાલકીસ ઉપરથી ફેરવવાને કારણેજ આ સઘળી ગરબડ ઉભી કરી હતી, પણ તેને તો જરાબી ડગમગેલો ન જોયો ત્યારે તેણીએ એક ઉંડો નીસાસો નાખ્યો. તેણીને ધાસ્તી હતી કે બાલકીસ જો સુલતાના થવા પામી તો તે પોતાની ચબરાકી અને બાહોશીથી મેહલમાંના કાવાદાવાઓ કે જેના આધારે મેહેલમાં ગમે તે ભયંકર કાવતરાંઓ પણ સુલતાનથી ગુપચુપ પસાર થઇ જતાં હતાં તે ઉઘાડાં પડી જશે, અને તેજ કારણે વાલીદા સુલતાનનું મન ફેરવવાના આ ઢોંગ લઇ બેઠી હતી. જયારે સુલતાન હાજર થયલી પચાસ માહેલી કોઇપણ હુરી સાથે જરા પણ બોલ્યો નહી ત્યારે વાલીદાએ તેણીને બોલાવ્યો અને આકેટ પછી સઘલીઓની ખુબસુરતીનું બને તેટલી સહરાગાત સાથે વર્ણન કરીને તેણીએ સુલતાન હજુર રજુ કરી, પણ તે સઘલું થઇ રહે-

તાંજ સુલતાને તો એકજ બોલમાં ઉતર આપ્યો કે, વાલીદા, તારી હાજર કરેલી પચાસ લોંડીઓ, જે સુંદરીમાં મારૂં દીલ લીન થયું છે તેની ખુબસુરતી આગળ કુચ બીસાદમાં નથી. વાલીદા આથી નીરાશ થઈ પણ નાહીમત થઈ નહી. તે વીશેશ સહરાગાત કરી બોલી કે, મારા પ્યારા પુત્ર, આ સુંદર મુરીશ છોડીઓને મોઢે અકેકી એવી વારતાઓ છે કે જે તેમના કોમલ કંઠથી સાંભળતાં ગમે તેવું ઉચાત થયલું મન શાંત બની જાય છે, માટે જો તારો હુકમ હોય તો હું તેમને ફરમાવું. નહી નહી, મારી મા, સુલતાન બોલ્યો, એના કરતાં પણ વધારે કોમલ સ્વરની મને રીઝવવા માટે જરૂર છે. મારાં મન ઉપર જે પુતલીનો છાપ કોતરાઈ રહેલો છે તેમાંથી મને છુટો પાડવાનો પ્રયત્ન કરવો એ તદન મીથ્યા છે. તારી આ ગુલામડીઓ ગમે તેટલાં ગાયનો ગાઈ મારા મનનું સમાધાન કરવાની કોશેશ કરે તો શું થયું ? પણ જે મીઠો અને મધુર સ્વર મારા કાનમાં ગણુ-ગણુ થયા કરે છે તેની આગળ તે કસી બીસાદમાં નથીજ.

વાલીદાએ જ્યારે જોયું કે તે સીધેસીધો નથી ફરતો ત્યારે તે-ણીએ તેને કાંઇક ઠપકા અને ટોણા મારી ફેરવવાનો રસ્તો હાથ કર્યો. તેમ કરતાં તે બોલી કે અફસોસ મારો દીકરો જાતે શુરવીર જોધો છતાં શુરાતનની અને પરાકરમોની વારતાઓ સાંભળવાને અખાડા કરવામાં પોતાની મોટાઈ સમજે છે. સુલતાન તેથી પણ કાંઇ ડગે તેવો ન હતો. આ ટોણાનો ઉતર તેણે એવા કઠોર શબ્દોમાં વાલ્યો કે વા-લીદા તદન ચુપજ થઇ ગઇ. તેણીએ સઘલી વાત છોડી દઇ હવે પે-લી પચાસ લોંડીઓને દશ દશની પાંચ ટોળકી કરી, મેહેલના પાંચે ખુણામાં એક ઉતમ નાચ અને મુજરો ચલાવવાની ઇસારત કરી. આજે સુલતાનને રીઝવવાની ઘણી જરૂર છે એમ આ સુંદરીઓને ખબર પડવાથી તેઓએ હંમેશ કરતાં વધારે મેહનત લેઇ નાચ અને મુજરામાં તાણ ચલાવ્યું અને તેમ તેમ તેનાથી સુલતાન ઉપર કસી અસર થાય છે કે નહી તે જાણવાને વાલીદા વારંવાર તેનાં મોઢાં તરફ ટીકયા કરતી હતી. પણ અફસોસ, સુલતાન તો જાણે પોતાની આગળ કસું બનતુંજ ન હોય તેમ પુતળાંની પેઠે ચુપકીદો બેસી રહેલો હ-તો. તેને તેમ જોઇ ખંધી વાલીદાએ સુલતાનને વળી બોલાવ્યો. ઘ-ણાજ ગદગદીત કંઠે તે બોલી કે, નામવર સુલતાન, તને રીઝવવા માટેની જે કાલજી હું ધરાઉં છું તે કોણ જાણે શા સબબથી તુંને પસંદ પડતી નથી. મેં તને શું નુકસાન કર્યું છે તે હું જાણતી નથી. તું મને કસો ઉતર દેતો નથી તો ભલે, મારા કુલવાન પુત્ર, હવે

આ મારી જીંદગી મને અકારત છે માટે હું હવે તારી રજા લેઈશ અને મુસા જઈ ત્યાં આગલા મહાન સુલતાનોની કબર આગળ એક મીનારો ઉભો કરી, તેમાં એક કબર તૈયાર કરી હું તેમાં ભરાઈ રહી મારી કગાલ જીંદગીના બાકીના દીવસો પુરા કરીશ.

આટલું બોલી વાલીદા જારબેજાર રડવા લાગી, અને પોતાની માને આવી રીતની હાલતમાં જોઇ શું કરવું તે સુલતાનને સુજયું નહી. અને તેને વીચારમાં પડેલો જોઈ વધારે દાબવાને વાલીદા ફરીથી રડતી આંખે બોલીકે હવે મારા પ્યારા દીકરા તું મને એ રજા હું ધારૂં છું કે ખુશીથી આપશે. મારાં અંતકરણની તમામ ખુશાલી માત્ર મારા એકપુરા દીકરામાં હતી, અને તે જયારે મારી નમ્ર ભેટ કબુલ રાખવાને ના પાડી બેઠો છે ત્યારે શું મારે એમ નહી સમજવું કે સુલતાન મારા ઉપર ફરી થયો છે? સુલતાને હવે જુબાં ઉઘાડી તેણે પોતાની માને હુકમ કીધો કે સઘળા ગુલામો તથા લોંડીઓ વિગેરેને અત્રેથી રૂખસદ આપવી. તે પ્રમાણે વાલીદાએ એક ઈસારતથી સઘળાંને વિદાય કર્યાં. એટલે સુલતાન બોલ્યો કે માતા હવે તારા મનનો ભેદ મને ખુલાસાથી જણાવ અને મને કહે કે હમણાં તેં મને શું કારણથી બોલાવ્યો છે. અસલ મુદ્દા ઉપર સુલતાનને આવેલો જોઈ વાલીદાએ તેને પુછયું કે તું પેલી અજાણી સ્ત્રીને ચાહે છે? ખચીતજ, સુલતાને ઉતર આપ્યો; ચાહું છું એટલુજ નહી પણ તેણીને હું મારી માનીતી સુલતાના બનાવવા ઈછું છું. ત્યારે મને જેની ધાસ્તી છે તે એજ છે વાલીદા બોલી; પ્યારા દીકરા સુલતાન મહમદ તે જાદુગરણીથી મને બચાવ; તે દદાને કારણે તો ખાસેકીને આપઘાત કરવો પડયો છે અને મને શક નથી કે વખત જતાં મારો કાળ પણ તેમજ આવ્યા વગર રહેનાર નથી. અલબત જે લેખ લખેલા હશે તે તો કાંઈ બન્યા વગર રહેવાના નથી પછી ગમે તો પેસી જાવો પાતાલ માં કે ઉડી જાવો આકાશ ઉપર.

સુલતાન લગાર ગુસ્સે થઈ બોલી ઉઠયો; બસ કર, બસ કર વાલીદા; અલબત બાલકીસની આસપાસ ઘણાં ભુતો ભમે છે, પણ તેની સઘલી અસર તેણીની આંખોમાંજ સમાયલી છે અને નહી કે તે કરપીણ હૈડાઓમાં.

સુલતાન ગમે તેટલો ગરમ થઇને આ બોલો બોલ્યો તે છતાં તેની કસી પણ દરકાર નહી કરતાં વાલીદા બને તેટલું ગંભીર મોઢું કરી બોલી કે તેણીની આંખોમાંજ અસાધારણ ચળકાત સમાયલો છે, એ આંખોમાંથી ઘણીકવાર બળતા પાહાડોમાંથી નીકળતી જવાળા સરખી

જ્વાળાઓ નીકળતી જોવામાં આવે છે, અને તે વેળા તેના સામે જે કોઇ આવેલું હોય તે જાણે તે જ્વાળાથી ભસ્મ થઈ જતું હોય તેમ લાગે છે. તેના આગલથી ખસી જવાને ગમે તેટલી કોશેશ કરો તો શું થયું પણ તેની જ્વાળા સાપની પેઠે સામા માણસને ઉડીને બાઝે છે. જ્યારે ઓરડામાં બતી બળતી હોય ત્યારે કદાચ તેની આંખોના ચળકાતને ખાતર તે બતી તમો બુજાવી નાખો અને જુવો તો તેની આંખો જાણે વાઘણ કે દેવીની આંખો મીસાળ ચકચકતી માલમ પડશે. તે જોતાંજ તમારા દાંતો કચકચશે અને તમારૂં તમામ શરીર ધ્રુજવા લાગશે, કારણ કે તે આંખો જેમ જલદીથી પ્યાર ખેંચે છે તેવીજ તીક્ષણપણે તે સામાના દીલમાં ભય પણ ઉતપન કરવાનું સામર્થ ધરાવે છે.

સુલતાને હવે ભવાં ચઢાવ્યાં, નાકનાં નસકોરાં ઉડાવ્યાં, અને બરાડી ઉઠયો કે જુઠું જુઠું, વાલીદા એ સઘલું તારૂં એક નાકેથી બીજા નાકા સુધી જુઠું છે. તેણીની આંખો તેજસ્વી અને સુંદર છે, પણ તું જેમ કહે છે તેમ તેની સામા આવનાર માણસના દીલમાં ભય ઉતપન કરે તેવી તે બીલકુલ નથી.

મેં જે શોધ કરી છે તે માટે હું અલ્લાહના કસમ લઇને કહું છું કે તે જરાએ જરા સાચું છે, વાલીદા બોલી. એક રાત્રે હું તેણીના ઓરડામાં ગઇ હતી, શા કારણથી તે મને હાલ યાદ નથી; તે ઉંઘમાં પડીને કાંઇ સ્વપ્નો જોતી હોય એમ મને જણાયું. તે વેલા તેણીની આંખો ખુલી હતી, અને એટલી ચલકાત મારતી હતી કે તે જોઇને મને તો ધ્રુજરા લાગ્યાં અને મેં ઉપર જણાવ્યું તેમ આખે દીલે ભય પેદા થયું.

સુલતાના, સુલતાન ગુસ્સામાંજ બોલ્યો, તું જુઠું અને તેબી હરડતું મને જુંઠું બોલે છે. જે પુતલીને હું મારાં ખરાં જીગરથી ચાહું છું તેનાથી વીખુટો પાડવાને આ તારાં સઘલાં નીચ કરતુકો છે એમ હું તને ખુલે ખુલું જણાવું છું, પણ તેમાં તું મારાથી હારશે. ઇસ્તંબોલ જવાની તારી મરજી છે તો આવતીજ કાલે બેલાશક તું સીધાટ, પ્રાચીન જનાનખાનામાં તું સુખેથી રહેજે, અને મરહુમ સુલતાનની બીબીઓ જોડે બેલાશક વસ્વાત કરજે, અને એથી પણ વધારે જોઇતું હોય તો, હું તુંને પેગંબરના કસમ લઇ કહું છું કે જેટલા તારા કાવાદાવાઓ નીચ પ્રકારના છે, તેથી ઉલટુંજ હું બાલકીસ તરફ વધારે ને વધારે માન આબરૂ અને મોહબતથી વરતીશ. મારા જનાનાની સઘલી સુંદરીઓને હું રૂખસદ આપીશ અને તેમને તારા સાથે ઇસ્તં

બોલ મોકલીશ અને તું સુખેથી ત્યાં તેમના ઉપર ગમે તેવી હાક-મી ચલાવજે. મારી અને મારી મરજીની વચ્ચે પડવાની જે હીમત કરે તેને એ સિવાય બીજી કસી શિક્ષા હું કરી શક્તો નથી; અને હવે એ નીચ બાનુ, હું તારી ખાતરી કરૂં છું કે તું યાતો કોઈ ચાલતી નાલેસીથી ભંભેરાઈને બોલવાઈ છે કે કાં તો તે નાલેસી તેં પોતેજ જોડી કહાડી છે. બાલકીસની હાજરીથી મઘમઘતા ઓરડામાં અબઘડી મારી સાથ ચાલ, કદાચ ઉંઘે તેના ઉપર ગલપો કર્યો હશે અને તે પછી આપણે જોઇશું કે જે ચિત્ર તેં તેની આંખોનું મારા હજુર ચીતર્યું છે તે કેટલું સાચું છે. એમ બોલી સુલતાને પોતાની માનું કાંડું પકડયું અને તેને ઓરડામાંથી ઘસડતો ઘસડતો બાલકીસના ઓરડામાં લઈ ચાલ્યો. વાલીદા તો એક બોલ પણ બોલવા પામી નહી અને તેવી રીતે ગુપચુપ તેઓ બાલકીસના ઓરડામાં દાખલ થયાં. ઓરડાનું બારણું ઉઘાડું હતું તે જોઇ સુલતાન લગાર વેહેમમાં પડીને ચોંકયો. સાવચેતી રાખી તે આગળ વધ્યો અને આસેપાસે જોયું પણ બાલકીસ તો મળે નહી! ત્યાંથી પાસેના ઓરડામાં ગયો, ત્યાં પણ બાલકીસનું નામનીશાન નહી મળે. સુલતાનના મનમાં તો અજાયબ સરખો ભય પેઠો અને તે વેલા તુરતજ વાલીદાનો હાથ જે પોતાના હાથમાં પકડી રાખેલો હતો તે છોડી દીધો. મોઢાં ઉપર અતિશય પરસેવો વળ્યો હતો તે એક હાથે લુછ્યો અને ગાભરો થઈ બાજુ ઉપર પડેલા એક કોચ ઉપર પડયો અને કેટલોક વખત સુધી તો કસો વિચારજ કરી નહી શકયો.

મનમાં કાંઈ કલ્પના થઇ આવી હોય તેમ તે કોચ ઉપરથી ઉઠયો અને જનાનખાનામાં થઈને કીસલાર આગાના ઓરડા ભણી ચાલ્યો અને બાલકીસની ખબર પુછવા લાગ્યો. કીસલાર આગા ગાભ-રો પડી ઉભો થયો અને બોલ્યો બાલકીસ, બાલકીસ, મને તેની તો ખબર નથી, પણ આસરે કલાક ત્રણેક થયા એક સ્ત્રી જનાનખાના-માંથી પસાર થઈ ગઈ ખરી. હું સમજ્યો કે તે કોઇ દરબારીની દીકરી હશે કારણ કે તે પેલા છુપા શબ્દથી માહીતગાર હતી.

તે "છુપો શબ્દ"—સુલતાન ચોંકીને બોલ્યો અને હવે તેને કાંઇક ભેદનો ખુલાસો મળ્યો. કસો વધુ ખુલાસો લીધા વગર તે તુરતજ સીલીદારના ઓરડા આગલ આવ્યો અને તેને સવાલ કર્યો કે અહીંથી કોઈ પસાર થઇ ગયું ખરૂં? તેણે ઉતર વાલ્યો હા નામવર, શાલ ઓઢેલી એક સ્ત્રી અહીંથી ગઈ ખરી; એટલુંજ નહી પણ તેણે મારા અસ્તકમાંના પેલા બે ખ્રીસ્તી બંધવાઓને પણ પેલા છુપા શબ્દની મદદથી છોડાવ્યા.

આહા, કમબખ્ત નસીબ, તેં અંતે દગો કીધો. સુલતાન તો જારબેજાર મોતી સરખાં આંસુઓથી ત્યાંજ પડીને રડવા લાગ્યો. બાલકીસ, બાલકીસ, તેં અંતે વિશ્વાસઘાત કીધો? તે કમબખ્ત આસ્ત્રીય નોને તારે ખાતર કદાચ મારૂં અરધું રાજપાત પણ આપી દેવાને હું રાજી થતે. આહા, "સુલતાન હું તુંને ચાહું છું" એવા તારા શબ્દો મારાં કાળજામાં તીરની પેઠે લાગી આવે છે. એક નાચીજ સ્ત્રી મુજ સરખા બળવાન સાથે આવી ઘાતકી ચાલ ચલાવશે એમ મને લેશ પણ ખબર ન હતી; નહી નહી, બાલકીસ, તુંને આ મુજી ખ્રીસ્તી કુતરાઓએ ફસાવી છે; પણ હું તો તને હજુ ચાહુંછું. દુનિયામાં અત્યાર અગાઉ કોઈ પણ મરદે સ્ત્રી ઉપર ચાહ નહી બતાવ્યો હોય તેટલો ચાહા હું હજુ તારા ઉપર બતાઉ છું. કરોડો માણસોનાં નસીબો ઉપર અમલ ચલાવવાને જ્યારે કુદરતે મને સતા અને બળ આપ્યાં છે ત્યારે હું મારા પોતાના મન ઉપર કાબુ ધરાવી શકતો નથી. બાલકીસ બાલકીસ, તું કયાં ગઈ છે?

આવુ ઘણુંક કલ્પાંત કરી ઘણેવારે સુધી આણી માણસોની જુદી જુદી ટુકડીઓને જુદા જુદા ગામો તરફ શોધમાં જવાને હુકમ કરી પોતાના ખાનગી ઓરડામાં તે પાછો ફર્યો અને કાંઈ શાંતી થાય તેવાં ઓષડો લાવવાને હકીમોની દોડાદોડ ચલાવી. હવે બીજી તરફ આ ગરબડ સરબડનો ભાગો તુટો અને મોટો ગુલબાંગ શેહેરમાં ઉડયો. એવી અફવા ઉડી રહી કે સુલતાન તદન મરણતોલ બીમાર થઈ ગયો છે અને જે વખત જાયછે તેમાં પેલી જીહાનની કુચ કરવાની તૈયારી છે. બેલગ્રેડમાં પડેલાં જેનીજારીઓનાં લશકરની બરાખમાં આ ગપાટો ફેલાયો એટલે જોઈજ લેવો. ગમે તેટલી રાત છતાં આ તોફાનીઓ તો સુતેલા ઉઠયા. ગોદડીઓને ઉંચી કરી દીધી, હથીયારો બાંધ્યાં અને ટોળેબંધ થઈ મેહેલના કમ્પાઉંડમાં ભેગા થયા. બળવો ઉઠાવાની આ સઘળી નીશાનીઓ હતી અને તે જોઈ ખુદ મેહેલમાં તથા શેહેરમાં રાતોરાત જે ગભરાટ થઈ રહ્યો તેનો સુમાર ન હતો. આ ગરબડ ઉઠાવાનું કારણ શું છે તે જાણવાને કીસલાર આગા મેહેલમાંથી બાહેર ધસી ગયો. બલવાખોરો માહેલા એકે ખુલાસો કીધો કે હવે સુલતાન તો મરણ પામ્યો છે અને તે ખબર લઈને ઇસ્તંબોલ ખાતે કાસદો પણ દોડયા છે. કીસલાર આગા તેમને સમજાવી બોલ્યો કે સુલતાન સેહજ બેચેન છે પણ તેની હૈયાતી માટે ધાસ્તી રાખવા જેવું કસું નથી. નહી નહી, હમો હમારા પાદશાહને નજરો નજર અબઘડી જોવા માંગીયે છીયે, એવી તે જુમ ઉપર આવેલા તોફાનીઓએ માંગણી કીધી.

પણ તે નામવર ઉંઘેલો છે એટલે હું તેને હાલ છેડવા માગતો નથી, માટે સવારે તમે સુખેથી પધારજો, અને હાલ તો પેગંબરના કસમ ઉપર તમોને છુટા થઇ જવાને હુકમ કરૂં છું, ફીસલાર આગા બોલ્યો. ગમે તેટલા સમજાવ્યા છતાં તેઓ તો એકજ હઠ ધરી રહ્યા કે સુલતાન મહમદ મરીજ ગયો છે, માટે હમે મેહેલના સત્તાવાળાઓને ગમે તેમ બાજી રમવા દેનાર નથી. હવે તો તોફાનીઓએ ખુલી રીતે સુલતાન એવો પોકારો કરવા માંડયા. ફીસાલાર આગા તેમને ગમે તેટલો સમજાવવા ગયો તો તે તોફાનીઓના હાથથી કેસરીપાક ખાતાં સેહજ છટકી ગયો.

ફીસલાર આગા ગભરાયો અને હવે તો જે બને તે ખરી પણ બાહેર બનતા બનાવોથી સુલતાનને માહીતગાર કરવો એવા ઇરાદાથી અંદર ગયો. દરમ્યાન તોફાનીઓએ કમપાઉંડમાં મોટું ભડકું સળગાવ્યું, આજુબાજુની શરાબની દુકાનો ઉપર દરોડો પાડી મુકયો. થોડાજ વખતમાં ફીસલાર પાછો બાહેર આવ્યો ને કહેવા લાગ્યો કે હાલ સુલતાન બાહેર આવી શકતો નથી. હવે તો તોફાનીઓની પુરેપુરીજ ખાતરી થવા માંડી કે સુલતાન મરી ગયો છે. પોતાની ખાતરી કરવાને હવે તેઓએ મેહેલમાં ધસી જવાની તૈયારી કરવા માંડી, અને અંતે તેઓમાંના કેટલાક ઝનુનમાં આવી જઇ મેહેલના જુદા જુદા ભાગોમાં ધસી પણ ગયા ખરા. સુલતાના વાલીદા તો પોતાના ખાનગી ઓરડામાં એકાંત અને ગુપચુપ આ સઘળા બખેડાનું શું પરિણામ આવે છે તે જોતી બેઠી હતી. હવે સુલતાન પોતે સઘળી ગરબડથી જાગી ઉઠયો એટલે ફીસલારે હીમત લાવી તેને સઘળી વાતથી માહીતગાર કીધો. સુલતાન તુરત ઉઠયો, પોશાક કીધો અને માલ ઉપરથી નીચેના દીવાનખાનામાં ઉતરી ઉભો, કે જ્યાં સઘળા તોફાનીઓ ઉપર ચઢી જવાની આશામાં તૈયાર ઉભા હતા. મેહેલમાં રોશનીની કસી ખામી ન હતી, એટલે સુલતાન ધસારાબંધ ઉતરી આવતાંજ સર્વેએ તેને પીછાણ્યો અને તેને જોતાંજ "સુલતાન ઘણું જીવો" એવા પોકારોથી મેહેલને ધ્રુજાવી મુકયો. સુલતાને તેમનો ઉપકાર માની ફીસલારને હુકમ કીધો કે સઘળાઓને છુટે હાથે બક્ષીસો આપી વિદાય કરે. એમ કહી સુલતાન વિદાય થયો અને બની તેમ જેટ લઇને આ તોફાની લશ્કરીઓ પણ પોતપોતાની બરાખોમાં ચાલ્યા ગયા અને સઘળું હતું તેવું પાછું શાંત થયું.

બાલફીસ નાહાસી ગઈ છે એમ જ્યારે વાલીદાએ જાણ્યું ત્યારે તેની ખુશાલીનો કસો છેડો રહ્યો નહી, અને તુરતવેળા જનાનખાનામાંની

પોતાની સતા ગુમ થવાની જે ધાસ્તી હતી તે દુર થવાથી તે બહુ ખુશી થઇ. પણ સુલતાન તો બાપડો નીરાશ થઇ દીલાસો મેળવવા ક્યાં જવું તેના વિચારમાંજ હતો. ઘડીકમાં તે વિચાર કરતો કે હુંજ પોતે ઘોડેસવાર થઇ બાલકીસની શોધમાં જાઉં અને બીજીજ પળે તે વળી તેણીને વિશ્વાસઘાત માટે ઠપકો આપી તે વિચાર કહાડી નાખતો. ઘડીકમાં તે રાજપાત સઘળું તજી એકાંતવાસ કરવાનો વિચાર ચલાવતો અને બીજીજ પળે પોતે આવો બળવાન છતાં આવી નાચીજ સ્ત્રીને પકડી લાવવામાં શા માટે પાછી પાહાની કરે તેનો વિચાર કરતો હતો. આવા આવા તુરંગો દોડાવે છે તેટલાં તેને ખ્યાલ આવ્યો કે ગમે તે હોય પણ બાલકીસનું દીલ કોઇ બીજાજ પુરૂષ તરફ ખેંચાયલું હોવું જોઇયે, અને જો તેમ ન હોય તો તે પેલા બને ખ્રીસ્તીઓને શા માટે છોડી દે? માટે કાં તો જુવાન પોરીયો કે કાં તો પેલો ઉમરે પુગેલો ખ્રીસ્તી તેણીનું અંતઃકરણ છીની ગયલો હોવો જોઇયે. પોતે તેણીના હાથ ઉપર કેવો છેતરાયો અને તેણીને છુપો શબ્દ કહેવામાં કેવો ઠગાયો તે ઉપર પણ તે ખ્યાલ કરતો બેઠો. બીજા પણ કામોને માટે તે બંને ખ્રીસ્તીઓને કેદ રાખવામાં સુલતાનનો હેતુ હતો જે પણ સાથે લાગો ભ્રષ્ટ થવાથી તેનું કાળજું તો ફાટ ફાટ થવા લાગ્યું.

---

## પ્રકરણ ૩૮ મું

---

### ખલીલની સાતમી વાર્તા ચાલુ—બાલકીસની શોધ.

જે ઘોડેસ્વારો બાલકીસને લઇને ભાગતા હતા તેઓ આંખો મીચીને પુષ્કળ દુર નીકળી ગયા અને તે પછી તેઓ એકાએક ડાબી બાજુએ ફરી ગયા. જ્યાંથી તેઓ એક ઉજડ અને વસ્તી વગરના ગામમાં આવી લાગ્યા, જેનો દેખાવ બહુ ગંભીર હોવા સાથે થોડે થોડે છેટે ઝાડોના ઝુંડો લાગી રહેલાં હતાં. પરોઢીયું થવા પછી તેઓએ પોતાની મુસાફરી અટકાવી વીસામો લીધો અને ખાવાનું તૈયાર કીધું જેમાંથી કેટલુંક તેઓએ બાલકીસને પણ ખાવા આપ્યું. બાલકીસ એટલી તો ઉદાસ થઇ ગયલી હતી કે તેને ખાવું પીવુ સઘળું હરામ થઇ ગયું એટલે તેઓએ તરેહવાર મજાક કરવા માંડી. કોઇ બોલતો કે એને તો એના ખ્રીસ્તી આશનાવો છાતીએ ચઢી

આવ્યા છે, જ્યારે કોઈ બોલતું કે આપણે એ છોડીને આપણા સરદાર પાસે રજુ કરી જોઇશું કે તેણી ઉપર તેને જોયા પછી શું અસર થાય છે. જ્યારે એક સ્ત્રી પોતાના આશક માટે ઝુરતી હોય ત્યારે આપણે તેણીને બીજો મેળવી આપવો જોઇયે એવી આપણી ફરજ છે. આ પ્રમાણે બાપડી આ સુંદરીને માટે સવ્રળાઓ તરેહવાર અટકલો ચલાવતા હતા, તેટલાં એક વળી ભમરડો ઘુમાવ્યો કે અરે એ તો બુધી બખ થઇ ગયલી છે; ત્યારે બીજા એકે ટાહુકો પુરયો કે જે એક આંખે કાણો હોય તેજ તેને બુધી તરીકે જોઈ શકે. બીજા એકે સુચવ્યું કે આપણે એ બાઇને તેનો બુરખો ઉચકવાની ભલામણ કર્યે, પણ બીજો બોલ્યો, જો તેમ થાય તો પછી તેણીને આપણો સરદાર કેમ કરીને કબુલ રાખશે? આટલું થતાંજ સર્વ કોઇ ચુપકીદા થયા અને હવે સુર્ય માથે ચઢવા લાગ્યાથી તેઓએ સઘળું પડતું નાખી સવારી કરવાની તૈયારી કરી અને ચાલવા માંડયું. સુર્ય અસ્ત થવાને સમયે તેઓ એક મોટાં ખુલાં મેદાનમાં દાખલ થઇ ચુકયા. તેની એક બાજુએ નાની સરખી છાવણી હતી જેમાંથી સલગાવેલા આતશના બળતાંના ભભુકા નજરે પડતા હતા. તે પસાર કરી આ સઘળા સવારો છાવણીના તંબુ આગળ આવી લાગ્યા અને બાલકીસને સાથે લઈ તેઓ માંહે પેસવાની તૈયારી કરવા લાગ્યા. તે પ્રમાણે તેઓ તેને ચલાવીને એક ઉમદા પોશાક પેહેરેલા આસામીની હજુરમાં લઇ ગયા, જે નીર્ભેયપણે મોટા ગાદી ટકીઆ ઉપર પડેલો હતો. જે પળે તે તંબુમાં સરદાર હજુર જઇને ઉભી કે, બીજીજ પળે તે તાણુતોડ કરીને પેલા સવારોના હાથમાં છુટી થઇ, તે સરદારના હાથમાં જઈ પડી અને જોરથી બોલી ઉઠી, "મારા પ્યારા ભાઇ હસન, હસન; આહા શું હું આ ખરેખરો દેખાવ જોઉં છું કે કાંઇ સ્વપનો."

હસન અલી અજીએ પણ તુરતજ પોતાની બેનનો આવાજ ઓળખ્યો અને ભારે હરખ સાથે તેણીની મુલાકાત લીધી. તેણીને પાસેની ગાદી ઉપર બેસાડી, અને આ ઠેકાણે તે કેવી રીતે આવવા પામી તેનું બ્યાન વિગતે કહી સંભળાવવાની તેણીને ફરમાસ કરી. કારા મુસ્તફા આ બાપડી છોકરીને આ દુનીયામાંથીજ ઉખેડી કહાડવાના ઉપાયો યોજતો હતો તેની પાકી ખબર હસનને હતી, તેમજ પેલા બે ખ્રીસ્તીઓ તેના તરફ કેવા મમતાથી વરતતા હતા, તેમજ તેણીએ તેમનીજ મદદથી પોલીશ એલચીના મકાનમાં આશ્રય લીધો હતો તે સઘળાની તો હસનને ખબરજ હતી. એટલે તે પછી તે સુલતાનના મેહેલમાં કેમ જવા પામી, ત્યાં સુલતાન સાથે કેવી યુકિત લડાવી

અને પોતે તથા પેલા બે ખ્રીસ્તીઓને કેમ છોડાવ્યા અને પેલા સવારો તેને કેમ પકડી લાવ્યા તે સઘળું તેણીએ પોતાના ભાઇને માંડીને કહ્યું. આ વાતમાં તેણી પોતે હેનરી તરફ કેવા પ્યારથી ખેંચાતી હતી તે પોતાના ભાઇને તેણીએ જાણી જોઇને જણાવવાના અખાડા કીધા હતા. તે સઘળું સાંભળ્યા પછી હસનઅલી બોલી ઉઠયો કે, હા, બેન બાલકીસ તું તે બે ખ્રીસ્તીઓના મોટા ઉપકાર તળે છે, અને તેમાંના એકે તો તારી હૈયાતી પણ બચાવી છે, જેને માટે તું જેટલો તેનો ઉપકાર માને તેટલો થોડો છે. જ્યાં તે બે ખ્રીસ્તીઓને બાંધવામાં આવેલા છે તે જગા ઉપર તેમની શોધ કરવાને હમણાંજ હું મારાં કેટલાંક માણસો દોડાઉં છું, અને તેઓ જો ત્યાં મળી આવશે તો તેમને પુરતાં માન અને આવકાર સાથે અત્રે લાવી રાખવામાં આવશે. હસને એ પ્રમાણેનો હુકમ પોતાના એક કામદારને દીધો, અને તે ઉપરથી બાલકીસનાં દીલમાં એક વાર ફરીથી ઉમેદ બંધાઇ. છુટાં પડેલાં ભાઇ બેનનો આવી રીતે એકાએક સંજોગ થઇ ગયાથી તેમના વચે જે હરખનો ઉભરો ઉભલી નીકલ્યો હતો તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. તેમના વચેની વાતચીત તો ચાલુજ હતી, અને તે દરમ્યાનમાં બાલકીસ બંને ખ્રીસ્તીઓ વિશે ઝાઝું બોલતી ન હતી અને તેનું મુખ્ય કારણુજ એ કે તે તેમનાથી જુદી જાતની હતી, એટલે કદાચ હસન તેમના સાથના સંબંધને ના પસંદ પણ કરે તો કામ બગડી જાય એવી તેને ધાસ્તી હતી. હસને પોતાનું વૃતાંત પોતાની બેન આગલ કહી સંભળાવતાં જણાવ્યું કે, મારા જીવલેણ દુશમન કારા મુસ્તફાએ મને હાલેબની હાકમી ઉપર જવાને હુકમ કર્યો, પણ આસ્ત્રીવનો સામે તેણે જે લડાઇ ઉભી કરી છે તેમાં મને સામેલ થવા દીધો નહી. મારૂં ખંડીયું લશ્કર મારા તરફ નીમકહલાલ છે અને તે પોતે મારા તરફના હુકમની કસી પણ રાહ જોયા વગરજ લડાઇમાં જવાને તૈયાર છે. પણ તેને જવા દેવામાં આવતું નથી, એટલે મેં બળવાનો ઝુંડો ઉઠાવ્યો છે, તે સુલતાન સામે નહી પણ વડા વજીરની સામે છે. તેનાં કાળાં કરતુકો માટે તેને સજા પોહોંચાડયા વગર હું કદીપણ ઠર પડવાનો નથી. મારો પ્લાન એવો છે કે કારા મુસ્તફા આસ્ત્રીયનો ઉપર ફતેહ મેળવી, ખુશખબતીના સમાચાર સુલતાનને મોઢે મોઢું જણાવવાને બેલગ્રેડ જશે ત્યારે હું તે તકનો લાભ લઇ તેને માર્ગમાં ઠાર કરી નાખીશ, અથવા તો મારો બંધવો કરી કેદ પકડીશ. કદાચ તે બેલગ્રેડ તરફ મારા પ્લાન પ્રમાણે કુચ કરશે નહી તો અત્રેથી દુર એક કીલો આવેલો

છે, જેની હાકમી એક અમલદારના હાથમાં છે અને તે મારા તરફ નીમકહલાલ છે. તે કીલો એટલો ભયંકર છે કે તેમાં કારા મુસ્તફા મારા સામે જેટલું લશકર લાવશે તેને ધકેલી દઇશ. આ પ્રમાણે મુસ્તફા ઉપર કીનો લેવાને કરી રાખેલી સઘલી તૈયારીઓનું બ્યાન કરી હસન બોલ્યો કે તે કમબખતના જુલમાતથી આખું શેહેનશાહત ત્રાહે ત્રાહે પોકારી રહ્યું છે અને જ્યારે સુલતાન પોતે જાગૃત થતો નથી ત્યારે આપણે તેને આપણાં પરાકરમોથી જાગૃત કરવાની જરૂર છે. અલાહ તારો નેગેહબાન થાઓ, બાલકીસ પોતાના ભાઇને મોઢેથી સઘલી યોજના સાંભલી લઇને બોલી. છતાં પણ પોતાનો ભાઇ આ બળવો ઉઠાવી જે મોટો લોભ રાખતો હતો તે જાણીને લગાર દલગીર થઇ. અને તેને તેમ જોઇને તેણીને હીમત આપવા માટે હસન બોલી ઉઠયો કે, મારી પ્યારી બેન, તું થોડાજ વખતમાં જોશે કે, મારે માટે પરમેશ્વરે ઘણું ઉતમ નસીબ ઘડેલું છે, અને તુરકી સલતનતના વીખરાઇ પડેલાં રાજ્યોને એકંદર કરી નાખવાનું કામ અલાહ મારા પાસેજ કરાવવાનું નીર્માણ કરેલું લાગે છે.

બાલકીસે કસો ઉતર આપ્યો નહી. હવે ઘણું મોડું થયું હતું એટલે બાલકીસને આરામ કરવાને હસને ભલામણ કરી. આ ભલામણ બાહાલ રાખીને તે આરામ લેવા ગઇ અને ઘણે લાંબે વખતે હમણાંજ તેને હેનરી વિશે ખ્યાલ દોડાવવાની તક મલી. એક તરફથી તે પોતાના ભાઈના હાથમાં આવી લાગ્યાથી ખુશી થતી હતી, અને એ બનાવ તેના તાજા જખ્મોને મલમપટો કરવા સરખો હતો, અને એવા અનેક ખ્યાલમાં તે ઉંઘમાં પડી. હજુ તો ઘણા કલાક થયા નથી તેટલાં હથીયારોના ખણખણાટ, લડવૈયાઓના પોકારો અને જખમી થયલાઓની કીકીયારીથી તે જાગી ઉઠી. તુરત ઉઠીને પોશાક બદલી તે મંડપના દરવાજા તરફ ગઇ, તો જોય શું કે આખી છાવણીને આગ લાગેલી હતી અને બીજી તરફ ખુનખાર લડાઇ ચાલતી હતી. આ ભયંકર બનાવથી ગભરાઇને શું કરવું તેનું તેને કસું ભાણ પણ રહ્યું નહી તેટલાં તેનો ભાઇ હસન તેના આગળ દોડતો આવી લાગ્યો. ઉતાવલમાંજ તે બોલ્યો, વેગ, વેગ જલદી થા, બાલકીસ, આપણા દુશ્મનો આપણા ઉપર આ રાતોરાત ધસારો લાવ્યા છે અને આપણે કોઇ દગાના ભોગ થઇ પડયા છીયે. બાહેર બે ઘોડા તૈયાર હતા, તેમાંના એક ઉપર હસને બાલકીસને બેસાડી અને બીજા ઉપર પોતે ચઢયો. ઘોડાને એડ મારી કે મારતે પગલે ઘણાજ થોડા વખતમાં બને ભાઇ બેહન કેટલાંક દુર નીકલી ગયાં. હસન નાહસી ગયો એવી ખબર જ્યારે તેના બીજા

લડવૈયાઓને પડી ત્યારે તેઓ પણ મારતે ઘોડે તેની સાથે સામેલ થવાને દોડયા. પાછળ તેમને દુંબાલે દુશ્મનોનાં માણુસો પણ દોડતે ઘોડે આવતાં હસને સાંભળ્યાં એટલે તેઓએ પોતાના ઘોડાઓને ચારે પગે છોડી મુકયા. ઘણાજ થાકી ગયાથી હસન એક દુરની ઉંચી ટેકડીનાં મથાળાં ઉપર આસાએસ લેવા ઉભો. પાછો ફરીને જોય છે તો જ્યાં પોતાની છાવણી હતી ત્યાંથી બળતાંના ભભુકા નીકળતા હતા અને તેમની પાછળ આવતાં માણુસોના પગલાંના આવાજો હજુ સંભળાતા હતા. જેમ જેમ વખત વધતો ગયો તેમ તેમ તે અવાજ તેમને ખુલ્લો સંભળાવવા લાગ્યો. હવે પરોઢીયું થવાનો સમય થયો હતો અને પોતાની સાથે હદીસો શુરવીરો છે એવી ગણતરી તેણે કરી. તેમ જાણી હસને આગળ નાહાસવા માંડયું અને ઘણાક ટેકડા અને ખીણો, નદી તથા નાળાં, ઝાડીઓ તથા જંગલો કુદાવતાં તેઓ પોતાની મુસાફરી કરતાં હતાં. તેમની પાછળ લાગેલા દુશ્મનનાં માણસોએ પણ તેમનો પીછો છોડયો ન હતો. તેમની સંખ્યા લગભગ પાંચસોથી છસોની જણાતી હતી અને જે રસ્તે હસન આવ્યો તેજ રસ્તે તેઓ પણ પદુકડી મારતા આવતા હતા. અંતે હસન એક ઘણીજ ઉંડી અને ઉજડ ખીણમાં દાખલ થયો અને હવે પોતે સલામત થયો છે એમ કહી થાક લેવા પડયો. બાલકીસ પણ બહુજ થાકી ગઈ હતી, તેને માટે હવે ઝોલી બનાવી તૈયાર કરવામાં આવી. આ સઘળી તૈયારી ચાલે છે તેટલાં દુશ્મનનાં માણુસો ખીણને મથાળેની ટેકડી ઉપર આવી લાગ્યાં. તેમને જોતાંજ પેગંબરનું નામ મોઢે લઇ હસને વલી નાહાસવા માંડયું અને વીકરાળ પ્રાણીની પેઠે દોડવા માંડયું. જ્યારે થોડેક દુર ગયા ત્યારે દુશ્મનો ખીણમાં આસાએસ લેતા જણાયા. હસને તો આગળ ચાલુજ રાખ્યું અને કેટલેક ગયા પછી માર્ગમાં એક નદી આવી, જેનો પત લગભગ ૫૦ ફીટ પોહળો હતો, અને ઉંડો પણ તેટલોજ હતો. તે પસાર કરવાને દોરડાંનો એક પુલ નાખેલો હતો. હસને તે પુલ સઘળા રસાલા સાથે પસાર કર્યો અને બીજે પાર જઈ તે પુલ તોડી નાખ્યો. આ પુલ પસાર કરતાંજ તેમને એક કીલો નજરે પડયો, જેમાં તેઓ ભરાયા. તેમની પાછળ દુશ્મનોનાં માણુસો આવી લાગ્યાં, જેઓ નદી આગળ આવી પુલ તોડી નાખેલો જોતાંજ નીરાશ થઇ કીનારેજ ઉભાં. કીલાના સરદારે હસન અને તેનાં માણુસોની સારી આગતા સ્વાગતા કરી. બાલકીસને પણ એક અછી ફરાગાતવાળા ઓરડામાં લઈ જઈને રાખવામાં આવી. ત્યાં ઠરીઠામ થવા પછી હસન પાછા પોતાની છાવણી ઉપર હુમલો

થવાનું કારણ શોધવાની ઇંતેજારીમાં પડયો. તેટલાં ઝાડે લટકાવેલા બંને ખ્રીસ્તીઓની ખબર લેવા મોકલેલા માણુસો નાસીપાસી ભરેલી ખબર લઈ પાછા વલ્યા કે તેઓ ત્યાં ન હતા, એટલે તે જાણી બાલકીસને તો બહુજ લાગી આવ્યું. પણ હવે આ સઘળું અહીં છોડી આપણે લગાર તે બંને કમનસીબ ખ્રીસ્તીઓનું શું થયું તેની તપાસ લઇયે. તેઓ બંને પેલા ખેડુતના વેશમાં પગે ચાલતા કેટલાક નીકળી ગયા. છેક બીજે દિવસે તેઓ એક નાના ઝરા આગળ આવી પોહોંચ્યા જેની આજુબાજુ કેટલાંક નાનાં ઝુપડાંઓ તેઓના જોવામાં આવ્યાં. ઘણાજ થાકી ગયલા હોવાથી તેઓ એક સારા દેખાવનાં ઝુપડાંમાં ગયા જે ગામના મુલ્લાંનું હતું. તેણે આ બંને ખ્રીસ્તી પહરોણાઓને બનતી સગવડ કરી આપવાને બાખુશીથી કબુલ કીધું. તે પ્રમાણે તેઓને અંદર ફરાગાતથી બોલાવ્યા, અને ખાણું મંગાવ્યું સાથે ખાવા બોઠા. ખાતાં ખાતાં આ મુલ્લાં જેનું નામ યાકુબ હતું તેણે આ બંને ખ્રીસ્તી પહરોણાઓ સાથે કેટલીક વાતો ચલાવી, જે દરમ્યાન કેટલાક ભપકા ભરેલા પણ શક મંદ દેખાવોના પુરૂષો યાકુબની મુલાકાતે આવી કાંઇક ભરમમાં ને ભરમમાં વાતો કરી ચાલતા થયા. લીજીયાનસકી તથા હેનરી બંને યાકુબની પહરોણાગતથી ખુશી થયા, અને ખાણું ખાધા પછી કાફી તથા સીગાર પી, તેઓ એક કુસાદે ઓરડામાં સુવા ગયા. યાકુબ તેમને સુવાડી પોતાના ઓરડામાં ગયો. તે ગયા પછી લીજીયાનસ્કી તથા હેનરીને વાતો ચલાવવાનું બની આવ્યું. તેઓ બંને જો કે યાકુબનીપહરોણા સેવાથી ખુશી થયા હતા, તો પણ બંનેએ અટકલ લગાવી કે જ્યાં છે ત્યાં આ મકાન કોઇ લુટારૂઓનું આશ્રમસ્થાન હોવું જોઇયે. આવા આવા વિચારો કરી બંને પાસેના ઝરાની થંડી લેહકીને લીધે તેમજ અતિઘણી થાક ચઢેલી હોવાને લીધે ઉંઘી ગયા. હજુ તો કદાચજ બંનેએ એકેકી ઉંઘ કહાડી હશે તેટલાં બે ઘોડેસ્વારો તે ઝુપડાં આગળ આવી લાગ્યા અને તેમના ઘોડાની ખડીના અાવાજથી હેનરી જાગી ઉઠયો. રાત અંધારી હતી છતાં ચંદ્રમાએ થોડો થોડો પ્રકાશ નાખવા માંડયો હતો, તેની મદદથી હેનરી જોવા પામ્યો કે તે સ્વારોએ યાકુબ સાથે કાંઇ ગુપચુપ વાતો કરી અને પછી ઘોડાને બાહેર તબેલામાં બાંધી તેઓ ધીમે પગલે અંદર દાખલ થયા. તેમના વચ્ચે થયલી વાતચીતનો જે ભાંગો તુટો સારાંશ તેણે સાંભળ્યો હતો, તે ઉપરથી હેનરીને પુરેપુરો શક ગયો કે આ વળી નવી બલા આવી છે અને ખચીતજ લુટારૂઓના હાથમાં સપડાયા છીયે.

આવો તર્ક કરીને તેણે લીઝીયાનસકીને પણ જગાડયો, અને તેના આગળ તેણે જોયલી તથા સાંભળેલી સર્વ હકીકત કહી સંભળાવી.

લીઝીયાનસકી મનમાં તો સઘલું સમજ્યો, છતાં પણ તેણે હેનરીને હીમત આપવાને સઘળું ફેરવી તોલ્યું અને જેની પહેરોણાગતમાં આવી રહેલા તેના ઉપર કસાં પણ મુસ્તકીમ કારણ વીના શક લઈ જવાનાં કામથી તેણે હેનરીને વાર્યો, અને એમ કરી બંને જણ ભવીશ ઉપર સઘળો આધાર રાખીને સુઇ ગયા. પણ તેઓ શાંતીથી સુઈ શકયા નહી. હજુ તો પરોઢીયું થાય તેની આગમજ તેઓ ઝુંપડાંની આજુબાજુના રસ્તા ઉપરથી આવતી ચીકીઆરીઓથી જાગી ઉઠયા અને શું થાય છે તે જોવાને બારી આગળ આવ્યા તો એક ભયંકર દેખાવ તેમની નજરે પડયો. કેટલાંક સ્ત્રી અને પુરૂષોને ઘણાંખરાં નગન અવસ્થામાં મુસ્કેટાટ કરી ઉભાં રાખેલાં તેમના જોવામાં આવ્યાં. લીઝીયાનસકીની હવે ખાતરી થઈ, અને બારીક અવલોકન કરી તે બોલ્યો કે આ બાપડાં ખ્રીસ્તીઓ છે, જેમને કાં તો તેમના ઘરમાંથી જોરજુલમથી ઘસડી લાવવામાં આવ્યાં છે કે કાતો અત્રે ફસાવી લાવવામાં આવ્યાં હોય. હજુ તો અરધા ભયભીત થઈને બંને જણા વાત કરતા હતા તેટલાં તેમના ઓરડાનું બારણું ઉઘડયું. કેટલાક લઠ સરખા પુરૂશો હાથમાં મજબુત દોરડાંઓ સાથે તેમની સામા આવીને ઉભા, અને કસું પણ બોલ્યા કે ચાલ્યા વગર તેઓએ બંનેને બાંધ્યા, અને જયાં પેલાં સ્ત્રી પુરૂષોને ઉભાં રાખેલાં હતાં ત્યાં તેમને પણ લઈ જઇને ઉભા રાખવામાં આવ્યા. જે જગા પાછળથી માલમ પડયું કે ગુલામોને વેચવાનું એક બજાર સરખું હતું અને ત્યાં આ પકડી બાંધી રાખેલા સર્વને ગુલામો તરીકે વેચવામાં આવનાર હતા. લગભગ બસોથી ત્રણસો વેપારીઓ હાજર હતા, અને જોય શું કે જે પહેરોણાને ત્યાં તેઓ ઉતરેલા હતા તે પોતેજ ગુલામોનો માલીક હતો અને તેજ વેચાણ કરવા માટે ત્યાં આવી ઉભો હતો. આ વેલાએ કેદમાં ગુલામો તરીકે વેચવા માટે ઉભેલા કમનસીબ સ્ત્રી પુરૂશોની સ્થીતીનું વર્ણન કરવુંજ મુશકેલ છે. જુવાન સુંદરીઓ જેઓનું પતીવરતાપણું સ્વપ્નામાં સુધાં ભંગ થયલું નહી તેવીઓને શરીરના સઘળા અગત્યના અવયવોને માત્ર સેહજ ચીથરાંઓથી ઢાંકી તદન નગન સરખી હાલતમાં ઉભી રાખી હતી, કારણ કે તેમની તેવી સ્થીતીથી ઉશકેરાઇને ખરીદદારો વધારે કીમત આપે. તેમની સામેજ સઘળા પુરૂશોને પણ લગભગ તેવીજ સ્થીતીમાં શરમીંદા કરી ઉભા કરવામાં આવ્યા હતા. હેનરી તથા લીઝીયા-

નસફીને જ્યારે આ બજારમાં લાવી ઉભા કરવામાં આવ્યા ત્યારે તેઓની હાલત કેવી થઇ હશે તે કલ્પી પણ શકાતું નથી. અંતે ઠરાવેલો વખત આવી પોહોંચ્યો કે જયારે પેહેલવેહેલી સ્ત્રીઓનું લીલાંઉ ચાલ્યું, અને જે વધારે કીંમત આપે તે સ્ત્રીઓને ગુલામ તરીકે લઈ જવા પામતો. તેમનું આ વેચાણ ખલાસ થતાંજ પુરૂશોનું લીલાંઉ ચાલ્યું, અને તેમાં પણ ફાવે તેમ વધુ ઓછી કીમતો લેવાઇ. છેક છેલા લીજીયાનસફી અને હેનરીને લીલાઉમાં મુકવામાં આવ્યા, અને તેમને દરેકને બસો બસો ડયુકેટની કીમતે આ બંને ખ્રીસ્તીઓની પીછાણ પામેલા વારડર અલી બેગે ખરીદ કીધા. તેમને ખરીદ કરવા પછી તેણે તેમને ઓલખ્યા અને લીજીયાનસફીને કેટલાક પ્રશ્નો કરી ખુલાસા મેલવ્યા પછી તુરત છુટા કરી, સારા પોશાકો પહેરાવ્યા. તેઓને ગમે ત્યાં જવાને તેમના ખરીદદાર વારડર અલીએ હુકમ કર્યો. લીલાંઉ ખલાસ થતાંજ, સઘલા ખરીદદારો એક જગાએ જઇ બેઠા જયાં સર્વેએ અફીણની ગોટીઓ ચઢાવા માંડી. આ ઠેકાણે આ ગુલામ ખરીદ કરનારાઓનું કાંઇક ચીત્ર આપેલું જાણવા જોગ થઇ પડશે. તેમાંના એકાદ બે સીવાય સઘળાઓ અફીણના કીડા હતા અને તે ખાઈ ખાઇને તેઓ માત્ર ચામડાં અને હાડકાંનાં સુંદર કપડાં પેહેરાવેલાં ખોખાંઓ હતાં. ચેહરા તદન ફીકા હતા, અને આંખના ડોલા તો ઉપડતા પણ નહી, સાદ તો ખાબોચીયામાં પડેલા દેડકાના સરખો નીકળતો, મોઢાંમાં ઘાલેલું અફીણ ગલ્યા પછી પણ તેમનું મોઢું જયાં સુધી તેની કેફ ઉતરે ત્યાં સુઘી ગાયની પેઠે વાગોળ કર્યા કરતું હતું. લીલાંઉ થઇ રહેતાંજ સર્વે કોઇ પોતપોતાની ખરીદીની ખુશાલીમાં અફીણની ગોટીઓ ચઢાવી ચકચુર બન્યા. જેઓ સાવધ હતા તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. લીલાંઉમાં વેચવામાં આવેલાંસ્ત્રી પુરૂશો તો બાપડા હજુ મજબુત હાથ પગ બાંધેલી અવસ્તામાંજ હતા. હેનરી અને લીજીયાનસફી માત્ર છુટા થયલા હતા. તેઓએ નાહાસી જવા પેહેલાં એક ધર્મનું કામ એ કર્યું કે સઘળા વેપારીઓને ચકચુર અને સુધી વીનાના જોઈ સઘળાં સ્ત્રી પુરૂશોને છુટાં કરી દીધાં. છુટાં થયા પછી લીજીયાનસફી અને હેનરીની સુચના પ્રમાણે તેજ દોરડાંથી પેલા ચકચુર બનેલા સઘલા વેપારીઓ અને બજારવાળા યાકુબ સર્વેને મુસ્કેતાટ કરી દીધા. આ કામ કીધા પછી તુરતજ તેઓએ ગામને સલગાવી દીધું. પેહેલી સરૂઆત ખુદ લીજીયાનસફીએ યાકુબનું ઝુપડું સલગાવીને પોતાને હાથેજ કીધી. છુટા થયલા સઘળા ખ્રીસ્તીઓએ તે પછી એવો ઠરાવ કીધો કે આ કરપીણોને જીવતા છોડી

જવા એ પરમેશ્વરને જાણીજોઇને નારાજ કરવા બરાબર છે માટે તેઓએ સઘળાઓને એક પછી એક ઠાર કર્યા. તે કામ થઈ રહેતાંજ સઘળાઓ તબેલાઓમાં જઇ ઘોડાઓ લીધા અને તેના ઉપર સવાર થઇ પોતાના ગામમાં ચાલ્યા. લીજ્યાનસકી અને હેનરી તેમના સરદારો તરીકે ચાલતા હતા. આવી રીતે સઘળાઓ હેનરી અને લીજ્યાનસકીનો ઉપકાર માનતા અને જેમ જેમ પોતાનાં ગામો આવતાં તેમતેમ તેઓ છુટા પડતા હતા. તેજ પ્રમાણે સઘલાંઓને છોડી લીજ્યાનસકી તથા હેનરી પણ પોલાંડ જઇ પોહોંચ્યા. હવે આપણે લગાર હસનઅલી અજીબ અને તેની બેન બાલકીસ શું કરે છે તે જોઇયે.

# પ્રકરણ ૩૯ મું.

## ખલીલની સાતમી વાર્તા ચાલુ-બાલકીસનું શું થયું?

બાલકીસ પોતાના ભાઈ હસન અલી હજીબ સાથે જે કીલામાં આવી આશ્રય લઇ રહી હતી તેનું શું થયું તે જોઇયે. હસન અલીની પુઠ પકડીને જે સીલેદારો આવ્યા હતા, તેઓ તો પુલ પડી ગયાથી મોઢાં જોતા ઉભા હતા. તેઓએ હવે શું કરવું તેનો ખુલાસો લેવાને પોતાની તરફથી એક કાસદને ખુદ સુલતાન ઉપર મોકલ્યો. હસનવાળો તંબુ જે તેઓએ સલગાવી મુકયો હતો, તેમાંથી તેમને બે અમુલ્ય શાલો લુટ તરીકે હાથ લાગી, જે તેઓએ પેલા કાસદ પાસે પોતાની કીરતીને ખાતર સુલતાન ઉપર મોકલી આપી. આ કાસદ બનતી ઝડપે બેલગ્રેડ જઈ પોહોંચ્યો, અને મેહેલમાં દાખલ થઇ સુલતાનની રૂબરૂ ખડો થયો. કુરનસ બજાવી તેણે પોતાના સરદારે લખી આપેલો હસનની છાવણી ઉપરના હુમલાનો હેવાલ રજુ કર્યો અને તે જોડે પેલી બંને શાલો પણ ત્યાં આગળ રજુ કરી. આ શાલ જોતાંજ તે સુલતાને પીછાણી કહાડી કે તે તો તેણે પોતે બાલકીસને ભેટ કરી હતી તે શાલોજ છે, અને તે જોતાંજ જે પુતલીના પ્યારથી તે અત્યાર સુધી દીવાનો બની ગયો હતો, અને જેના જતા રહેવાથી તે પોતાના મનમાં હદબાહેર મુંજાતો હતો, તે પુતલીની ખબર મેળવતાં તેને વળી કાંઇક નવી આશા પેદા થવા માંડી. તે થતાંજ તેણે ઘણી ઈંતેજારી સાથે

પેહેલો જે સવાલ કર્યો તે એજ કે, ભાગી ગયલા હસનના રસાલામાં કોઈ સ્ત્રી જોવામાં આવી હતી? અને જ્યારે તે કાસદે તેને હા પાડી ખુલાસો કર્યો કે એક જવાન સ્ત્રી તેના સાથે ખચીતજ હતી, ત્યારે સુલતાને પોતાની ખાતરી કરી કે તે બાલકીસ સીવાય બીજી કોઈજ ન હોય. જે કાસદ સુલતાનનો હુકમે લેવાને આવ્યો હતો, તેની અ-જાયબી વચે સુલતાને તો પોતેજ તે જગાએ તેના સાથે કુચ કરવાની તૈયારી કરી દીધી, અને એકદમ ચારસો હથિયારબંધ ઘોડેસવારોને પોતાની સાથે લઇ જોતજોતાંમાં તેણે પોતાની મુસાફરી સરૂ કરી અને ભારતે ઘોડે તે પેલા સીલેદારો જે નદીને કીનારે અટકીને ઉભા હતા ત્યાં જઇ ચઢયો. ત્યાં તેને સીલેદારોના સરદારે સામા કીલાને લગતી હકીકતથી માહીતગાર કીધો, અને તે કીલો ખુદ કુદરતી બચાવોથી કેટલો બધો સંરક્ષણમાં હતો તેની પુરેપુરી સમજણ આપી, અને તેના ઉપર ગમે તેટલો દારૂગોલો વાપરેલો પણ વ્યર્થ જશે એમ ખુલે ખુલું સુલતાનને સમજાવી દીધું, તેમ વલી નદી ઉપર પુલ નાખવાનું કામ પણ મુશ્કેલીયત ભરેલું લાગ્યું. ફકત તે કીલાને શરણે કરવાનો એકજ મુખ્ય રસ્તો જે તેને સુજયો તે એજ કે તેને દીવસના દીવસ સુધી ઘેરામાં રાખી મુકવો, એટલે તેમના પાસેની ખોરાકી ખુટતાંજ તેઓ આપમેલે બાહેર આવશે. સુલતાનના હુકમનો અનાદર કરી, સુલતાના થવા જેટલી તૈયારીમાં આવેલી સ્ત્રીને આશ્રય આપનાર તે કીલાનો માલેક અને સરદાર કોણ છે તે જાણવાની ઇચ્છાએ સુ-લતાને પોતે ત્યાંજ પડાવ નાખ્યો. પ્યાર કેવો આંધળો છે? મેહેલની અને અસંખ્ય ચાકર નફરોની સેહેલસટાકી છોડી આવાં વેરાન જં-ગલમાં માત્ર લુગડાંના ઉભા કરેલા તંબુઓમાં સઘલી અગવડો ખમીને પણ સુલતાન ત્યાં રહેવાને લલચાયો, એ પ્યાર આંધળો નહી તો બીજું શું?

બીજે દિવસે સવારે સીલેદારોના સરદારે તીરની અણીએ એક ચીઠી બાંધી તે તીરને તે કીલામાં ફેંકયો. તે ચીઠી નીચે પ્રમાણે લ-ખાવામાં આવી હતી:—

સુલતાનોનો સુલતાન નામવર સુલતાન મહમદ તમોને ફરમાવે છે કે તમોએ તમારા સઘળા માણસો સહીત તુરત તમારો કીલો તેને શરણ કરવો. પેગંબરના કસમ લઈને કહે છે કે તે નામવર ત-મારા માહેલા કોઈના એક બાલને પણ ઇજા પોહોંચાડનાર નથી, એવી સરતે કે તમારા સાથે જે સ્ત્રી છે તેને સોંપી દેવી. તે નામવર આ સ્ત્રી કોણ છે તે જાણે છે, છતાં પણ તેને નજરે જોતાં એમ લાગશે

કે જેને માટે ધારે છે તે એ સ્ત્રી નથી તો બેશક તમોને પાછી સ્વાધીન કરવામાં આવશે. જો તમો હઠ લઈ કીલાનો કબજો ન છોડશો તો, નામવર સુલતાન પેગંબરના કસમથી કહે છે કે જ્યાં સુધી તમો સરણુ થશો નહી ત્યાં સુધી તે અત્રેથી કદીપણુ ખસનાર નથી.

ધારેલી મતલબ પાર પડી. આ તીર સાથની ચીઠી આબાદ તે કીલામાં જઈ પડી; ત્યાં તે વંચાઇ અને તેનો નીચે પ્રમાણેનો ઉતર સુલતાનને તીરની મારફતેજ પાછો વાળવામાં આવ્યો. નામવર સુલતાનની ઇછા છે કે હમોએ તેને શરણુ થવું તો હમો તેમ કરવાને તૈયાર છીયે, પણ તે કસીપણુ શરત કરવા વગર નામવર સુલતાન જે ખાહેશ ધરાવે છે કે હમારા સાથની સ્ત્રીને તેને સ્વાધીન કરવી, તે તેની ખાહેશ હમો પાર પાડવા ઈછતા નથી. જેમ થવું જોઈયે તેમ સુલતાનનો આ જવાબથી ગુસ્સો બહુજ ઉશકેરાયો અને બીજી એક ચીઠી મોકલી તેમાં તેણે કસમ ઉપર તે કીલાના રખેવાલને જણાવ્યું કે જો કીલો તેને શરણુ કરવામાં નહી આવશે તો તે તેના ઉપર પુરતું વેર લેવાને કદી ચુકશે નહી. આ ધમકીનો નીચે પ્રમાણે નામવર સુલતાનને પાછો ઉતર વાલવામાં આવ્યો:—

નામવર સુલતાનના મરતબામાં વધારો થાવો; સુલતાને જાહેર કરેલા ગુસ્સાનો કાગજ હમોને મલ્યો છે. છતાં પણ આ કીલાના રખેવાલ અને તેના હમશરીકોએ પેહલી ચીઠીમાં જે ખુલાસો લખ્યો છે તે સીવાય વધારે તેઓ કસું કરી શકતા નથી. જેમને તે બળવાખોરો તરીકે જાહેર કરે છે તેમની માંગણી જો તે કબુલ રાખશે તોજ આ કીલાનો કબજો હમો છોડીશું.

અલબતાં સુલતાનના ગુસ્સાનો કસો પાર ન રહ્યો. હવે તે કીલાના સરદાર જોડે વધારે પત્રવ્યવહાર ચલાવવો તદનજ ભીથ્યા જણાયો, એટલે આગલોજ ઠરાવ સુલતાને કાયમ કીધો કે, કીલાને ઘેરામાં રાખી મુકવો. આ ઠરાવ કરી સઘળાઓ મન શાંત કરી બેઠા નહી. સીલેદારોના સરદારને વળી એક નવીજ યુકતી સુજી. તેણે એવી યુકતી લગાવી કે આજુબાજુથી બને તેટલાં ઝાડો કાપી લાવીને જે બાજુએ પાણી છાલકાં હોય તે ઠેકાણે તેને પુરતા જઈ, એક પુલ સરખો કાચો રસ્તો બનાવવો. ઇંતેજાર બનેલા સુલતાનને પણ આ પ્લાન ઠીક ફરયો, એટલે તુરત ઝાડો કાપી લાવી તે કામ ચાલુ કરવામાં આવ્યું. આ કામ ચાલે છે તેટલાં એક દેખીતો નજીવો પણ ભેદ ભરેલો બનાવ બન્યો. રખડતો રખડતો ચીથરેહાલ પોશાકમાં દરવીશના વેશે એક પુરૂષ ત્યાં આવી લાગ્યો, જેને તેઓએ પોતાનાં

આરંભરેલાં કામ પાર પડવાના સુચીન્હ તરીકે માન્યો. પુલ નાખવાં-નું કામ તડામાર ચાલી રહ્યું છે, તેટલાં આ દરવીશ તો સુલતાનના તંબુમાંથી ખાધ ખોરાકી વિગરેની દક્ષણા લઈ આસપાસ ફરી કોણ જાણે કયાં પલાયણ કરી ગયો. પેહેલાં તો તેને માટે શક પડયો કે આ કોઇ જાસુસ હોવો જોઈયે; પણ શકને દુર કરી પુલ નાખવાનું કામ ચાલુ કરવામાં આવ્યું. જેમ કરતાં રાત પડી, અને ભારી ઇંતે-જારીમાં સરૂ કરેલો આ પુલ તૈયાર કરવામાં આવ્યો. સુલતાન ભારે ઈંતેજાર હતો કે જેમ બને તેમ આ પુલ રાતોરાતજ પસાર કરી તપાસી જોવો. તે પ્રમાણે સીલેદારોનો સરદાર કેટલાંક માણસો સાથે તેના ઉપરથી પસાર થવા લાગ્યો. હજુ તો ઘણો ગયો નથી તેટલાંમાં-જ બાજુનો એક ખડક ભારે જોરથી તેના ઊપર ધસી પડયો એટલે ભારે કડાકા સહીત ઉભો કરેલો આ પુલ ભાંગીને નદીમાં પડયો, અને સઘળાંઓ નદીમાં છુપાઇ પડયા. આ કડાકા ઉપરાંત તે નદી-માં પડેલાઓની કીકીઆરી અને પોકારો કાનના પરદા ફાડી નાખે તેવા થાય. લગભગ ૧૫૦ સુનંદા સવારો આ પુલના ભોગ થઇ ન-દીમાં પડયા હતા. આ સઘલું ભયંકર પરિણામ માત્ર જોતજોતામાં બની ગયું હતું. સુલતાન જે પોતાના કેટલાક હજુરીયાઓ સાથે પુલની તપાસ લેવાતી જોવાને બાજુએ આવી ઉભેલો હતો તે આ બનાવ જોઇને તદન ગાભરો બની જઇ પોતાના તંબુમાં પાછો ફર્યો. તેઓને એવો શક ગયો કે જે દરવીશ તેમના તંબુમાં આવી ગયો તેનું આ કારસ્તાન હોવું જોઇયે, છતાં પણ તેના ઉપર નકી કસું અ-નુમાન તેઓ બાંધી શકયા નહીં. ગમે તે હોય પણ હવે સઘળાં ફાંફાં મારવાનાં પડતાં મુકી તેઓએ તો ઘેરો ઘાલી ત્યાં પડી રહેવા-નો અસલ ઠરાવજ કાયમ રાખ્યો. સુલતાનની યુક્તિઓ જયારે રદ ગઇ ત્યારે બીજી તરફથી સામી તરફના કીલ્લેબંદી લશકરે જોતજો-તાંમાં, પેલા તુટી પડેલા ખડકની જગા ઉપર જાણે બીજો ખડક ઉભો કર્યો હોય તેવું બાંધકામ રાતોરાત કરી દઇ સુલતાનને ભારે અજાયબીમાં ગરકાવ કરી નાખ્યો. હવે સુલતાનનો ગુસ્સો અટકા-વેલો અ રયો નહી, ને તેણે કીલામાં ગોળા ધુમાવવાનો ઠ-રાવ કીધો, અને તે પ્રમાણે બેલગ્રેડથી કેટલાક ગોળા અ-ને તોપચીઓને તેડાવ્યા. તેઓ આવી પોહોંચતાંજ સુલતાને કીલા ઉપર એકાદ બે ગોળા ધમધમાવ્યા. તેમ જોઇને કીલામાંથી એક તીર ફેંકવામાં આવ્યો, જેના સાથે એક ચીઠી લગાડેલી હતી. આ ચીઠીમાં ખુલેખુલું લખ્યું હતું કે, "કીલો તોડવાની તમારા

તરફથી થતી આ કોશેશ તદ્દન મીથ્યા છે. કીલો બીલકુલ તુટે તેવો નથી, આ ચીઠી લખવાનો હેતુ એવો નથી કે, ગોળાબંધ કરવા માટે તમારા કાલાવાલા કરવા, પણ હમારો હેતુ એવો છે કે તમોને મુલ્લુ જણાવવું કે જેમ પુલ નાખવાની તમારી કોશેશ મીથ્યા ગઈછે તેમજ આ તમારી કોશેશ પણ તદનજ વ્યર્થછે. આટલું છતાં જો તમો હમારા ઉપર ગોળા ધમધમાવવા ચાલુ રાખશો તો આ કીલાના સરદારને નામવર સુલતાનની સામે લડાઈ કરવાની દલગીરી ભરી ફરજ પડશે. આ ચીઠીથી સુલતાનના ગુસ્સામાં કંસો ઘટાડો થયો નહી, અને બોલ્યો કે નાપાક બળવાખોરો આપણને ખાલી ડરાવે છે. ગોળાનો મારો પુર જોરમાં ચાલુ કરવામાં આવ્યો, અને તેમ કરી સુલતાન મીથ્યા આશામાંજ ઉભો કે, જોતજોતાંમાં આ મારાથી ગભરાઈને બળવાખોરો શરણે આવવાનો વાવટો ચઢાવશે, પણ તેમ હજુ જ બન્યું નહી, એટલે તે તો આ ભેદથી વધારે ગુચવાયો અને ગભરાયો. રાત પડતાં મારો બંધ કરવામાં આવ્યો, અને સુલતાનની છાવણી શાંત થઈ. મોડી રાત થવાને હજુ કેટલોક વખત હતો, તેટલાં બળવાખોરોનુ એક મોટું લશકર સુલતાનની છાવણીમાં હુમલો કરતું દાખલ થયું. થોડાજ વારમાં બંને લશકરો વચ્ચે એક જુધ્ધ જાગ્યું. સુલતાનના લશકરને બળવાખોર લશકરે ભારી પરાગંદા કરી નાખ્યું અને તેમના એક એકનાં ડોકાં જોતજોતાં કાપી નાખ્યાં હોત પણ તેટલાં તે લશકરના સરદારે પોતાનાં લશકરને તે કામ કરતું અટકાવ્યાથી તેઓ બચી જવા પામ્યા. છતાં પણ આ લડાઈમાં સુલતાનના ૫૦ માણસો માર્યાં ગયાં હતાં. આવી રીતે સુલતાનના લશકરને હરાવી બળવાખોર લશકર પોતાના સરદાર સાથે પાછું વળ્યું. સુલતાન એક પછી એક બનતા આ ભેદ ભરેલા બનાવોનો ભરમ શોધી કહાડવાની ઈંતેજારીમાં ગરકાવ થઈ છાવણીમાં પડયો.

બનાવ એવો બન્યો કે બળવાખોર સરદાર પોતાનાં લશકરને લઈ પાછો ફર્યો, ત્યારે કેટલાક જખમી થવલાં માણસોને મરણ પામેલાં જાણી મુકી ગયો હતો. આ માહેલો એક માણસ તદ્દન મુવેલો નહી પણ જીવતો સુલતાનના સવારોના હાથમાં આવ્યો જેને તેઓ છાવણીમાં ઉપાડી ગયા. આખી રાત તેની સારવાર કરવાથી પરોઢીયું થતાં તે વધારે હુશીયાર થયો અને પુછેલા સવાલનો ઉતર આપવા લાગ્યો. સીલેદારોના સરદાર હજુર તેને હાજર કરવામાં આવ્યો, જયાં તેને પેહેલો પ્રશ્ન એ પુછવામાં આવ્યો કે "હમારા ઉપર હુમલો લાવનાર લશકર કયાંથી આવ્યું?"

એનો જવાબ સાચેસાચો આપે તો પેગંબરના કસમથી તેનો જાન બચાવવાનું વચન આપ્યું. તે સીપાઇ બોલ્યો, અહીંથી એક ફરસંગને છેટે આવેલાં એક જંગલમાં કેટલુંક થયું હમો સંતાયલા છીયે. સુલતાનથીજ માત્ર ઉતરતો દરજજો ધરાવનારા એક સરદારના હુકમથી હમો તમારા ઉપર હુમલો લાવ્યા હતા. સીલેદારના સરદારે પુછયું કે, તે સરદાર કયાં છે? તે સીપાઇ બોલ્યો, પેલા કીલામાં તે રહે છે. હમારા સાથે રાત્રે તે પોતે આવ્યો હતો. નહી, નહી તેમ હોયજ નહી, સરદાર બોલ્યો તું હમોને છેતરવાનો પ્રયત્ન કરે છે. બાપડો સીપાઈ કાંઈ ઉતર આપવા જતો હતો, તેટલાં તેનો જીવ બગડી આવ્યો અને થોડાજ વખતમાં તાણુ તોડ થઈ ત્યાં ને ત્યાંજ મરણ પામ્યો

સીલેદારના સરદારે આ બનાવ સુલતાનને જણાવ્યો, અને તે જાણવા પછી સુલતાન વધારે ને વધારે ગુચવણમાં પડયો. કીલામાં કોણ સરદાર છે તે જાણવાની તેને ભારી ખાહેશ પેદા થઇ છતાં બાલકીસને મેળવવાની તેની ઇછા કોઈ રીતે ઓછી થઇ ન હતી. બેલગ્રેડથી તેણે બીજું ચારસો માણસોનું લશકર મંગાવ્યું કે જેથી બળવાખોરો ફરી વાર હુમલો લઇ આવે તોપણ કસી ધાસ્તી ન રહે, અને અંતે ઘેરો નાખી રાખી કીલાવાળા લશકરને ખોરાક ખુટતાં શરણ થવાની આશામાં તેણે ત્યાં પડાવ નાખ્યો.

---

## પ્રકરણ ૪૦ મું.

---

## ખલીલની સાતમી વાર્તા ચાલુ-મોટું જંગ.

હવે આસ્ત્રીયા ઉપર ચઢાઈ લઈ ગયલા વડા વજીર કારામુસ્તફા શું કરે છે તે તરફ ફરીયે. ૧૬૧૩ના જુલાઇ મહીનાની ૧૪મી તારીખે હડી લાખ માણસોના મોટાં લશકર સાથે કારા મુસ્તફા પાશાએ વાયનાની પડોસમાં સેંટ અલરીક નામની જગાએ પોતાની છાવણી સ્થાપી. રાતની વેળાએ, આ મોટાં લશકરની મદદથી મુસ્તફાએ આસ્ત્રીયાના ત્રણે મુખ્ય માર્ગો બંધ કરી નાખ્યા. આસ્ત્રીયાના લશકરની એક ટુકડી સાથે ડયુક આફ લારેન નામનો જોધો ડાન્યુબ નદી ઉપરના પુલો ભાંજી નાખી તુરકી લશકરના માર્ગો અટકાવવા જતો હતો, તે વેળા તેને તુરકી લશકર સાથે એક ભારી લડાઇ થઇ, જેમાં ડયુકની આગળ વધેલી ટુકડીનાં એકેએક માણસો કપાઇ ગયાં; છતાં

પણ જેનરલ શુલ્ઝ નામના આસ્ત્રીયંન સરદારે ડાન્યુબ ઉપરના પુલો તોડી નાખ્યા, એટલે તુરકીઓએ લીયોપોલ્ડ શેહેર ઉપર તોપોનો મારો ચલાવી તેને સલગાવી મુકયું. દેવલો અને મઠોમાં તુરકી લશકરે લુટફાટ ચલાવી, તેમાંના સાધુઓ અને સંતોને કેદ પકડી લઈ જવામાં આવ્યા, જેઓ સામા થયા તેમને દયા વગર કાપી નાખ્યા, અને ફતેહનો ડંકો વજાડી તુરકીઓ છાવણીમાં ગયા. ડાન્યુબનો પુલ ભાગેલો જોઈ મુસ્તફાએ તેના ઉપર બોટોનો પુલ નાખવાનું કામ ચલાવ્યું, પણ તેટલાં આસ્ત્રીયન લશકરે સારી સમયસુચકતા વાપરી તે પુલને એક છેડેથી સલગાવી મુકી તુરકી લશકરને તેની નેમમાં ફાવવા દીધું નહી. તુરકી લશકર સંખ્યામાં ઘણું ઘણું મોટુ હતું, તેણે આસ્ત્રીયન લશકરના બાહેર જવાના સઘળા માર્ગો રોકીને તેણે મોટો ઘેરો ઘાલ્યો. ચાલીસ દીવસ સુધી આ ઘેરો ચાલુ રહ્યો, તે દરમ્યાન આસ્ત્રીયામાં ભારે ભુખમરો ચાલવા લાગ્યો. જો કોઈ ટુકડી હીંમત કરી રસ્તો ખુલો કરવાને સામે થતી તો તુરકી લશ્કર આગળ તેનું કસું ટકુ ચાલી શકતું નહતું, છતાં પણ તે પોતાની લડાઈની સુધરેલી કલાને લીધેજ આ ભારે મોટાં લશકર સામે પોતાનો બચાવ કરી શકયું હતુ. તુરકીઓમાં એક રીવાજ છે કે એક શેહેર જો ચાલીસ દીવસનો ઘેરો ખમવાને શકતીવાન થયું તો તેઓ તેને કદીપણ જીતી શકે નહીં એમ તેઓ માની લેતા. આ ઘેરાને ચાલીસ દીવસ વહી ગયાથી હવે તેઓ નાહીમત થવા લાગ્યા, પણ મુસ્તફાએ તેમને ઉશકેરવાને કસું બાકી રાખ્યું નહીં. બીજી તરફથી આસ્ત્રીયન લશકરને કેટલીક મદદ આવી મલી, તેની ઉલટે તે છેક ભુખે મરતી હાલતમાં આવેલું છતાં હીમત આવી. તેઓએ તુરકી લશકરનો ઘાણ કહાડવાને જુદે જુદે ઠેકાણે જમીનમાં ભોંયરાંઓ ખોદી તેમાં દારૂગોળો ભરી તે સલગાવ્યો, જેથી તુરકીઓનાં હજારો માણસોનો ઘાણ નીકલી ગયો, એટલે તુરકી લશકરમાં તો ભારે ગભરાટ અને હાહાકાર વરતી રહયો, અને સામાન્ય રીતે તેમનામાં નાઉમેદી ફેલાઈ ગઇ. આવું પરિણામ નીપજયા પછી ડયુક આફ વરતમબર્ગ અને કાઉંટ સીરેની આસ્ત્રીયન લશકરની કેટલીક ચુનદી ટુકડીઓને લઈ, તુરકી લશકર ઉપર ધસી ગયા, અને તેમનામાં ભારે ખુનામરકી ચલાવી દીધી. આ તેમજ ઉપલા બનાવોથી મુસલમાન લશકર હવે તદન નાહીમત બની ગયું, અને કદાચ નાહાસ ભાગ પણ કરતે પણ ઘણીજ સમજાવતથીજ તે ટકી રહ્યું હતું. મુસ્તફાએ જયારે આ મામલો જોયો ત્યારે તેણે

લશકરને હીંમત આપવાને ખજાનચીને તીજોરીનું મોઢું ખુલ્લું કરવાનો હુકમ કર્યો. સર્વેને ઇનામો અને પગારો આપવામાં આવ્યા, અને પેગંબરનો મનાઇ કરેલો શરાબ છુટથી આપવામાં આવ્યો. આથી તુટેલાં દીલના તુરકી લશકરને કાંઇક પાછી હીંમત આવી, અને તેમ જોઇ તા૦ ૨૯મી આગસ્ટનું પરોઢીયું થતાંજ મુસ્તફાએ આસ્ત્રીઆ સામે એકદમ ધસી જવાનું નગારૂં ઠોકાવ્યું. તુરકી લશકરમાં જે ખલભલાટ અને જુંબેશ ચાલી રહ્યાં હતાં, તે દુરથી જોઇને આસ્ત્રીયન સરદારો કાંઇક ડરવા લાગ્યા. તેઓએ પણ પોતાની તૈયારી કરી, અને હજુ તો સુર્ય પુર પ્રકાશમાં પ્રકાશે તે આગમજ તુરકી લશકરે આસ્ત્રીયન લશકર ઉપર હુમલો કર્યો. આસ્ત્રીયન લશકરની મદદે આવેલાં ઈટાલીયન લશકરના એક સરદારને તુરકી લશકરના એક સરદારે સામસામી તરવારની લડાઈમાં હાર કીધાથી તુરકી લશકરમાં ફતેહનું નગારૂં વાગ્યું. આ ફતેહથી ફુલાઈને તુરકી લશકર વધારે શુર ઉપર ચઢયુ, અને આસ્ત્રીયન લશકર તેની સામા આવ્યું. કેટલોકવાર પરસ્પર લડાઈ ચાલતાં તુરકી લશકરની ટુકડીનો સરદાર એક આસ્ત્રીયન સીપાઇના તીરથી વીંધાઇને મરણતોલ થઇ જમીન ઉપર પડયો, એટલે તુરકી લશકરમાં તો ભારે હાહાકાર વરતી રહયો અને તેની ટુકડી નાહીંમત થઈ પાછી પીઠ ફેરવી નાહાસવા લાગી, જે જોઇ આસ્ત્રીયન લશકરે તેનો દુંબાલો પકડી તેનો સંહાર વાલી નાખ્યો. આ ખબર જયારે લશકરમા થઈ ત્યારે તુરકી લશકર, તદન ગભરામણમાં પડી ગયુ અને તે તકનો લાભ લઇ આસ્ત્રીયન લશકર જુદી જુદી ટુકડીઓમાં જુદાજુદા સરદારોના હાથ હેઠળ વેંહેચાઇ, તુરકી લશકરમાં ધુસ્યું ગયું અને બને તેટલી કાપાકાપી ચલાવી, બાકી રહેલાઓને ઠેઠ છાવણી સુંધી નહસાડવા. અને ત્યારેજ તે ટુકડીઓ સંતોશ પામી પાછી પોતાની જગાએ વલી. તુરકી લશકરનું આવી રીતે છેદન ભેદન થવલું જોઇ મુસ્તફા પાશા ભારે ગમગીન થયો.

હજુ તો આ ગમગીની તેનાથી વીસરાઇ નથી, તેટલાં તેમાં વધારો કરવા જેવો એક બનાવ બન્યો. આપણે જાણીએ છીયે કે સુલતાનના હુકમથી મુસ્તફાએ, લીજીયાનસ્કી પાસે વાલેશીવાના ખ્રીસ્તી હાકમ ઉપર તુરકી લશકર સાથે જોડાઇને ખ્રીસ્તીઓ સામે લડાઈ કરવાનું કહેણુ મોકલ્યું હતું. આ કહેણનો ઉતર લઇ એક કાસદ, મુસ્તફા પોતાનાં લશકરની ભારે ખુવારીની ગમગીની કરતો બેઠો હતો, તે વેળા તેના તંબુમાં દાખલ થયો. બીડેલા ખ-

રીતામાં શું લખ્યું છે, તે જાણવાની ઇંતેજારીમાં તેણે તે ફાડયો, અને વાંચ્યો. તેમાં લખ્યું હતું કે;—

"વજીર સાહેબ, લીઓ[illegible]સ્કી પાસે મોકલાવેલો દસ્તાવેજ મને પોહોંચ્યો છે. તમો મારી મદદ માગો છો, કીંવા તો સામો લડવા તેડો છો; તો હું તમોને જણાવવા માંગું છું કે તમારી ધમકીથી લેશ પણ ડરતો નથી. આસ્ત્રીયન રાજનગરના કીલાની નીચે તમારાં લશકર સાથે હાથ મેળવવાને હું તૈયાર થઈ રહ્યો છું. જયાં હમો ખ્રીસ્તી કે તમો મુસલમાન ફતેહનું નગારૂં વગાડવા ભાગ્યશાલી થઇશું તે આપણે નકી કરી શકીશું."

મુસ્તફા આથી લગાર વિસ્મય થયો, પણ હીમત હાર્યો નહીં. કસું બન્યુંજ ન હોય તેમ તેણે લશકરને હીંમત આપવા માંડી, અને હવે એક છેલ્લો મોટો હુમલો કરી નસીબ અજમાવી જોવાને તેને આગ્રહ કર્યો. લશકરને શુર ઉપર ચઢાવવાને તેનાં બને તેટલાં વખાણો કર્યા અને તેમના ઉપર પેગંબરનો છાયો રહે એવી પ્રાર્થના કરી. જંગલી જેનીજારીઓ અને તારતારીઓ જેઓ ખોટું ખરૂં પીછાણવાને થોડાજ શકતીવાન હતા તેઓ તો આ વખાણથી ફુલીને શુર ઉપર ચઢયા, એટલે મુસ્તફાએ લાગ ફાવતાં નવો હુમલો લઇ જવાની સઘળી તૈયારી કરવા માંડી આ બનાવને દરમ્યાન નાણાં ખાતાંના પ્રધાનની મસલેહતથી, મુસ્તફાએ પોતાની તીજોરીને ચારસો ચુનંદા માણસોની ચોકી પેહેરા હેઠળ સહી સલામત બેલગ્રેડ મોકલાવી દીધી કે જેથી લડાઇની વેળાએ તેને સંભાલવાને કાળજી રાખવાની જરૂર નહી રહે.

---

## પ્રકરણ ૪૧ મું

---

### ખલીલની સાતમી વાર્તા ચાલુ—ભેદનો ખુલાસો.

આ તરફ જયારે તુરકી લશકર વાયનાની પડોસમાં આવી હાડમારી ભોગવતું પડયું હતું ત્યારે પેલી તરફ સુલતાન પેલા નાના પણ ભેદ ભરેલા કીલ્લા ઉપર ઘેરો નાખી પડયો હતો. સુલતાનને જયારે લાગ્યું કે હવે કીલ્લામાંની ખોરાકી ખુટી ગઇ હશે ત્યારે સુલતાને તીરની મારફતે વળી એક ચીઠી તે કીલ્લામાં મોકલાવી અને ફરી એકવાર સુલતાને તેમને શરણ થવાની માંગણી કરી.

આ ચીઠીનો કીલામાંથી કસો જવાબ મલ્યો નહી, પણ બીજે દિવસે સુલતાન જોયું શું કે કીલાની દીવાલ ઉપર બકરાં, મેંઢાં, ગાય વગેરેના માંશના ઢગલાઓ ઉંચા લટકાવી દીધેલા હતા, અને તેમ કરી સુલતાનની ખાતરી કરી કે તું જેમ ધારે છે તેમ હમારો ખોરાક ખુટયો નથી, પણ હમારા પાસે પુસ્કલ ખોરાકી ભરેલી છે. માત્ર માંશજ નહી પણ અનાજના કોઠલાઓ પણ તેમને દેખાડવામાં આવ્યા, જે જોઈ સુલતાન તો વિસ્મય પામ્યો. સુલતાનની છાવણીમાંના કેટલાક સીપાઈઓ તો એમજ માનવા લાગ્યા કે આ કીલો કોઇ સેતાનના રક્ષણમાં હોવો જોઈએ, એટલે હવે તેના સાથે લડાઇ કરવાનું તેઓએ ફોકટ વિચાર્યું. સીપાઈઓજ નહી પણ સુલતાન પોતે એમ માનવા લાગ્યો કે જ્યાં છે ત્યાં કાંઈ જાદુનું આ કામ છે. આ ભેદ ભરેલા કીલાનો કસો પતો મેળવી નહી શકયાથી અંતે સુલતાને થોડાક દિવસ હવે કાંઈક બીજી ગમત કરવાનો ઠરાવ કર્યો અને શીકારે જવાને મન દોડાવ્યું, અને તે માટે આ છાવણીથી ચાર ફરસંગ દુર તંબુ ઠોકવામાં આવ્યા, જેની આજુબાજુ મોટું જંગલ આવ્યું હતું. આ શીકાર છાવણી નાખવાનું કામ, પાછલથી આવેલાં લશકરના વડા કીસલાર આગાને સોંપ્યું હતું, જે કેટલાંક માણસોને લઈને આગમનજથી ત્યાં ગયો હતો. સુલતાન પાછળથી જ્યારે ત્યાં જઈ લાગ્યો ત્યારે સઘળું તૈયાર હતું પણ કીસલાર આગા ન હતો, અને તે જાણી તેને શંકા ઉપજી. બીજાં માણસોએ જ્યારે તેને જણાવ્યું કે તે તો કેટલોક વખત થયો હમોને આ ઠેકાણે છોડી કહી જતો રહયો છે ત્યારે તો તેને એવોજ વેહેમ ભરાયો કે આ માણસોએજ તેને પોતાની કાંઇ મતલબને કારણે ઠાર કર્યો હશે. તેઓને સઘળાને પોતાની હજુર બોલાવી મારીની તથા ઈનામની લાલચ બતાવી જે ખરેખરૂં હોય તે કહી દેવાને લલચાવ્યા પણ ફોકટજ. તેઓ બાપડા તદન અજાણ્યા માલમ પડયા. અંતે સુલતાને તેઓને આસપાસ શોધ કરવાને મોકલ્યા અને છેક સુર્ય અસ્ત પામતાં સુધી તેઓ સઘળી ઝાડીઓ અને જંગલો ધુંડી વલ્યા પણ કીસલાર આગા તેમને હાથ લાગ્યો નહીં. સુલતાન નાસીપાસ થયો અને રાત પડે તે પેહેલાં સઘળી છાવણી ઉઠાવી ત્યાંથી અસલ છાવણીએ પાછો ગયો. સઘળો રસાલો સડસડાટ ચાલ્યો જાય છે તેટલાં એક નીર્મળ ઝરાની બાજુએ લીલાં ઘાસના બીછાના ઉપર અતિઘણા સુંદર પોશાક પેહેરેલો એક માણસ ઉંઘાતો પડેલો કેટલાક સીપાઈઓના જોવામાં આવ્યો. તેઓ

તુરત ત્યાં ગયા અને તેને ઉઠાડયો, તો યા અલ્લાહ, ખુદા ફીસલાર આગા, આંખ ચોળતો તેઓ આગળ ખડો થયો. તુરતવેળા તે કયાં હતો, અને ત્યાં કેમ આવ્યો તે કશું સમજાવી શકયો નહીં. તેને હુશીઆર કરીને છાવણીમાં લઈ જવામાં આવ્યો, જ્યાં તેણે સુધી લાવી નીચે પ્રમાણેની હકીકત કહી સંભળાવી:–

તે બોલ્યો કે, નામવર સુલતાનના હુકમને તાબે થઇ હું પેલા દુર દેખાતા પહાડની તળેટીમાં તેને માટે તંબુઓ નાખવાને ગયો. એક જગા પસંદ કરી ત્યાંથી ઝાડ ઝાંખરાં ઉખેડાવી કઢાવી તંબુ ઠોકાવ્યા કે બીજી તરફથી મેં સુલતાનને માટે ખાણું તૈયાર કરાવાની તૈયારી ચલાવી. ગુલામો સઘળા પોતપોતાના કામમાં પડયા હતા તેટલાં આળસુ બેસવાને બદલે હું આજુબાજુ ભટકવા અને દેખાવો જોવામાં પડયો. જોતાં જોતાં અને ચાલતાં ચાલતાં હું કેટલેક દુર નીકલી ગયો તો યા અલાહ એક બાગ મારી નજરે પડયો, જેનાં ઉમદા ફુલો અને ઝાડોની ઘટા જોઈ હું છક થઇ ગયો. તરેહવાર જાતનાં ફલોનાં ઝડો ત્યાં મારા જોવામાં આવ્યાં. બાગની આસપાસ કાંટાની વાડ કરી લેવામાં આવી હતી. નામવર સુલતાનને માટે કેટલાંક ફલો તોડવાની મને ઇછા થઇ એટલે હું બાગમાં દાખલ થયો. બાગમાં હજુ તો પેહેલાં પગથીયાં ઉપર પગ મુકયો કે કાંઈ આવાજ સંભળાયો, પણ તે કોણ અને શું બોલ્યો તે મને સંભળાયું નહીં. તે સાદની દરકાર કરવા વગર હું આગળ ચાલ્યો તો બાગના બીજા ભાગમાં ફુલની ઝાડી ઘટાની હેઠલ ફુલોના સુવાસ લેતા એક અમીર અને બાતુને ફરતાં જોયાં. દેખાવે અમીર પણ શુરવીર જોધ્ધો સરખો તે જણાતો હતો. બાગમાં વગર રજાએ દાખલ થવા માટે માફ માંગી, હું શું કરવા માંગતો હતો તે મેં તેમને જણાવ્યું. સ્ત્રીનાં મોઢાં ઉપર બુરખો નહતો, પણ આટલો વખત સુધી તે પેલા જોદ્ધાનાં પડખામાં હોવાથી તેનો ચેહેરો બરાબર મારી નજરે પડયો નહી એટલે હું તેને પીછાણી શકયો નહી, પણ જયારે તે લગાર અલગી થઇ છુટી પડી ત્યારે યા અલ્લાહ મેં શું જોયું, બાલ્કીસ! હુ તેણીને બોલાવા જાઉં તે પેહેલાં તો તેણીએ કાંઈ શબ્દો તે શુરવીરના કાનમાં રેડયા, અને બીજેજ પલે તેણે મને ગરદનમાંથી પકડી નીચે નાખયો; પોતાની પાઘડી કહાડી તે વટે મારા હાથ બાંધ્યા, અને બાલકીસે પોતાના હાથમાંની શાલથી મારા બંને પગો મુસ્કેતાટ કર્યા. અને તદન મુસ્કેતાટ કરી, તે જોધ્ધાએ પોતાની કેડમાંથી એક સીસો કહાડી

તેમાંની પ્રવાહી મારા મોઢાંમાં રેડી, જે હજુ તો પુરેપુરી મારી હોજરીમાં દાખલ થઈ ન હશે તેટલાં હું તદન બેસુધ થઇ ગયો. જ્યારે જાગૃત થયો ત્યારે એક અછા સીંગારેલા ઓરડામાં, મખમલના નરમ ફ્રાશ ઉપર પડેલો હતો. આ ભવ્ય દીવાનખાનામાં હું તદન એકલો હોવાથી કયાં છું તે વીશે વિચાર કરવા લાગ્યો. રાતનો સમય હતો, ઓરડામાં એક ઝાંખો દીવો બળતો હતો, અને તેનો લાભ લઈ હવે હું આજુબાજુ ભટકવા લાગ્યો. ઓરડાના એક ખુણામાં આવ્યો, જેનાં માથા ઉપર એક અગાસી હતી, અને તેના ઉપર કોઈ પસાર કરતું હોય તેમ પગલાંનો આવાજ મારે કાને પડયો. તેજ પલે દરવાજાનું બારણું ઉઘડયું, અને પેલોજ જવાન મારી સામે આવી ઉભો. મને પોતાની પાછલ ચલાવવાની ઈસારત કરી તે આગળ ચાલ્યો. તે મને એક ભપકા ભરેલા ઓરડામાં લઈ ગયો જ્યાં ટેબલો બીછાવી તેના ઉપર બહુ તોફા ખાણું પીરસી તૈયાર રાખ્યું હતું. મને તે ખાવા બેસાડયો. મારા પેટમાં સમાયું તેટલું મેં ધીરજથી ખધું અને મોહ સાફ કરી બેઠા પછી, તે જવાન મને આખા દીવાનખાનામાં ફેરવી ફેરવી એક બીજા ઓરડામાં લઇ આવ્યો, જેની બાહેર નજર કરૂં છું તો એક કાળો ડુંગર મને માલમ પડયો, અને તે જોતાંજ મને ભાન આવ્યું કે કીલો તોડવાને આજ આઠ અઠવાડિયાં થયાં સુલતાન મથે છે તેજ કીલામાં હું આવી લાગ્યો છું. ત્યાંથી તે જુવાન મને એક તબેલામાં લઈ ગયો, જ્યાં ૨૦ ઘોડા બહુ જોરાવર બાંધેલા હતા; ત્યાંથી ભંડારખાનામાં ગયા જ્યાં આનાજની ગુણોના ઢગ પડયા હતા, તેનીજ પડોસમાં સંખ્યાબંધ બકરા, મેંઢાં વિગેરે નીરાંતથી ચારો ચરતાં હતાં. કીલાના એક ભાગમાં ગંજાવર તોપો અને ગોળાઓનો ઢગ મારેલો હતો. આ સઘળે ઠેકાણે ફેરવી તે મને પાછો પેલા ખાણાંવાળા ઓરડામાં લઈ આવ્યો જ્યાં કાફી અને હુકો તૈયાર હતો. નીરાંતે બેસી મેં તે ગબડાવ્યાં. હવેજ તે જુવાને મારા સાથે વાત કરવા માંડી. સુલતાન આટલા દીવસ થયા જે ઘેરો નાખી પડયો હતો તે વીશે તેણે મને ઉલટપુલટ સવાલો કરવા માંડયા. સઘલી વાતચીત દરમ્યાન તે સુલતાન તરફ ભારે માન ધરાવી બોલતો હતો, અને છેવટે મને કહ્યું કે "નામવર સુલતાન મારી બેન બાલકીસની માંગણી કરે છે અને તે આપવાની ના પાડવાથી તે મને બળવાખોર ગણે છે. હું ડમાસ્કસનો માજી હાકમ અને ટાલેમના પ્રાંતનો પાશા હસનઅલી અજીબ છું. વડા વજીર મુસ્તફા મારા ઉપર ઘણો અન્યાય ગુજારતો

આવ્યો છે, અને તેના સામે મને ઘણીક ફરીયાદો છે, અને જ્યાં સુધી મુસ્તફાની પાસેથી વજીરાત લઇ લેવામાં ન આવશે ત્યાં સુધી હું તેના સામે ઉઠાવેલાં મારાં હથીયાર છોડનાર નથી. સીલેદારના લશકર ઉપર મેં જ્યારે હુમલો કર્યો ત્યારે હું જો ચાહતે તો નામવર સુલતાનને પણ કેદ પકડી લઈ જવાને શકતીવાન હતો, પણ મારો તેમ કરવાનો હેતુ ન હતો. મારા કીલામાં કોઇ દાખલ થઇ શકે તેમ નથી, મારા પાસે ખાધખોરાકી અખુટ છે, અને શીયાલો આવતાં સુધી હું અહીં બેફીકર રહી શકીશ, કે જે વેળા સુલતાન આપ મેલે અત્રેથી પોતાની છાવણી ઉચકી જવા વીના રહેશે નહી.” આ સઘલી વાત મેં બહુ ધ્યાન દઈ સાંભળી. તે બોલવામાં બહુ છટાદાર, દેખાવે ખરો શુરવીર, દબદબાવાલો, અને મારા વિચાર પ્રમાણે વડા વજીરનો ઓધ્ધો ચલાવવાને ખરેખરો લાયક નર છે. હમારા વચેની આ વાતચીત પુરી થતાંજ એક ગુલામ તબકમાં શરબતના બે પ્યાલા લઇ હાજર થયો. એક તેણે પોતે લીધો અને બીજો મને આપ્યો. તે પીતાંજ હું પાછો પહેલાની પેઠે બેભાન પડયો અને પછી મારૂં શું થયું તેની મને ખબર નથી, અને હમણાં તમોએ જગાડયો ત્યાંથી ઉઠયો છું.

# પ્રકરણ ૪૨ મું.

## ખલીલની સાતમી વાર્તા ચાલુ–સુલતાન.

કીસલાર આગાની આ વાત જ્યારે સુલતાન હજુર જાહેર કરવામાં આવી ત્યારે તે બહુ ખુશી થયો. તેણે જાણ્યું કે બાલકીસ પોતાના ભાઈ જોડે આ કીલામાં છે ત્યારે તેને બહુ ખુશાલી ઉત્પન થઇ. હસન વડા વજીર તરફ આટલું બધું હાડવેર ધરાવે છે તે પણ તેણે આ બાબતમાં જાણ્યું, અને ખુદ કાનસ્તાંટીનોપલમાં પણ કેટલીક ફરીયાદો તેને મલી હતી, તે ઉપરથી સુલતાનનો શક મજબુત થયો કે કારા મુસ્તફા જે ધોરણ ઉપર કામ ચલાવે છે તે કોઈ પ્રકારે પ્રજાને પસંદ પડે તેવી ન હોવી જોઇયે. પોતે જે આ ઘેરો નાખી પડેલો હતો, તે બાબતમાં શું ઉપાય લેવા તેની તેને બીલકુલ સમજણ સુધાં પડી નહી. તેને લાગ્યું કે હસનઅલી હબીબની સતા અને બળ, તે ધારે છે તે કરતાં ઘણી વધારે છે, છતાં પણ જે મ-

કાનમાં પોતાની પ્યારી બાલકીસ રહેલી હતી તે છોડીને તેને જતું રહેવા ગમ્યું નહી. જ્યારે તેણે જાણ્યું કે જે સ્ત્રીને તે ચાહે છે, અને જેના ઉપર તે પોતાનો પ્યારો પ્રાણ અર્પણ કરવાને તૈયાર છે, તે સ્ત્રી તેના ભાઈની સાથે રહે છે. એમ જયારે તેણે જાણ્યું ત્યારે એકવાર ફરીને તેણે બાલકીસની માગણી કરવાનો ઈરાદો કીધો.

આ તો બનવા જોગ હતું કે સીલેદારના સરદારે તેમજ કીસલાર આગાએ સુલતાન આગલ કરેલી માંગણીથી સુલતાન કદાચ પોતાનો આ ઘેરો ઉઠાવીને રાજનગરમાં પાછો પણ ફરતે, પણ એક કમનસીબ બનાવે ત્યાં તેને પડી રહેવાની ફરજ પડી. આપણે આગળ જોઈ ગયા તેમ, વડા વજીર મુસ્તફાએ, ચારસો માણસોના ચોકી પેહેરા હેઠલ ખજાનો તથા ખ્રીસ્તી શેહેરોમાંથી મેલવેલી લુટથી ભરેલી તીજોરીઓ સંભાલને ખાતર બેલગ્રેડ મોકલાવવાની ખબર સુલતાનને ત્યાં મળી, એટલે તે આ રસ્તે થઈનેજ જશે એમ માની સુલતાને પોતાનો પડાવ ત્યાં ચાલુ રાખ્યો. આ ખબર મલ્યા પછી બીજે કે ત્રીજે દિવસે આ લુટનો ભારે ખજાનો ત્યાં આવ્યો પણ તેના ઉપર કેટલાક સ્વારોએ તુટી પડી લુટી લીધો, અને ઘણાક માણસોને મારી નાખ્યા. આ ખબર કેટલાક ભાગી આવેલા સીપાઈઓથી સુલતાનની છાવણીમાં આવી, અને તે જાણુતાંજ સુલતાનની તો ખાતરી થઈ કે આ કામ હશનઅલી અજીબ સીવાય બીજા કોઈનું નથી, એટલેતો તેના કીલાનો ભેદ જાણુવાને સુલતાને બની શકતા સઘળા ઉપાયો લેવાની યુકતીઓ રચી. કીસલાર આગાની વાતથી માલમ પડયું કે, કીલામાં પોહોંચવાને જમીનનો કોઈ પણ છુપો રસ્તો હોવો જોઈએ. કેટલાંક માણસોને લઈને સુલતાન પોતે કીસલાર આગાએ શીકારને માટે જયાં તંબુ નાખ્યા હતા ત્યાં ગયો. જતાં પેહેલાં બીજી એક ગોઠવણ એવી કરતો ગયો હતો કે બેલગ્રેડથી બીજું પાંચ હજાર માણસનું લશકર મંગાવ્યું. જેથી સુલતાનની છાવણીમાં ૬ હજાર માણસનું લશકર જમાવ થયું હતું. સુલતાન જેમ એક તરફથી બાલકીસના મોહમાં સપડાયો હતો, તેમ બીજી તરફથી તેને ભારે ચડસ ચડયો કે આ તે કોણુ માથાનો ફેરાવન છે કે જે આટલી નાની સરખી ફોજની કુમક ઉપર નાના સરખા કીલામાં ભરાઈને અજીત સુલતાનને પણુ હંફાવાની હીંમત ધરાવે છે. તેના મનમાં ચટપટ લાગી કે ગમે તેમ કરીને પણુ એ કીલાને શરણે કરવો, અને તેમ કરીને બાલકીસને પાછી મેળવવી. એજ ઈરાદાથી તેણે પોતાની આ નાની છાવણીને છ હજાર માણસોનાં

લશ્કરથી ગજાવી મુકી, અને કાંઇ પણ ચાંપતા ઉપાયો લેવામાં આવે તે પેહેલાં તે પોતે થોડાક માણસોને લઇ આ ભેદ ભરેલા કીલાનો પતો મેળવવાને ચાલી નીકલ્યો. તેને જે ચડસ હતો, તેમાં વધારો થવાનું બીજું જે ન ધારેલું કારણ બન્યું તે તેના ખજાના ઉપર હસનઅલીએ ચલાવેલી લુટનું હતું, અને તે સઘળા બનાવોથી, સુલતાન બહુ ઉશ્કેરાઇ ગયો હતો. આવા એક નાચીજ બળવાખોર સરદાર અને બેદીલ થએલા ગણતરીના સીપાઇઓથી સુલતાન શું ડરી જશે ? નહી નહી કદી નહી એવા સવાલ જવાબ તે પોતાના મન સાથેજ કરવા લાગ્યો. સુલતાનને જયારે આવો ઠરાવ ભરેલો જોયો ત્યારે કીસલાર આગા તથા રીકેબદારોના સરદારોએ પણ તેને ખુબ તાડ ઉપર ચઢાવ્યો, અને સુલતાને યોજેલી યુકતીમાં તે જરૂર પાર પડશે એવી તેની ખાતરી કરવા લાગ્યા. બીજી તરફ પેલા કીલામાં હસનઅલી હજીબ પણ વાટજ જોતો હતો કે જો કાંઇ સંજોગથી તેને સુલતાન જોડે મુલાકાત થવા પામે તો તે મુલાકાત દરમ્યાન તે કારા મુસ્તફાને પુરેપુરો ઉઘાડો પાડી તેનો રસ્તો કરી દેવો. હસનઅલીને જેટલો કીનો મુસ્તફા ઉપર હતો, તેનો લેશ પણ હીસ્સો સુલતાન ઉપર હતોજ નહીં. તે સારી પઠે જાણતો હતો કે, આ સઘળું કારસ્તાન કારા મુસ્તફાનું છે અને તેમાં સુલતાન તદન અજાણ્યો છે એટલે તેને સુલતાન ઉપર કીનો હોયજ શેનો ? જો સુલતાન ઉપર તેને કીનો હતે તો તે કયારનો લઇ પણ ચુકયો હેત કે જયારે તે સુલતાનની છાવણી ઉપર ધસારાબંધ હુમલો કરી આવી તેનાં ઘણાંક માણસોને ઠાર કરી ચાલ્યો ગયો હતો. સુલતાન પોતાના મનમાં સઘળું સમજતો હતો, છતાં પણ તેને બાલકીસ મેળવવાની હતી, તેને લીધે તે છતી આંખે આંધળો ભીત બની રહેલો હતો, અને તેથીજ તેણે આ એક નવી યુકતી શોધી કહાડી, અને તેમાં હવે તે શું કાંદો કહાડે છે તે આપણે આગળ જોઇશું.

## પ્રકરણ ૪૩ મું.

### ખલીલની સાતમી વાર્તા ચાલુ—લડાઇની દરબાર.

સુલતાનની છાવણીમાં આ ખળભળાટ ચાલી રહ્યો છે, તેટલાં પેલી તરફ વાયેના ઉપરના ઘેરાનો અંત પાસે આવતો હતો. તુરકી લશ્કરમાં બેદીલી ફેલાવા માંડી હતી, અને તે જોઇ વડો વજીર ગભ-

શાટમાં પડયો હતો, અને મહા મુશ્કેલીએ તેણે તારાતારી લશ્કરના સરદારને સમજાવી ટકાવી રાખ્યો હતો.

આપણે હંઇ પડી ખાલી ખીચડો ખાવા કર્યે છીયે, જે શરમ ભરેલું છે, ખન ગુસ્સામાંજ બોલ્યો. તેને નરમ પાડી મુસ્તફા બોલ્યો કે, શુરા નર જોદ્ધા આપણે નિષ્ફળ થઇ પાછા ફર્યા છે એવી ખબર સુલતાનને જઇને જણાવવા કરતાં બેહતર કે આપણે આપણાં ડોકાંજ અહીં છટકાવી નાખ્યે, અપર હંગેરીનો રાજા ટીકોલી વચ્ચે પુરાયો અને ટાહુકો મુકી બોલ્યો કે જો આપણે ઘેરો ઉઠાવ્યો તો આસ્ત્રીયન અને પોલ લશ્કર આપણો અડદાવો કહાડી નાખશે, અને પેલો વાલેશીયનો ખ્રીસ્તી રાજા સોબેસકીતો એક અજીત જોધ્ધોજ છે.

નહી. નહી, મારા શુરા સરદારો, તમો ભુલો છો, મુસ્તફા બોચી ખજવાળતો બોલ્યો; આપણું તુરકી લશ્કર અજીત છે; સોબેસકી શું ચીજ છે, તેને મારી રૂબરૂ આવવા દેવો અને જુવો કે હું તેની ગરૂરીનો પવન કેવો કહાડી નાખું છું; મારા પીતાના કસમથી કહું છું કે હું આ ઘેરો હું ઉઠાવનાર નથી. અંતે રીસ એફેન્ડીએ અનુમાન બાંધ્યું કે જે ચઢાઇ કરવા ધારી છે તેમાં જો તુરકીઓ ફતેહમંદ ઉતર્યા તો ખ્રીસ્તીઓ તુરતજ શરણ થશે. તું સાચું બોલ્યો, મારા શુરા સરદાર એફન્ડી, મુસ્તફાએ ઉતર આપ્યો; અને તે પછી તારતારના ખાન તરફ ફરીને બોલ્યો કે અય કાઇમીયાના અજીત જોધ્ધા, તું એક થોડો વખત તારાં લશ્કરને ટકાવી રાખ અને થોડાજ વખતમાં જો કે તુરકી ડંકો કેવો વાગે છે. ખાન નમીને બોલ્યો કે, મારા નામવર સાહેબ હું સારી પઠે જાણું છું કે આપણે હારીને પાછા ફરીશું તો તું મને કેટલો રૂસવા કરશે અને તેમ જાણીને હું બનતા પ્રયત્ને મારા લશ્કરને સમજાવીને થોબાવીશ. આ પ્રમાણે કાઉન્સીલમાં ગોફ્રને ગો ચલાવ્યા પછી સઘળા છુટા પડય, એટલે મુસ્તફાયે, ખ્રીસ્તી લશ્કર ઉપર બીજો હુમલો લઇ જવાનો હુકમ કહાડયો. આ હુમલામાં તુરકી લશ્કરે ભારે હાર ખાધી એટલુંજ નહી પણ જે ઘેરો નાખી તે પડેલું હતું તે ત્યાંથી ખુલો થઇ ગયો, અને તે હારના સમાચારથી તુરકી લશ્કરમાં ભારે ગરબડાટ થઇ રહેવાની પુરેપુરી વકી હતી, પણ મુસ્તફાએ છુટે હાથે નાણાંની બક્ષેસો લશ્કરમાં કીધાથી તેવું કસું થવા પામ્યું નહી, એટલુંજ નહી પણ તા. ૨ જી સપ્ટેમ્બરે બીજો એક હુમલો લઇ જવાની ગોઠવણ કરી. આ હુમલામાં સીલેદારોને કહાડવામાં આવ્યા, અને જો કે તેઓએ બાહાદુરી બતાવવામાં કસી પાછી પાની કરી નહીં, છતાં પણ પોતાના કીલ્લામાં મકમ થઇ ર-

હેલાં ખ્રીસ્તી લશ્કરે તેમને ભારે ખુંહારી સાથે હરાવીને હંફાવ્યા, અને તે તકે પણ મુસ્તફાએ તુરકી લશ્કરમાં ગભરાટ ફેલાતો અટકાવવાને કારણે છુટે હાથે નાણું વેરી દીધું. તા૦ ૩ જીને દીવસે તેજ કીલ્લા ઉપર બીજો એક હુમલો કરવામાં આવ્યો, જેમાં તુરકી લશ્કરે જો કે જીત મેળવી તોપણ કીલ્લો તેમના હાથમાં આવી શક્યો નહી.

આ નાની નાની ઝપાઝપીઓમાં ભારી ખુંહારી થતી જોઇ મુસ્તફાએ ઠરાવ કર્યો કે કીલા ઉપર એક મજબુત હલ્લો કરવો, અને તે પ્રમાણે તેણે બીજેજ દીવસે જંગલી જેનીજારીઓને ઉશ્કેરી કીલા ઉપર હલ્લો કરાવ્યો. આખી લડાઇને દરમ્યાન નહી થયલી એવી ખુનખાર લડાઇ બંને લશ્કરો વચ્ચે થઇ, અને બેવાર તુરકી લશ્કર કીલા ઉપર પોતાની ધજા ચઢાવવામાં સહેજમાં છટકી ગયું. આખો દીવસ ભારી જુસ્સેશ ચાલયા પછી અંતે ખ્રીસ્તી લશ્કરની ફતેહ થઇ, અને તુરકી લશ્કર નાઉમેદ થઇ પાછું હટી ગયું. મુસ્તફા હવે તદન નાઉમેદ થયો. તેને લાગ્યું કે આ લડાઇમાં હાર ખાવી એ માથું ખોવા બરાબર છે. ફરી એકવાર તેણે સઘળા સરદારોની સભા બોલાવી અને તેમને શુર ચઢાવવાને બને તેટલી કોશેશ કરી, અને જણાવ્યું કે હવે ખ્રીસ્તી લશ્કર ભુખમરાથી તદન મરણતોલ થઇ ગયું છે અને હવેનો એકજ હુમલો તેમને પરાગંદે કરી નાખવાને બસ છે. એમ જણાવી તા ૬ ઠીને દીવસે એક મજબુત હુમલો તેણે પેલા કીલ્લા ઉપર કરાવ્યો. ૨૪ કલાક સુધી બંને તરફ ભારે ખુનામરકી ચાલી અને અંતે ખ્રીસ્તી લશ્કરે કીલા ઉપર ચઢી, તુરકી લશ્કર ઉપર બંદુક સાથે તીરોનો તો એટલો વરસાદ વરસાવ્યો કે યા અલાહ, તુરકી લશ્કરમાં તો લોહીની રેલારેલ ચાલી રહી, અને હજુ પણ વધુ ચાલી હતે, પણ દુરથી લડાઇનો મામલો જોતા ઉભેલા મુસ્તફા પાશાએ લડાઇને ત્યાંથીજ અટકાવી એટલે તુરકી લશ્કર તદન પરાજય પામીને પાછું નાઠું. આ ખુનખાર લડાઇને બીજે દીવસે લશ્કરની ગણતરી કરતાં મુસ્તફાને માલમ પડયું કે હડી લાખમાંથી એક લાખ નેવું હજાર માણસ બાકી રહ્યાં છે, અને ૬૦ હજાર તુરકીઓ ખ્રીસ્તીઓના ભોગ થઇ પડયા છે, જેમાં ઘણાક તો મોટી પદ્વીના અમલદારો પણ હતા. ત્રણ પાસા અને ૧૯ કર્નલ માર્યા ગયા હતા. તુરકી લશ્કરની ગણતરી લેવાનું કામ હજુ તો પુરૂં થયું નથી, તેટલાંમાં તેને ખબર મલી કે ખ્રીસ્તી લશ્કર બાહાદુર સોબેસકીની સરદારી હેઠળ દમબદમ કુચ કરતું આવે છે. બીજેજ દીવસે સોબેસકીનું લશ્કર આવી લાગ્યું અને તે આસ્ત્રીયન તથા પોલાન લશ્કર જોડે મલી ગયું. સાવ

ચેતી વાપરી આ સઘળું લશ્કર એક ઘેરાયલી ટેકરી ઉપર પડાવ નાં-ખી પડયું, અને તેટલામાં બીજી તરફનાં ખ્રીસ્તી લશ્કરના સરદાર તરફથી એક છુપા કાસદ મારફતે સોબેસકીને ખબર આપવામાં આવી કે કસો પણ વીલમ ન કરતાં તુરકી લશ્કર ઉપર મારો ચલાવવો. હવે તુરકી લશ્કર બને તરફથી ખ્રીસ્તી લશ્કરો વચ્ચે ઘેરામાં આવેલું હતું, અને તેનો લાભ લઈ, તેમજ પેલી ખબરથી તૈયાર થઈ સોબેસકીએ તો તુરકી લશ્કર ઉપર ગોલીનો મારો ચલાવ્યો, અને તે જોઇને વાયનામાંથી તેને ખુશાલીની વધાઈ એક બાણ છોડીને આપવામાં આવી. વાયનામાં તો મદદે આવેલાં આ લશ્કરની ખબરથી ભારે ખુશાલી પેદા થઈ અને લશ્કરમાં નવી ઉલ્લટ અને લોહી આવ્યું. તેટલું છતાં શેહેરમાં ભારે દુકાળ ચાલી રહ્યો હતો. ખોરાક નહી મળતાં ઘોડા, અને તે પછી કુતરાં બીલાડાંને પણ ખાવામાં આવતાં ન હતાં. કેટલેક ઠેકાણે તો માબાપોએ પોતાનાં કુમળાં બાળકોનો ભક્ષ કરવા માંડયો હતો, અને બીજા ત્રણ દીવસ જો એ ઘેરો ચાલુ રહે તો ભારે ભયંકર પરીણામ નીપજવાની ધાસ્તી હતી. બીજી તરફ મુસ્તફા પાશા જે વખત જાય તેમાં સાહાઠ હજાર માણસની મદદ આવી પુગવાની વકીથી તુરકી લશ્કરને હીમત આ-પતો હતો. તુરકી અને ખ્રીસ્તી લશ્કરોથી વાયનાની જોડેનું મોટું ગંજાવર મેદાન જીવતાં માણસોના દરીયા પેઠે દીસતું હતું. પરોઢીયે લડાઇ શરૂ થવાની છે, તેમ બંને લશ્કરોમાં આખી રાત ભારે ખળ-ભળાટ ચાલી રહ્યો હતો. જ્યાં ત્યાં હથીયારો ઘસવાના અવાજો સંભળાતા હતા, જ્યાં ત્યાં લુહારોની ભઠીઓ ચાલુ થઈ હતી, સુથારોના ઘડવાના અવાજો બીજી તરફ કાને પડતા હતા, કોઇ કોઈ ઠેકાણે તો પ્રભુ પ્રાર્થનાઓ થતી સંભળાતી હતી. આવી રીતે આખી રાત કહાડયા પછી, તા૦ ૧૨મી સપટેમ્બરનું પરોઢીયું અંતે થયું. આ ખુનખાર દીવસ, ખ્રીસ્તી અને તુરકીઓની ભારી ખુહારીને માટે ઇતીહાસમાં લાલ અક્ષરે નોધાઇ રહ્યો છે, સર્વ કોઈ સજ થઈ રહ્યા છે; તેવીજ લડાઇની સરૂઆત કરવાને પાંચ તોપોના બાર કરવામાં આવ્યા. સોબેસકી, કોસાક લશ્કરના સરદાર જાબલોનાસકી સાથે જમણી બાજુ ઘેરી ઉભો હતો; પ્રીન્સ લોરેન ડાબી બાજુ ધરી ઉભો હતો, અને તેના ઝુંડા હેઠળ ડયુક આફ ક્રેઝ, કાઉંટ કેપારા તથા લેસબી વિગેરે સરદારો સામેલ હતા, અને તેજ પ્રમાણે બીજી બાજુઓ તથા ખુણાઓ પણ બીજા ખ્રીસ્તી સરદારો રોકી તઇયાર થયા હતા. બંને તરફથી ટોપોના મારા ચાલુ થયા. એક કલાક થાય તેટલાં તો

સેંકડો લાસો પગતળે રખડતી થઇ. ડાન્યુબના મીનારા તરફ સોબેસ-કીએ અગમચેતી કરી પંદર હજાર માણસોને રીઝરવ રાખ્યાં હતાં. જે મથક આગલ સોબેસકી હતો, ત્યાં ખુદ કારા મુસ્તફા લગભગ પચાસ હજાર માણસ સાથે ધસી આવ્યો, અને જાબલોનોસકીવાલી ટુકડીને હરાવી ઘણાંક માણસોનો ઘાણ કહાડી નાખ્યો; તેટલાંમાં સોબેસકી એટલા તો જોરમાં ધસી આવ્યો અને તુરકી લશ્કર ઉપર એવો સખત મારો ચલાવ્યો કે મુસ્તફા પાછે પગલે જંગલમાં નાહાસી ગયો. આ મામલો ચાલે છે, તેટલાંમાં ડયુક આફ ક્રોઝવાલી ટુકડીને મદદ કરવાની માંગણી આવી, જે ઉપરથી તેણે બેસોવીઝને પાંચ હજાર માણસ આપી પોકલ્યો. આ બેસોવીઝ તે આપણો હેન્રી બેસોવીઝ હતો, જે પણ લશ્કરમાં આવી મલ્યો હતો. મારતે ઘોડે તે ડયુકની મદદે જઇ પોહોંચ્યો, અને ભારે બળતવારી સાથે ડયુકના લશ્કર ઉપર ધસી આવેલાં તુરકી લશ્કરને મારી હટાવ્યું. અત્યાને એક વાગાનો વખત થયો હતો. જ્યાં ત્યાં ખ્રીસ્તીઓનો ફતેહનો ડંકો વાગી રહ્યો હતો, વાયના હવે ઘેરામાંથી છુટવાની તૈયારીમાં હતું. તેટલાંમાં હેન્રી પોતાનું કામ બજાવી પાછો સોબેસકીને મલ્યા. સોબે-સકીએ તેને ભારે માનપાન આપી નાઇટનો ખેતાબથી નવાજ્યો અને તે દીવસથી તે સર હેન્રી બેસોવીઝનાં દબદબા ભરેલાં નામથી ઓલખાવા લાગ્યો.

---

## પ્રકરણ ૪૪ મું.

---

### ખલીલની સાતમી વાર્ત્તા ચાલુ-ખુનખાર લડાઇનું છેવટ.

હજુ તો હેન્રીને ખેતાબ આપવવાની ક્રીયા પુરેપુરી ખલાસ થઇ નથી, તેટલાંમાં દુરથી તુરકીઓનું એક મોટું લશ્કર ધસી આવતું જણાયું. સોબેસકીને લાગ્યું કે, હજુ આજની લડાઇનું છેવટ આવેલું જણાતું નથી. તે આવતું હતું તેટલાં જાબલોનોસકી તરફથી સોબેસકીને ખબર મલી કે એ લશ્કર ૧૧ હજાર માણસનું છે, અને તેની સાથે ૨૪ તોપો છે. ખબર મલતાંજ સર હેન્રી બેસોવીજ એક તરફથી અને સોબેસકી બીજી તરફથી સામેથી આવતાં તુરકી લશ્કર ઉપર ધસ્યા. તેટલાંમાં વલી જાબલાનોસકી ચાર તોપો મુકી તેનો માર્ગ ઘેરી ઉભો.

એ પ્રમાણે સઘલી તરફથી તુરકી લશ્કર ઉપર મારો તો એવો સખત ચલાવ્યો કે થોડાજ વખતમાં ૧૧ હજાર માણસનું લશ્કર તદન ઓસાદ વગરનું થઇ ગયું, અને બાકી રહેલાઓ નાહાસ ભાગમાં પડયા. આ લડાઇમાં ડયુક આફ ફ્રેઝ ઘાયલ થયો હતો, અને તેનો ભાઈ માર્યો ગયો હતો, અને તે જોઇ મુસ્તફા તેમને સમજાવવા અને એક બચાવવાળી જગાએ ભેગાં કરવાને મેદાનમાંથી પાછો ધસ્યો. તેમ કરવામાં તે ફતેહ પામ્યો. કેટલાંક માણસોનું લશ્કર તેણે ભેગું કર્યું અને એ-કવાર ફરીથી તુરકી લશ્કરનું નસીબ અજમાવવાને તે બાહેર પડયો. ફરીવાર તેણે ખ્રીસ્તી લશ્કર ઉપર હુમલો કર્યો, અને કેટલેક વખત સુધી ફતેહ પામ્યા પછી અંતે સોબેસકીના લશ્કરના મારાથી હારી ખાઇ તુરકી લશ્કર પીઠ ફેરવી પાછું નાઠું અને તેને જોઇ મુસ્તફા પણ પોતાની છાવણીમાં નાસી ભરાયો. ત્યાં જતાં તેણે સઘળા સરદારોને ભેગા કરી તેમના હજુર શોકાતુર ચેહેરે ભાષણ કર્યું અને ખુલું જણાવ્યું કે હવે નામોસી સીવાય તેમને માટે બીજું કસું નથી. એમ જણાવી પોતાનું મોઢું બંને હાથે ઢાંકી એક બાળકની પેઠે રડવા લાગ્યો. બીજી તરફ છેક રાત્રે સાત વાગે વાયના ઉપરનો ઘેરો પુરેપુરો ઉઠયો. સોબેસકી પુરો ડાહપણવાળો હતો, એટલે તેણે સ-ઘળાઓને કહી રાખ્યું કે તુરકીઓ હજુ પણ રાતની વેલાએ સબેખુન મારવાનો પ્રયત્ન કરશે, માટે આખી રાત બારે ચોકાસી સાથે પસાર કરવી. અને હવે સઘળા કીલામાં, થયલી લડાઇના બનાવો ઉપર વાતો કરતા બેઠા.

હેનરીને આ લડાઈમાં દેખાડેલાં શુગતન માટે જે માન મલ્યું તેથી તે બહુજ હરખાઇ ગયો હતો, તોપણ એક છુપી દલગીરીએ તેનામાં વાસ કરેલો હતો, જે જેમ જેમ વખત પસાર થતો તેમ તેમ વધતી જતી હતી, કારણ કે તે જાણતો હતો કે હવે તેની પ્યારી બાલકીસની કસી ખબર સુધાં મળવાની વકી ન હતી. ખ્રીસ્તી છાવ-ણીમાં હાલતુરત સઘળા જખમી થયલાઓને મલમપટા કરવાનું અને તુરકી છાવણીમાં રહી ગયલી ચીજો હાથ કરી લેવાનું કામ ચાલતું હતું. આ લુટમાં કારા મુસ્તફાનો પવિત્ર ઝુંડો પણ હાથ લાગ્યો, જેને સલામત સાચવીને રોમના પોપ ઉપર મોકલી દેવામાં આવ્યો, અને તે મહાન ધર્મગુરૂએ, તુરકીઓ ઉપર ખ્રીસ્તીઓએ મેળવેલી ફતેહના જયચીન્હ તરીકે તે ઝુંડાને સેંટપીટરનાં દેવલમાં સાચવી રાખ્યો. ખ્રીસ્તી લશ્કરને લુટ પણ પુષકળ હાથ લાગી. ત્રણસો તોપો, પાંચ હજાર તંબુઓ, જેમાં એક તો વડા વજીરનો હતો, વડા વજીરનાં

હથીયારો તથા બીજી ઘણીક ઉમદા ચીજો હાથ લાગી. દશ હજાર તુરકીઓની લોથના ત્યાં ઢગલા પડેલા અને તેમાં કયાં કયાં ખ્રીસ્તીઓની પણ લાસો જોઇ, રાજા સોબેસકીની આંખમાં આંસુઓ આવી ગયાં. કારા મુસ્તફાવાળા તંબુમાં રાત્રે નવ વાગે એકાંતો બેસી રાજા સોબેસ્કીએ તુરકી લશ્કર ઉપર મેળવેલી મોટી ફતેહનું બ્યાન ઘણુંજ અસરકારક શબ્દોમાં પોતાની રાણી ઉપર લખી મોકલ્યું. બીજે દીવસે ખ્રીસ્તી લડવૈયાઓ ભારે ધામધુંમ સાથે આસ્ત્રીયન રાજનગર વાયનામાં દાખલ થયા. એ દીવસ આખાં આસ્ત્રીયન શેહેનશાહતમાં એક મોટા તેહવાર તરીકે પળાયો અને દરેક દેવળોમાં પ્રાર્થનાઓ કરવામાં આવી, અને રાત્રે શેહેનશાહે, સઘળા શુરવીરોને એક મોટું ખાણું આપ્યું.

તુરકી લશ્કરે તદ્દન નાઉમેદીમાં હવે પાછાં પગલાં ભરવા માંડયાં હતાં. કારા મુસ્તફા જે લડાઇની આગમજ ખ્રીસ્તીઓ ઉપર ફતેહ મેળવી, આસ્ત્રીયાને બીજું તુરકી શેહેનશાહત કરી દઇ પોતે તેનો માલીક થવાના સ્વપ્ના સરખી અને કલ્પીત યોજનાઓમાં લીન થઇ ગયો હતો, તે તદન નાઉમેદ થઇ ગયો હતો. તુરકી લશ્કર પોતાની નાઉમેદીનો કીનો, માર્ગમાં પસાર થતાં જે ગામો આવતાં તેના ઉપર લુટફાટ ચલાવીને લેતું જતું હતું. પોતાની જોડે જે ખ્રીસ્તી સ્ત્રી કે પુરૂષો કેદ પકડી આણેલાં હતાં તેમના ઉપર પણ ભારે બળાત્કાર તેઓ ગુજારતા હતા, અને જેઓ હીમતથી સામે થતા તેમને ફાબાવીને માર મારતા હતા. તુરકી લશ્કરની ઘણીક ટુકડીઓના સરદારો માર્યા ગયા હતા, અને તે સઘળી હમણાં ધણી વગરની થઈ પડી જેમ ફાવે તેમ કામ લેતી હતી. ખ્રીસ્તીઓનાં નામની તેઓમાં એટલી ભય પેઠી હતી કે, જરાપણ ખોટી બુમ ઉડતાંજ તેઓમાં નાહાસ ભાગ થઇ રહેતી હતી. ચાર દીવસ સુધી કુચ કરતા પછી વડો વજીર કારા મુસ્તફા તુરકી સરહદમાં જઇ પુગ્યો અને ત્યાં છાવણી નાખી. ત્યાં તેણે લશ્કરની ખુહારીની ગણતરી કરવાને અને કાંઇક ઉપાયો લેવાને પોપના સરદારોની દરબાર બોલાવી. આ દરબારમાં હાજર થયલા સરદારોમાંના કોઇને ગરદન મરાવ્યા, કોઈને ચઢતે ઓધે ચઢાવ્યા અને કોઇને ઉતારી પાડયા, એવું કામ મુસ્તફા પાશાએ બજાવ્યું. તુરકી લશ્કરની હારના સમાચાર સુલતાનને પેલાજ કીલાની પેલે પાર જ્યાં તે પડાવ નાખી પડેલો હતો ત્યાં મળ્યા, અને નાઉમેદ થઇ કીલા ઉપરનો ઘેરો ઉઠાવી તે રાજનગરમાં ગયો. મુસ્તફા ઉપલું કામ બજાવીને પડાવ ઉઠાવી આગળ વધ્યો, અને તેની ખબર સાથે મળી ગયલાં ખ્રીસ્તી લશ્કરને પડતાંજ તેણે તુરકી લશ્કરનો કુંબાલો પકડયો. મુસ્ત-

ફાએ ધાસ્તી ખાઇને નાસવા માંડયું પણ વળ્યું નહી. ખ્રીસ્તી લશ્કરે કેડ આવી લાગ્યું અને વળી એક મોટી લડાઇ થઇ જેમાં તુરકી લશ્કરની વધુ ખરાબી થઈ.

સુલતાનને આ નવી હારની જ્યારે ખબર પડી ત્યારે તે બેલગ્રેડ છોડી આડ્રીએનોપલમાં ગયો. કારા મુસ્તફા નામોસીનો માર્યો માત્ર બેચાર સીપાઈઓની સાથે આંખો મીચીને નાહાસ્યો, અને ઘણેક દુર જઇ લગાર આરામએસ લેવા બેઠો. હજુ તો ઘણો વખત ગયો નહી તેટલાંમાં કેટલાક તુરકી સવારોએ ધસી આવી તેને મુસ્કેતાટ બાંધ્યો અને ઘણેક આડે અવળે રસ્તે ભટકાવી તેને એક કીલ્લામાં લાવી નાખ્યો. બેમાન સરખી હાલતમાં કારા મુસ્તફા તે કીલ્લામાં આવ્યા પછી ઘણેવારે તેને માલમ પડયું કે તે પોતાના કટા વેરી હસનઅલી અજીમના હાથમાં કેદ પકડાયો હતો. મુસ્તફા તે જાણુતાંજ જાણે હજુ પણ વજીરાત ઉપર હોય તેવો કરડો દેખાવ કરી હસનની સામા ઉભો. તેને જોઇ હસન તેની કરડાકી તોડવાને બોલ્યો કે, સાંભળ એ કારા મુસ્તફા, તું હવે મારા હાથમાંથી છુટવા પામવાનો નથી. તારી પુરેપુરી હાર થઇ ચુકી છે. તેં લડાઇનાં મેદાનમાંથી મોકલેલો ખજાનો પણ આ કીલ્લામાં આવી પડેલો છે. તારી વજીરાતની જુહાકીના દીવસ હવે વહી ગયા છે, માટે બોલ હવે તું શું ઇછે છે? મુસ્તફા હવે ધુજ્યો, અને ગદગદતે કંઠે હસનને કહેવા લાગ્યો કે, હું તારા હાથમાં છું. પણ મને મારી નાખ્યાથી તુંને શું લાભ થશે તે હું સમજી શકતો નથી. એક ઉદાર દુશ્મન પાસે મારા કરેલા ઉપકારનો બદલો લેવાનો મને હક છે. બસ બસ, મુસ્તફા, હસન ભવાં ચઢાવી બોલ્યો, ઉપકાર એ શું ચીજ છે તે તું સમજતોજ નથી. જો હું તુને આ રાત્રેજ આ કીલ્લામાંથી છોડી મુકું તો આવતી કાલેજ તુ મારો કીલ્લો તોડવાને લશ્કર લઇ સામો આવશે, અને મારૂં માથું તારા પગ આગળ ધુળ ચાટતું નહી આવે ત્યાં સુધી તું ઠરીને બેસે સુધાં નહી. માટેજ કાલે તારૂં ધડ તારાં શરીરથી બેશક છુટું કરી નાખવામાં આવશે. હજુ તો આ વાતચીત ચાલે છે તેટલાંમાં કીલામાં ભારે ધુમરાણ ચાલ્યું. જ્યાં ત્યાં આગ સળગેલી જોવામાં આવી, અને હસન કારા મુસ્તફાને ત્યાંજ નાખી બાહેર નીકળ્યો. અનાજનો કોઠાર, જાનવરના તબેલા તથા દારૂખાનું વિગેરે સઘળું સળગી ઉઠયું હતું, અને તે હોલવવાને હસન પોતાનાં માણસો સાથે રોકાણમાં પડયો, તેનો લાભ લઇ મુસ્તફા ત્યાંથી આડો અવળો ભટકી, ત્યાં મલી આવેલા એક સીપાઇનો પોસાક પેહેરી વટી

જતો હતો. તે જતો હતો, તેટલાં તેની પાછળ એક સ્ત્રી દોડતી આવી, તેને ઓળખ્યા વગરજ ગાભરી બની જઈ તેની મદદ માંગવા લાગી. મુસ્તફાએ તેણીને પીછાની કે આ તો બાલકીસ છે, એટલે તેણીને ફસાવી જવાને નવી બાજી માંડી. તે બોલ્યો કે બાઈ, તારા ભાઈ હસને તુંને લેવાને માટે મનેજ મોકલ્યો છે માટે ચાલ તું મારી સાથ. આ સ્ત્રી જે ખરેજ બાલકીસ હતી, તે મુસ્તફાને સીપાઈના વેશમાં જોઈ પીછાણી શકી નહીં, અને તેના ઉપર વિશ્વાસ મુકી તેની સાથે ચાલવા માંડયું. આખી રાત ભટકયા પછી પરોઢીયું થતાંજ જ્યારે બાલકીસે પોતાને ઉગારી લાવનાર આ શક ભરેલા માણસ ઉપર નજર કરી તો તેજ કારા મુસ્તફા છે એમ જાણતાંજ બીહને આછી હઠી. તેણીએ જોયું કે હવે મારવું કે મરવું એ સિવાય બીજો રસ્તો નથી એટલે તેણીએ પોતાના પોશાકમાં છુપાવેલું ખંજર કાઢી મુસ્તફાને સામો તેડયો. મુસ્તફાને એક લોખંડનો સળીયો હાથ લાગ્યો, તે લઈ તેની સામા થયો, પણ હીમત ચાલી નહીં. બાલકીસ બહુજ ધીકારની નજરથી ખંજર કહાડી ચટપટ થતી ઉભી હતી.

આવી રીતે બંને ઉભાં છે તેટલાંમાં, સામેથી એક લશ્કર કુચ કરતું આવ્યું. તેની સરદારી એક ખ્રીસ્તી સરદારે લીધી હતી. આ સરદાર બીજો કોઈજ નહીં પણ સર હેનરી બેસોવીઝ હતો, અને તેણે જંગલની દરમ્યાન આ બે સ્ત્રી પુરૂષોને એક બીજાના જાન ઉપર તરાપ મારવાની તૈયારીમાં જોઈ તુરત પીછાણ્યાં, અને બીજીજ પળે તેણે બાલકીસને પોતાની ગોદમાં લીધી. બાલકીસે તેને સઘળું વૃતાંત કહી સંભળાવ્યું. હજુ તો બાલકીસ આ વાત કરે છે તેટલાંમાં એકાએક હસનઅલી અજીબ ત્યાં સર્વેની અજાયબી વચ્ચે આવી ઉભો. સર હેનરી બેસોવીજના હાથમાં બાલકીસને જોઈ તેને વગર ઓળખ્યે તે ઠાર કરવા જતો હતો, તેટલાંમાં બાલકીસે 'સબુર સબુર' એવો પોકાર પાડયો, અને તુરતજ પોતાના ભાઈને મુસ્તફાના કાળાં કરમને ઉઘાડું પાડી તેને સામો ઉભેલો બતાવ્યો. તેને જોતાંજ હસનને ધીરજ આવી કે દુશ્મન હજુ છટકવા પામ્યો નથી. સર હેનરીએ મુસ્તફાને પોતાના કેદી તરીકે લીધો, અને તે પછી તે હસનને પોતાની છાવણીમાં લઈ ગયો. અહીં જોયું શું કે પોલીશ રાજા સોબેસકી, લીઝ્યાન્સકી તથા બીજા ઘણાક ખ્રીસ્તી સરદારો અને ઉમરાવોની ઠઠ મલી હતી. ત્યાં આગળ હસન તથા બાલકીસને રજુ કરી સર હેનરી બેસોવીજે સઘળી હકીકત અવલથી કહી સંભળાવી, અને રાજા સોબેસકીની ભલામણ પ્રમાણે હસને પોતાની બેહન બાલકીસનો હાથ સર હેનરીના

હાથમાં આપી, તેમના વચ્ચે લગનનો ગાંઠ બાંધવાની પરવાનગી આપી. તે પછી રાજા સોબેસકીએ કારા મુસ્તફા તરફ ફરી કહ્યું કે તુરકી લશ્કરે જે ખ્રીસ્તીઓને કેદ કરેલા છે તેમને એકદમ છોડી દેવાની કબુલાત આપી તું છુટો થા. એક દસ્તાવેજ તૈયાર કરી, તેના ઉપર મુસ્તફાની સહી લેઇ તેને પણ છુટો કરવામાં આવ્યો, જે છુટાપણું મળતાંજ મુસ્તફા એ ખ્રીસ્તી છાવણીમાંથી વિદાય થયો. બાલખીસની માંગણીથી સોબેસકીએ બીજો એક પત્ર સુલતાન મહમદ ઉપર લખીને હસનના ગુનાહ માફ કરવા તથા તેની મુલાકાત કરવા દેવાની રજા માંગી. તે પ્રમાણે હસન સુલતાનની હજુરમાં ગયો, અને સુલતાનની મુલાકાત લઇ તેણે બાલકીસ વિગેરેની હકીકત તેને કહી સંભળાવ્યા પછી, સુલતાને તેના ઉપર રાજી થઇ જઇ તે શું માંગે છે તે જાણવા માંગ્યું. હસન કરડાકમાં બોલ્યો હું મુસ્તફાનું ડોકું છુટું થએલું જોવા ઇચ્છું છું. સુલતાનનો વિશ્વાસ હસન ઉપર એટલો બેઠો હતો કે તેણે તે પણ કબુલ કીધું. સુલતાને તુરત એક ખરીતો તૈયાર કરાવી તેના ઉપર મોકલાવ્યો. મુસ્તફા ઠરાવેલા દિવસે દરબારમાં હાજર થયો. તે વેળા હસન પણ ત્યાં તૈયાર હતો. મુસ્તફા ધ્રુજતે કલેજે સુલતાનને પગે પડી શું હુકમ છે તે પુછવા લાગ્યો કે તુરતજ હસને બાહેર નીકળી આવીને મુસ્તફાનું મોતનું વારંટ વાંચી સંભળાવ્યું. મુસ્તફાએ જ્યારે જોયું કે હસન તેના ઉપર ફાવ્યો છે અને હવે પ્રાણ જવાનો નકી છે ત્યારે તેણે કપડાંમાંથી ખંજર કહાડી ભર દરબારમાં હસન ઉપર ધસારો કીધો. હસન તે જોઇ હઠી ગયો એટલે મુસ્તફા તુટી પડયો, અને તુરતજ તૈયાર થઇ ઉભેલા જલાદે તેનાં ગળાંમાં ફાંસીનું દોરડું ઘાલ્યું, અને ખીલી છટકાવી કે જોતજોતાંમાં મુસ્તફા ત્યાં મુરદું થઇ પડયો.

---

## પ્રકરણ ૪૫ મું.

---

### ખલીલની સાતમી વાર્તા પુરી.

દોલતખાન પાશાના મેહેલમાં ખલીલ દાખલ થયો. તેને આઠ દીવસ થવાની સાથેજ ખલીલની આ સાત વાર્તા પુરી થઇ. દોલતખાન પાશાએ કેટલોક વખત સુધી ખલીલની આ સાતમી રસીલી વાત ઉપર ધ્યાન પુગાડયા પછી સઘળા મીલાવડાને હવે છુટા પાડવાનો

હુકમ કીધો. તેહમીના, ગુલનાર, તેમજ ઇસમીલડાના દીલમાં તો હવે પછી પોતપોતાના આશકોની વધુ મુલાકાત કેમ કરીશું તેની ચટપટ થવા માંડી, અને તેજ પ્રમાણે ઝુલીખાંને પણ લાગ્યું; પણ તેને તો બેવડી ફીકર હતી; બોસફરસમાં થતાં ભયંકર ખુનોનો પતો મેળવવાને જે આઠ દીવસની મેહતલ સુલતાને તેના પીનાને આપી હતી, તે આઠ દીવસની માત્ર એક રાતજ બાકી હતી, અને હવે આવતી કાલે શું થશે તેની પણ તેને ભારે ચીંતા થતી હતી. ખલીલ તે પોતાના દીલમાં સમજતો હતો, એટલે વળી ફરીવાર એક તક લઇને તેણે ઝુલીખાંના મનમાં લાગી કહ્યું કે, તું જરાપણ ધાસ્તી રાખીશ નહી, વિશ્વાસ રાખજે, અને જે મરદાનગી ભરેલી રીતે તેણે આ હીમતના સખુનો ઝુલીખાંના કાનમાં રેડયા, તે સાંભળતાંજ તેણીના દીલમાં કાંઇક નવી આશા પેદા થઇ હોય તેમ તેણીનું મન ખીલી રહ્યું. સ્ત્રીઓ પોતપોતાના ઓરડામાં ગઇ, અને પાશા આ ત્રણે મીત્રોને તેમના જુદા જુદા ઓરડામાં છોડી ખલીલથી છુટો પડતો હતો, તેટલાંમાં ખલીલે તેને અટકાવી તેની સાથે વાત કરવા માગી. દોલતખાન પાશાએ ખલીલની માંગણી સ્વીકારવાથી તેણે એટલીજ માંગણી કરી કે એક કલાક પછી જો પાશા આ ઓરડામાં પાછો ફરશે તો તે તેને કાંઇક અગત્યનો ખુલાસો કરશે. પાશા તે કબુલ કરી ત્યાંથી ગયો.

વાતની વળણ હવે લગાર બીજી તરફ ફેરવીયે. પાશાના મેહેલમાંની પાંચમી રાત્રે પેલા કાળા ગુલામ કારા મસરૂરને ખલીલના ગુલામો ઘસડી ગયા અને ત્યાથી તે નાહાસી ગયો હતો, અને તેની જગા ઉપર પાશાએ બીજા એક વિશ્વાસુ ગુલામને મુકરર કરેલો હતો. છઠી તથા સાતમી રાત્રે ખલીલ ઈસ્મીલડાના ઓરડામાં ગયોજ નહતો પણ આઠમી રાતના તેણે ત્યાં જવાનો ઇરાદો અમીનાને કહી રાખ્યો હતો. આ સઘળું સાધન તૈયાર રાખી તે દોલતખાન પાશાથી છુટો થયો કે તુરત પેલાં છુપાં ભોંયરામાં દાખળ થયો, અને ત્યાં પોતાના ગુલામ સાદકની રાહ જોતો હતો. પોતાની છુપી કળાને અજમાયશમાં મુકતાં તુરતજ જયાં ખલીલ ઉભો હતો ત્યાં એકાએક આકાશમાં ધુમાડો થયો, અને તેમાંથી ચાર માણસો નીચે ઉતર્યા, જેમાં એક સાદક હતો અને બીજા કાળા ગુલામો કાળા પોશાકમાં હતા. સાદકે ખલીલને ખબર આપી કે કારા મસરૂર પાછો પકડાયો છે. ખલીલ ખુશી થયો અને છુપી ઇસારતથી તે સઘળાને પોતાની પાછળ પેલા છુપાં ભોંયરાંમાં લઇને ચાલ્યો. ખજાનાવાળા ભોંયરાંમાં આવતાંજ કારા મસરૂરની જગા ઉપર નવો ઠરેલો ગુલામ ત્યાં ઉંઘતો પડેલો હતો.

તેને એકદમ પકડી મુસ્કેતાટ કરી, નરમ મોમ સરખો બનાવ્યો, અને તેની મદદથી છુપાં ભોંયરાંની કેટલીક બાતમીઓ મેળવી તેને પોતાના ગુલામોના હાથમાં પાછો કેદ કરી ખલીલ પોતાના ઓરડામાં ગયો, કે થોડેજ વારે દોલતખાન પાશા તેના મોહમાંથી કાંઇ ભેદ મેળવવાની ઇંતેજારીથી ત્યાં હાજર થયો. કેટલીક આમતેમની વાતો કરી ખલીલે પાશાને જણાવ્યું કે, તમારી સ્ત્રી નીમકહરામ છે એમ તમો મારે મોઢેથી સાંભળી શું વિચાર કરશો? દોલતખાન પાશા તો આ વાત સાંભળી પુશ્કળ ચોંકયો, અને તેણે ખલીલની વાતને મશ્કેરી તરીકે માની પણ ખલીલે તેની ખાતરી કરવા માંડી કે એ મશ્કરીની વાત નથી; પણ ભેદનો પરદો નજરોનજર ઉઘડવાનો સમય છે. તમે જાણીને અજાયબ ન થશો કે હું તમારી ઝુલીખાંને ચાહું છું અને તેના વેરે ખસુસ પરણીશ. એટલાથીજ તમારી ખાતરી થશે કે તમારી સ્ત્રીનું પતીવ્રતાપણું તોડવા સરખો હું ગુનેહગાર નથીજ, તોપણ હું તમુને હમણાં જણાઉં છું કે તમારી સ્ત્રી ઇસ્મીલડાના ઓરડામાં હું હમણાંજ જનાર છું. દોલતખાન પાશા તો ગાભરો બની ગયો અને શુ કરવું તેની તેને સમજણ પડી નહી. ખલીલે તેને ધીરજ આપી અને પોતાની પાછળ આવી, તે ઇસ્મીલડાના ઓરડામાં શુ વાત કરે છે તે છુપો રહીને સાંભળવાની વિનંતી કરી.

તે પ્રમાણે સઘળો સંકેત કરી તૈયાર થયા પછી થોડેજ વારે અમીના ઇસ્મીલડા હુકમથી ખલીલને બોલાવા આવી. ખલીલ તુરત તેની પાછળ ગયો. તે ઇસ્મીલડાના ઓરડામાં દાખલ થયો, જયાં તેણે આગળ માફક ઇસ્મીલડા સાથે મોહબતની વાતો કરવા માંડી, અને તે સઘળી પાશા છુપો રહીને સાંભળતો હતો. તે સાંભળતાં તેનાં રૂવાં ખડાં થતાં હતાં. અંતે જયારે ઘણુંજ થયું ત્યારે ખલીલે એકદમ પાશાને બાહેર કહાડી અંદર બોલાવ્યો, અને ઇસ્મીલડાને પુશકલ ટોણા માર્યાં. પાશા તો તરવારને મ્યાનમાંથી કહાડી તેણીને એકદમ ઠાર કરવા જતો હતો, તેટલીં ખલીલે તેને અટકાવ્યો, અને હજુ પણ વધારે અજાયબ કરવાને તેને જણાવ્યું કે, જે ભયંકર ભેદનો ખુલાસો સુલતાને માંગ્યો છે, તે ભેદ આ ઇસ્મીલડા પોતેજ છે. બોસફરસમાં જે લાસો મલી આવે છે, તે સઘળાંનાં ખુન કરનાર એજ કરપીણુ સ્ત્રી છે. જે સઘળાઓને માર્યા છે તેઓ દરેકને અનીતીવાન સંબંધ કરવાને અમીના મારફતે લલચાવીને મંગાવતી, અને પોતાનો બુરો હવસ પાર પાડી તે બાપડાને ઝેરથી મારી તેની લાસને બેધડક બોસફરસમાં હોમાવી દેતી હતી. આ ખુલાસો કરી ખલીલ બોલ્યો કે,

તુરતરેળા એને મારી નાખવા કરતાં કોઈ કંગાલ જગાએ તેને પરેહજ કરવી. એમ જણાવી તેણે તુરતજ પોતાના માનીતા ગુલામોને તેડયા અને અમીના તથા ઈસ્મીલડાને એક છુપી જગામાં કેદ કરાવી.

## પ્રકરણ ૪૬ મું.

### ભેદનો થતો ખુલાસો.

આ કામ કરી દોલતમાન પાશા પોતાનાં દીવાનખાનામાં ઘણે ગંભિર ચેહેરે વિદાય થયો અને ખલીલ તેની પુઠે ગયો. દોલતમાન પાશાને બહુ ઉદાસ થએલો જોઈ ખલીલે પોતે આ પોતાના ભેદભરેલા કામનો ખુલાસો તેના આગળ કરવા માંડયો. તે બોલ્યો કે, બોસફરસમાં ઘસડાઈ આવતી લાસનો પતો મેળવવાનું કામ આઠ દીવસની મુદતમાં બજા લાવવાનું જયારે સુલતાને કેડીઆસ્કરને સોંપ્યું, ત્યારે મને પણ એવી ખાહેશ થઈ કે એ કામમાં હું પણ મંડું. એવા ઇરાદાથી બાહેર પડયો, તેટલાં માર્ગમાં મારા આ બે સોબતીઓ મલ્યા. તેઓના મોઢાંથી તમારી સ્ત્રીને લગતી કાંઈક શંકા ભરેલી ખબર મને મળવા-થીજ મને તમારા મેહેલમાં ઘુસવાનું મન થયું, અને હજુ તો એકાદ બે કલાક ગયા નહી તેટલાં મારી શંકા મજબુત થતી ગઈ. મારી અત્રે પધરામણીને પેહેલે દીવસની રાત્રે તમારી ગેરહાજરીનો લાભ લઈ ઈસ્મીલડાએ મને પોતાના ઓરડામાં બોલાવ્યો, અને મારા સાથે ઘણીક મોહબતની વાતો કરવા માંડી, પણ મેં તે પ્યારનો પાછો ઉતર પ્યારથી વાલ્યો નહી. આ બનાવે તમારા મેહેલમાં વધુ દીવસ રહેવાનો મને લાભ થયો, કારણ મને જે વેહેમ હતો, તે આ બનાવોથી મજબુતી પામતો ગયો. અત્રે વધુ દીવસ રહેવા માટે મેં તમોને જુદી જુદી વારતાઓ લંબાવીને રીઝવ્યા એ તો તમોને રોશન છે. જે ભેદનો પતો મેળવવાને કારણે હું બાહેર પડયો હતો તેમાં તે કીરતારની મને એક પછી એક મદદ મળવા લાગી. ઈસ્મીલડાના ઓરડા આગળ તથા આજુબાજુએ રાખવામાં આવેલી ચોકાસીઓ ઉપરથી તેમજ તમારી ગેરહાજરીનો લાભ લઈ તમારા મકાનના છુપા ઓરડાઓ અને ભોંયરાંઓ વિગેરેની શોધ કરવાથી મારી ખાતરી થઈ કે હું મારાં ધારેલાં કામમાં પાર પડીશ. ઘણીક વેળા હું ઈસ્મી-લડાના ઓરડામાં સાવચેતી સાથે દાખલ થયો હતો, પણ તેણી ન

મારા તરફના પ્યારના બદલામાં મેં તેણી તરફ લેશ પણ પ્યારનું ચીન્હ સુધાં બતાવ્યું ન હતું, તો જો કે માત્ર બાહેરનો દેખાવ હું તેવો કરતો હતો. કારા મશરૂર જેને મેં આ ભેદનો વધુ પતો મેલવવાના હેતુએ હાથમાં લઈ નસાડયો છે, તેના પાસેથી તે છુપાં ભોંયરાંઓની કુચી મેં મેલવી હતી. વલી તમો નામદારને યાદ હશે કે શાહાજાદા દીજમની મોહબતની વારતાને દરમ્યાન એક જાતનાં ઝેરની બીના તેમાં આવી હતી. આ ઝેરને લગતી બીનાથી ઇસ્મીલડા ઉપર એક જાતની અદભુત અસર થયલી મારા જોવામાં આવી અને મને તે પછી લાગ્યું કે તે અસરથી તેણી કાંઇક તેવું મહાભારત કામ બજાવવાની હલટમાં આવી હતી. તેમાં ઝેરની માંગણી તેણે મારા પાસે કરી, અને તેનો ઉપયોગ તેણે તમારા પોતાના જાન ઉપર અજમાવવાનો ઇરાદો કીધો. મેં તેણીને તે ઝેર લાવી આપવાની કબુલાત આપી અને બીજી વેલાની મુલાકાતને દરમ્યાન મેં તેણીને નકામો સરખો કાંઇક ભુકો લાવી આપ્યો. કેવાં કરપીણ કામો કરવાને આ મુજી સ્ત્રીનું હૈડું સખત થઇ રહેલું છે તેનો પાકો પુરાવો આ સઘળા બનાવથી એકદમ મારા ધ્યાન ઉપર આવ્યો.

આ ગોફતેગો ચાલેછે, તેટલાંમાં એક દોડતા કાસદે આવી દોલતખાન પાશાને ખબર કરી કે કાન્સ્તાંટીનોપલમાં બળવો ઉઠયો છે, સુલતાનને પદભ્રષ્ટ કરવામાં આવ્યો છે અને તેનો વડો દીકરો મુસ્તાફા સુલતાન થઇ ગાદીએ આવ્યો છે, માટે તમોને વડો વજીર તુરત બોલાવે છે. કાસદે આપેલા આ સમાચારથી દોલતખાન પાશા ચોંકયો ને શું કરવું તેનો વિચાર કરે છે તેટલાંમાં ખલીલ તેની નજર આગળથી વાયુ પેઠે કોણ જાણે કયાં ગુમ થઇ ગયો, અને તે બનાવે દોલતખાન પાશાને બહુજ અકલામણુમાં નાખ્યો. વગર વખત ખોહોવે દોલતખાન પાશા, પેલા બે ગ્રીકોને સાથે લઇ તુરતજ ત્યાંથી કુચ કરી કીનારે આવ્યો અને તૈયાર રાખેલી બોટમાં બેસી કાન્સ્તાંટીનોપલ જવાને હંકારી. રસ્તામાં પાશાએ ઇસ્મીલડાને લગતો ભયંકર ખુલાસો હળવેથી તે બંને ગ્રીકોને સંભળાવ્યો, જે સાંભળતાંજ ખલીલ જે ભેદ ભરેલું વર્તણુ ચલાવતો જતો હતો તેનો ભેદ તેઓ તુરતજ પામી ગયા, અને તે જોડે તેઓએ તેની ચાતુરી ઉપર આફરીન કીધી.

ઘણીજ ઝડપથી બોટને હલેસાં મારી પાશા પોતાના બંને ગ્રીક સોબતીઓ સાથે કાન્સ્તાંટીનોપલને કીનારે જઇ પુગ્યો. ત્યાં ઉતરતાંજ તેઓ સઘળા વડા વજીરના મકાને ચાલ્યા. બંને ગ્રીકોને એક પાસેના ઓરડામાં બેસાડી પાશા વડા વજીરના ઓરડામાં દાખલ થયો, જયાં

બીજા સઘળા રાજ્ય સ્થંભો દરબાર ભરી બેઠા હતા. દોલતખાન પાશા જે બળવાખોર જેનીઝારીઓમાં કે ખુદ સુલતાનનાં લશ્કરમાં ઘણો માનીતો ગણાતો હતો તેને આવેલો જોતાંજ સર્વ કોઈને લગાર ધીરજ ઉપજી. પાશાએ આવી પોતાને માટેની જગા ઉપર બેઠક લીધા પછી વડા વજીરે બળવાની સઘળી હકીકત તેને કહી સંભળાવી અને તેનો અભિપરાય માંગ્યો. પાશાએ તુરતજ બળવાખોર જેનીઝારીઓને તુરતવેળા કોઈ ન આપતાં, બીજાં લશ્કરને પોતાની તરફ ખેંચી લેવાનો પ્રયત્ન ચલાવ્યો, અને તેમાં તે ફાવ્યો. સુલતાનનાં તમામ ઘોડેસવાર લશ્કરે તેમજ તોપખાનાના લશ્કરે બળવાથી અળગ થવાને વચન આપ્યાં, અને તે દરમ્યાન રશચકના પ્રાંતનો હાકમ બેરાતકર પાશા સીતેર હજાર માણસનાં લશ્કર સાથે સુલતાનની મદદે આવવાના સમાચાર મળ્યા. દોલતખાન પાશા જે આ સમયે લશ્કરની બરાખોમાં હતો તે પેલા બંને ઓફીને પોતાની જોડે લઇ ગયો હતો, તેણે તેમના પાસે આ વધાઇના સમાચાર દરબારમાં કહેવાડયા, અને તે જાણીને સર્વેને ધીરજ ઉપજી, અને વધામણી લાવનારા બંને ઓફીને તુરકી દરબારના દુભાશીયાના ઓહદાઓ આપી નવાજ્યા.

# પ્રકરણ ૪૭ મું.

## સુલતાન મહમદ બીજો.

શેહેરમાં તરેહવાર ગપાટાસપાટાઓ ચાલતા હતા. કાન્સ્તાંટીનોપલ બે છાવણીથી વેહેંચાઈ ગયું હતું. એક છાવણીમાં ચાલીસ હજાર જેનીઝારીઓ બળવાની તૈયારી કરી હથિયારબંધ થઇ ઉભા હતા. તેઓએ પોતાના રાજકર્ત્તા તરીકે સુલતાનના વડા દીકરાને ચોથા મુસ્તફાનું નામ આપી ગાદીએ બેસાડયો હતો. સુલતાન સલીમને મજબુત ચોકીમાં કેદ કીધો હતો. બીજી છાવણીમાં સઘળું લડવૈયું લશ્કર વડા વજીરના મેહેલ આગળ હથિયારબંધ થઈ ઉભું હતું, જેની સંખ્યા ૫૦ હજારની હતી, અને તેની સરદારી દોલતખાન પાશાએ લીધી હતી. આ ગભરાટ ચાલે છે તેટલાંમાં રશચકનો હાકમ પોતાનાં લશ્કર સાથે આવી પોહોંચ્યો.-ખલીલ જે દોલતખાન પાશાને તેના મેહેલમાં છોડી પવન પેરે નાસ્યો હતો, તે ક્યાં ગયો હશે તે માટે પાશાને બહુ ચીંતા થતી હતી, તેટલાંમાં એકાએક તેને રશચકના હાકમનાં

લશ્કરમાંથી એક કાસદે આવી ખલીલને હાથનો ખરીતો પાશાને આપ્યો, જેમાં તેણે પાશાને ભલામણ કરી હતી કે બળવાખોરોને વીખેરી નાખી, સુલતાન સલીમને પાછો ગાદીએ લાવનો અને તેજ કારણે હું પણ બેરાતકર પાશા સાથે આવી પોહોંચ્યો છું. આ ખરીતો વાંચતાં પાશાને બેવડો સંતોષ થયો. એક તો ખલીલ ક્યાં છે તે તેને માલમ પડયું અને બીજું તો મદદ આવી પુગી હતી. જ્યારે જેનીઝારીઓએ આ મામલો જોયો ત્યારે તેઓએ ઝનુનમાં આવી પેહેલું તો એ કામ કીધું કે કેદ પકડેલા સુલતાન સલીમને ઠાર કરી નાખ્યો. હવે દોલતખાન પાશાનો ગુસ્સો થોભ્યો નહી. ભારે મરદાનગી સાથે તેણે બળવાખોરો સાથે લડત ચલાવી, અને તેમાં ત્રણ વાર તે પાછો હટી ત્રણ વાર સામો આવ્યો, અને છેવટે પણ પાછો ફરવાની તૈયારી કરવા જતો હતો, તેટલાંમાં બેરાતકર પાશા પોતાનાં લશ્કર સાથે આવી લાગ્યો અને પાશાએ બેવડાં બળ સાથે હુમલો કરી બળવાખોરોની મોટી સંખ્યાનું નીકંદન કાહાડયું. બેરાતકર પાશા ધસારાબંધ મેહેલમાં દાખલ થયો અને નવો સુલતાન જે માત્ર ૨૯ વરસનો એક તરૂણ હતો તેને પકડીને ઠાર કીધો. પોતાનો પસંદ કરેલો સુલતાન મરી ગયો છે એમ જાણ્યા છતાં બળવાખોરો કસી રીતે પાછા હટયા નહી. મારવું કે મરવું એવા નીમથીજ તેઓ જોસમાં આવી લડતા હતા. અંતે પણ તેઓ એક તરફથી ખલીલ, બીજી તરફથી બેરાતકર અને ત્રીજી તરફથી દોલતખાન પાશાના મારાથી ગભરાઈ નાહાસવા લાગ્યા, જેમ કરતાં તેમના વીસ હજાર માણસોનાં ધડ છુટાં પડયાં. બેરાતકર પાશાએ અંતે મેહેલમાં મરનાર સુલતાન સલીમના બીજા દીકરાનું નામ લઈ 'ઘણું જીવો સુલતાન મહમદ બીજો' એવા પોકાર પડાવ્યા, અને જાણે તેનાં નામનો પડો વજડાવ્યો. આ ગરબડ ચાલેછે તેટલાંમાં દોલતખાન પાશા જે હજુ લડાઈનાં મેદાનમાં હતો, તેને નામવર બીજા મહમદ તરફથી તુરકી લશ્કરના વડા સરદાર અને વડા વજીરનો ઓધો આપવાનું જાહેરનામું મલ્યું, જે વધાઈ તેણે ભારે ખુશાલી સાથે પોતાના બંને ગ્રીક મીત્રોને જણાવી. બળવાખોરો હવે ગભરાઇ ગયા અને સર્વ કોઈ જીવતદાન માગી પોતપોતાની બરાખોમાં જઈ ભરાયા.

દોલતખાન પાશાએ પોતાનું કામ હવે સમાપ્ત થયલું જોઈ જુલીયન અને લુકાસને પોતાના મેહેલમાં મોકલ્યા અને તેહના સઘળા સમાચારથી મેહેલમાં ઈંતેજાર થઈ રહેલી બાનુઓને માહીતગાર કરવાને ભલામણ કરી. આ સમાચાર લઈ બંને જણ વિદાય થાય છે તેટલાંમાં ખલીલના સમાચાર લઈને એક કાસદ તેમને આવી મળ્યો,

જેથી તેમને સંતોષ થયો. બીજી સવારે સાત કલાકે, નવા સુલતાનના હુકમથી દોલતખાન પાશા તેને મળવા ગયો. ઘણી માનપુર્વક બુજરગ પાશાની આગતાસ્વાગતા સુલતાનના મેહેલમાં કરવામાં આવી અને મેહેલનો રખેવાળ પછી તેને સાથે લઇ એક ઓરડામાં ગયો, જ્યાં જોયું શું કે તેની પોતાની બે દીકરીઓ ગુલનાર અને તેહમીના તેમજ ઝુલીખાં ત્યાં હાજર હતી. તેઓ ત્યાં કેમ આવી તે જાણવાને પાશાને ભારે ઇંતેજારી થઇ, અને તે ઉપરથી તેને ખુલાસો કરવામાં આવ્યો કે સુલતાને તમોને વડા વજીરનો ઓધો આપવાની ક્રીયા નજરોનજર દેખાડવાને તેમને અત્રે બોલાવીછે. આ ખડપટ ચાલેછે તેટલાંમાં સુલતાને તેનેપોતાની હજુરમાં બોલાવ્યો. પાશા ભારે અદા સાથે મેહેલના દરબારવાળા દીવાનખાનામાં દાખળ થયો, જ્યાં સુલતાન ભારે દબદબા સાથે બીરાજ્યો હતો તેને જોતાંજ પાશા ગુંઠણભડીયે પડી ચુંબન કરવા ગયો તેટલાંમાં સુલતાને તેને ઉઠાડયો અને તેમ કરવાની મના કરી. દોલતખાન પાશા તેનો અવાજ તુરત પીછાણી શકયો, અને બીજેજ પળે તેણે તેના સામે જોયું તો પોતાના મેહેલમાં ખલીલ ઉસ્માનનું નામ ધારણ કરીને રહેલો પહરોણો તેની નજરે પડયો. આ ઠેકાણે સર્વ ભેદનો પરદો ખુલી ગયો અને સર્વ કોઈની અજાયબીનો પાર રહ્યો નહી. ઝુલીખાંના દીલમાં ઉભરેલો હરખ તો વરણવી શકાય તેવો નહતો. સઘળી દરબાર સજ થઇ રહેતાંજ ભારે દબદબા સાથે સુલતાન દોલતખાન પાશા તરફ ફરીને બોલ્યો, તમો નામવરે મારી જે પહરોણાગત કરી છે તેને માટે હું તમારો ઉપકારી છું. કાન્સતાંટીનોપળના દરમ્યાનમાં જે નાટક હાલ બની ગયો છે તેમાં તમો મારા મરનાર પીતા તરફ નીમકહલાલ રહ્યા છો; મારા ભાઈની વિરૂધમાં સખત લડત ચલાવી તમે મારી તરફેણમાં ઉતરયા છો, અને તે તમારા ઉપકારના બદલા તરીકે હું તમોને તુરકી શેહેનશાહતના વડા વજીરનો ઓધો આજથી આપું છું. એમ જણાવી દોલતખાન પાશાના ખભા ઉપર શાલો ઓરાઢવામાં આવી, અને પીછાં સાથની એક ઉમદા અને કીમતી કલગી લટકાવવામાં આવી.

લુકાસ વસીલો અને જુલીયન તરફ ફરી સુલતાન બોલ્યો કે તમોને વડા વજીરે જે ઓહ્દા આપ્યા છે તેના ઉપર તમોને બાહાલ કરવામાં આવે છે. તમારાં ભવીશને માટે હું ખાસ કાળજી રાખીશ. આટલું બોલી તેણે દોલતખાન અને તેની બે દીકરીઓ તથા ઝુલીખાં સીવાય સઘળા દરબારીઓને બીજી તરફ મોકલી તેના આગળ બોલ્યો કે, મારી કેળવણીનું કામ ઝુલીખાંના પીતા કેડીઆસકર હસન એ-

ઝ્હીએ બજાવ્યું હતું, અને તે એટલી બધી સંપુર્ણતા સાથે બજાવ્યું હતું કે તેના તરફ એક પીતા સમાન પ્યાર હું ધરાવતો હતો. તેથીજ જયારે મારા પીતાએ તેને કરડું કામ સોંપી તેનો પ્રાણ લેવાની ધમકી આપી ત્યારે હું પણ તે કામમાં બાહેર પડયો, જેમ કરતાં ઝુલીખાં સાથે મને મોહબત બાઝી. હું બાહેર પડયે. તે વેલા મેં ખોટું નામ ધારણ કરવાની મારા પીતા પાસે આજીજી કરી હતી, અને તે કબુલ કરવા ઉપરાંત તેણે મને એક વીટી આપી હતી જે ભયની વખતે જાનના બચાવ માટે એક તલેસમાત સરખું કામ બજાવે છે.

આ પછી દોલતખાન પાશા તરફ ફરી તે બોલ્યો કે અમીના અને ઈસ્મીલડા બોસફરસનાં પાણીમાં સદાની નીદ્રા કહાડતાં થયાં છે; ઝુલીખાંના પીતાએ બોસફરસના દરીઆમાં મલેલી લાસોનો પતો મલી ચુકવાનાં જાહેરનામાં કહાડયાં છે; અને કારા મશારૂરને તો તેની હાલત તરફ જોઇ માફી બખશવામા આવી છે.

મેહેલમાં અને આખા શેહેનશાહતમાં ખુશાળી પથરાઇ અને થોડાજ દીવસમાં સુલતાન મહમદ બીજાનાં ભારી ધામધુમ સાથે ઝુલીકાં જોડે લગન થયાં, અને તેજ દીવસે લુકાસ અને જુલીયનનાં લગન પણ દોલતખાનની દીકરીઓ જોડે થયાં. સુલતાન મહમદને ઝુલીખાંથી એક દીકરો અવતર્યો જેનું નામ તેઓએ અબદુલ મજીદ એવું રાખ્યું, અને પોતાની પ્રજા તરફ ભારે મમતાથી અમલ કરી માનીતો થઈ પડયો.

અને એ સાથે આપણે પણ હવે રૂખસદ લઈશું.

